રાષ્ટ્રપ્રિય

# પં. જવાહરલાલ નેહરુ

( ઉત્તરાર્ધ )

અંબેલાલ નારણજી જોશી

બી. એ., એલએલ. બી.,

એડવોકેટ, સુપ્રિમ કોર્ટ ઓફ ઇન્ડિયા



એન. એમ. ત્રિપાઠી લિમિટેડ

બુકસેલર્સ : પબ્લિશર્સ

પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ ૨

કુલયોગિની

સૌ. યશોલાવણ્ય

ને

અનેક રમ્યમધુર, પ્રસન્નમંગલ અને ભવ્યસુંદર
પ્રસંગોનાં સંભારણામાં

# અનુક્રમણિકા

પ્રકરણ

# ૧. સાહિત્યક્ષેત્રે જવાહર

## (૧)

કોઈપણ લેખકની સાહિત્યકાર તરીકે પિછાન કરાવવી અને એના મનુષ્યત્વની પારખ કરવી પ્રત્યેક લેખક પોતાની કૃતિઓમા પોતાની જાતને–પોતાના નિરનિરાળા અને બહુમુખી વ્યક્તિત્વને–જ વ્યક્ત કરતો હોય છે એ ગમે એટલો પ્રબળ પ્રયત્ન કરે, તો પણ પોતાની જાતને બચાવી શકતો નથી એ ગમે તેટલો પરલક્ષી દૃષ્ટિએ કોઈપણ વસ્તુને જોવાનો પ્રયત્ન કરે, પણ આખરે વસ્તુનુ દર્શન તો એના દૃષ્ટિબિંદુ પર જ આધાર રાખવાનુ ને? જોનારની માનસિક ભૂમિકા તો એના દર્શનમા મુખ્ય ભાગ ભજવે જ અને ધારો કે એ પોતાના વ્યક્તિત્વને દબાવવાની કોશિશ કરે, તો પણ, જેટલો એને દબાવવાનો પ્રયત્ન કરો, તેટલુ જ બમણા જોરથી એ વ્યક્તિત્વ ઊછળશે

ઘણા સાહિત્યકારોને મન એમનુ લખાણ એમની ભાગેડુ વૃત્તિનુ પરિણામ હોય છે એમને માટે સાહિત્યસૃષ્ટિ એ જીવનમાથી છટકી જવા માટે છટકબારી હોય છે પણ, એથી તો વાચકો વચ્ચે અને લેખક વચ્ચે, એક દાંભિકતાની દીવાલ ખડી થાય છે લેખક પોતાની જાતને જેટલી છુપાવવાની કોશિશ કરે છે, તેટલી એની કૃતિમા અસ્પષ્ટતા વધે છે અને પછી એના લખાણમા સચ્ચાઈ આવવાને બદલે, કૃત્રિમતા આવે છે અને, એની આંતરિક પ્રેરણા અને બાહ્ય પ્રતિબંધો વચ્ચે એક સતત સંઘર્ષ ચાલ્યા કરે છે

લેખક કે સાહિત્યકાર તરીકે જવાહરની વિશેષતા એ છે કે, એમણે બાહ્ય બંધનોનો કદિયે સ્વીકાર કર્યો નથી અને, પોતાના હૃદયના ભાવો પ્રત્યે એમણે નિર્મળ સચ્ચાઈ રાખી છે એમના વિચારો અને તેની અભિવ્યક્તિ વચ્ચે જાણે બિંબપ્રતિબિંબનો ભાવ છે આથી કેટલાક અણસમજુ વિવેચકો, એમને અત્યંત સંવેદનશીલ કહે છે કોઈ એમને મિજાજી ને અભિમાની લેખે છે પણ એઓ એ નથી જોઈ શકતા, કે મિજાજ કે અભિમાન દ્વારા લેખકના હૃદયની ભીતરમા જે

કલાકાર રહેલો છે, તેજ અભિવ્યક્ત થાય છે. કલાકારની અનુભૂતિનો અને એની અભિવ્યક્તિનો જન્મ એકીસાથે થાય છે, એ હકીકત ઘણીવાર નજર બહાર જાય છે.

જે લેખક પોતાની પ્રત્યે સાચો હોય, તેના લખાણમાં સ્વાભાવિક રીતે સ્પષ્ટતા અને શક્તિ આવે છે. જવાહરની બધી કૃતિઓમાં આ ગુણ દષ્ટિએ પડે છે. એમના લખાણમાં એક એવું બળ ને એવી સરળતા છે, કે, જે વાચકોને પોતાની તરફ આકર્ષે છે અને એને જાણે મંત્રમુગ્ધ બનાવે છે. એનો અર્થ એટલો જ કે, લેખકના મનમાં કોઈ પણ જાતની જાતછૂપામણીનો પ્રયત્ન નથી. પછી, કુદરતનું દશ્ય હોય કે માનવીઅનુભવ હોય. એના પ્રત્યાઘાતોથી એનું લખાણ ઝણઝણી ઊઠે છે. પર્વત એને મુગ્ધ કરે છે. સૂર્યાસ્ત એના સ્મૃતિપટ પર ન ભૂંસાય એવી ચિરંજીવ રેખા મૂકી જાય છે. અને કોઈ સુંદર શબ્દો કે કર્મો, એના જીવનભંડારમાં અમોલું ધન બની જાય છે, અને એથી જ એ સર્વે પર એ પોતાની જ વિશિષ્ટ એવી સંવેદનશીલ અને દ્યોતક શૈલીમાં લખે છે.

જવાહરની પ્રત્યેક કૃતિમાં આનું આપણને દર્શન થાય છે. પછી, એઓ 'આત્મકથા' લખતા હોય કે 'ઇન્દિરાને પત્રો' લખતા હોય, 'જગતનો ઇતિહાસ' લખતા હોય કે 'હિન્દનું મારું દર્શન' આલેખતા હોય, 'રેખાચિત્રો' દોરતા હોય કે 'પ્રકૃતિચિત્ર' નિરૂપતા હોય: પ્રત્યેકમાં એમના ચિત્તની સ્પષ્ટ છબી અંકિત થયેલી આપણે જોઈએ છીએ. એમના સાહિત્ય પ્રેમનું, એમના કલાપ્રેમનું, એમના નિસર્ગ પ્રત્યેના પ્રેમનું, એમની ચારિત્ર્યલેખનની શક્તિનું, એમની સૂક્ષ્મદષ્ટિનું, આપણને જરાય અંતરાય વિના, જરાય આડપડદા વિના દર્શન થાય છે.

પોતાની જાત પ્રત્યેની સચ્ચાઈ જ માનવના વ્યક્તિત્વને સંશ્લિષ્ટતા અર્પે છે. જવાહરની આત્મકહાની આનું એક સુંદર દષ્ટાંત આપણને આપે છે. જેલજીવન માનવની સાચી કસોટી કરે છે. એની શારીરિક યાતના સહન કરવાની શક્તિની કસોટી એમાં થતી નથી, પરન્તુ, એથી થતા માનસિક આઘાત પ્રત્યાઘાત એના જીવનને શી રીતે ઘડે છે, તેનું આપણને ભાન થાય છે. સામાન્ય જીવનથી વિછિન્ન થઈ પડવાથી અને પોતાના સાથીઓને મળવાનો અવસર ન મળવાથી, માનવને પોતાના ચારિત્ર્યબળ અને ઈચ્છા શક્તિ પર આધાર રાખવો પડે છે. પોતે જાતે સ્વીકારેલી નિષ્ક્રિયતા એના ચિત્ત પર એક જબરજસ્ત ભાર નાંખી દે છે. એટલે કોઈપણ વ્યક્તિની જીવનશક્તિ અને અંતઃપ્રેરણા જેટલી પ્રબળ તેટલો જ એનો માનસિક ભાર પણ ગુરુતર હોય છે. આ બધી કસોટીમાંથી જવાહર સફળ રીતે પાર પડ્યા છે, એનું મુખ્ય કારણ એ છે કે, એમના વ્યક્તિત્વમાં કલ્પના અને ઈચ્છા શક્તિનો સુભગ સમન્વય થયો છે. એટલે એમની ઈચ્છા શક્તિનું આવિષ્કરણ

ગતિ અને કર્મદ્વારા થયું. અને કલ્પના શક્તિને પરિણામે એમના માનસિક અને ભાવનાત્મક જીવનને વાસ્તવિકતાનું રૂપ આપ્યું.

જ્વાહરની કલ્પનાશક્તિએ જ એમને રાજકારણ તરફ આકર્ષ્યા છે. સાત્વિક પુણ્યપ્રકોપ અથવા તો હમદર્દી કલાકાર ને પોતાની તરફ ખેંચી જાય છે. પોતાના જમાનાની અનીતિ, અન્યાય, એ બધા પ્રત્યેનો પ્રકોપ અને એનો સામનો કરવાની તમન્ના ધીમેધીમે મંદ પડી જાય છે. પરન્તુ, સાચા કલાકારની સ્થિતિ નિરાળી હોય છે. એને તો જેમ જેમ અન્યાયનો વિશેષ અનુભવ થતો જાય, જેમ જેમ એ નીતિમત્તાનો નાસ જુએ તેમ તેમ એની બેચેની અને એ પરિસ્થિતિને જડમૂળથી નાબૂદ કરવાની એની તમન્ના ઉત્તરોત્તર વધતી જ જાય છે. અને પરિણામે એ એના કાલ્પનિક જગતમાં સંતોષથી રહી જ શકતો નથી. એને ગમે કે ન ગમે પણ એ રણમોરચે ચાલ્યો જાય છે અને તે સમયે એની કલાકારની ચેતના મરી જતી નથી. એના સંઘર્ષમાં પણ એક કલાતત્વ એવું રહે છે, કે, જે, એને વ્યાવહારિક રાજપુરુષથી ભિન્ન બનાવે છે. વ્યવહારુ રાજકીય નેતા ભલે દુઃખ, અન્યાય, વગેરેની જોડે સમાધાન કરવા તત્પર થાય, પરન્તુ, સાચો કલાકાર રાજકીય નેતા હરગિજ એમ નહિ કરે.

કલાકાર તો પોતાની કલ્પના દ્વારા, જે દુઃખનો એને અનુભવ થાય છે, તે દુઃખની વેદના, એને માટે તો સાચાં દુઃખ જેટલી જ સજીવ છે. અને તેથી એ દુઃખોની એની પ્રતિક્રિયા વાસ્તવના દુઃખ જેટલી જ તીવ્રતર હોય છે. દુઃખો અને યાતનાઓ પ્રતિ જ્વાહરની સંવેદનશીલતા અત્યંત તીવ્ર છે. અને તેથી જ્યાં જ્યાં એ માનવનું દુઃખ જુએ, તેથી એમનામાં રહેલો કલાકારનો આત્મા કકળી ઊઠે છે. અને એથી ઘણાને આશ્ચર્ય થાય છે, અને ઘણા સમજ્યા વિના એવી ટીકા કરે છે, કે જ્વાહર તો આંતરરાષ્ટ્રીયવાદી છે. એને હિન્દ કરતાં વિદેશનીજ વિશેષ પડી છે. પરન્તુ, સાચી હકીકત તો એ છે કે, દુઃખની સમસ્યા પ્રત્યેનું જ્વાહરનું દૃષ્ટિબિન્દુ માનવતાવાદીનું છે. આ દૃષ્ટિએ જો આપણે એમની કૃતિઓનું દર્શન કરીએ, તો જ આપણે એમની કૃતિઓને સમજી શકીએ. અને, તો જ જ્વાહર સ્પેનની ક્રાન્તિને કે યુરોપમાં બનતા પ્રસંગોને શા માટે, એમની આત્મકથામાં મહત્વ આપે છે, તે આપણને સમજાશે.

ગાંધીજી માટે આપણે એમ કહી શકીએ, કે એઓ સર્જક સાહિત્યકાર નહોતા. એમને સાહિત્યમાં જીવંત રસ નહોતો. એઓ સાહિત્યના અભ્યાસી નહોતા. સાહિત્ય એ તો એમને મન વિચારને વ્યક્ત કરવાનું, પોતાની દૃષ્ટિ અન્ય સમક્ષ રજૂ કરવાનું એક સાધન માત્ર હતું. જ્વાહર તો સાહિત્યરસિક છે. એમની કૃતિઓમાં આવનાં,

યૂરોપીય કવિઓમાંથી પ્રચુર અવતરણો, એ અવતરણોનું ઔચિત્ય, જવાહરનું કાવ્યવાચન જ કેટલું વિપુલ અને રસગ્રાહી હતું, તે સૂચવે છે. એટલું જ નહિ, પણ, 'જગત ઇતિહાસનું રેખા દર્શન' એ કૃતિમાં એમણે રાજાઓ જેટલું જ કે તેથી પણ વિશેષ મહત્ત્વ સાહિત્યકારોને આપ્યું છે.

જવાહર પોતાના સાહિત્ય વિષેના વિચારો દર્શાવતાં કહે છે કે :

"જનસમૂહની ઉપરઉપરની પ્રવૃત્તિઓ કરતાં તેની કળા અને તેનું સાહિત્ય કોઈપણ પ્રજાના આત્માની પિછાન વધારે આપે છે. કળા અને સાહિત્ય આપણને ગંભીર અને શાંતવિચારના પ્રદેશમાં લઈ જાય છે. તત્કાલિન્ રાગ અને દ્વેષો તેને દૂષિત કરી શકતા નથી."

એમનાં "મારું હિન્દનું દર્શન,' એ કૃતિમાં પણ જવાહરે 'મહાકાવ્યો,' 'મહાભારત,' 'શ્રીમદ્ ભગવદ્ગીતા,' 'પ્રાચીન હિન્દનાં નાટકો,' એ બધા માટે સ્વતંત્ર પ્રકરણો આપ્યાં છે, એ એમની સાહિત્યિક અભિરુચિ દર્શાવે છે. જવાહર જેવા જેને ધર્મની બાબતમાં નાસ્તિકવાદી કહી શકાય તેવા પુરુષ, પણ, મહાભારત, ઉપનિષદો અને ભગવદ્ગીતાની મહત્તા ને સુંદરતા પારખી શક્યા છે, તે એમની સાહિત્યિક દૃષ્ટિનું જ પરિણામ છે. એક પ્રસંગે જવાહર એમના મિત્ર, શ્રી. ધૂર્જટિપ્રસાદ મુકરજી, એમને મળવા આવ્યા, તે સમયે, એક કલાક સુધી, એમને, પોતાના ગ્રન્થાલયમાં લઈ ગયા. અને જાતજાતની કવિતા, જુદા જુદા કવિઓના પુસ્તકમાંથી, ભાવપૂર્ણ રીતે, છટાથી એમણે સંભળાવી. ભાવ હોવા છતાં ક્યાંય કૃત્રિમતા કે નાટકીયવૃત્તિ નહોતી. શાંત સંવેદના હોવા છતાં, ખોટી ઉત્તેજના નહોતી.

જવાહરને બીજા બધા વાચનમાં કાવ્યવાચન વિશેષ પ્રિય છે. આમ જવાહર સાહિત્યરસિક જીવ છે, અને તેથી તો કેટલાક એવી ફરિયાદ કરે છે, કે, રાજકારણે, સાહિત્યકાર જવાહરને પોતાની ભીતરમાં કેદ કરી રાખ્યો છે. એક દૃષ્ટિએ વિચારીએ તો આ ફરિયાદ અર્ધસત્ય તો લાગે છે જ. કારણ કે, જવાહર જ્યારે, જેલમાં હતા, સક્રિય રાજકારણમાં ભાગ ન લઈ શકે એવી સ્થિતિમાં હતા, ત્યારેજ, એમણે સાહિત્યસર્જન કર્યું છે. એમનાં બધાંજ પુસ્તકો ત્યારેજ એમણે રચ્યાં છે. એટલે, જ્યારે રાજકીય ક્ષેત્રમાંથી એમને નિવૃત્ત થવું પડે છે, ત્યારે એમની ભીતરમાં દબાયલો સાહિત્યસર્જક જવાહર જાગી ઊઠે છે.

જવાહરમાં, સાહિત્યસર્જકમાં હોવા જોઈએ તે ગુણો મોજૂદ છે. એમનામાં ઉચ્ચ રસવૃત્તિ છે, કલ્પના છે, પ્રબળ ઊર્મિતત્ત્વ છે, વિશાળ અનુભવ છે, પ્રદીપ્ત એવી મેધા ને પ્રજ્ઞા છે, અને વ્યાપક વાચન છે. સાચો સર્જક એના સ્વભાવથીજ

એકાંગીણ નથી હોતો. એને તો પોતાના અનુભવમાં અન્યને ભેળવવા હોય છે. અને, એથી જવાહર, પોતાની મનઃસૃષ્ટિ, વાચકો સમક્ષ છતી કરે છે.

ઘણા એવી ફરિયાદ કરે છે, કે, જવાહરની કૃતિમાં, પરસ્પરવિરોધી તત્વો આવે છે. પરન્તુ, એવી ફરિયાદ કરનારા વીસરી જાય છે, કે, સાચો લેખક, સાચો ચિંતક કે સાચો કલાકાર નિરંતર પ્રગતિશીલ હોય છે. સર્જક એ, પેલા મીસરના ઔષધસિંચિત શબોની જેમ, એક જ પરિસ્થિતિમાં, નથી હોતો. એનામાં વિચારની જડતા નથી હોતી. એટલે જવાહર જેવા છે તેવા, એમના બદલાતા ભાવો, વિચારો, એ સઘળાનું એમની કૃતિઓમાં યથાતથ પ્રતિબિંબ પડ્યું છે અને એજ જવાહરની મોટામાં મોટી શક્તિ છે.

જવાહરે સાહિત્યનાં અનેક સ્વરૂપો ખેડ્યાં છે. પત્રો, નિબંધો, આત્મકથા, કાવ્યચર્ચા, રેખાચિત્રો, પ્રસંગચિત્રો, વગેરે. એમની પાસે વિષયોના અને આલેખન રીતિની વિપુલતા પણ સારા પ્રમાણમાં છે. કલા, સાહિત્ય, સંસ્કૃતિ, પ્રકૃતિ, માનવચિત્ર, મનોવિશ્લેષણ, ઇતિહાસ, એમ અનેકાનેક ક્ષેત્રોમાં, એમની કલમ વિહરે છે. અને આજ કારણથી, એમની કૃતિઓ વાંચતાં, રસની જાણે અણખૂટ ધારા વહી જતી હોય એમ લાગે છે.

## (૨)

જવાહરની શ્રેષ્ઠ સાહિત્યિક કૃતિ એમની આત્મકથા છે. જવાહરની એ આત્મકથાને કેટલાકે 'પારદર્શક આત્મકથા' કહી છે. સામાન્ય રીતે આત્મકથામાં, વ્યક્તિની મહત્તા કે એનું જીવનમાં ઊચ્ચ સ્થાન મહત્ત્વનું નથી, કે, એ વ્યક્તિ, અનેક મહાન વ્યક્તિઓના ગાઢ સંપર્કમાં આવી હોય એ પણ જરૂરી નથી. પણ, અનુભૂતિના ક્ષેત્રમાં લેખકને કંઈ એવું કહેવાનું હોય, કે, જે, તદ્દન મૌલિક અને અભૂતપૂર્વ હોય એ અત્યંત જરૂરી છે.

એ પ્રકારની આત્મકથામાં લડાઈ, કુટિલ રાજનીતિનાં કડવાં સંસ્મરણો, પ્રવાસ વર્ણન, અમુક જાહેર ઘટનાની ભીતરનાં ષડ્યંત્રો અને આંતર પ્રવાહો, એવું બધું આવે છે. એવી કૃતિને સાહિત્ય કેટલે અંશે કહેવાય તેનો આધાર એની લખાવટ પર છે.

નવલકથા અને આત્મકથા બન્ને સાહિત્ય સ્વરૂપો આપણે યુરોપ પાસેથી લીધાં છે. એ બેમાં આત્મકથા, ઘણા લોકોને સહેલી પડે છે. આત્મકથામાં માનવી,

એક તો પોતાના અહમ્ ને પોષી શકે અને સ્વાભાવિકતાથી અને સહજ રીતે, પોતાની પ્રતિભા, પ્રવૃત્તિ ને ઉદ્દેશ્યનું નિરૂપણ થઈ શકે. એ સ્વરૂપનો આશ્રય લેવાથી ઘણાને પોતાની જાતને ઓળખવાનો અને જાતતપાસનો, મનોવિશ્લેષણનો અવસર પ્રાપ્ત થાય છે. એ દૃષ્ટિએ આ સ્વરૂપમાં ઘણી શક્યતાઓ છે. એમાં ફક્ત રાજકારણના ક્ષેત્રમાંનો મહાપુરુષ જ નહિ કે ફક્ત કવિ કે દૃષ્ટાજ નહિ, પણ જેનો અનુભવ વૈવિધ્યપૂર્ણ હોય એવા સાધારણ સ્ત્રીપુરુષ પણ જગતની સામે કાંઈક નવું જ આપી શકે.

જવાહરની આત્મકથામાં, તો, વૈવિધ્યપૂર્ણ અનુભવ, આત્મવિશ્લેષણની અનોખી રીતિ, અને રાજકારણના ક્ષેત્રમાં મેળવેલી મહત્તા, એ બધાં શુભ તત્વોનો સુભગ સમન્વય થયો છે.

જવાહરની આત્મકથામાં અનેક આકર્ષક અને વિચારણીય તત્વો છે. એક લેખકે, એમની એ કૃતિને ગીતિ કાવ્ય અને મહાકાવ્યનું મિશ્રણ કહી છે. એક દૃષ્ટિએ એ તત્વો એમાં છે ખરાં. એ વિશુદ્ધ અર્થમાં ગીતિકાવ્ય ન કહેવાય, પણ એમના લખાણમાં જે કાવ્યતત્વ છે, એમની બાનીમાં જે માધુર્ય છે, એ જોતાં એ ગદ્યમાં ગીતિકાવ્ય છે, એમ કહી શકાય.

મહાકાવ્યમાં, જે ઇતિહાસ આવે, મહાપુરુષોની જીવનની કહાની આવે, એમાં જે સમકાલીન સમાજનું સર્વાંગીણ દર્શન આવે, જે વ્યાપક ને વિશાળ ફલક આવે, જે નિરનિરાળી પ્રકૃતિનાં માનવીઓનું બહુરૂપી નિરૂપણ આવે, પ્રકૃતિનાં વર્ણનો આવે, તે સઘળું જવાહરની આત્મકથામાં છે. ઘણા તો એમ કહે છે, કે જવાહરની પોતાની કથા, રાષ્ટ્રના સ્વાતંત્ર્ય સંગ્રામની કથામાં ધૂળમાં મળી ગઈ છે, અર્થાત્ દબાઈ ગઈ છે. એના પ્રત્યેક પાને એક નવીન રાષ્ટ્રની પ્રસવવેદનાની તીવ્રતા અંકાઈ છે.

જવાહરની આત્મકથા, એ આત્મકથા કરતાં વિશેષ તો આપણા રાષ્ટ્રના સ્વાતંત્ર્યસંગ્રામનો ઇતિહાસ છે. બીજી રીતે કહીએ તો, એ તો, જવાહરના સમયના રાષ્ટ્રીય ઉત્થાનની, રાષ્ટ્રીય જાગૃતિની કીર્તિગાથા છે. આનું કારણ, પોતાના સમકાલીન સમાજના ઇતિહાસના ઘડતરમાં જવાહરનો ફાળો અમૂલ્ય છે, પ્રશસ્ય છે અને ઘણો મહાન છે. અને, જવાહરને સમજવા માટે, જે પશ્ચાદભૂમિકા હતી, જે જે માનવીઓના સંપર્કમાં એઓ આવ્યા, તે બધું આપણે જાણવું જોઇએ. આથી, જવાહરની આત્મકથા વાંચનાર, ભારતની વીશમીસદીની વીરગાથા પણ વાંચતો હોય છે. આથી, કોઈ એવી ફરિયાદ કરે, કે, જવાહરની આત્મકથા એ આત્મકથા નથી, તો એ ફરિયાદ સાચી નથી.

વળી, એક રીતે જોઈએ તો જવાહરમાં એટલી બધી ઔચિત્યદૃષ્ટિ હતી, કે, જવાહરે, એને, આત્મકથા નામ આપ્યું જ નહોતું. એ નામ તો એમના અંગ્રેજ

પ્રકાશકે આપેલું છે. જવાહરે તો એને 'જેલમાં અને જેલ બહાર' એવું નામ આપેલું. અને એ નામ કેટલું યોગ્ય ને સાચું હતું! જવાહરે એના જીવનનો મોટો ભાગ જેલમાં જ વીતાવ્યો હતો. ૧૯૨૦ પછી જેટલો સમય બહાર હતા, તે જાણે એક જેલયાત્રા અને બીજી જેલયાત્રા વચ્ચેનો વચગાળાનો સમય ન હોય એવું હતું. જવાહર જ્યારે જેલમાં હોય છે, ત્યારે, એઓ રાજકીય પુરુષ મટીને સાહિત્યકાર બને છે અને અને સાહિત્યસર્જનની પ્રવૃત્તિ ઉપાડે છે. એઓ બહાર બનેલા બનાવો પર આત્મચિંતન કરે છે, એ અનુભવોનો ફેરઅનુભવ કરે છે, એની આસપાસની ભૂમિકાનું અન્વીક્ષણ કરે છે. અને તેનું જે પરિણામ આવે છે, એ મંથનમાંથી જે નવનીત નીકળે છે, તે એઓ આપણી સમક્ષ રજૂ કરે છે. આ રીતે જવાહરની આત્મકથા, એ એમના અનુભવોનું પુનઃદર્શન છે. એ દષ્ટિએ 'જેલમાં અને જેલ બહાર' એ નામ વિશેષ સાચું છે.

જવાહરે પોતાની આત્મકથા માટે વિકલ્પ તરીકે એક બીજું નામ પણ સૂચવ્યું હતું. અને તે હતું: "હિન્દની તાજી તવારીખ ઉપર આત્મકથનયુક્ત ચિંતન." આ શિર્ષક પણ યથાયોગ્ય છે. જવાહર એ તવારીખકાર છે, અને પોતાના સમયની તવારીખ પર એમણે જે ચિંતન કર્યું છે, તે ચિંતન નિખાલસતાથી, સ્પષ્ટતાથી એમણે કર્યું છે. એમની આત્મકથામાં ઘણા પ્રકરણો તવારીખનાં કોઈ ગ્રન્થમાં આવે એ પ્રકારનાં છે. એમ છતાં, એમની કૃતિ, આપણને તવારીખના પુસ્તક જેવી લાગતી નથી. કારણ કે, બધા પ્રસંગોનું આલેખન કરતાં, જવાહરે પોતાની જાતને કેન્દ્રમાં રાખી છે. એટલે, તવારીખી પ્રસંગો છે, એ તો ફક્ત, પાર્શ્વભૂમિકા તરીકે જ આવે. એમના પ્રત્યેક પ્રકરણને એમણે આત્મકથાના નાયક જોડે સાંકળી લીધું છે. જવાહરનું માનસ, વિશ્લેષણાત્મક હોવાથી, એઓ શા માટે ગાંધીજી પ્રત્યે વળ્યા, શા માટે પોતે વિલાયતમાં ભણ્યા હોવા છતાં, અને અંગ્રેજોના હાથેજ પોતાનો વિદ્યારંભ કર્યો હોવા છતાં, સાહેબશાહી વાતાવરણમાં ઉછર્યાં હોવા છતાં, એઓ કટ્ટર અંગ્રેજવિરોધી ક્રાન્તિવાદી બન્યા, અને શા માટે એમનું માનસ વિનીતો તરફ ન ઢળતાં ઉદ્દામવાદી બન્યું, એ એમણે કુશળતાથી, પ્રતીતિકર રીતે નિરૂપ્યું છે.

આપણને જવાહરના જીવનમાં અનેક વિરોધો દષ્ટિએ પડે છે. એક બાજુ ઉત્કટ રાગ ને બીજી બાજુ વૈરાગ્ય, એક બાજુ મૂડીવાદી બુર્ઝ્વા મનોવૃત્તિ ને બીજી તરફ સામ્યવાદી ભાવનાનું પ્રબળ આકર્ષણ, એનાં કારણો પણ એની આત્મકથામાં જવાહરે લંબાણથી, એમની લાક્ષણિક શૈલિમાં દર્શાવ્યાં છે. આત્મકથાનો નાયક જવાહર અને આત્મકથાનો લેખક જવાહર, બન્ને એકબીજાથી તદ્દન ભિન્ન વ્યક્તિઓ

હોય, એ રીતે, જવાહરે પોતાની જાતને એમા નિરૂપી છે, એટલુ જ નહિ, પણ જવાહર ઘણીવાર એમા કડક પણ થયા છે, અને પોતાની જાત ઉપર પ્રહારો પણ કર્યા છે

જવાહરનો, પોતાની જાતને ઢાકવાનો કે પોતાની નિર્બળતાઓ અને મર્યાદાઓનો બચાવ કરવાનો, આ આત્મકથામા લેશમાત્ર પ્રયત્ન નથી ઉલટું, એમણે વિસ્તારથી, રસથી, જાણે પોતાની જાતની જ મશ્કરી કરતા હોય એવી રીતે પોતાની નબળાઈઓ વર્ણવી છે પોતાને જેલની અદર આવતો અત્યત કટાળો, બહાર જવાની જોરદાર ઇચ્છા, લાઠીમાર થતો જોઈને માનવને સ્વાભાવિક એવી આત્મરક્ષણની ઇચ્છાથી, રસ્તાની એક બાજુએ સલામત રહી શકાય, એવી રીતે ચાલવાની વૃત્તિ, લાઠીમાર કરતા ઘોડેસવારોને મારવાની થઈ આવેલી પ્રબળ ઇચ્છા, એ બધી પોતાની નબળાઈઓ એઓ આલેખતા હોવાથી આ આત્મકથાનુ મૂલ્ય અનેકગણુ વધી જાય છે.

સામાન્ય રીતે, આત્મકથા લેખકની એક પ્રબળ નિર્બળતા પોતાની જાતને ઢાકવાની અથવા તો આત્મરક્ષણની હોય છે આત્મપ્રશસ્તિ કરવાની, પોતાના અહમ્ ને આત્મકથાના ઓથા હેઠળ પોષવાની, આત્મગૌરવ કરવાની, જાતને થાબડવાની વૃત્તિ, ઘણીવાર અદમ્ય હોય છે આ વૃત્તિને અંકુશમા રાખવી યા તો સદતર નાબૂદ કરવી એ બહુ કપરુ કામ છે એ કાર્ય જે કરી શકે, તેને આત્મકથા લેખક તરીકે ઊંચુ સ્થાન મળે છે આ દૃષ્ટિએ જવાહરની કૃતિઓનુ અવલોકન કરતા, જવાહર પોતાની જાતને તટસ્થ રીતે જોઈ શકે છે, એટલુ જ નહિ, પરન્તુ, એ પોતાની જાત તરફ અત્યત કઠોર વર્તન પણ અખત્યાર કરી શકે છે સત્ય એ જવાહરની આત્મકથાનો પ્રાણ છે એમની નિખાલસતા, પોતાનાજ મનોચિતનુ માનસશાસ્ત્રીય દર્શન, પોતાની પ્રત્યે ક્યારેક આપણને આઘાત થાય, એવી અનુદારતા, એ બધા ઉપરાત વિષયોચિત શૈલી, અસરકારક, ઋજુ શબ્દપસદગી, ભાવોચિત બાની, એ બધાની પ્રતીતિ પણ જવાહરના નીચેના અવતરણથી થશે જવાહર લખે છે કે

> "એકાએક મે જોયુ કે રસ્તાની વચ્ચે, હુ એકલોજ ઊભો છુ અને મારા સ્થાનથી, થોડા જ અતર પર બધી દિશામા સ્વયસેવકોને મારીને ભોયભેગા કરતા પોલીસો, દેખાતા હતા યંત્રવત્ તરત જ હુ નજરે ન ચઢી જાઉં એટલા માટે, હુ રસ્તાની બાજુ પર જવાનુ મન કરતો હતો, પણ વળી હુ થોભ્યો, અને મારા મનની સાથે દલીલ કરી ને છેવટે એમ નિર્ણય કર્યો કે આમ ખસી જવુ એ શોભાસ્પદ નથી આ બધા માનસિક વ્યાપારો થોડી જ ક્ષણ ચાલ્યા હશે, પરન્તુ, એ લાગણીનુ મને સ્પષ્ટ સ્મરણ છે એક તો તે અવસરે મારા હૃદયમાં

ચાલેલુ મથન, ને મારે સ્થાને અડગ રહેવાનો નિશ્ચય, મારુ નામર્દ જેવુ વર્તન ન સાખી શકનાર, અભિમાનજનિત નિશ્ચય આમ છતા શૌર્ય અને કાયરતા વચ્ચેની મર્યાદારેખ, બહુ જ સૂક્ષ્મ હતી અને હુ કદાચ મર્દને બદલે નામર્દ પણ બની ગયો હોત હુ સાફ દૃષ્ટિ ને સ્થિર મગજ ન રાખી શક્યો. લાઠીના ફટકાઓથી હુ અર્ધો અંધ જેવો બની ગયો વચ્ચે વચ્ચે મૂઢ રોષથી મારુ હૃદય વ્યાકુળ થઈ ગયુ હતુ, અને સામો પ્રહાર કરવાની મારી ઈચ્છા ઉભરાઈ આવતી મારા ઘરડા માતુશ્રી ધૂળવાળા રસ્તા પર લોહીચૂર્તા કેવા પડ્યા હશે, એ વિચારથી મારુ મન ઘેરાઈ ગયુ અને હુ ત્યા હોત તો શુ કરત એજ વિચાર મને આવ્યા કર્યો મારી અહિંસા કેટલી ટકી રહી હોત ? મને લાગે છે કે બહુ ટકી ન હોત ”

આ ચિત્રમા, જવાહરની ચિત્રશક્તિનુ દર્શન તો થાય છે જ, પરન્તુ, સાથે સાથે, જવાહરની સચ્ચાઈ અને માનસચિત્રની નિરૂપણશક્તિનો પણ સુભગ પરિચય કરાવે છે

જવાહરની આત્મકથામા, બીજા કોઈ ગુણો ન હોત, ને કેવળ સચ્ચાઈ હોત તો પણ, એ આત્મકથાનુ મૂલ્ય એજ ગુણને લીધે અનેકગણુ વધી જાત દુનિયા સમક્ષ પોતાની નામર્દાઈનો પ્રસગ રસપૂર્વક આલેખવો, એ નાનીસૂની વાત નથી પરન્તુ, એને માટે પણ મર્દાનગીના ગુણની આવશ્યકતા છે પોતે નાનપણમાં ફાઉન્ટપેનની ચોરી કરેલી એ પ્રસગ પણ જવાહરે નિખાલસતાથી વર્ણવ્યો છે પોતાના ગાધીજી જોડેના મતભેદો, તથા, ગાધીજીના સિદ્ધાતો ને એમની કાર્યસરણી માટેનો પોતાનો ઉગ્ર મતભેદ પણ જવાહરે ખૂબ આસાનીથી વર્ણવ્યો છે

સામાન્ય રીતે, આત્મકથાના લેખકને જે મહાન મુશ્કેલીઓનો સામનો કરવો પડે છે, તે વિસ્મૃતિનો છે પોતાના છેક બાળપણના પ્રસગો, કે જેણે આત્મકથાના નાયકના મનપર પ્રબળ અસર કરી હોય, તે લેખકને યાદ ન હોય અને એથી આત્મકથાના નાયકના જીવનઘડતરમા મહત્વનો ફાળો આપ્યો હોય, તેવા પ્રસગો અણઆલેખ્યા રહી જવાના પરન્તુ, જવાહરની સ્મૃતિ એટલી એમને વફાદાર રહે છે, કે એમના આતરમન પર અસર કરનાર, એકે એક પ્રસગ, એ જાણે ગઈ કાલેજ બન્યો હોય એટલી તાજગીથી જવાહરે વર્ણવ્યો છે મુનશી મુબારકઅલી એમને, ૧૮૫૭ ની ક્રાન્તિની વાતો કરતા, એથી ન ખાયલા દેશપ્રેમના બીજો, એમને ત્યાં અગ્રેજો આવતા, ને એમના પિતા દારૂ પીતા તે પ્રસગ, થિયૉસૉફી પ્રત્યેનુ એમનુ એક શિક્ષકની અસરથી થયેલુ આકર્ષણ, રશિયા અને જાપાનના યુદ્ધમા, જાપાનની જીતથી પોતાને થયેલો ઉત્સાહ, એ બધુ જવાહરે, ખૂબ ઝીણવટથી વર્ણવ્યુ છે અને

પોતાના જીવનના ઘડતરમાં ઉપયોગી એવા નાના નાના પ્રસંગો પણ એમણે રસથી વર્ણવ્યા છે.

જવાહરમાં, કોઈપણ આત્મકથાના લેખકમાં હોવો જોઈએ તેવો આત્મપરીક્ષાનો ગુણ છે. અને, એમની આત્મકથાની મૂલ્યવત્તા વધારનારું એક તત્ત્વ આ ગુણો છે. જવાહર એથી ક્યારેક આત્મનિન્દા તરફ પણ ઢળી પડે છે. પોતાના પ્રવાસ દરમ્યાન પોતાને જે અનુભવ થયો, તેને વિષે એઓ કહે છે કે :

"મૈત્રીભાવથી મને નિરખી રહેતી કરોડો આંખો તરફ હું જોઈ રહેતો. અને એ માયાળુ આંખો પાછળ શું વસે છે, તે સમજવાની કોશિશ કરતો. હિન્દનું મને જેમ જેમ વધારે દર્શન થતું ગયું, તેમ તેમ મને લાગવા માંડ્યું, કે, આ અદ્ભુત દેશની મને કેટલી ઓછી માહિતી છે? તેની વિવિધતાનો મને કેટલો ઓછો પરિચય છે? એને વિષે નવું શોધી કાઢવાનું મારે હજી કેટલું બાકી છે?"

જવાહરની આ ભાવના વંધ્ય રહી નથી. એ ભાવનામાં, એમની એ લાગણીમાં "મારું હિન્દનું દર્શન'નું બીજ રહેલું છે. એથી હિન્દને સાચી રીતે ઓળખવા માટે જ, એમણે અહમદનગર જેલમાં હિન્દને પિછાનવા એક નવી જ દૃષ્ટિ કેળવી. એટલે, પોતાના માદરે વતનની એકેએક ચીજ પિછાનવા નવેસરથી, હિન્દીની દૃષ્ટિએ કોશિશ કરી. એનું સુભગ પરિણામ તે 'મારું હિંદનું દર્શન:' "Discovery of India."

જવાહર એ કેવળ કથનકાર નથી. એમનો આત્મા તો કવિનો છે. સાહિત્યકારનો છે. સાહિત્યકાર કરતાં એઓ વિશેષ સાહિત્યરસિક છે. એમણે એમના લખાણમાં જે કવિઓનાં અવતરણો આપ્યાં છે, તે જ અવલોકીએ તો, શેલી, બ્લેઇક, ટેનિસન, સ્વીનબર્ન, ઓસ્કર વાઇલ્ડ, ચીની કવિ લિ-ત્તાઈ-પો, એવા અનેક કવિઓની કૃતિમાંથી પ્રચુર ને સુંદર અવતરણો આપેલાં છે, તે દર્શાવે છે, કે જવાહરનું કાવ્ય રસિકતત્વ કેવું વિપુલ છે, એટલું જ નહિ, પરન્તુ, યોગ્ય સ્થળે યોગ્ય અવતરણ આપવાની એમની શક્તિનું પણ આપણને દર્શન થાય છે. એ સાથે એમની સ્મૃતિ કેટલી તીવ્ર અને સઘનસ્મૃતિવાળી છે, એની પણ આપણી પર છાપ પડે છે. આમ જવાહર કાવ્યરસિક તો છે જ, પણ એમણે પોતે પણ એમની આત્મકથા અને અન્ય સાહિત્યિક કૃતિઓમાં ઓછાં ગદ્યકાવ્યો લખ્યાં નથી. જવાહરની કલ્પના, એમનો પ્રકૃતિપ્રેમ, એમની સ્વભાવોક્ત વર્ણન કરવાની શક્તિ, એમની ઊર્મિશીલતા, એમના ચિત્તની સદ્યોવેદિતા અને સૂક્ષ્મવેદિતા એ સર્વે કવિનાં જ છે. પોતાની માતૃભૂમિનું

જવાહરે એજ વાક્યોમા જીવતદર્શન કરાવ્યુ છે, તે નીચેના અવતરણ પરથી પ્રતીત થશે

"ઘણીવાર એ ભૂમિ મારા પર પોતાનુ વહાલસોયુ સ્મિત વેરતી અને ઘણીવાર જાણે કે, મારી ઠઠ્ઠા ઊડાવતી અને હાથતાળી આપી મારી પાસેથી નાસી જતી"

કેટલી જીવત કલ્પના છે આ?

જેલમા, કાળગણના કેવા પ્રકારની હોય છે, તેનુ માનસશાસ્ત્રીય, ચિતનાત્મક, સચોટ અને મનોગમ ચિત્ર આપતા જવાહર કહે છે

"કાળ જેલમા પોતાની પ્રકૃતિ બદલતો હોય એમ લાગે છે વર્તમાનકાળની હસ્તી ભાગ્યેજ હોય છે, કેમ કે મૃત ભૂતકાળમાથી તેને જુદો પાડનાર લાગણીઓ તથા સવેદનોનો ત્યા અભાવ હોય છે પ્રવૃત્તિમય તેમજ જીવતી અને મરણશરણ થતી બહારની દુનિયાની ખબરોને વિષે પણ સ્વપ્ના જેવી અમુક પ્રકારની અવાસ્તવિકતા, ભૂતકાળના જેવી નિશ્ચલતા અને અપરિવર્તનશીલતા ત્યા હોય છે ભૂતકાળને વિષે અમુક પ્રકારની નિ શબ્દતા અને સનાતનતા રહેલી છે તે બદલાતો નથી, અને તેને વિષે ચીતરવામા આવેલી આકૃતિ કે કાસા અથવા આરસના પૂતળાના જેવી અવિચળતા હોય છે ભૂતકાળ અને બધા ક્લેશો, વિદ્રોહો તથા સમસ્યાઓ સહિતના વર્તમાનકાળ વચ્ચેની જીવત કડીઓ આપણે શોધી ન શકીએ તો જીવન એ સાચુ જીવન રહેતુ નથી કાર્ય માટેની ધગશ, અને પ્રેરણા વિનાનુ જીવન એ એક પ્રકારની કળાની ખાતર કળાની વાત જેવુ છે કાર્ય માટેની ધગશ અને પ્રેરણા, એજ જીવનનુ સત્વ છે

"ભૂતકાળ સદાયે આપણી સાથેજ હોય છે, અને આપણે જે કઈ છીએ, અને આપણી પાસે જે કઈ છે, તે ભૂતકાળ પાસેથી જ મળેલી પ્રસાદી છે આપણે એના ફરજદ છીએ અને એમા તરબોળ બનીને આપણે જીવીએ છીએ એને ન સમજવો, તે આપણા અદરમા રહેલી વસ્તુ તરીકે ન અનુભવવો એ વર્તમાનકાળને ન સમજવા બરાબર છે વર્તમાનકાળ સાથે એનો યોગ સાધવો, તથા એને લબાવીને ભવિષ્ય સાથે જોડવો, જ્યા એનો એ રીતે યોગ સાધી ન શકાય ત્યા એને પડતો મૂકવો, આ બધાને વિચાર તથા કાર્ય માટેનુ જીવત વસ્તુ બનાવવુ—એજ જીવન છે"

જવાહરનુ આ કાળદર્શન કેટલુ તાત્વિક, વાસ્તવયુક્ત, મૌલિક અને કાવ્યમય છે એમ નથી લાગતુ કે એમનો આત્મા કવિનો છે ને એમનુ આ દર્શન એ કવિનુ એના ત્રીજા પ્રજ્ઞાનેત્ર વડે કરેલુ કાળદર્શન છે!

નથી. પરન્તુ, એ તો પોતાનો નિકટનો સાથી છે, પોતાની એકલતામાં એમનું દિલ બહેલાવનાર દોસ્ત છે. એમને ચિન્તન માટે અમોલી પ્રેરણા આપનાર તત્વ છે.

જવાહર આવાં ચિન્તન ચિત્રો આલેખી શકે છે તેમજ ગત્યાત્મક ચિત્રો પણ નિરૂપે છે. એમના પિના જોડેના પ્રસંગમાં, પોતાના અને પિતાના સંબંધનું આલેખન કરતાં એઓ જણાવે છે :

"આખું ઘર એમના ખડખડાટ હાસ્યથી ગાજી ઊઠતું. એમનું અટ્ટહાસ્ય આખા અલાહાબાદમાં જાણીતું થઈ ગયું હતું. કેટલીક વાર હું પડદા પાછળથી ડોકિયું કરીને જોતો, ને જો હું પકડાઈ ગયો તો મને એ લોકો બહાર ખેંચી લાવતા, અને મારી ભયગ્રસ્ત દશા છતાં, પિતાશ્રીના ગોઠણપર મને ગોઠવતા. આવે એક પ્રસંગે મેં એમને ક્લેરેટ કે એવો દારૂ પીતા જોયા. આ નવી લાલ ચીજથી હું બેબાકળો બની ગયો હતો. અને ઘરમાં દોડી જઈ બાને કહ્યું, "બા, જુઓ તો ખરા, પપા લોહી પીએ છે." તેઓ બળ, હિંમત અને હોશિયારીની મૂર્તિ લાગતા. બીજા બધા એમની સરખામણીમાં તુચ્છ લાગતા. ......પણ નોકરો ને બીજા બધા પર એમનો પિત્તો ઉકળતો હું જોતો, ત્યારે ભયથી ધ્રૂજી ઊઠતો. તેઓ મને બહુ ભયંકર લાગતા. અને કેટલીક વાર નોકરની આવી બૂરી દશા જોઈને, મને ચીડ પણ ચડતી. એમનો મિજાજ તો ખરેખર તોબા પોકરાવે એવો હતો."

આમાં પ્રસંગચિત્ર પણ છે અને સાથે સાથે રેખાચિત્ર પણ છે.

આ રીતે, જવાહરની આત્મકથામાં સચ્ચાઇ ને નિખાલસતા, પોતાની જાત તરફ તટસ્થ રીતે જોવાની વૃત્તિ, પ્રસંગચિત્રો, પ્રકૃતિચિત્રો, રેખાચિત્રો, માનસચિત્રો, એ બધું આલેખવાની એમની સહજ અને સ્વાભાવિક શક્તિ છે, પ્રત્યેક પાનાંને રંગનારી વ્યક્તિગત દુઃખાનુભૂતિની તીવ્રતા છે, તથા એમાં સાચી ઘટનાઓનું સ્પષ્ટ નિરૂપણ છે, ને વ્યક્તિઓ તથા સમસ્યાઓનું નિરપેક્ષ વિશ્લેષણ છે. આમ છતાં, એમાં આત્મશોધની માત્રા પણ અનુપ્રાણિત છે, એ એ આત્મકથાની વૈયક્તિક વિશિષ્ટતા છે.

## (૪)

ભારતના રાષ્ટ્રીય સંગ્રામના ઇતિહાસની દૃષ્ટિએ અવલોકતાં, આત્મકથા ઉત્કૃષ્ટ છે. અને એ ઐતિહાસિક દિવસોમાં ભારતના ભાગ્યવિધાતા સ્ત્રીપુરુષોનાં ચરિત્રોનાં

સહાનુભૂતિપૂર્વક અભ્યાસની દૃષ્ટિએ અદ્વિતીય છે. પૂર્ણ ચરિત્રાલેખનમાં એમના પિતા મોતીલાલજીનું ચરિત્ર મોખરે આવે છે. એ દૃષ્ટિએ જોતાં પુત્રની આત્મકથા એ કેટલેક અંશે પિતાનું જીવનચરિત્ર પણ બની જાય છે. એમના એ ગ્રન્થમાં એક તરફ વર્તમાન જીવનનો સંઘર્ષ બતાવ્યો છે, તો બીજી બાજુ ભાવિ ઘટનાઓની સ્પષ્ટ કલ્પના પણ છે. મહાત્માજી પ્રત્યેનો એમનો પૂજ્યભાવ જાણીતો છે. પણ આત્મકથામાં ગાંધીજીનું પણ અત્યંત સૂક્ષ્મ વિશ્લેષણ કર્યું છે.

જવાહરની આત્મકથા એ સાહિત્યસૃષ્ટિમાં પોતાનું આગવું સ્થાન પ્રાપ્ત કરી શકી છે. એમાં દુઃખ પ્રત્યે કલાકારની સંવેદના છે, ને સાથે સાથે અનીતિ પ્રત્યે એક યોદ્ધાનો રોષ પણ છે.

જવાહરની શૈલી પ્રવાહમયી છે. એમાં પ્રસાદ પણ છે અને નિદ્રા પણ છે. એમનું લખાણ ક્યારેક ભાવનાથી સંકુલ બની જાય છે. એમની શૈલીમાં અલંકાર થોડા હોય છે અને શબ્દ યોજનામાં ઔચિત્ય ને ગતિ છે. જેવું શીલ તેવી શૈલી એ ઉક્તિ જવાહરની કૃતિઓ માટે તદ્દન સાચી છે. એમની શૈલીમાં ગાંભીર્ય પણ છે અને હાસ્ય પણ છે. વર્ણન, કથન ને ઊર્મિ છે. ચિંતન, તો એમનો વિશિષ્ટ ગુણ છે. જવાહર અત્યંત ઊર્મિશીલ છે. અને ક્યારેક એમની ઊર્મિ અત્યંત વેગવતી બને છે. એમના પિતાના મૃત્યુ વખતની એમની લાગણી, લંકામાં ગયા, ત્યારે સરસ કુદરતી જગ્યા જોઈને પિતાની યાદ ને પિતાને, ત્યાં આવવા માટે તાર મૂકવા જવાની તૈયારી, પણ પિતા તો મૃત્યુ પામ્યા છે, એ પરિસ્થિતિનું ભાન આવતાં નિરાશા, એમનો પત્ની પ્રેમ, કમળાને એમણે આપેલી અંજલિ, દેહરાદૂન જેલમાં કમળાને મળવા એમને જવા દેતા, ત્યારે એની તબિયત વિષે પોતાની ચિંતા, એ સઘળા ઊર્મિશીલતાના પ્રસંગો જવાહરે અત્યંત ઋજુતાથી નિરૂપ્યા છે. એમાં જવાહરની માનસદર્શનની રીતિની સફળતા દૃષ્ટિએ પડે છે.

જગતની આત્મકથામાં જવાહરની આત્મકથાનું સ્થાન આગવું છે. ગાંધીજીની આત્મકથામાં સચ્ચાઈ છે, પરન્તુ, જવાહરે પોતાની કૃતિમાં, પોતાને ઘડનાર જે સમગ્ર પાર્શ્વભૂમિ આપી છે, તે ગાંધીજીમાં નથી. ગાંધીજીની જેમ એમની આત્મ-કથામાં સચ્ચાઈ છે અને જવાહરનું એમની કૃતિમાં યથાતથ પ્રતિબિમ્બ પડે છે. પરંતુ, ગાંધીજીની શૈલીમાં લાઘવ છે, જ્યારે જવાહરમાં વિસ્તાર છે. ગાંધીજીની આત્મકથામાં આપણને વૈજ્ઞાનિકનાં દર્શન થાય છે, જવાહરની આત્મકથામાં કલાકારના. ગાંધીજીની આત્મકથામાં આપણને સાહિત્યપ્રેમી શોધ્યો જડતો નથી, ઉત્તમ લેખકોનાં નામ પણ નહિ જડે, જ્યારે જવાહરની કૃતિને પ્રત્યેક પાને આપણને સાહિત્યપ્રેમીનો આત્મા ધબકતો લાગે છે. એમાં કેટલાયે સાહિત્યસ્વામીઓનો

અહીં જવાહરની તલસ્પર્શી દૃષ્ટિ, ગીતાના રહસ્યને અને એની મહત્તાને સમજવાનો પ્રયત્ન, અને, પૂર્વગ્રહમુક્ત દર્શન, ધાર્મિક મનાતા ગ્રન્થોને બીનધાર્મિક દૃષ્ટિએ જોવાનો પ્રયત્ન એ સર્વ દૃષ્ટિએ પડે છે.

જવાહરની આત્મકથામાં જેમ અંગ્રેજી અવતરણો સારા પ્રમાણમાં છે, તેમ એનના 'મારું હિન્દનાં દર્શન' માં સંસ્કૃત અવતરણો સારા પ્રમાણમાં છે. એમણે અવતરણોની પસંદગીમાં પ્રમાણ, ઔચિત્ય, રહસ્યસ્ફોટકતા વગેરે વગેરે દૃષ્ટિએ પડે છે. વિશેષે કરીને, એમણે ઉપનિષદોમાંથી ઉત્કૃષ્ટ અવતરણો ટાંક્યાં છે. ઉપનિષદનાં પ્રધાન લક્ષણો ગણાવવા એમણે सत्यमेव जयते नानृतम्। सत्येन पंथा विततो देवयानः। અને આ શ્લોકમાંથી જ એમણે હિન્દનું રાજ્યસૂત્ર પસંદ કર્યું છે, તેમ જ असतो मा सद्गमय। तमसो मा ज्योतिर्गमय। मृत्योर्माऽमृतं गमय। નું અવતરણ કેટલું ઉચિત છે. આખી ફિલસૂફીને સાનમાં સમજાવી દે એવાં અવતરણો નથી આ? સંસ્કૃત સાહિત્યની ખૂબી અને રહસ્ય પણ એમનો સાહિત્યરસિક આત્મા કેટલી ખૂબીથી પકડે છે, તેનાં આ દૃષ્ટાંતો છે.

હિન્દની રાષ્ટ્રીયતાના ઉત્થાનમાં ગાંધીજી અને ગુરુદેવ ટાગોરે આપેલો ફાળો એઓ થોડા જ શબ્દોમાં, પણ ઉચિત રીતે વર્ણવતાં કહે છે કે:

"ટાગોર અને ગાંધી, વીશમી સદીના આ પૂર્વાર્ધની બે મહાન અને પ્રતિભાશાળી વ્યક્તિઓ છે, એ નિર્વિવાદ છે. એ બન્નેની તુલના બોધપ્રદ થઈ પડે છે. ઘડતર અને પ્રકૃતિની દૃષ્ટિએ, બીજી કોઈ પણ વ્યક્તિ એકબીજાથી આટલી ભિન્ન ન હોઈ શકે. અમીર, કલાકાર, પણ ગરીબો પ્રત્યેની હમદર્દીને પરિણામે, પ્રજાવાદી બનેલા ટાગોર, તત્વતઃ હિન્દની સાંસ્કૃતિક પરંપરાના-દ્યોતક હતા. વધુ પ્રમાણમાં પ્રજાના માનસ અને લગભગ ખેડૂતના મૂર્તિમન્ત સ્વરૂપ સમા ગાંધીજી, હિન્દની બીજી પરંપરાના-તપ અને સંયમની પરંપરાના-પ્રતિનિધિ છે. અને આમ છતાં, ટાગોર પ્રધાનપણે વિચારક હતા. અને ગાંધીજી અહંગ કર્મયોગી અને પ્રવૃત્તિપરાયણ પુરુષ છે. બન્ને જુદી જુદી રીતે જગતવ્યાપી દૃષ્ટિવાળા હતા અને આમ છતાં બન્ને નખશિખ હિન્દી હતા. તેઓ હિન્દની ભિન્ન ભિન્ન છતાં, સંવાદી બાજુ રજૂ કરતા હોય, અને એકબીજાના પૂરક હોય એમ લાગતું હતું."

બન્નેની ભિન્નતામાં એકતા, બન્નેના વિરોધી છતાં સમન્વિત થતાં તત્વો કેટલી સચોટતાથી, આકર્ષક અને વિશદ રીતે, પૃથક્કરણ કરીને દર્શાવાયાં છે! જવાહરની દૃષ્ટિમાં મૌલિકતા છે, આલેખનમાં પોતાનું જ કહી શકાય એવું વ્યક્તિત્વ અને શીલ છે.

'મારું હિન્દનું દર્શન'માં જવાહરે જે હિન્દનું દર્શન કરાવ્યું છે, તેમાં સમગ્ર દેશના વ્યક્તિત્વનું ચિત્ર આપવું, એ મુશ્કેલ કાર્યને એમણે અત્યંત સરળ બનાવી દીધું છે. પોતાના હિન્દનાં દર્શન વિષે એઓ કહે છે :

"આપણા દેશને વિષે આપણા સૌના મનમાં જુદાં જુદાં ચિત્રો છે......હિન્દ વિષે હું વિચાર કરું છું ત્યારે વિશાળ ખેતરોની વચ્ચે વચ્ચે આવેલાં નાનાં નાનાં અગણિત ગામો વિષે, જ્યાં જ્યાં હું ગયો હતો તે કસ્બાઓ અને શહેરો વિષે, સૂકી અને ભૂખી ભૂમિમાં, જીવનરસ રેડીને એકાએક તેને સૌંદર્ય તેમજ લીલોતરીથી તરવરતા વિશાળ પટમાં ફેરવી નાંખનાર વર્ષાઋતુનાં જાદુ વિષે, મહાન નદીઓ તથા વહેતાં પાણી વિષે, ખૈબરઘાટ તથા તેની આસપાસના વેરાન અને નિર્જન પ્રદેશ વિષે, છૂટી છૂટી વ્યક્તિઓ તથા સમુદાયના રૂપમાં હિન્દના લોકો વિષે, અને વિશેષે કરીને હિમાચ્છાદિત હિમગિરિ વિષે, તેમજ વસન્તઋતુમાં નવાં ફૂલોથી ઉભરાતી ને કાશ્મીરમાં થઈને સર્પાકારે વહેતા નાચતા કૂદતા ઝરણાવાળી ત્યાંની કોઈક પહાડી ખીણ વિષે, એમ તેની આવી આવી અનેક વસ્તુઓ વિષે વિચાર કરું છું......"

આ ચિત્રમાં હિન્દનાં પ્રાકૃતિક સૌંદર્યને જ જવાહરે વિશેષ મહત્વ આપ્યું છે, તે નોંધપાત્ર છે. જવાહરનો પ્રકૃતિપ્રેમ, અને પ્રકૃતિદૃશ્યો વર્ણવવાની સૂક્ષ્મભાવના, સ્થૂલપ્રતીકો લઈને, તાદૃશ કરાવી શકવાની એમની શક્તિ એ સર્વેનો પરિચય આપણને આ અવતરણદ્વારા થાય છે. જવાહરની પ્રકૃતિ પ્રત્યે જોવાની દૃષ્ટિ કવિની છે. અને એમની બાની પણ કવિની છે, તે એમણે કરાવેલું થોડાજ વાક્યોમાં હિન્દનું સુભગ દર્શન આપણને પ્રતીતિ કરાવે છે.

(૬)

જવાહરે ગાંધીજી વિષે પણ એક પુસ્તક લખ્યું છે. એ ગ્રન્થમાં જવાહરની સાહિત્યકાર તરીકેની શક્તિ પૂર્ણતયા ખીલી ઊઠી છે. એમાં ઊર્મિકાવ્યમાં હોય તેવી આંતરસ્ફુરણા છે, મધુર બાની છે, હૃદયની સ્ફટિકધવલ નિર્મળતા છે. એમની ઉક્તિઓ જાણે પયગંબરી વાણી હોય એવી લાગે છે. ગાંધીજીના મૃત્યુ સમયે આર્દ્રવભર્યા શબ્દોમાં પોતાની અસહાય સ્થિતિ વર્ણવતાં એઓ કહે છે :

"રોશની બૂઝાઈ ગઈ છે. ના, રોશની બૂઝાઈ નથી. કારણ કે, જે રોશનીએ આપણા દેશમાં પ્રકાશ પાથર્યો, તે કંઈ સામાન્ય રોશની નહોતી. એ રોશની કે

જેણે આપણા દેશને ઉજાળ્યો છે, તે હજી હજારો વર્ષો સુધી આપણા દેશને ઉજાળશે. અને એ રોશનીનાં દર્શન માત્ર હિન્દ નહિ, પણ સારી આલમ કરશે. એ હજારો હૈયાંને શાતા આપશે, કારણ કે એ રોશની કાલાતીત હતી. એ રોશની તો સત્ય જે કાલાતીત છે તેનું પ્રતીક હતું."

થોડા દિવસ પછી એઓ ગાંધીજી વિષે પાછા કહે છે કે :

"જે સૂર્ય પ્રકાશ અને ઉષ્મા આપતો હતો તે આથમી ગયો છે. અને આપણે તિમિરમાં અને ટાઢમાં થથરતા અથડાઈએ છીએ"

પોતાની નિઃસહાયતા, શૂન્યતા, પોતાની નિરાધાર ને અનાથ જેવી દશા, ગાંધીજી જોડે પોતાનો સંબંધ એ સર્વ, ગાંધીજીને સૂર્યનું ઉપમાન આપવાથી કેટલી ઉચિત રીતે, છતાં દર્દભરી ને અસરકારક વાણીમાં દર્શાવાયું છે.

જવાહર વિશેષમાં લખે છે.

"ગાંધીજીની મૂર્તિ તો દરેક ઝૂંપડામાં ને ગરીબોના દિલમાં ક્યારેય ખંડિત ન થાય એવી રીતે કોતરાઈ રહી છે... ..એમની પ્રશંસા કરવા આપણી પાસે શબ્દો નથી...... .એનાં જ્યાં પગલાં પડ્યાં તે ભૂમિ મંદિર બની.........એણે જેનો સ્પર્શ કર્યો તેનામાં નવજીવન પ્રગટ્યુ...... ."

આમ જવાહર બાપુ વિષે લખતાં કવિ બને છે. ગાંધીજી વિષે એઓ લખે છે, ત્યારે એમનો તર્કવાદ ચાલતો નથી. ત્યાં વહ્યે જાય છે અખૂટ પ્રવાહથી એમનું પ્રબળ ઊર્મિતત્વ જ.

(૭)

આ રીતે જવાહરના સાહિત્યમાં રસની વિવિધતા છે. એમાં સંવેદના છે, પ્રબળ દર્દ છે. સાથે સાથે પ્રકૃતિ દર્શનનો ને માનવ જીવનનો ઉલ્લાસ પણ છે. એક લેખકે મહાન લેખક કોને કહેવાય તે વિષે લખ્યું છે કે: "જે મરણની ઘેરી છાયાવાળી ખીણમાંથી પસાર થતાં સામે પારનાં શિખરોની સુંદરતાને વીસરતો નથી તે મહાન છે." જવાહરનાં સાહિત્યમાં, એમની જીવનદૃષ્ટિમાં આપણને આ લક્ષણ જણાય છે. એમાં માનવપ્રત્યેની શ્રદ્ધા ને આત્મીયતા છે, ને કલ્પનાનો વિશાળ વ્યાપાર પણ છે. એમનું મન નાની નાની વાતો કરતાં, મોટી સમસ્યાઓના ઉકેલ માટે વધુ તત્પર હોય છે. ક્ષણિક વાદવિવાદની તર્કદોષવાળી દલીલો કરતાં વ્યાપક સિદ્ધાંતોની

ચર્ચા એમને અત્યંત પ્રિય થઈ પડે છે સાચો ને શ્રેષ્ઠ લેખક તેને જ કહી શકાય કે જે પોતાના હૃદયનો કંપ, પોતાની સંવેદના, પોતાના વાચકના મનોદ્વાર સુધી પહોંચાડી શકે એ દૃષ્ટિએ જોતા જવાહરને આપણે શ્રેષ્ઠ લેખક કહી શકીએ

એમના લખાણમા જ્યા જ્યા વ્યક્તિગત જીવનનો ઉલ્લેખ આવે છે, તેમા એક પ્રકારની પ્રીતિકર નમ્રતા છે મનને અસ્થિર કરનારાવાળી શંકાઓ ને વિચારની સ્વીકૃતિ છે, ને, પરિવર્તન માટે એક પ્રકારની એવી અધીરતા છે, કે જેને એઓ છૂપાવવાનો પ્રયત્ન કરતા નથી

જવાહરના લખાણમા કવિતા, કલાત્મકતા ને વિજ્ઞાન પ્રેમ ત્રણેનો ઉચિત સમન્વય થયો છે જવાહરનુ લખાણ સૌરભ ભર્યું છે, શૈલી પ્રવાહમયી છે એમા પ્રસાદ પણ છે અને નિષ્ઠા પણ છે એમની શૈલી ચિંતનાત્મક છે, છતા રોચક છે એમના પૃથક્કરણમા માનસશાસ્ત્રીનુ ઊંડાણ છે, છતા એમા વૈજ્ઞાનિકની નીરસતા નથી એમા વિપુલતા છે, છતા પ્રમાણને ભોગે નહિ વિસ્તાર છે, પણ તે ઔચિત્યદૃષ્ટિ જાળવીને થયો છે વિચાર ઊર્મિતત્વને ગૂંગળાવતો નથી, કે ઊર્મિ પોતાના પ્રવાહમા ઘસડી જતી નથી

આ રીતે જવાહર વિશ્વસાહિત્યમા મર્મજ્ઞ સાહિત્યસ્વામી તરીકે ચિરંજીવ સ્થાન પ્રાપ્ત કરે છે એમણે પોતાના દિલનુ દર્શન પોતાની આત્મકથામા કરાવ્યુ પોતાના દેશનુ સંસ્કાર દર્શન, એમનુ 'મારુ હિન્દનુ દર્શન' મા કરાવ્યુ ગાંધીજીનુ દર્શન ગાંધીજી વિષેના પુસ્તકમા કરાવ્યુ ને જગતનુ વિહંગાવલોકન 'ઇન્દિરાને પત્રો' દ્વારા કરાવ્યુ અને, સાહિત્યની પારાવાર શક્તિનુ દર્શન એ સર્વે કૃતિઓ દ્વારા કરાવ્યુ

[ ૨ ]

# ઇતિહાસકાર જવાહર

જવાહરનું રાજકીય જીવન એટલું વ્યાપક અને સર્વતોવ્યાપી છે, કે, સાધારણ રીતે, એમના જીવનની બીજી બાજુઓ ઢંકાઈ જાય છે. જવાહરના જીવનનાં અન્ય પાસાંઓ પણ એમના રાજકીય જીવન જેટલાંજ મહત્વનાં અને ઓજસ્વી છે, કે એના તરફ દુર્લક્ષ કરીને, એમના કેવળ રાજકીય જીવન તરફજ દૃષ્ટિને કેન્દ્રિત કરનારને જવાહરના જીવનનું એકાંગી દર્શનજ થવાનું. જવાહરને જાણવા હોય તો, એમના રાજકીય જીવન ઉપરાંત, એમનું સાંસ્કૃતિક જીવન, એમની ઇતિહાસ લેખનની પ્રવૃત્તિ, એમનો સાહિત્ય વાચનનો અને સાહિત્ય સર્જનનો શોખ, એ બધાંને પણ જાણવાની જરૂર છે.

જવાહરને બચપણથીજ ઇતિહાસનો શોખ ઉત્પન્ન થયેલો. એમના અંગ્રેજ શિક્ષકે એમને વારંવાર ઇતિહાસની જાતજાતની વાતો કરીને એમને ઇતિહાસ પ્રત્યે દિલચસ્પી જન્માવેલી. એ ઉપરાંત, એમના પિતાના મુનશી મુબારકઅલી પણ એમને ૧૮૫૭ ની ક્રાન્તિની વાતો ખૂબ રસથી કહેતા. કારણ કે, ૧૮૫૭ ની ક્રાન્તિમાં એમનું આખું કુટુંબ અંગ્રેજ ફોજે તારાજ કર્યું હતું. એટલે પોતાના પ્રત્યક્ષ અનુભવ એઓ જવાહરને કહેતા. આમ જવાહરનો ઇતિહાસશોખ જાગ્યો. મુનશી 'એરેબિયન નાઇટ્સ'ની વાતો પણ જવાહરને કહેતા. જવાહરની કલ્પના, આમ અરબસ્તાન ને ઇરાનમાં જઈને ફરતી ઘરમાં રામાયણ ને મહાભારતની વાતો પણ એઓ સાંભળતા, ને તેથી આપણા પ્રાચીન ઇતિહાસનો એમને પરોક્ષ પરિચય થયો.

આ ઉપરાંત, એમણે બંગભંગનું આંદોલન સગી આંખે નિહાળ્યું. હિન્દના ઘડાતા ઇતિહાસમાં એમણે પ્રત્યક્ષ ફાળો આપ્યો. વળી, હિન્દ અંગ્રેજ સલ્તનત સામે સ્વાતંત્ર્યયુદ્ધ લડતું હતું, એટલે બીજા દેશો જે પરદેશી દુશ્મન સામે લડતા હોય, તેની પ્રત્યે હિન્દના, સ્વાતંત્ર્યયુદ્ધના સૈનિકને એ દેશો પ્રત્યે હમદર્દી તો હોય જ. અને, એ હમદર્દીમાંથી એ દેશોનો ઇતિહાસ જાણવાની એમને ઉત્કંઠા થાય જ. એથી

પણ જવાહર ઇતિહાસપ્રેમી બન્યા. વળી, સ્પેનની ક્રાન્તિ, રશીયન ક્રાન્તિ, એ બધું એમના યુગમાં બન્યું. હિન્દની સરહદ ચીન અને જાપાન વચ્ચે સતત યુદ્ધ ચાલ્યાં જ કરતું હતું. એ બધાંની વિચારણા કરીએ તો જવાહરનો ઇતિહાસપ્રેમ જણાઈ આવશે.

વળી, જવાહરના જોતાંજોતામાં એશિયા અને યુરોપની પ્રજાએ ઇતિહાસ ઘડ્યો, દેશની અને ભૂગોળની કાયાપલટ કરી નાંખી. પ્રથમ વિશ્વવિગ્રહને લીધે યુરોપનો પલટો, ને, વિજયી રાષ્ટ્રોની રાજરમત, એક રાષ્ટ્રને બીજા સામે લડાવવાની તરકીબ, ચીનનો આંતરવિગ્રહ, રશીયા ને જાપાન વચ્ચેના યુદ્ધમાં જાપાન જેવા નાનકડા એશિયાઈ રાજ્યનો વિજય, કોરિયાની સ્વાતંત્ર્ય માટેની લડત, મુસ્તફા કમાલ પાશાએ તુર્કસ્તાનમાં આણેલી ક્રાન્તિ ને તુર્કસ્તાનની કરેલી કાયાપલટ, જાપાનની ઔદ્યોગિક પ્રવૃત્તિ, આરબ અને યહૂદીઓનો ઝઘડો અને યહૂદીઓના સ્વાતંત્ર્યરાજ્યની સ્થાપના, દક્ષિણ આફ્રિકામાં ગાંધીજીનો સત્યાગ્રહનો પ્રયોગ, સામ્યવાદનો પ્રયોગ, લીગ ઑફ નેશન્સની સ્થાપના અને તેની નિષ્ફળતાઃ એ સર્વે તત્ત્વોએ જવાહરને વિચાર કરતા કરી મૂક્યા. અને, એમણે પોતાની સ્વતંત્ર દૃષ્ટિએ એ બધાને સમજવા પ્રયત્ન કર્યો, અને એના નિચોડરૂપે નવી દૃષ્ટિથી એઓ ઇતિહાસ લખવા પ્રેરાય એ સ્વાભાવિક હતું.

જવાહરના ઇતિહાસલેખનમાં એમના પિતૃપ્રેમનો ફાળો પણ નાનો સૂનો નથી. જવાહરને જેલમાં બેઠાં બેઠાં એમ થયું કે એમની દીકરીને યોગ્ય શિક્ષણ મળવું જોઇએ. પોતે બહાર હતા, ત્યારે તો એમની બહુવિધપ્રવૃત્તિમાં, દીકરીની કેળવણી પ્રત્યે લક્ષ અપાતું નહિ. પરન્તુ, પોતે જેલમાં હોય ત્યારે તો પૂરતી નવરાશ હોવાને લીધે, પોતે પત્રદ્વારા, પોતાની પિતા તરીકેની ફરજ અદા કરી શકે એવો એમને વિચાર આવ્યો. અને એમણે એ વિચારને તરત અમલમાં મૂક્યો. આમ, પત્રરૂપે 'જગતના ઇતિહાસનું રેખાદર્શન' એમણે આપ્યું.

"ઇતિહાસની એક ઉપયોગિતા એ છે કે, એ વર્તમાન યુગને સમજવા માટે સહાયભૂત બને છે. ભૂતકાળનું કોઈપણ વર્ણન વાંચીને પહેલો પ્રશ્ન એ ઉદ્‌ભવવો જોઇએ, કે, એનાથી આજના યુગના જીવન પર શો પ્રકાશ પડે છે? આજનો યુગ ગતિમાન યુગ છે. એમાં જીવિત અને કર્મરત રહેવું ઘણું આસાન છે." જવાહરના આ શબ્દોથી આપણે જવાહરની ઇતિહાસલેખક તરીકે મૂલવણી કરવાની છે. જવાહરે એક બીજી પણ બહુ સ્પષ્ટ દૃષ્ટિ રાખી છે. એમણે કહ્યું છેઃ "ઇતિહાસ એ એક સંગઠિત એકતા છે. જ્યાં સુધી દુનિયાના બીજા ભાગોમાં શું બને છે, એની પૂરી જાણ ન થાય ત્યાંસુધી કોઈપણ દેશનો ઇતિહાસ પૂરો સમજાય નહિ." જવાહરના ઇતિહાસને સમજવાને આ દૃષ્ટિએ જોવાની જરૂર છે.

જીવનનો વિસ્તીર્ણ અનુભવ છે. જવાહર તો શિલ્પી છે. અને ઇતિહાસની કાચી સામગ્રીમાંથી એઓ એક સુંદર આકૃતિ નિર્માણ કરે છે. જવાહરની ઇતિહાસ લેખક તરીકેની આ એક વિશેષતા છે.

જવાહરની ઇતિહાસ લેખક તરીકેની એક મોટામાં મોટી મર્યાદા એ છે કે એમણે 'જગતના ઇતિહાસનું રેખાદર્શન' મોટે ભાગે જેલમાં લખ્યું હતું. ત્યાં સાધન સામગ્રીનો સંપૂર્ણ અભાવ. જોઈએ ત્યારે, ને જોઈએ તેટલાં ને જોઈએ તેવાં પુસ્તકો મળે જ નહિ. વળી, નાની મોટી હકીકતોની સચ્ચાઈ પૂરવાર કરવાને કોઈ સાધન નહિ. દૃષ્ટાંત તરીકે, અમુક હકીકત વિષે વિશેષ માહિતી મેળવવા કે કોઈ મહાન ઇતિહાસવિદ્‌નો અભિપ્રાય મેળવવા એની જોડે પત્રવ્યવહાર કરવાની પણ એમને છૂટ ન મળે. આ મુસીબતોની દૃષ્ટિએ આપણે જ્યારે વિચાર કરીએ છીએ, ત્યારે જવાહરના ગ્રન્થે જે સિદ્ધિ મેળવી છે તે આપણને આશ્ચર્યજનક લાગે છે.

જ્યારે આપણે જગતના ઇતિહાસની વાત કરીએ છીએ, ત્યારે આપણી સમક્ષ જગતના ઇતિહાસલેખકોમાં જેમનું સ્થાન વિશિષ્ટ છે, એવા એચ. જી. વેલ્સનુ નામ તરી આવે છે. વેલ્સ મહાન લેખક હતા. એમણે ઇતિહાસ સિવાય બીજાં ઘણાં પુસ્તકો લખ્યાં છે. બધાં સારી પેઠે પ્રસિદ્ધિ પણ પામ્યાં છે. પરંતુ, જવાહરની શૈલીમાં જે હૃદયગમતા છે, એ પત્રના રૂપમાં હોવાથી, એમાં જે હળવી વૃત્તિ આવી છે, એમાં જે આત્મીયતાનું વાતાવરણ છે, જે અંગત ઉલ્લેખોને લીધે રોચકતા છે, ભારેપણાનો અભાવ છે, તે વેલ્સના ઈતિહાસમાં નથી.

કોઈપણ ઇતિહાસ લેખકમાં નિર્ભેળ સત્યનું આલેખન હોવું જોઈએ. એણે લાગણીથી ઉશ્કેરાઈ ન જવું જોઈએ, પૂર્વગ્રહથી એની દૃષ્ટિ વિકૃત થયેલી ન હોવી જોઈએ, કે પક્ષપાતને લીધે, એની દૃષ્ટિમાં જે સત્ય હોય તે સૂક્ષ્મદર્શક યંત્ર વડે ન જોવાવું જોઈએ. એટલે કે, એ હોય તેનાથી અનેક ગણા મોટા સ્વરૂપમાં ન આલેખાવું જોઈએ. સાચા ઇતિહાસકારે તો એની આસપાસ જે અપરંપાર સામગ્રી પડી હોય, તેમાંથી સત્ય તારવવું જોઈએ. દૃષ્ટાંત તરીકે, હીટલર વિષે કોઈ ઇતિહાસ લેખકને લખવું હોય, તો એણે તો એના જર્મન ભક્તોએ લખેલાં બેહદ વખાણ અને ભારોભાર અતિશયોક્તિભર્યાં ચિત્રણો પણ વાંચવાં જોઈએ. તેમજ, એણે, એના અંગ્રેજ કે રશીયન દુશ્મનોએ આલેખેલાં નિંદાકથનો પણ જોઈ જવાં જોઈએ. અને, એમાંથી સત્ય કેટલું છે તે તારવવું જોઈએ. એ એના અંગ્રેજ નિંદકોની જેમ, એમ ન કહી શકે કે હીટલર એ નિતાન્ત નરપિશાચ હતો, યા તો, એના ભક્તોની જેમ એમ પણ ન કહી શકે કે હીટલર દેવાંશી પુરુષ હતો.

જવાહર પોતે સ્વભાવે અત્યત લાગણીપ્રધાન હોવા છતા, એઓ ઇતિહાસલેખક તરીકે ઇતિહાસ લખતી વખતે, લાગણીના પ્રવાહમા પોતાની જાતને તણાવા દેતા નથી એઓ એ માટે ખૂબ જ કાળજી અને સાવચેતી રાખે છે દૃષ્ટાન્ત તરીકે, જવાહરે તો લગભગ અર્ધી જિંદગીથીયે વિશેષ સમય અગ્રેજ શાસન જોડે જીવનમરણના યુદ્ધમા ગાળ્યો એમણે અગ્રેજ શાસનની ક્રૂરતા, એની કૂટનીતિ, એનુ શોષણ એ બધુ સગી આખે નિહાળ્યુ એમ છતા એમના ઇતિહાસમા જવાહર અગ્રેજ શાસન વિષે લખે છે કે

"હિન્દમાના અગ્રેજોના કૃત્યો અને કરતૂતો વિષે વાચતા, તથા તેમણે અખત્યાર કરેલી નીતિ અને તેને પરિણામે દેશભરમા વ્યાપેલી ભારે હાડમારી અને વિપતો જાણીને તુ ક્રોધે ભરાશે, પરન્તુ એ બધુ બનવા પામ્યુ તેમા દોષ કોનો હતો વારુ? નબળાઈ અને બેવકૂફી હમેશા આપખુદીને નોતરે છે આપણી માહોમાહની ફૂટનો લાભ અગ્રેજો ઉઠાવી શકે, એમા આપણા અદરઅદર લડાઈ ટટો કરનારાઓનો દોષ છે જુદા જુદા પક્ષોનો લાભ ઉઠાવી, આપણામા ફાટફૂટ પાડી, જો તેઓ આપણને કમજોર બનાવી શકે, તો આપણે તેમને તેમ કરવા દઈએ છીએ, એ વસ્તુજ અગ્રેજો આપણા કરતા વધારે ચડિયાતા હતા, તેની નિશાની છે એટલે જો તારે ગુસ્સો જ કરવો હોય, તો આપણી નબળાઈઓ, આપણા અજ્ઞાન અને માહોમાહના ઝઘડા પર કરવો જોઇએ કેમકે એ વસ્તુઓ આપણી દુર્દશા અને આપણા સકટો માટે જવાબદાર છે"

આટલુ કહીને એઓ આખી પરિસ્થિતિનો અન્ય દૃષ્ટિએ પણ વિચાર કરે છે એઓ પૂછે છે, કે, અગ્રેજોએ આપણા ઉદ્યોગોનો વિનાશ કરી આપણુ જે શોષણ કર્યું, એનો લાભ તો થોડા જ લોકોને મળ્યો હતો બ્રિટનની આમપ્રજાને એથી ફાયદો નથી આ વિધાન જવાહરની દૃષ્ટિ આતરરાષ્ટ્રીય હતી, એઓ કેવળ આમપ્રજાના હિતની દૃષ્ટિ એ જ વિચારણા કરતા હતા, અને એ આમપ્રજા હિન્દની હોય કે ઇગ્લેન્ડની હોય, એનો એમની સમાજવાદીતત્વ તરફના વલણને લઈ કશો ભેદ નહોતો પરન્તુ, જવાહરની આ વાત સાચી તો હરગિજ નથી કારણ કે હિન્દના આર્થિક શોષણને પરિણામે, બ્રિટનની મીલોનુ ઉત્પાદન વધ્યુ એમના મજૂરોને રોજી મળી ને એમના તૈયાર માલની ખરીદી માટે હિન્દ એક બજાર બન્યુ એને પરિણામે ત્યાની આમપ્રજાનુ જીવન ધોરણ ઊંચુ આવ્યુ એ હકીકત છે

હિન્દની પ્રાચીન સસ્કૃતિ વિષે પણ એક હિન્દના સપૂતને છાજે એવા ગર્વ ભર્યા વેણ એમણે ઉચ્ચાર્યા છે એઓ કહે છે

'મીસર ઈરાન, અને ગ્રીસ એ બધા નાશ પામ્યા છે બાબીલોન અને નિનેવાની જેમ તેમની પુરાણી સંસ્કૃતિઓ પણ નાશ પામી છે તો પછી આ પુરાણી સંસ્કૃતિઓના બીજા બે પ્રાચીન સાથીઓના શા હાલ થયા? હિન્દ અને ચીનની શી સ્થિતિ છે? બીજા દેશોની જેમ તેમા પણ એક પછી એક સામ્રાજ્યો ઊભા થયા અને નાશ પામ્યા અહી પણ આક્રમણો થયા અને વિશાળ પાયા પર વિનાશ અને લૂટફાટ ઈત્યાદિ થયા સદીઓ સુધી એક રાજવંશે રાજ્ય કર્યું અને પછી તેની જગ્યા બીજા રાજ્યવંશે લીધી બીજા દેશોની જેમ ચીન અને હિન્દમા પણ આ બધુ બન્યુ પરન્તુ, હિન્દ અને ચીન સિવાય બીજે ક્યાય સંસ્કૃતિની અખંડ પરંપરા ચાલુ રહી નહિ ભારે પરિવર્તનો, વિગ્રહો અને આક્રમણો થવા છતાયે આ બન્ને દેશોમા પ્રાચીન સંસ્કૃતિની ધારા અસ્ખલિત વહેતી રહી છે"

આમ આપણી સંસ્કૃતિને બિરદાવી એની પીઠ થાબડી એની બીજી બાજુ પણ નિખાલસતાથી દર્શાવતા એઓ કહે છે કે

'એ ખરું છે કે, એ બન્ને દેશો પ્રાચીન મહત્તાથી કેટલા નીચા પડ્યા છે, અને તેમની પ્રાચીન સંસ્કૃતિઓ જમાનાથી એકઠી થયેલી ધૂળ અને ગંદકીના થરો નીચે દટાઈ ગઈ છે, છતાય એ સંસ્કૃતિઓ જીવત છે અને આજે પણ હિન્દની પ્રાચીન સંસ્કૃતિના પાયાપર હિન્દીઓની જીવનપ્રણાલિ રચાઈ છે એ બધા યુગોના આપણે વારસો છીએ એ વિચાર આપણને આનંદિત કરી નાખે એવો છે પણ એથી આપણે ગર્વિષ્ઠ ન બનતું જોઈએ કારણ કે એ યુગોની સારી તેમજ માઠી બન્ને વસ્તુઓના આપણે વારસ છીએ અને હિન્દના આપણા વર્તમાન વારસામા એવી ઘણા નાબંધ ભૂડી વસ્તુઓ છે જેને લીધે, દુનિયામા આપણે પાછળ પડ્યા છીએ અને આપણો મહાન દેશ ગરીબાઈમા આવી પડ્યો છે '

જવાહરમા જે સત્યપ્રિયતા છે, નિખાલસતા છે, આત્મનિરીક્ષણની વૃત્તિ છે, તેની આ અવતરણ પરથી પ્રતીતિ થશે

જવાહરમા, બીજો ઇતિહાસકાર તરીકે મહાન ગુણ છે તે ચિતનનો છે. ઇતિહાસ કાર એટલે માત્ર વિગતોનો નોંધનાર નહિ પણ એની પાસે મૌલિક ચિતન, સ્વતંત્ર દૃષ્ટિ અને દર્શન હોવુ જોઈએ બીજા ઇતિહાસકારોની જેમ એ માત્ર વિગત આપીને અટકતા નથી પરન્તુ, એ વિગતોને વિચારવાની આપણને દિશા સુઝાડે છે જવાહરે આપણી શાળા અને કોલેજોમા ભણાવાતા ઇતિહાસ વિષે સાચુ જ કહ્યુ છે કે

"શાળા અને કૉલેજોમાં આપણને ઇતિહાસને નામે જે ભણાવવામાં આવે છે, તેમાં ઇતિહાસ જેવું બહુ થોડું હોય છે. બીજાઓની વાત તો હું નથી જાણતો, પણ મારે વિષે તો કહી શકું કે શાળામાં હું નહિ જેવો ઇતિહાસ શીખ્યો છું.........અને જે કંઈ હિન્દનો ઇતિહાસ શીખ્યો હતો, તે મોટે ભાગે ખોટો અને વિકૃત હતો. બીજા દેશોના ઇતિહાસ વિષેનું મારું જ્ઞાન બહુ જ અસ્પષ્ટ હતું. કૉલેજ છોડ્યા પછી જ મેં કંઈક સાચો ઇતિહાસ વાંચ્યો." આ રીતે, જવાહરને અત્યારસુધી લખાયેલા ઇતિહાસગ્રન્થોમાં એક ગ્રન્થનો વધારો કરવો નહોતો. એમને, તો વિશિષ્ટ, પોતાના ખ્યાલ મુજબ જેને સાચો ઇતિહાસ કહી શકાય તેવો ગ્રન્થ આપવો હતો.

ઇતિહાસ વાંચવા માટે નથી, પણ વિચારની સામગ્રી પૂરી પાડવા માટે છે તેની પ્રતીતિ કરાવવી હતી, એટલા માટે જવાહરને ઇતિહાસ લખવો હતો. જવાહર એ વિષે કહે છે કે :

> "મને લાગે છે કે ધીરેધીરે પણ નિશ્ચિત રીતે, દુનિયાએ કેવી રીતે પ્રગતિ સાધી, આદિકાળના સાદાં જીવજંતુઓની જગ્યાએ, વધારે વિકાસ પામેલાં પ્રાણીયો પેદા થયાં અને છેવટે પ્રાણીશ્રેષ્ઠ માનવીનો કેવી રીતે ઉદય થયો, તેમજ પોતાની બુદ્ધિના પ્રભાવથી તેણે બીજાં પ્રાણીયો પર આધિપત્ય કેવી રીતે મેળવ્યું, એ બધું ઇતિહાસે આપણને શીખવવું જોઈએ.......જંગલી અવસ્થામાંથી મનુષ્યે સંસ્કૃતિનો સાધેલો વિકાસ એ ઇતિહાસનો વિષય મનાયો છે."

જવાહર પોતાની સ્વતંત્ર વિચારણા દર્શાવતાં કહે છે : "પરન્તુ, કેટલીકવાર ઇતિહાસના લાંબા ગાળાઓ પર નજર ફેરવતાં આ ધ્યેયની કંઈ ભારે પ્રગતિ થઈ હોય, અથવા તો માણસ વધારે સભ્ય થયો હોય, કે તેણે વધારે પ્રગતિ કરી હોય, એમ માનવું મુશ્કેલ થઈ પડે છે. આજે તો દુનિયામાં પરસ્પર સહકારનો ઠીક ઠીક અભાવ દૃષ્ટિએ પડે છે. અને એક દેશ અથવા એક પ્રજા સ્વાર્થને ખાતર, બીજી પ્રજા પર આક્રમણ કરી રહી છે ને તેને પીડી રહી છે, તેમજ એક માણસ તેના જેવાજ બીજા માણસને ચૂસી રહ્યો છે. જો લાખો વર્ષની પ્રગતિ પછી આપણે, આટલા બધા પછાત અને અપૂર્ણ છીએ, તો સમજુ ને ડાહ્યા માણસની પેઠે વર્તવાનું શીખતાં, આપણને કેટલો બધો સમય લાગશે?" જવાહરનો આ પ્રશ્ન કેટલો ઉચિત છે?

ઘણા જવાહર વૈજ્ઞાનિક સંસ્કૃતિથી મુગ્ધ થયા છે, એવો આક્ષેપ કરે છે. તેમને આ એમની ઉક્તિમાં સાચો જવાબ મળે છે કોઈપણ માનવને વર્તમાન પરિસ્થિતિ

જોતાં સ્વાભાવિક રીતે દુ:ખ થાય, નિરાશા ઉદ્ભવે અને એ પ્રાચીન કાળની પ્રશંસા કરવા મંડી પડે. અને જવાહરનું પણ તેવું જ થયું છે. એઓ પ્રાચીનકાળના વખાણુ કરતાં કહે છે : " પ્રાચીન ઇતિહાસના કેટલાક યુગો વિષે વાંચતાં, તે બધા આપણા વર્તમાન યુગ કરતાં, વધારે સારા તેમજ વધારે સભ્ય અને સંસ્કારી પણ લાગે છે. પણ એ જોઇને આપણી દુનિયા પ્રગતિ કરી રહી છે કે પાછળ પડતી જાય છે, એવી વિમાસણમાં આપણે પડી જઇએ છીએ. "

આજની વૈજ્ઞાનિક સંસ્કૃતિની બડાશ હાંકનારો મહાન નથી એમ જવાહર કહે છે. અને માણસ ઘણી બાબતમાં ઇતર પ્રાણીયોથી આગળ વધ્યો નથી એમ સ્પષ્ટ કહે છે.

જવાહર એશિયાના ભક્ત છે. એશિયા તરફ એમને અત્યંત આદર છે. એશિયાની મહત્તાના એઓ પ્રશંસક છે અને એનું પ્રતિપાદન એમની ઐતિહાસિક કૃતિમાં વારંવાર દૃષ્ટિએ પડે છે. એમનાં ' મારા હિન્દનાં દર્શન 'માં પણ ભારતના એશિયાના અન્ય દેશોના સંપર્કો વિષે એમણે વિસ્તારથી લખ્યું છે અને એનેજ વિશેષ મહત્વ આપ્યું છે. જવાહરની કલ્પનામાં હિન્દનું જે ચિત્ર છે તેની પાર્શ્વભૂમિ એશિયાઈ છે. એમને મન ભારતવર્ષ એ એશિયાઈ સંસ્કૃતિની કે સભ્યતાની એક અનિવાર્ય કડી છે. ' હિન્દ અને ચીન ', ' હિન્દ અને ઇરાન ' વિષે જે એમણે પૂર્વ ભાગમાં લખ્યું છે, તે, ' કમાલપાશા ' અને એશિયાઈ જાગૃતિ સંબંધી એમણે જે લખ્યું છે, તેની જોડે એનો બરાબર મેળ ખાય છે. એમના પુસ્તકમાં ભારતીય જીવન અને સંસ્કૃતિનું એશિયા જોડેના એના ગાટ સંબંધોને પાર્શ્વભૂમિમાં રાખીને અવલોકન કર્યું છે, એટલું જ નહિ, પણ એશિયાના ભિન્ન ભિન્ન દેશોના પરસ્પર સંબંધોને પણ એમણે સારું જેવું મહત્વ આપ્યું છે.

અગ્નિએશિયા ને ઇશાનએશિયાના દેશોમાં ભારતીય સંસ્કૃતિનો પ્રસાર, તેમજ ચીન તથા દૂરપૂર્વના દેશોમાં ભારતનું બૌદ્ધધર્મનું અર્પણ એને જવાહર એશિયાઈ દેશોનાં આંતર સંબંધનાં પ્રત્યક્ષરૂપ તરીકે માને છે. જવાહરની આ દૃષ્ટિ જ એમને આઝાદ હિન્દનો જે એશિયાઈ દેશો જોડે ઘનિષ્ઠ સંબંધ છે, તેનો મર્મ આપણને સમજાવે છે. એશિયાના દેશોની સ્વતંત્રતા, કે, ઇન્ડોનેશીયાના પ્રશ્ન માટે એમણે બોલાવેલી એશિયાઈ પરિષદ, સામ્યવાદી ચીનનો સ્વીકાર ને ચીન પ્રત્યેની મમતા તેનું કારણ આ છે.

આપણે સર્વે, ટેલીફોનની ડીરેક્ટરીમાં જેમ નામો આપેલાં હોય છે, તેમ જેમાં રાજા અને પ્રધાનોની અને મહત્વના પુરુષોની વંશાવલિ અને નામો આપેલાં

હોય, જેમાં કેવળ વિગતોનો ખડકલો કર્યો હોય, એવા ઇતિહાસથી વાજ આવી ગયા હતા, તેવે સમયે જવાહરે નવી દૃષ્ટિનો, નવાં દર્શનવાળો, ઇતિહાસના સાચા નામને પાત્ર એવો ઇતિહાસ આપણને આપ્યો.

અત્યાર સુધીના ઇતિહાસમાં પ્રાચીન સંસ્કૃતિ કે પ્રાચીન ગૌરવની હકીકતો બહુજ ટૂંકાવીને અને આછા સ્વરૂપમાં આપણને આપવામાં આવતી હતી. એનું મુખ્ય કારણ એ હતું કે અત્યારસુધીના મોટા ભાગના ઇતિહાસકારો, યુરોપીય હોવાથી, યુરોપીઓ એશિયાઇ પ્રદેશોમાં આવ્યા, તે પૂર્વે પ્રજાઓ પ્રાયઃ જંગલી અવસ્થામાંજ હતી, એવું દર્શાવવા માગતા હતા. જ્યારે, જવાહર એ એશિયાઇ અને વિશેષે કરીને ભારત વર્ષના ઇતિહાસલેખક હોઇને, એઓ, એશિયાને નવી દૃષ્ટિથી નિહાળે છે, અને જવાહરના ઇતિહાસની એ વિશેષતા છે. એથી એશિયા અને યુરોપના સંબંધ વિષે એઓ સ્પષ્ટ રીતે કહે છે કે:

"યુરોપ આજે બળવાન અને સત્તાધારી છે અને તેના લોકો પોતાને જગતમાં સૌથી સુધરેલા અને સંસ્કારી માને છે. એશિયા તથા તેના લોકો તરફ તે તિરસ્કારથી જુવે છે અને ત્યાં જે કંઇ હાથ આવે તે બધું પચાવી પાડે છે. પણ નકશામાં જોઇશું તો યુરોપ એ તો એશિયાના દેહનોજ એક નાનકડો અવયવ દેખાય છે. લાંબાકાળસુધી દુનિયાપર એશિયાનું પ્રભુત્વ હતું. એશિયાવાસી પ્રજાઓનાં ટોળાંઓ સમુદ્રના મોજાંઓની જેમ, યુરોપની ભૂમિપર ફરી વળ્યાં અને તેના મુલકો એમણે જીતી લીધા. તેમણે યુરોપને ઉજાળ્યો યે ખરો ને તેને સંસ્કારી યે બનાવ્યો............

"એશિયાની મહત્તાને વીસારવી એ તો મૂર્ખાઈ ભર્યું છે. યુરોપની આજની ભભકથી આપણે અંજાઈ જઈએ, અને આપણો ભૂતકાળ ભૂલી જઈએ એવો સંભવ રહે છે. પણ આપણે એ યાદ રાખવું જોઈએ, કે, બીજા કોઈ મનુષ્ય કરતાં અથવા બીજી કોઈ વસ્તુ કરતાં, દુનિયા પર અધિક પ્રભાવ પાડનાર મહાન વિચારકો–બધા મુખ્ય ધર્મના પ્રવર્તકો–તો એશિયાએ પેદા કર્યા છે. આજે પ્રચલિત મુખ્ય ધર્મોમાં, સૌથી પુરાણો હિન્દુધર્મ તો, અલબત્ત હિન્દમાં જ ઉદ્દભવ્યો છે. એજ રીતે ચીન, જાપાન, બ્રહ્મદેશ, તીબેટ અને સીલોનમાં આજે ચાલતો હિન્દુધર્મનો સહોદર મહાન બૌદ્ધ ધર્મ પણ હિન્દમાં ઉત્પન્ન થયો છે. યહૂદી લોકોનો ધર્મ અને ખ્રિસ્તીધર્મ પણ એશિયાના ધર્મો છે, કારણ કે, તેમનું ઉગમસ્થાન એશિયાને પશ્ચિમ કિનારે આવેલા પેલેસ્ટાઇન માં હતું. પારસીઓનો જરથોસ્તી ધર્મ ઇરાનમાં ઉદ્દભવ્યો. ઇસ્લામના પયગંબર

મહમદ સાહેબ અરબસ્તાનના મક્કા શહેરમા જન્મ્યા હતા કૃષ્ણ, જરથુસ્ત, ઇશુ, મહમદ તથા ચીનના મહાન ફિલસૂફ કૅન્ફ્યુશીયસ અને લાઓત્સે—આમ એશિયાના મહાન તત્વચિંતકોના નામોથી પાના ના પાના ભરી શકાય એમ છે એશિયામા થઈ ગયેલા મહાન કર્મવીરોના નામોથી પણ કેટલાયે પાના ભરાય ભૂતકાળમા આપણો આ પુરાણો ખંડ કેટલો મહાન અને પ્રાણવાન હતો, એ બીજી અનેક રીતે હુ તને બતાવી શકુ એમ છુ ”

આમ ભૂતકાળની એશિયાઈ મહત્તાની વાત કરી જવાહર ઉત્સાહમા આવી જઈ એશિયા વિષે ઉજ્જ્વળ ભવિષ્ય પણ ભાખે છે, અને કહે છે

“ આજે એ પુરાણો ખંડ નિદ્રામાથી જાગૃત થયો છે સમગ્ર દુનિયાની મીટ આજે એના પર મંડાઈ છે કારણ સૌને ખબર છે કે, ભવિષ્યમા દુનિયાના ઇતિહાસમા એશિયા મહત્વનો ભાગ ભજવનાર છે ’

જવાહરે આ લખ્યુ તો ૧૯૩૪–૩૫ મા એ પ્રગટ થયુ ૧૯૩૯ મા એ પછી આપણે જગતના ઇતિહાસમા જે બનાવો બન્યા, તેને નિહાળીશુ અને એક વિહગાવલોકન કરીશુ તો, ચીનની ક્રાન્તિ ગયા યુદ્ધમા જાપાને ભજવેલો ભાગ, ઇન્ડોનેશિયાએ, બ્રહ્મદેશે, હિન્દે મેળવેલી આઝાદી, હિન્દી ચીનના આઝાદી મેળવવા માટેના મરણિયા પ્રયત્નો ઇરાન અને મીસરનો બ્રિટનને પડકાર, એ બધે જવાહરની આગાહી કેટલી સાચી હતી અને જવાહરનુ ઇતિહાસદર્શન કેટલુ સાચુ હતુ, તેની પ્રતીતિ કરાવે છે આમ જવાહર માત્ર, વિગતોના નોંધનાર નથી, પણ ભૂતકાળના બનાવોને લક્ષમા રાખીને ભવિષ્યને જોનાર દ્રષ્ટા છે

સચ્ચાઈ, ઇતિહાસકારની મૌલિક, વિશિષ્ટ દૃષ્ટિ અને ચિંતન, ઉપરાત ત્રીજો મહત્વનો ગુણ તે જવાહરની આમપ્રજા માટેની ભક્તિ છે ઇતિહાસ એટલે માત્ર રાજા અને મંત્રીઓનો ઇતિહાસ નહિ, પણ પ્રજાનો ઇતિહાસ ઘણા લોકોમા એવો ભ્રમ પ્રવર્તતો હોય છે, કે, અમુક યુગનો ઇતિહાસ એટલે, રાજાઓના રાજ્યારોહણથી માડીને એમના મૃત્યુ સુધી બનેલા મુખ્ય બનાવોની વિગતો અને તેનુ વર્ણન એથી જ યુગોનુ વિભાગીકરણ પણ એ લોકો, રાજાઓને જ લક્ષમા રાખીને કરતા, જેમ કે, મોગલ યુગ, મરાઠા યુગ, ગુપ્ત યુગ, ટયુડર યુગ, સ્ટુઅર્ટ યુગ, વિકટોરિયા યુગ વગેરે જવાહર એ દૃષ્ટિ રાખતા જ નથી એમણે યુગોના જે વિભાગો ક્યાય પણ પાડ્યા છે તે કોઈ રાજા કે વ્યક્તિના નામ પ્રમાણે પાડ્યા નથી એમના પ્રકરણોમા જ્યા યુગનો ઉલ્લેખ આવે છે, ત્યા ‘ચીનનો શાંતિ અને સમૃદ્ધિનો યુગ’, ‘મધ્યયુગ’, ‘રેનાસાંસ અથવા નવજીવનનો યુગ’, એવા યુગના નામ પાડે છે

અને એઓ રાજાને જેટલું મહત્વ આપે છે, તેટલુંજ મહત્વ, તત્કાલીન આર્થિક, સાંસ્કૃતિક, સામાજિક, રાજકીય, ધાર્મિક, ઔદ્યોગિક, એ બધા વાતાવરણને આપે છે.

राजा कालस्य कारणम् । એ જાણે લક્ષમાં રાખીને જવાહરે રાજા કરતાં જે કાળ રાજાને ઘડે છે, તે કાળને જ વિશેષ ગૌરવ આપ્યું છે. એથી જ, જેટલું મહત્વ એમણે નેપોલિયનને આપ્યું છે, તેટલું જ પ્રાચીન ગ્રીસના નગરરાજ્યોને આપ્યું છે. અને અશોકના જેટલુંજ મહત્વ હિન્દના ગ્રામરાજ્યોને આપ્યું છે. એ ઉપરાંત, ચન્દ્રગુપ્તને સ્વતંત્ર પ્રકરણ ન આપતાં, ચન્દ્રગુપ્તની જોડે એમણે જાણીતા અર્થશાસ્ત્રના પ્રાચીન ગ્રન્થકાર કૌટિલ્યને પણ સાંકળી દીધો છે, અને બન્નેને પ્રકરણમાં સરખું સ્થાન આપી પ્રકરણનું શીર્ષક પણ, "ચન્દ્રગુપ્ત અને કૌટિલ્યનું અર્થશાસ્ત્ર" એવું આપ્યું છે. એમના બીજાં પ્રકરણો પર આપણે નજર કરીશું તો, પણ 'ઇશુ અને ખ્રિસ્તીધર્મ', 'વિદેશી બજારો પર હિન્દનો કાબૂ', 'ઇસ્લામનો વિજય', 'મોહન-જો-દરો વિષે કંઈક', 'યુરોપનાં શહેરોનો ઉદય', 'મહાન પ્રવાસી માર્કો પોલો', 'યુરોપમાં નવા અને જૂના વિચારોનું યુદ્ધ', 'પ્રચંડ યંત્રોનો ઉદય', 'હિન્દના કારીગરવર્ગની દુર્દશા', 'કેટલાક સુપ્રસિદ્ધ લેખકો', 'ડાર્વીન અને વિજ્ઞાનનો વિજય', 'જૂનાં દેવાં પતાવવાની નવી રીત', 'રશીયાની પંચવર્ષી યોજના', 'ડોલર પાઉન્ડ અને રૂપિયો': એ સર્વે પ્રકરણો દર્શાવે છે. કે, જવાહરે ઇતિહાસના જે યુગો પાડ્યા છે, ઇતિહાસનું જે સિંહાવલોકન કર્યું છે, તે માત્ર રાજાઓ તથા મુત્સદ્દીઓને લક્ષમાં રાખીને નથી કર્યું. પરન્તુ, દેશની તવારીખને ઘડનારાં, આર્થિક, સામાજિક, રાજકીય, સાંસ્કૃતિક, ધાર્મિક એમ સઘળાં બળોને, એમણે સરખું જ મહત્વ આપ્યું છે. એક દૃષ્ટિએ કહીએ તો એમણે ઇતિહાસ જુદી જ રીતે લખ્યો છે. એમનો ઇતિહાસ એટલે એશિયાવાસીએ લખેલો, રંગીન પ્રજાની હમદર્દી જેના દિલમાં વસે છે, એવા પ્રજાયુક્ત માનવીએ લખેલો ઇતિહાસ.

જવાહરની દૃષ્ટિ સર્વગ્રાહી, સર્વવ્યાપી, પૂર્વગ્રહ કે પક્ષપાતમુક્ત એવી છે. એ એકાંગી નથી. એમનું પરિસ્થિતિનું પૃથક્કરણ ઝીણવટભર્યું, રસપ્રદ અને મૌલિક હોય છે. ગ્રીસના નગરરાજ્યોની રસમ લોકશાહી હતી કે નહિ તેની એઓ તપાસણી કરે છે. ગ્રીસના નગરરાજ્યોમાં દૃષ્ટિએ પડતી એકતાનું દર્શન કરાવી એનાં કારણભૂત તત્વો આલેખી એની પ્રાચીન હિન્દના ગ્રામપંચાયતો જોડે એઓ તુલના કરે છે. જવાહરે જણાવ્યું છે કે હિન્દમાં નગરરાજ્યો સ્થાપવાની આર્યોની જ ભાવના હતી. પરન્તુ, ભૌગોલિક પરિસ્થિતિ, દેશની પ્રાચીન સંસ્કૃતિ એ બધાની અસરને લીધે આર્યોએ, નગરરાજ્યોની કલ્પનાનો ત્યાગ કર્યો, તે વિગતથી જવાહરે

જણાવી, ગ્રીસના નગરરાજ્યોના આનરકલહો, તેના કારણો વગેરેની તપાસણી કરી, એ નગરરાજ્યો શા માટે ટક્યા તેના સામાજિક, સાંસ્કૃતિક, ધાર્મિક, ભાષાકીય એમ અનેક કારણો જણાવ્યા છે એ નગરરાજ્યો અને હિન્દના ગ્રામપંચાયતોની તુલના કરી, ગ્રામપંચાયતો, એ આર્યસંસ્કૃતિ અને દ્રાવિડ સંસ્કૃતિનો સુભગ સમન્વય હતો, એવા નિર્ણય પર એઓ આવે છે આર્યપ્રજાની વસાહતોમા લોકશાસન હતુ, તેનો જવાહર સ્વીકાર કરે છે કારણ કે, એ વખતે, ‘હુ રાજ્ય છુ’ એવી આપખુદી ભાવના રાજાઓમા હતી જ નહિ અને પ્રજાજનોનો સરકાર પર કાબૂ હતો વળી, આર્યોએ પોતાના નગરો અને ગ્રામોની રચનામા ભૂમિતિનો ઉપયોગ શી રીતે કર્યો તે જણાવી જવાહર આપણને આશ્ચર્યમુગ્ધ કરે છે

જવાહરે એમના ઇતિહાસમા, જગતના અવતારી મનાતા, અથવા તો મહા માનવ લેખાતા માનવીઓની પોતાની મૌલિક દૃષ્ટિએ મૂલવણી કરી છે બુદ્ધ ભગવાનની મૂલવણી કરતા એઓ કહે છે

> “ પ્રચલિત ધર્મ, વહેમ, ક્રિયાકાંડ ને બધાંયે સ્થાપિત હિતો પર પ્રહાર કરવાની તેમની હિંમત હતી તે પ્રમાણશાસ્ત્ર, તર્કબુદ્ધિ, તથા અનુભવને અનુસરવાની હિમાયત કરતા હતા સદાચાર તથા નીતિમત્તા પર ભાર મૂકતા હતા તેમની પદ્ધતિ મનોવિશ્લેષણની અથવા ચિત્તના સંશોધનની હતી અને તેમનુ મનોવિજ્ઞાન આત્માની હસ્તીનો સ્વીકાર કરતુ નહોતુ તેમની આખીયે વિચારસરણી, તત્વવિદ્યાના ચિંતનની વાસી હવા પછી, પર્વતોમાથી આવતી તાજીહવાની લહરી સમાન હતી ”

થોડાજ શબ્દોમા બુદ્ધે આણેલી ક્રાન્તિનુ એમણે દર્શન કરાવ્યુ છે બુદ્ધે શુ કર્યું, તેનો ખ્યાલ વાચકને આવી જાય છે જવાહરે બુદ્ધે સ્થાપિત હિતો પર પ્રહાર કર્યો તેને વિશેષ મહત્વ આપ્યુ છે, તે યોગ્ય છે જવાહરને ઈશ્વરવિષયક તત્વચિંતન અને ગૂઢવિદ્યા તરફ પૂર્વગ્રહ હતો, તે પણ આ મૂલ્યાંકનમા પ્રતિબિંબિત થયુ છે, ને તે યોગ્ય રીતે

ઇશુ વિષે પણ જવાહરને આવુ જ મૂલ્યાંકન કરવાનુ છે બીજા ઇતિહાસકારોની જેમ ઇશુના વધ માટે એમણે રોમનો ને દોષમાત્ર માન્યા નથી એમની રાજકીય તાલીમ ગાંધીજીને હાથે અપાયલી હોવાથી, એઓ તો પરનક્ષી દૃષ્ટિ રાખીને રોમનોને સમજવા સહૃદયતાથી પ્રયત્ન કરે છે એઓ તો કહે છે કે “ ઇશુનો વધ ધર્મોપદેશ માટે થયો જ નહો તો ” આપણી પ્રચલિત માન્યતાને ધક્કો પહોંચાડે એવી ઉક્તિ આ નથી ? એઓ તો કહે છે કે રાજકીય બળવાખોરી અને સામાજિક

ક્રાન્તિ માટે એનો વધ થયો હતો. ઇશુએ ધર્મોપદેશ શરૂ કર્યો તે પૂર્વે તેઓ ક્યાં ક્યાં ફર્યા હતા, તે માટે એઓ બધાં મંતવ્યો રજૂ કરે છે. અને કોઈ ચોક્કસ નિર્ણય પર પોતે આવી શકતા નથી તેનો એકરાર કરે છે. એઓ તો ઇશુ, હિન્દની વાયવ્યસરહદે આવેલી તક્ષશીલાની વિદ્યાપીઠમાં ભણવા આવ્યા હોય તે સંભવિત લેખે છે. એ દૃષ્ટિએ આપણે જોઈએ તો હિન્દપ્રેમી અને દેશભક્ત જવાહર, ઇશુના જ્ઞાનનો થોડો યશ આપણા દેશને અપાવવા ઇચ્છતા હોય એવું લાગે છે. જો કે, જવાહર એક કુશળ ધારાશાસ્ત્રીની જેમ, પોતાનાં મંતવ્ય માટે ઇશુ તથા બુદ્ધનાં ઉપદેશોનું સામ્ય અને બુદ્ધના ઉપદેશથી ઇશુ પરિચિત હોય એવું તાર્કિક અનુમાન તારવે છે. ઇશુનું આલેખન કરતાં એઓ કહે છે :

"ઇશુ પ્રચલિત પરિસ્થિતિ અને સમાજવ્યવસ્થા સામે, બળવો ઊઠાવવાની ભાષા બોલતો હતો. ખાસ કરીને તે શ્રીમંત તથા જેમણે ધર્મને નામે અમુક વ્રતો પાળવાની અને કર્મકાંડની વસ્તુ બનાવી મૂકયો હતો, તેવા દંભી અને પાખંડી લોકોનો વિરોધ કરતો હતો. ધનદોલત કે વૈભવકીર્તિની આશા આપવાને બદલે અસ્પષ્ટ અને કાલ્પનિક 'દૈવી રાજ્ય' ને ખાતર પોતાની પાસે જે કંઈ હોય તેનો સુદ્ધાં ત્યાગ કરવાનો તે લોકોને ઉપદેશ આપતો હતો......એ જન્મથીજ બળવાખોર હતો અને મોજૂદ પરિસ્થિતિને સાંખી શકતો નહોતો. તેને તે બદલવા માગતો હતો......એની વેદનાની ઘડીએ એના નજીકના શિષ્યોએ પણ એનો ત્યાગ કર્યો અને તેનો ઇન્કાર પણ કર્યો. તેમની આ બેવફાઈથી ઇશુની વેદના લગભગ અસહ્ય થઈ ગઈ અને મરતી વખતે દિલને હલમલાવી મૂકે એવા અતિશય કરુણ ઉદ્‌ગાર તેણે કાઢ્યા : "હે ઇશ્વર ! હે પ્રભુ ! તેં મારો ત્યાગ કેમ કર્યો ?"

જવાહરે કરેલા બુદ્ધના નિરૂપણમાં અને આ નિરૂપણમાં કેવો ફેર લાગે છે ? બન્નેએ ક્રાન્તિ કરી તેની ઉપર જવાહર ભાર મૂકે છે. પરન્તુ, ઇશુના જીવનની છેલ્લી કરુણતાથી લાગણી પ્રધાન જવાહરનું હૈયું દ્રવે છે, અને તેથી એમણે દ્રાવક ચિત્ર આપ્યું છે. ઇશુના મૃત્યુ પછી ઇશુના જીવન વિષે ચમત્કારી વાતો થવા લાગી બુદ્ધ વિષે પણ એવું જ થયું. એટલે બે ચાર વાક્યોમાં, એ પરિસ્થિતિ પર સુંદર રીતે કટાક્ષ કરતાં જવાહર કહે છે :

"ખ્રિસ્તીધર્મનો ફેલાવો થતાં, ઇશુના દેવત્વ વિષે મતભેદો ઊભા થયા. ગૌતમ બુદ્ધે પોતાને વિષે દેવત્વનો બિલકુલ દાવો કર્યો નહોતો. છતાંય તેની ઇશ્વરના અવતાર તરીકે પૂજા થવા લાગી. એજ પ્રમાણે ઇશુએ પણ પોતાને વિષે દેવત્વનો દાવો કર્યો નહોતો. પણ લોકોને પોતાના મહાપુરુષોને દેવ બનાવી

દેવાનું ગમે છે અને દેવ બનાવ્યા પછી તેને અનુસરવાનું તેઓ છોડી દે છે"

કેટલું બધું સાચું ને સચોટ પૃથક્કરણ છે! જે બુદ્ધ અને ઈશુ માટે કહ્યું, તે ગાંધીજી વિષે પણ સાચું હશે એમ નથી લાગતું! માનવસ્વભાવ આગલા યુગો થયા ત્યાં ક્યાં બદલાયો છે?

ઈશુના મૃત્યુ પછી એકસો વર્ષમાં જ દક્ષિણ હિન્દમાં ખ્રિસ્તી ધર્મ ફેલાયો, અને ત્યારથી એ ધર્મ હિન્દમાં છે, એમ કહી જવાહર આપણને એક નવીન અને આશ્ચર્યચકિત કરી નાખે એવી હકીકત કહે છે

ઇસ્લામના પ્રવર્તક મહમદ પયગંબર વિષે એમની આત્મશ્રદ્ધાની એમણે પ્રશંસા કરી છે, અને તેમની શાંતિ અને એમણે મેળવેલી લોકપ્રીતિને એઓ વખાણે છે અને મહમદ સાહેબના સિદ્ધાંતોના પ્રચાર માટે તત્કાલીન સાનુકૂળ યુરોપ અને એશિયાની પરિસ્થિતિનું એમણે ચિંતનાત્મક ધ્યાન આપ્યું છે

અશોકના રાજ્યચિહ્નને આઝાદ ભારતના રાજ્યચિહ્ન તરીકે પસંદ કરનાર જવાહરને અશોક વિષે શું કહેવાનું હશે, એ જાણવાની ઘણાને ઇંતેજારી થાય એ સ્વાભાવિક છે પણ અશોક વિષે લખતા જવાહરે પોતાના માનસિક વલણની સ્પષ્ટતા કરતા કહ્યું છે કે 'મને લાગે છે કે રાજામહારાજાઓને ઉતારી પાડવાનો મને વધારે પડતો શોખ છે પ્રશંસા કે આદર કરી શકાય એવું એમની જાતમા મને કશું દેખાતું નથી પણ હવે એક એવા પુરુષની વાત કરવાના છીએ કે જે રાજા અને સમ્રાટ્ હોવા છતા પ્રશંસાને પાત્ર હતો"

જવાહર પોતાના મંતવ્યની શરૂઆત ન કરતા, જાણીતા ઇતિહાસકાર એચ જી વેલ્સે અશોક વિષે જે પ્રશસ્તિ વચનો ઉચ્ચાર્યાં છે, તે રજૂ કરીને પછી કહે છે કે "જગતના ઇતિહાસમા અશોક એકજ એવો વિજયી લશ્કરી સમ્રાટ હતો કે જેણે વિજય પ્રાપ્ત કર્યા પછી યુદ્ધ ત્યજી દીધું … અશોકે બૌદ્ધધર્મને ફેલાવવા માટે ભારે પ્રયાસ કર્યો, પણ એ માટે તેણે કદીયે બળજબરી ન કરી તેમના હૃદય જીતીને જ તે લોકોને બૌદ્ધધર્મમા આણવાનો પ્રયત્ન કરતો ધાર્મિક પુરુષોએ ક્વચિદ્ જ આવો સમભાવ બતાવ્યો હતો," એમ કહીને ઇસ્લામ, ખ્રિસ્તી વગેરે ધર્મો જે જબરજસ્તી કરતા હતા, તેનો પરોક્ષ રીતે ઉલ્લેખ કરતા અને ધર્મે જે જાતની ક્રૂરતા પ્રસારી અને માનવ વચ્ચે દ્વેષ, તિરસ્કાર અને હેવાનિયત ફેલાવ્યા છે તેની પર કટાક્ષ કરતા એઓ કહે છે

લોકોને પોતાના ધર્મમા લાવવા માટે, બળાત્કાર, ધાક ધમકી કે છેતરપીંડીનો ઉપયોગ કરતા તેઓ ભાગ્યેજ અચકાયા છે આખો ઇતિહાસ ધાર્મિક દમન

અને અત્યાચાર તથા ધાર્મિક યુદ્ધોથી ભરેલો છે. અને ધર્મ તથા ઈશ્વરને નામે જેટલું લોહી રેડાયું છે, તેટલું બીજા કશા પર રેડાયું નહિ હોય."

આમ કહીને પછી બીજા ધર્મપ્રચારકોની તુલનામાં અશોક કેવો મહાન હતો, તે વિષે એક હિન્દી તરીકે જણાવતાં એઓ કહે છે:

"આથી કરીને હિન્દનો એક મહાન સપૂત, ભારે ધર્મિષ્ઠ અને બળવાન સામ્રાજ્યોનો ધણી હોવા છતાં, લોકોને પોતાના મનના કરવા માટે કેવી રીતે વર્ત્યો, એ યાદ કરવાથી આજે પણ આપણું મન આનંદ અનુભવે છે."

આમ અશોકને એઓ ભાવભીની હૃદયાંજલિ અર્પે છે.

નેપોલિયનને એઓ જુદીજ દૃષ્ટિથી જુએ છે. જવાહર ક્યારેક સમતુલા જાળવીને કહે છે કે:

"આપણા બધામાં સારા તથા નરસા, અને મહાન તથા હીન તત્વોનું અજબ પ્રકારનું મિશ્રણ છે. નેપોલિયનમાં પણ આવુંજ સારાનરસાનું, મહાનહીનનું મિશ્રણ મળેલું હતું. પરંતુ આપણા બધા કરતાં કાંઈક જુદીજ રીતે, તેના માં અસાધારણ ગુણોનું મિશ્રણ થવા પામ્યું હતું......તે ક્રાન્તિનું સંતાન હતો, અને છતાંય તે મોટાં સામ્રાજ્યનાં સ્વપ્નાં સેવતો હતો."

પરન્તુ, છેવટે નેપોલિયનનું સરવૈયું કાઢતાં જવાહર એને વિષે પોતાનો સ્પષ્ટ અભિપ્રાય ઉચ્ચારતાં કહે છે કે:

"આ પ્રતિભાશાળી પુરુષમાં બહુ ભારે ખામીઓ હતી. બહુ સામાન્યમાંથી ઊંચી પદવી પ્રાપ્ત કરવાને લીધે, તેનામાં લેભાગુપણાની કંઈક અસર હતી......પોતાના કુટુંબને આગળ વધારવાની તેનામાં વિચિત્ર અને હીનવૃત્તિ હતી......કેટલીક બાબતોમાં તે પોતાની પેઢીના લોકો કરતાં ઘણો આગળ હોવા છતાં, રાજશાહીના મિથ્યા અને પોકળ તથા જરીપુરાણા ખ્યાલોની મોહિનીની જાળમાં ફસાયો એ આશ્ચર્યજનક છે......ક્રાન્તિ તથા નવીન સમાજવ્યવસ્થા તરફ તેણે ઇરાદાપૂર્વક પીઠ ફેરવી હતી."

આ રીતે જગતનાં મહાપુરુષોનું એઓ પોતાની વૈયક્તિક રીતે મૂલ્યાંકન કરે છે.

જવાહરે એમના આ ઇતિહાસમાં રાજાઓને તથા રાજવંશોને અને મુત્સદ્દીઓને ઓછામાં ઓછું મહત્વ આપ્યું છે. પરન્તુ, રાહપ્રવર્તક સાહિત્યકારો, કળાકારો, મૂર્તિકારો, ફિલસૂફો, પ્રવાસીઓ, હકીમો, વૈજ્ઞાનિકો, વગેરેને ખૂબ જ મહત્વ આપ્યું છે. તેથીજ, જેટલું સ્થાન આમાં અકબરને છે તેટલું જ સ્થાન માર્ક્સ કે ડાર્વીનને છે ને ન્યૂટનને છે. ચીની ભાષાના કોષકાર કાંગ–

દેવાનુ ગમે છે અને દેવ બનાવ્યા પછી તેને અનુસરવાનુ તેઓ છોડી દે છે”

કેટલુ બધુ સાચુ ને સચોટ પૃથક્કરણ છે! જે બુદ્ધ અને ઈશુ માટે કહ્યુ, તે ગાધીજી વિષે પણ સાચુ ઠરશે એમ નથી લાગતુ? માનવસ્વભાવ આટલા યુગો થયા છતા ક્યા બદલાયો છે?

ઈશુના મૃત્યુ પછી એકસો વર્ષમાજ દક્ષિણ હિન્દમા ખ્રિસ્તી ધર્મ ફેલાયો, અને ત્યારથી એ ધર્મ હિન્દમા છે, એમ કહી જવાહર આપણને એક નવીન અને આશ્ચર્યચકિત કરી નાખે એવી હકીકત કહે છે

ઇસ્લામના પ્રવર્તક મહમદ પયગબર વિષે એમની આત્મશ્રદ્ધાની એમણે પ્રશસા કરી છે, અને તેમની શાતિ અને એમણે મેળવેલી લોકપ્રીતિને એઓ વખાણે છે અને મહમદ સાહેબના સિદ્ધાતોના પ્રચાર માટે તત્કાલીન અનુકૂળ યુરોપ અને એશિયાની પરિસ્થિતિનુ એમણે ચિનાત્મક ધ્યાન આપ્યુ છે

અશોકના રાજ્યચિહ્નને આઝાદ ભારતના રાજ્યચિહ્ન તરીકે પસદ કરનાર જવાહરને અશોક વિષે શુ કહેવાનુ હશે, એ જાણવાની વાચકને ઈંતેજારી થાય એ સ્વાભાવિક છે પણ અશોક વિષે લખતા જવાહરે પોતાના માનસિક વલણની સ્પષ્ટતા કરતા લખ્યુ છે કે ‘મને લાગે છે કે રાજામહારાજાઓને ઉતારી પાડવાનો મને વધારે પડતો શોખ છે પ્રશસા કે આદર કરી શકાય એવુ એમની જાતમા મને કશુ દેખાતુ નથી પણ હવે એક એવા પુરુષની વાત કરવાના છીએ, કે જે રાજા અને સમ્રાટ હોવા છતા પ્રશસાને પાત્ર હતો’

જવાહર પોતાના મતવ્યની રજૂઆત ન કરતા, જાણીતા ઇતિહાસકાર એચ જી વેલ્સે અશોક વિષે જે પ્રશસ્તિ વચનો ઉચ્ચાર્યા છે, તે રજૂ કરીને પછી કહે છે કે ‘જગતના ઇતિહાસમા અશોક એકજ એવો વિજયી લશ્કરી સમ્રાટ હતો કે જેણે વિજય પ્રાપ્ત કર્યા પછી યુદ્ધ ત્યજી દીધુ      અશોકે બૌદ્ધધર્મને ફેલાવવા માટે ભારે પ્રયાસ કર્યો, પણ એ માટે તેણે કદીયે બળજબરી ન કરી તેમના હૃદય જીતીનેજ તે લોકોને બૌદ્ધધર્મમા આણવાનો પ્રયત્ન કરતો ધાર્મિક પુરુષોએ કવચિદ્ જ આવો સમભાવ બતાવ્યો હતો,” એમ કહીને ઇસ્લામ, ખ્રિસ્તી વગેરે ધર્મો જે જબરજસ્તી કરતા હતા તેનો પરોક્ષ રીતે ઉલ્લેખ કરતા અને ધર્મે જે જાતની ક્રૂરતા પ્રસારી અને માનવ વચ્ચે દ્વેષ, તિરસ્કાર અને હેવાનિયત ફેલાવ્યા છે તેની પર કટાક્ષ કરતા એઓ કહે છે

‘લોકોને પોતાના ધર્મમા લાવવા માટે, બળાત્કાર, ધાક, ધમકી, કે છેતરપીંડીનો ઉપયોગ કરતા તેઓ ભાગ્યેજ અચકાયા છે આખો ઇતિહાસ ધાર્મિક દમન

કહીએ તો ચાલે. જોકે, ગુરુદેવ ટાગોર રામાયણ અને મહાભારતને ઇતિહાસ જ કહે છે. પણ અર્વાચીન અર્થમાં જેને આપણે ઇતિહાસ કહીએ છીએ, તેવી ઇતિહાસની ભાવના એ મુસ્લિમ સંસ્કૃતિના હિન્દમાંના આગમનનું એક શુભ પરિણામ છે. આપણે ત્યાં રાસાઓ પ્રબંધો વગેરે હતાં. પરન્તુ, તેમાં કેવળ ભાટાઈ આવતી, અતિશયોક્તિઓ અને દંતકથાઓ આવતી. એમાં તારીખોનાં પણ કાંઈ ઠેકાણાં નહિ. પૃથ્વીરાજ રાસા જેવી ઐતિહાસિક મનાતી કૃતિઓમાં પણ ઇતિહાસ નહિવત્, અને તે પણ આધારભૂત નહિ. વળી, આપણાં મહાકાવ્યો, નૈષધીય ચરિત, રઘુવંશ, કુમારસંભવ જેવામાં પણ ઐતિહાસિક દૃષ્ટિ નહિ.

મુસ્લિમો ઇતિહાસની ભાવના લેતા આવ્યા. તેથી આપણને મુસ્લિમના આગમન બાદ તવારીખ આધારભૂત અને પ્રમાણભૂત કહી શકાય તેવી મળે છે. અને તે પછી આપણે ત્યાં ધીમે ધીમે ઇતિહાસદૃષ્ટિ વિકાસ પામી, અને તેની શિરકલગી જવાહરના ઇતિહાસને જાય છે. કારણ કે, પૂર્વે લખાયલો ઇતિહાસ રાજકીય ઇતિહાસ જ હતો, જ્યારે જવાહરનો ઇતિહાસ એ વ્યાપકદૃષ્ટિવાળો, ઔચિત્યપૂર્ણ, વિવેકયુક્ત અને પ્રમાણના ભાનવાળો ઇતિહાસ છે.

જવાહર ભૂતકાળને જ્વલંત બનાવી જાણે છે, અને દરેકનું સ્થાન નક્કી કરે છે. માનવજીવનને સ્પર્શતા પ્રત્યેક પ્રશ્નને છણે છે. એઓ, શ્રી. જદુનાથ સરકારની જેમ વિગતોનો ખડકલો કરતા નથી. પરન્તુ, એમનામાં શુષ્ક ઇતિહાસકાર કરતાં રસિક ઇતિહાસકારની શક્તિ ભળેલી છે. એઓ કેવળ ઇતિહાસકારજ હોત તો, એમનો ઇતિહાસ શુષ્ક કે રસશૂન્ય બની જાત. પણ એઓ તો સમર્થ સાહિત્યકાર અને કલાકાર પણ છે. તેથીજ એમનો ઇતિહાસ આટઆટલો રસપૂર્ણ બન્યો છે. જવાહરે આપણને અભિનવ ઇતિહાસ આપીને આપણી દૃષ્ટિ ખોલી નાંખી છે. ઇતિહાસમાં શું શું આવે, તવારીખકારમાં કેવું દૃષ્ટિબિન્દુ જોઈએ, એ જવાહરે સદૃષ્ટાન્ત દર્શાવ્યું છે.

જવાહર એમના અભિનવ દૃષ્ટિબિન્દુને લીધેજ, આપણા સમાજજીવનમાં ખેતી દાખલ થઈ તેને મહાન પરિવર્તનનો યુગ માને છે. ઇતિહાસમાં માનવ પોતાની સંપત્તિ શી રીતે વધારતો ગયો, અને એનો આર્થિક વિકાસ શી રીતે થયો, એ હકીકત ખૂબ જ મહત્વની છે. સાટાનાં વ્યવહારમાંથી નાણાંમાં અને નાણાંના વ્યવહારથી માત્ર કાગળના નાણાંમાં શી રીતે પરિવર્તન થયું તે જણાવી એમણે માનવીનો અર્થશાસ્ત્રની દૃષ્ટિએ ઇતિહાસ આલેખ્યો છે. જવાહર એનું સમાપન કરતાં કહે છે કે :

કોઈ પણ હિન્દીને, એ ઇતિહાસ વાંચીને સાચો ભારતવર્ષ કેવો હતો, તેની શોધ કરવી પડે છે. એણે જાતે મહેનત કરીને સાચા ભારતવર્ષના ભૂતકાળને પોતાનાં સ્વતંત્ર કલ્પના ચક્ષુથી જોવો પડે છે. આપણા છેલ્લાં પાંચ હજાર વર્ષોનો ઇતિહાસ ઇતિહાસગ્રન્થોમાંથી મળતો ન હોવાથી, જવાહરે જેલની શાંતિમાં, ભૂતકાળમાં ડૂબકી મારી, અને એમને હિન્દના ભૂતકાળનું જે સાચું દર્શન થયું, એમણે ભૂતકાલીન ભારતવર્ષના ગૌરવને જે નવા પ્રજ્ઞાચક્ષુથી નિહાળ્યું, તે 'મારું હિન્દનું દર્શન ' એ ગ્રન્થમાં આલેખ્યું છે.

જવાહરનો એ ગ્રન્થ ભારતના પુણ્યતીર્થની એક તીર્થયાત્રા છે. જવાહરે એમાં ભારતના ઇતિહાસના નામથી ઓળખાતી અસંબદ્ધ લાગતી ઘટનાઓને સુંદર રીતે ગૂંથી એક સળંગ ચલચ્ચિત્ર ઊભું કર્યું છે. યુગોજૂના ભારતવર્ષનું સમગ્ર અવલોકન કરવાનો આપણને આ ગ્રન્થ પહેલો મોકો આપે છે. અને તે પણ એવી વ્યક્તિએ કરેલું કે જેને આપણા ભૂતકાળમાં શ્રદ્ધા નથી, પણ ભારોભાર અશ્રદ્ધા છે.

આ પુસ્તક વાંચતાં જાણે આપણે કોઈ ' એરેબીયન નાઇટ્સ ' ની અદ્ભુત કથા વાંચતાં હોય તેવા વાતાવરણમાં મૂકાઈ જઈએ છીએ. એ વાંચનનો અનુભવ અત્યંત રોમાંચક નીવડે છે. આ વ્યક્તિગત વિશેષતા, આ પુસ્તકને સાધારણ ઇતિહાસ કરતાં વિશેષ મૂલ્યવાન બનાવે છે. એ વાંચતાં જાણે એમ થાય છે, કે જવાહરની અનુભૂતિમાં આપણે પણ શામિલ છીએ અને એની સાથોસાથ આપણે પણ નવી દૃષ્ટિથી ભારતની ખોજ કરી રહ્યા છીએ.

એ પુસ્તકમાં ભારતના ભૂતકાલીન જીવનનો એવો એક પણ અંશ નથી કે જે એમાં વણસ્પર્શ્યો રહ્યો હોય. ભારતનો સામાજિક સંગઠનનો ઇતિહાસ, આપણી વેદાંતજ્ઞાનની ભૂમિકાનાં છ દર્શનો, રાજકીય પાર્શ્વભૂમિકા, કળા, સાહિત્ય, સંસ્કૃતિ, રાષ્ટ્રની ઉન્નતિ અને અવનતિની પ્રક્રિયા, બધા પર એમણે નવો પ્રકાશ પાડ્યો છે. એક રીતે કહીએ તો આપણા દેશની શક્તિ તથા મર્યાદાનું સંપૂર્ણ ચિત્ર એઓ આપે છે. એમાં સર્જનાત્મક કાર્યના યુગોનું વિશદ વર્ણન છે. અને રાજવંશાવલિ તથા સમ્રાટોની વિજયગાથાઓને એમણે ગૌણ સ્થાન આપ્યું છે.

વિદેશી ઇતિહાસકારોની દેખાદેખીથી આપણા દેશના પાઠ્યપુસ્તક લેખકોએ પણ આપણા ઇતિહાસને કૃત્રિમ કાળોમાં વહેંચી નાંખ્યો છે, તે તો અહીં સદંતર ગેરહાજર છે. ભારતીય ઇતિહાસના વિવેચનને બ્રિટીશયુગ, મરાઠાયુગ, મોગલયુગ, એવા વિભાગોથી જેટલું વિકૃત બનાવાયું છે, તેટલું બીજા કશાથી બનાવાયું નથી. પણ જવાહરની ઇતિહાસકાર તરીકેની દૃષ્ટિ હમેશાં આમજનતા પર મંડાયલી છે,

અને તેથી એમને લક્ષમાં રાખીનેજ એઓ યુગનું વિભાગીકરણ કરે છે. એથી જ બ્રિટીશ યુગનું આલેખન કરતાં એમની દૃષ્ટિ ગવર્નર-જનરલ પર ઠરી નથી, પણ હિન્દના ઉદ્યોગોનો નાશ, બંગાળની લૂંટ, રાજા રામમોહન રૉય, ૧૮૫૭ નો બળવો: વગેરે પર ઠરે છે.

આમ આવી સાહસિક ખોજ કરવી, ઉત્સાહથી એક નવી દુનિયામાં પ્રવેશ કરવો અને સાથે સાથે રાષ્ટ્રને ઉજળા ભવિષ્ય પ્રત્યે મીટ માંડતો કરવો એ અત્યંત મુશ્કેલ કામ છે. એ કાર્ય કોઈ પણ ઇતિહાસકારની શક્તિની બહારની વાત છે. પણ જવાહર એ સાધી શક્યા છે. છેલ્લાં પાંચ હજાર વર્ષની કહાની હિન્દના ઉજ્જવલ ભાવિ માટેની ભૂમિકા તૈયાર કરે છે. જવાહરની મીટ તો ભાવિ પર છે. હિન્દને માટે જવાહર ભાવભર્યા શબ્દોમાં, એમની મનોહર શૈલીમાં—જે આ ગ્રન્થનો એક શ્રેષ્ઠ ભાગ છે—તેમાં કહે છે:

"હિન્દે બાલ્યાવસ્થાની નિર્દોષતા અને ઉદાસીનતા, યૌવનનું જોમ અને સાહસિકતા, અને સુખદુઃખના લાંબા અનુભવમાંથી આવતું પુખ્તવયનું પરિપક્વ શાણપણ જાણ્યાં છે. વળી, પોતાની બાલ્યાવસ્થા, યૌવન તેમજ વૃદ્ધાવસ્થા તેણે ફરીફરીને નવેસરથી સજીવન કર્યા છે.......કોઈ ગુપ્ત સિદ્ધાંત કે અલૌકિક વિદ્યાએ નહિ પણ પોતાની કરુણામય માનવતા, વૈવિધ્યશાળી ને સમભાવયુક્ત સંસ્કૃતિ તેમજ જીવન અને તેના ગૂઢ માર્ગોની ઊંડી સમજે, હિન્દને પ્રાણવાન રાખ્યું છે. અને આ બધા લાંબા લાંબા યુગો દરમ્યાન ટકાવી રાખ્યું છે."

ભૂતકાળ પ્રત્યે કેટલી શ્રદ્ધા, કેવો આશાવાદ એમાં દૃષ્ટિએ પડે છે! એમની ભાષામાં એમનું હૃદય કેવું સુંદર રીતે પ્રતિબિંબિત થયું છે! જવાહર અહીં કવિત્વમય થયા છે. લાગણીમય બન્યા છતાં, એમણે તર્કશક્તિ જાગૃત રાખી છે. જવાહરની ચિત્રશક્તિના પણ આપણને અનેક દૃષ્ટાન્તો મળે છે. હ્યુએનસંગનું ભવ્ય રેખા ચિત્ર આપતાં એઓ કહે છે:

"ચીનમાંથી તે હિન્દના પ્રવાસે નીકળ્યો ત્યારે એની ઉમર ૨૬ વર્ષની હતી. તે કદમાં ઊંચો ને દેખાવડો હતો. તેનો વર્ણ નાજુક અને આંખો ચમકદાર હતી. તેના હાવભાવ ગંભીર ને ભવ્ય હતા. તેનાં અંગોમાંથી ઓજસ અને મોહકતા ઝરતાં હતાં. તે મહાસાગર જેવો ભવ્ય હતો અને કમળ જેવો સૌમ્ય ને પ્રતિભાશાળી હતો."

કેટલું વિગતપૂર્ણ ચિત્ર છે આ? જવાહર થોડાક જ શબ્દોમાં એ ચીની પરિવ્રાજ ને આપણી સમક્ષ જીવતો જાગતો ખડો કરી દે છે!

ગાંધીજી વિષેનું નીચેનું ચિત્ર પણ કેટલું સચોટ, ઔચિત્યપૂર્ણ, સંપૂર્ણ, વાસ્તવિક અને મનોહર છે! જવાહર કહે છે

“એક નાનકડો માનવી આવ્યો, અને તેણે ખેડૂતોની કેડી ઉતરી ગયેલી આશાશૂન્ય અને કચવાયેલી લાગતી હોય એવી આંખોમાં સોંસરી દૃષ્ટિ કરી તેના ચીમળાઈ ગયેલા હૃદયના ઊંડાણમાં પ્રવેશ કર્યો અને લાંબા કાળની તેની વેદના પિછાણી તેની નજરમાં જાદુ હતો, તેના સ્પર્શમાં જીવનદાયી અગ્નિ હતો, તેના અવાજમાં હમદર્દી હતી, તેના હૃદયમાં અપાર પ્રેમ ને કરુણા ભરેલા હતા, અને શહીદની આમરણ નિષ્ઠા હતા ખેડૂતો, મજૂરો તથા બીજા દલિત લોકોએ તેમના દર્શન કર્યાં, ને તેમના બોલ સાંભળ્યા તેમના મૃતપ્રાય હૃદયો ચેતનવંતા થયા રોમહર્ષ અનુભવવા લાગ્યા, અને તેમનામાં અજબ પ્રકારની આશાનો ઉદય થયો

થોડા જ શબ્દોમાં ગાંધીજીની હિન્દની આમજનતા પર થયેલી જાદુઈ અસર તથા, એમની કામ કરવાની પદ્ધતિ, એમની દૃષ્ટિ એ બધાનો ખ્યાલ આવી જાય છે

આ રીતે જવાહરે એમની અભિનવ દૃષ્ટિથી પારદર્શક સ્પષ્ટતાથી ને નિર્ભયતાથી, ઇતિહાસના ઘડતરમાં આપેલા પ્રત્યક્ષ ફાળાથી, એમના વ્યાપક અને અત્યંત સંવેદનશીલ લાગણીતંત્રથી એમની સૂક્ષ્મદૃષ્ટિથી, જગતના ઇતિહાસકારોમાં એક અનોખું, અદ્વિતીય, અને ચિરંજીવ સ્થાન પ્રાપ્ત કર્યું છે જવાહર કેવળ ઇતિહાસકાર નથી, પણ ઇતિહાસને જોનાર દ્રષ્ટા છે અને ભૂતકાળને જીવંત બનાવનાર સંજીવનીવિદ્યામાં એ નિષ્ણાત છે એથી જ એમનો ઇતિહાસ રસઝરતો છે, ને જ્ઞાનસમૃદ્ધ છે

## [૩]

# જવાહર વક્તા તરીકે

लौकिकानां हि साधूनामर्थं वागनुवर्तते ।
ऋषीणां पुनराद्यानां वाचमर्थोऽनुधावति ॥

જવાહર હિન્દના મહાન વક્તાઓમાં અગત્યનું સ્થાન પામે એવા વક્તા નથી સુરેન્દ્રનાથ બેનરજી, પંડિત મદનમોહન માલવીય, શ્રીમતી સરોજિની નાયડુ, ડૉ. શ્યામપ્રસાદ મુકરજી, ડૉ. રાધાકૃષ્ણન, વગેરે વક્તાઓની હરોળમાં બેસી શકે એવા વક્તા એ ભલે ન હોય. છતાં, જવાહરનું વક્તૃત્વ, એમની વાક્છટા, એ એમની સફળતાનું, એમની બેનમૂન લોકપ્રિયતાનું, ચૂંટણીમાં કૉંગ્રેસની જીતનું પરિણામ છે, એ વાતનો કોઈનાથી ઇન્કાર થઈ શકે એમ નથી.

જવાહરમાં વાક્છટા, વાણીને લડાવવાની, શબ્દરમતો કરવાની, અલંકારો વાપરીને ભાષાને બહેલાવવાની આવડત પણ નથી. અને એની જરૂરિયાત પણ એમને લાગની નથી.

એમનો વાક્પ્રવાહ એકધારો નથી. એ સ્ખલિત થતો થતો, વચ્ચે વચ્ચે અટકતો, શબ્દોને શોધતો, એવો એમનો વાક્પ્રવાહ છે. એનું એક કારણ એ છે, કે એમના વિચારો આગળ ચાલતા હોય છે અને વાણી પાછળ રહી જાય છે, એટલે એઓ વાણી વિચારનો સંગાથ કરી શકે એ માટે અટકતા હોય છે. આથી ક્યારેક એઓ, એકનું એક વાક્ય ફરીફરીને ઉચ્ચારતા હોય છે. ઘણીવાર, પોતે વિચારમાં એટલા આગળ વધ્યા હોય છે, કે, પોતે શું કહ્યું, એ વીસરી જાય છે. અને તેથી જે વિચાર ચાલતા હોય તે રજૂ કરે છે. એટલે એમના ભાષણમાં કેટલીયે વાર સંબદ્ધતા રહેતી નથી.

આમ છતાં, જવાહર એ અત્યંત લોકપ્રિય વક્તા છે. એનાં અનેક કારણો છે. એમની વક્તા તરીકેની મર્યાદા એમના તેજસ્વી અને પ્રતિભાશાળી વ્યક્તિત્વથી ઢંકાઈ જાય છે. ઘણા શ્રોતાઓ, જવાહરની સામે બેઠા બેઠા એમનું ભાષણ સાંભળતા

હોય, ત્યારે, એમના કાન કામ કરતા નથી હોતા ફક્ત એમની આંખ જ એમના દર્શનથી તૃપ્તિ અનુભવતી હોય છે અને તેથી, એમને જવાહરને સાંભળ્યા કરતાં, એમને જોયાનોજ સંતોષ હોય છે અને તે એટલો બધો કે એમને ન સાંભળ્યાનો એમને રંજ રહેતો નથી

બીજુ, જવાહરની વાણી સીધી હૃદયમાંથી આવે છે એમની વાણી અર્થની પાછળ દોડતી આવે છે એમનામાં રીતિ કરતાં વસ્તુજ એટલું બધું અગત્યનું હોય છે, કે વાણીનું સુશોભન એમને જોઈતું નથી વાણીનું અર્થથી કે વિચારથી સ્વતંત્ર એવું સ્થાન એમના વ્યાખ્યાનોમાં હોતું નથી વળી, આજે શ્રોતાજન પણ એટલા કુશળ બની ગયા છે, કે એવા વાણીનો આડંબર એમને ગમતો નથી કેવળ શબ્દાળુતા એમને રુચતી નથી જવાહરના ભાષણો વિચારથી સભર હોય છે, લાગણીથી ઓતપ્રોત હોય છે, તેથી જનતાને એ ગ્રાહ્ય લાગે છે જવાહર ભાષણ કરવા છતાં, શ્રોતાઓની જોડે જાણે વાતો કરતા હોય છે, એમને પ્રશ્નો પૂછતા હોય છે, એમની આગળ પોતાનું દિલ ખાલી કરતા હોય છે, એમને શીખવતા હોય છે આથીજ એમના ભાષણો કલાકો સુધી ચાલે છે, છતાં, એકપણ શ્રોતાજન ઊઠતો નથી કે કંટાળતો નથી

એકવાર જ્યારે જવાહર પંજાબમાંથી પસાર થતા હતા, ત્યારે, એમની મોટર આગળ લોકોના ટોળા ઉમટતા, અને એમને 'વન્દે માતરમ્'ના સૂત્રોથી સત્કારતા જવાહરે એમને પૂછ્યું કે "આ મા કોણ? તમે કોને વંદન કરો છો?" જવાહરે બધાને પ્રશ્ન પૂછ્યા દરેકે જાણે જુદા જુદા ઉત્તર આપ્યા, એટલે જવાહરે 'માતૃભૂમિ' કોને કહેવાય, તે એમને સંક્ષેપમાં પણ પ્રતીતિકર રીતે સમજાવ્યું આમ જવાહરનું વક્તૃત્વ ક્યારેક લોકશિક્ષણનું પણ કાર્ય કરે છે

વક્તૃત્વ એ જવાહર માટે સાધન છે, સાધ્ય નથી એથી જ, જનતાને એ ગમે છે જવાહરનો ઉદ્દેશ છટાદાર ભાષણ આપીને જનમનરંજન કરવાનો છે જ નહિ, પણ એઓ તો પોતાના દિલની વાત કહેવા ઈચ્છે છે, આમજનતાને પોતાના સ્વજન સમજીને, એમને ક્યારેક નસિહત આપવા ઈચ્છે છે, ક્યારેક એમની જોડે લાડ કરવા ઈચ્છે છે, કોઈક પોતાનું હૃદય ખાલી કરવા ઈચ્છે છે, ક્યારેક, પોતાના મનને સમજાવવા, ક્યારેક ગેરસમજૂતીઓ દૂર કરવા, લોકોને માર્ગદર્શન કરાવવા, ખોટે માર્ગેથી પાછા વાળવા ઈચ્છે છે, અને તે કાર્યમાં પોતાની વક્તૃત્વકળાને સાધનરૂપ બનાવે છે

જવાહરે પાંચ પાંચ અને દશ દશ લાખની મેદની જોડે, પોતાના ભાષણ દ્વારા સીધો સંપર્ક સાધ્યો છે અને બેથી ત્રણ ત્રણ કલાક સુધી એમનો વાણીપ્રવાહ

અસ્ખલિત વહ્યો છે. અને, જેમ સીનેમાગૃહમાં કે નાટ્યગૃહમાં પ્રેક્ષકો ત્રણ ત્રણ કલાક સુધી એકચિત્તે શાંતિથી બેસી રહે, એટલી જ શાંતિથી, એટલા જ રસથી, એટલા જ ઉત્સાહથી અને વિશેષે કરીને સિસૃક્ષાથી, જવાહરનું ભાષણ સાંભળતાં લોકો બેસી રહે છે.

બાહ્યદૃષ્ટિએ કે રીતિદૃષ્ટિએ આપણે વિચાર કરીએ તો જવાહરના વ્યાખ્યાનોમાં સરળ રીતે, ઝીણામાં ઝીણી વિગતો સંક્ષેપમાં આપીને, પછી એ વિગતો અને પરિસ્થિતિનું પૃથક્કરણ કરવાની એમની શક્તિનાં આપણને દર્શન થાય છે. હિન્દની વિદેશનીતિ પર એઓ ભાષણ આપતા હોય, કાશ્મીરનો પ્રશ્ન સમજાવતા હોય, આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિની સમાલોચના કરતા હોય, પાકીસ્તાન અને હિન્દના ઝઘડાઓ આલેખતા હોય, ત્યારે, એક સામાન્ય કિસાનને, કે મજદુરને પણ આસાનીથી સમજાય એ રીતે, એઓ રજૂઆત કરે છે.

જવાહરના ભાષણો જ્યારે પૃથક્કરણાત્મક હોય છે, ત્યારે એમના વિચારપ્રધાન દિમાગ્નું પ્રતિબિંબ પડે છે, અને જ્યારે લોકોને નસિયત આપવાની હોય, એમની પર રોષ ઠાલવવાનો હોય, પોતાના દિલનું દર્દ નિરૂપવાનું હોય, ત્યારે એમના હૃદયને, એમની લાગણીને પ્રતિબિમ્બિત કરે છે. ત્યારે એમના વક્તૃત્વને, એમના લાગણી-પ્રધાન માનસના આવિર્ભાવની મદદ મળે છે. અર્થાત્ ગુસ્સે થતા હોય, ત્યારે એમની આંખ રાતી થઈ જાય, એમની વાણી અસ્ખલિત બની જાય, ત્રૂટક ત્રૂટક વાક્યોજ એઓ બોલે, ક્યારેક કરુણ વાત કહેવી હોય ત્યારે, એમના ગળાનો ડૂમો, કે રૂંધાયલાં આંસુ એમના વાણીના પ્રવાહને રૂંધે, અને શ્રોતાજનોને પણ જરા સ્વસ્થ થવાનો મોકો આપે

જવાહરની લાગણી પ્રધાનતા, એમની પ્રબળ સંવેદનશીલતા, એમના વક્તવ્યને મદદકર્તા તેમ જ હાનિકર્તા બન્ને છે. મદદકર્તા એટલા માટે કે, કરુણરસમાં એઓ પોતાના શ્રોતાઓને પોતાની જોડે ખેંચી શકે છે, અને હાનિકર્તા એટલા માટે કે એથી એમની વાણીનો પ્રવાહ ત્રૂટક ત્રૂટક બની જાય છે, ક્યારેક થંભી જાય છે, ક્યારેક અર્થથી એનો વિચ્છેદ થાય છે. આથી લોકસભામાં જ્યારે વિરોધપક્ષના નેતાઓ, એમની આકરી ટીકા કરે છે, એમની પર ખોટું દોષારોપણ મૂકે છે કે ખોટા આક્ષેપો કરે છે, ત્યારે એઓ એટલા બધા ઉશ્કેરાઈ જાય છે, કે, દિમાગ્ ગૂમાવીને, સામાને ગમે તેમ કહી નાંખે છે. અને તે એટલે સુધી કે, પછી એમને પોતે દિમાગ્ ગૂમાવ્યો તે માટે માફી માંગવી પડે છે.

પણ એમ છતાં, એ વાત કબૂલ કરવી પડશે, કે જવાહરે આ પોતાની મર્યાદાઓ પર સારો કાબૂ મેળવ્યો છે અને એ દિશામાં પ્રશસ્ય એવી પ્રગતિ કરી

જવાહર અટકતા અટકતા બોલે છે, કેટલીકવાર વાક્યોને બેવડાવે છે, ક્યારેક પ્રસંગાંતર પણ કરે છે, કેટલાક શબ્દો પર એમને એટલો બધો મોહ છે, કે, એ શબ્દો વારંવાર વાપરે છે. એટલે સુધી કે એમની એ શબ્દોની પુનરુક્તિ આપણને ખૂંચે, એમ છતાં, લોકોમાં એમની વાણીનો અચ્છો પ્રભાવ પડે છે. એટલે વક્તૃત્વકલા એમની કદાચ ન કહી શકાય, પણ વક્તૃત્વ સાધન હોય અને જનતાની સમક્ષ પોતાના વક્તૃત્વદ્વારા પોતાના હૃદયને કે પોતાની વિચાર સરણીને રજૂ કરવાની આવડતને જો આપણે સારી ભાષણ કળા કહીએ તો એ એમનામાં છે.

પણ જ્યારે જ્યારે મહાનપ્રસંગે, જવાહર સાચી અનુભૂતિથી બોલે છે, ત્યારે એઓ એટલી મહાન ઊંચાઇએ પહોંચે છે, કે, ત્યાંસુધી હિન્દનો બીજો કોઇ મહાન વક્તા આજ સુધી પહોંચી શક્યો નથી, એ વખતે એમની વાણીને અલંકારોની જરૂર નથી પડતી.

વિધાનપરિષદ્‌માં સ્વાતંત્ર્યના ઠરાવ પરનું એમનું પ્રથમ ભાષણ કે રાષ્ટ્રધ્વજ પર એમણે આપેલું ભાષણ કે ત્રીશમી જાન્યુઆરિએ ગાંધીજીના નિર્વાણ પછી તરત જ રેડિયો પર એમણે આપેલું વ્યાખ્યાન, કે, લોકસભામાં ગાંધીજીને અંજલિ આપતું વ્યાખ્યાન, એ કેવળ રાજકીય સાહિત્યમાં જ સ્થાન પામશે, એટલું જ નહિ, પણ જગતની અમર રચનાઓમાં પણ એનું મહત્વપૂર્ણ સ્થાન હશે.

જવાહરની ભાષામાં મોહકતા, આદર્શનો ખણખણાટ, બુદ્ધિના તીવ્ર ચમકારા, અમીર માનસ ને ઉમરાવ દિલનું સંવેદન હોય છે. જવાહર બોલે છે ત્યારે 'દુશ્મનોને પણ વહાલા લાગે' એવો ભાસ થાય છે. સંસદ્‌માં વિરોધપક્ષના સભ્યોને સંબોધતાં એઓ બોલે છે ત્યારે એમની આર્દ્ર વાણીનો પ્રવાહ અસ્ખલિત રીતે વહે છે અને એમને સાંભળવા સંસદની ગેલેરીઓ ચીકાર હોય છે. સંસદ્‌માં બોલતાં એક વખતે એમણે જણાવ્યુ કે:

"ખોડખાંપણ ને ભૂલો અમારામાં પણ છે. વિરોધપક્ષોની હાજરી વગર લોકશાસનનું મહત્વ ઓસરી જાય. ટીકા કરો. પ્રહાર પણ કરો, પરન્તુ, જેમ નરસું નજરે ચડે તેમ સારું પણ નોંધાવું જોઈએ. આવો, મારી સાથે, મહાન હિન્દની ઉઘડતી દુનિયાની સફરે. ત્યાં તમે ઘણું એવું જોશો જે તમે નિહાળ્યું નથી.........'

"તમારા પ્રહારો કેવળ સરકાર પરજ નથી.........પરન્તુ, જનતાની પીઠ પર એ ચાબખા પડે છે. શું જે મહાન સર્જન થઈ રહ્યું છે તે અમારા–સરકાર–થકી થઈ રહ્યું છે? એ તો જનતાના ભગીરથ પ્રયાસનો પ્રસાદ છે. એને વગોવીને તમે

કેવળ સરકાર પરજ નહિ પરન્તુ આ મહાન જનતા પર પ્રહારો કરી રહ્યા છો. ......આપણો મહાન દેશ......એના રાષ્ટ્રપતિ.........રાષ્ટ્રપતિ તો આ આઝાદ મુલકના પ્રતીક છે.........એમણે જ્યારે સંસદ ને રાજ્યસભાની ચાલુ બેઠક ખુલ્લી મૂકી ત્યારે કેટલાક વિરોધી સભ્યો ઘોંઘાટ ચલાવીને અળગા રહ્યા. એમાં હિન્દની આઝાદીનું, એના આ ભવ્ય પ્રતીક–રાષ્ટ્રપતિ–નું અપમાન હતું. પ્રજાસત્તાકનું–જનતાનું–અપમાન હતું."

જવાહરના આ નિખાલસ અને પ્રેરક શબ્દોએ વિરોધ પક્ષના સભ્યો પર ચારેલી અસર કરી અને તેઓ પોતાની ત્રૂટીઓ જોઈ શક્યા.

બીજે એક પ્રસંગે, પાકીસ્તાન અમેરિકા લશ્કરી જોડાણ વિષે જવાહરે જણાવ્યું:

"સૈનિક એક મોહક પુરુષ છે. હું સૈનિકને ચાહું છું. લડાઈનું રણશિંગું ફૂંકાય એટલે સૈનિક સર્વોપરિ બને છે. પછી એના હુકમને, એના ડહાપણને સૌ આધીન રહે છે. પરંતુ જો શાંતિ સમયમાં સૈનિકની આંખે ને સૈનિકના કાનેજ બધું જોવાય તો શાંતિમાંથી જંગ ઉપજાવવામાં આવે છે."

"હિન્દે કાંઈ આજે નવી નવાઈની શાંતિની વાતો વહેતી નથી મૂકી. જ્યારે પોતાની જ સ્વતંત્રતા માટે તે ઝઝૂમતું હતું, ત્યારે પણ હિન્દે તો શાંત માર્ગજ સ્વીકાર્યો હતો."

જવાહરે અહીં થોડાજ શબ્દોમાં પોતાનું દુઃખ વ્યક્ત કર્યું. અને તે પણ ગૌરવપૂર્વક તેમજ તોળી તોળીને ચૂંટેલા શબ્દોમાં. જવાહરના આ ઐતિહાસિક પ્રવચનમાં, એશિયાના જાગેલા આત્માનો નિર્દેશ છે, યુદ્ધઘેલછામાં વિનાશને આરે ધસી જતા વિશ્વને બચાવવાની ભાવના છે એટલુંજ નહિ પણ વિશ્વશાંતિની ખેવના છે.

જવાહરને માટે એમ કહેવાય છે, કે એઓ હિન્દી કરતાં અંગ્રેજીમાં ઘણા સારા વક્તા છે. અને અંગ્રેજી સાંભળનાર શ્રોતાઓ પર એમની ઘણી સારી અને ઘણી ગંભીર તેમજ ચિરંજીવ છાપ પડે છે. એઓ અમેરિકા ગયેલા, ત્યારે ત્યાંનાં સ્ત્રીપુરુષો એમની પાછળ ઘેલાં હતાં, તેનું એક કારણ એમનું અંગ્રેજી ભાષામાં છટાદાર વક્તૃત્વ હતું. આ હકીકત કેટલેક અંશે સત્ય છે. કારણ કે જવાહર નાનપણમાં અંગ્રેજ શિક્ષકોના હાથનીચે ભણેલા, અને શાળાનું ને કૉલેજનું શિક્ષણ વિલાયતમાં લીધેલું. એટલે અંગ્રેજી ભાષા ઉપર એમનું પ્રભુત્વ વિશેષ હોય, તેમજ અંગ્રેજી ભાષાનો એમનો શબ્દભંડોળ પણ અત્યંત વિસ્તૃત હોય, જેથી પોતાના વિચારો અત્યંત આસાનીથી અને શબ્દૌચિત્યને પરિણામે વધારે સ્પષ્ટ રીતે ને ભારપૂર્વક એઓ અંગ્રેજીમાં રજૂ કરી શકે.

બીજી તરફ હિન્દી કે હિન્દુસ્તાનીમાં ભાષણ કરતી વખતે એમને એક મુસ્કેલી એ નડે છે કે એમને સંકુચિત શબ્દભંડોળથી ચલાવી લેવું પડે છે. એમની વાણી મધુર, કોમળ અને એકધારી હોય છે, એ સાચી વાત. પણ એમની માતૃભાષા, ઉર્દૂ વલણવાળી અને ઉર્દૂપ્રચુર હિન્દુસ્તાની છે, જ્યારે આજના આપણા રાજકીય પુરુષો સંસ્કૃતમય હિન્દીનો અસાગ્રહ ગણે છે. જવાહરનું સંસ્કૃતજ્ઞાન મર્યાદિત, ઉર્દૂનું વિસ્તૃત. એટલે, જવાહર ભાષણ કરતી વખતે સંસ્કૃત અને ઉર્દૂ બન્નેનો સમન્વય કરવા જાય અને એથી એમને માટે મુસીબત ઊભી થાય છે. આથી એમનું ભાષણ લાંબું અને વિશૃંખલ લાગે છે. સંસ્કૃતના મર્યાદિત જ્ઞાનને લીધે, જેટલું અંગ્રેજી પર એમનું પ્રભુત્વ છે, તેટલું હિન્દી પર નથી આવી શકતું. તો પણ એમના વ્યક્તિત્વ અને એમના વિચારોની પારદર્શિતાને લીધે, એમની ઓછી તૈયારી અને શબ્દોના શૈથિલ્યનો દોષ ઢંકાઈ જાય છે.

ગાંધીજીનું હિન્દી જ્ઞાન પણ મર્યાદિત હતું. તો પણ, એઓ તો થોડામાં થોડા શબ્દોથી જ કામ લેતા હતા, ને, બીજું એમનામાં વચન અને કર્મનું સામંજસ્ય હતું, જેથી એમની કોઈપણ ઉક્તિ વાક્છટાથી ઉપર જઈ શકે.

સરદાર પટેલનું હિન્દી જ્ઞાન પણ સીમિત હતું, પણ એમ છતાં, એમનામાં પરિહાસ ને વ્યંગ્યના ગુણો હતા, જેથી એમનો દોષ ઢંકાઈ જતો હતો.

એ પણ ખરું કે આજની જનતા પણ એટલી શિક્ષિત થઈ છે, કે એને વાક્છટા કે વાગાડંબરની પડી નથી. એને બેનરજીનાં લાંબાં લાંબાં આલંકારિક વાક્યોવાળું ભાષણ પણ નથી જોઈતું, યા તો, પંડિત માલવીયજીનું શબ્દખેલવાળું વ્યાખ્યાન પણ રુચતું નથી. શ્રી નિવાસ શાસ્ત્રીનું સાહિત્યિક વ્યાખ્યાન કે સરોજિનીના કોકિલકંઠી વ્યાખ્યાનની અસર પણ આજની જનતા પર પડતી નથી. આજે તો જનતાને સાધારણ અવાજવાળા, જેણે સ્વાતંત્ર્યસંગ્રામમાં ભાગ લીધો હોય, અને જેના વચન અને કર્મમાં કાંઈક મેળ હોય, એવા સરળ વક્તા ગમે છે. ૧૯૨૦ થી હિન્દની આમજનતામાં આવું પરિવર્તન થયું. અંગ્રેજી ભાષા પર જેમનું પ્રભુત્વ હતું, એવા પુરુષની કંઈ કિંમત રહી નહિ. જે આદર્શ માટે લડવા ને કુરબાની કરવા તત્પર હોય, તેવાનું જ ભાષણ સાંભળવાને જનતાને ખેવના હતી. અંગ્રેજી ભાષણ કરનારાઓની લોકપ્રિયતાનો જમાનો આથમી ગયો.

જવાહરે ગાંધીજીની અસહકારની લડતમાં ઝંપલાવ્યું અને તે વખતે ઉત્તરપ્રદેશના એમના પ્રવાસને પરિણામે, અને વિશેષે કરીને પ્રતાપગઢના ખેડૂતોમાં એઓ ગામડે ગામડે ફર્યા, એમનો ગાઢો સંપર્ક સાધ્યો, ત્યારે, જવાહરનો અંગ્રેજીનો મોહનો અંચળો આપોઆપ દૂર થઈ ગયો. જવાહર આમજનતાના સંપર્કમાં આવ્યા,

ધોમધખતા તાપમાં એમની જોડે પગપાળા રખડ્યા, અને એઓ આમ જનતાની ભાષા સમજતા થયા ને બોલતા થયા.

અનાપગઢના કિસાનો, તે વખતના એમના એક અશિક્ષિત નેતા બાબા રામચંદ્રનાં ભાષણો ખૂબ રસથી સાંભળતા. બાબા રામચંદ્ર જ્વાહરની સાથેજ હતા. જ્વાહરે એનાં ભાષણોની લોકપ્રિયતાનું પૃથક્કરણ કર્યું અને એમાં જે વસ્તુ અપનાવવા જેવી હતી તે અપનાવી. જ્વાહરનો જનતા આગળનો સંકોચ દૂર થઈ ગયો અને રામચંદ્ર દૂર થતાં એનું સ્થાન જ્વાહરે લીધું. બોલવા માટે એ તત્પર થયા. અને, પછી તો, વ્યાખ્યાન એમને માટે જાણે રોજ-બ-રોજનો કાર્યક્રમ થઈ પડ્યો. વળી, પોતાનો શ્રોતાવર્ગ પદવીધારી અંગ્રેજી જાણનાર વર્ગ નહોતો, પણ અશિક્ષિત, ગામડાના ખેડૂતોનો હતો, જે સીધી અને સાદી વાત સમજી શકતા હતા, એટલે જ્વાહરનું વક્તૃત્વ એ રીતે ઘડાયું.

દેશમાં પણ ગાંધીજી, જ્વાહર, સરદાર જેવા નવા નેતાઓનો યુગ ઉગ્યો હતો. જેઓ લાખોની મેદનીને પ્રભાવિત કરતા હતા, કારણ કે, એમના ભાષણોમાં જનતાની માગણી હતી અને જનતાના વિચારો હતા. દેશના ખૂણે ખૂણામાં ઘૂમી વળી જ્વાહરે ભારતની ખોજ કરી. જેમ જેમ એઓ દેશમાં વધારે ને વધારે ઘૂમતા ગયા, તેમ તેમ, એમનો દેસવાસીઓ પર પ્રભાવ વધતો ગયો.

જ્વાહર ભાષણોદ્વારાજ જનતાની જોડે જીવંત સંપર્ક રાખી શકતા. જનતાને એમની જોડે આત્મીયતા એમના ભાષણોને લીધેજ લાગતી. એમને પણ જનતા પર પોતાનો જે પ્રભાવ છે, તેની જાણ છે, અને એઓ જનતાની દરિદ્રતા તથા પરવશતાને સમજી શકે છે. હા, ક્યારેક એઓ અધીરા બને છે, જનતા પર રોષ પણ ઠાલવે છે, તો પણ જનતા એ સહી લે છે. કારણ કે, એમના દિલમાં જે ભારોભાર જનતા માટેનો સ્નેહ છે, તેનાથી જનતા સુપરિચિત છે.

ઘણાને આશ્ચર્ય થાય છે કે જ્વાહર જેવી સુસંસ્કારી, તેજસ્વી, તીક્ષ્ણ બુદ્ધિ પ્રભાવશાળી વ્યક્તિ, અભણ ને ગમાર ગ્રામજનતામાં તે કેવી રીતે આનંદ લઈ શકતી હશે?

એ વિષે જ્વાહરે પોતેજ કહ્યું છે કે:

"મારામાં ઘણી બાબતોનો અહંકાર છે, પણ સરળ આદમીઓની ભીડની સમક્ષ અહંકારનો કોઈ સવાલજ ઊભો થતો નથી. એમાં કોઈ બનાવટ નથી કે કોઈ દેખાવ કરવાનો નથી. એ લોકો અભણ ને ગમાર પણ હોય છે અને વ્યક્તિ તરીકે તમને ન ગમે એવા પણ હોય છે. પણ સમૂહમાં એ ગહન કરુણા

જગાવે છે, અને શિક્ષિત જનતાની કૃત્રિમતાથી વાજ આવી ગયેલા આપણને સરળતાથી આનંદ અને પ્રસન્નતા બક્ષે છે."

જનતા તરફથી મળતી પ્રશંસા સ્થાયી સ્વરૂપની હોતી નથી. જવાહરને માટે આમજનતાનો સંપર્ક કોઈ અવનવોજ અનુભવ હતો. અને પ્રતાપગઢનાં ખેડૂતોએ એક દૃષ્ટિએ જોતાં, જવાહરને વક્તૃત્વકળામાં એક નવુંજ શિક્ષણ આપ્યું એમ કહીએ તો ચાલે. આપણી આ સદીના ત્રીજા દશકામાં, ગાંધીજીએ આપણા રાજકીય જીવનમાં એક નવો પલટો આણ્યો, અને તે એ કે, આપણા રાજકીય નેતાઓ સાત લાખ ગામડાંમાં જઈને, આમ જનતાનો પ્રત્યક્ષ સંપર્ક સાધે, એટલે એ ગુરુમંત્ર અનુસાર કેમ્બ્રિજનો આ પદવીધર અને વિલાયતનો બેરિસ્ટર પણ પોતાનો બધોય સંકોચ કે પોતાની બધીય ગુરુતાગ્રન્થિ તજીને, ગામડામાં લોકોમાં જઈને મળી ગયો. અને ગામડાંઓની સભામાં રોજનાં ત્રણચાર ભાષણો આપવાં એ એમને મન એક મામૂલી વાત બની ગઈ. આથી જનતાને પણ એમના ભાષણો સાંભળીને એમની પર ઈતબાર બેસતો ગયો અને જવાહર આમજનતાના બનતા ગયા. આ વિષે જવાહરલાલે લખ્યું છે કે :

"ધીરે ધીરે હું જનતાના માનસને, શહેરી લોકો અને ગામડાનાં લોકો વચ્ચેના ભેદને સમજતો થયો. મોટી મોટી સભાઓની ધૂળ, અસ્વસ્થતા ને ઠેલંઠેલાથી હું ટેવાઈ ગયો, જો કે, એમને ધમકાવવાની ક્યારેક મને પ્રબળ ઈચ્છા થઈ આવતી હતી. ત્યારથી જ્યારે જ્યારે મને, ઉશ્કેરાયલી અને વિરોધ કરનારી જનતાનો સામનો કરવાની તક સાંપડે છે, ત્યારે ક્યારેક તો મારો ઉશ્કેરાટ એટલો બધો ઉગ્ર બની જાય છે, જરા સરખી ચિનગારીથી પણ આગ ભડકી ઊઠવાનો ડર ઉત્પન્ન થાય છે, પણ એવા અવસરો પર મારો શરૂઆતનો અનુભવ ને એનાથી મળેલા આત્મવિશ્વાસે મને સારી પેઠે મદદ કરી છે. હું વિશ્વાસપૂર્વક ભીડમાં ઘૂસી જાઉં છું ને આજસુધી તો મને સન્માન અને વિવેક મળ્યાં છે. પછી ભલે જનતા મારી જોડે સહમત ન હોય......ભીડ મારી તરફ અને હું ભીડ તરફ આકર્ષાઈએ છીએ, છતાં ય, હું કોઈપણ વાર ભીડમાં મારી જાતને ખોઈ નાંખતો નથી. ને, હમેશાં માગ દૃષ્ટિકોણનો પ્રચાર કરતો રહ્યો છું. હું મારી આલોચનાત્મક દૃષ્ટિથી જોઉં છુ અને આસપાસની લાખોની મેદનીની આદતો, ઈચ્છાઓ અને દૃષ્ટિકોણથી હું સદંતર ભિન્ન હોવા છતાં, હુ શી રીતે એમનો વિશ્વાસ સંપાદિન કરું છુ એ વિષે મને પોતાને જ અચંબો થાય છે. મને થાય છે, કે, હું એમને ભૂલાવામાં નાંખીને તો એમની પ્રીતિ સંપાદિત નથી કરતો ને? જો કે, હું

તો એમની પ્રત્યે સચ્ચાઈથી રહેવાની પૂરી કોશિશ કરું છું. ક્યારેક એમની રીતિની કક્ષામાં કડવી ટીકાઓ પણ કરું છું, પણ એ લોકો મારી બધી જ બાબતો સહન કરી લે છે અને નિભાવી લે છે, એમ કહું તો ચાલે. છતાં પણ મને એમ તો થયાં જ કરે છે કે એમનો મારે માટેનો સ્નેહ હું જેવો છું તેવા જવાહરલાલ પ્રત્યે નથી, પણ એ લોકોની કલ્પનામાં જેવો જવાહર છે, તેવા જવાહર પ્રત્યે છે. આ જૂઠી કલ્પના ક્યાં સુધી રહેશે? અને એ ખંડિત થઈ ત્યારે?"

જનતામાં આંદોલન કરતી વખતે જવાહરના સ્વરૂપનો વિચાર કરતાં, એ વાત ધ્યાનમાં રાખવી ઘટે, કે, જવાહર એવી ભાષા બોલે છે, કે સામાન્યમાં સામાન્ય અદનો માનવી પણ આસાનીથી સમજી શકે. ગાંધીજી કે સરદારનાં કરતાં, જવાહરની ભાષા વધારે શબ્દપ્રાચુર્યવાળી, તેમ જ, એમનાં ભાષણો પણ લાંબાં હોય છે. દેશનેતા તરીકે યા તો પ્રધાનમંત્રી તરીકે જવાહર હમેશાં મોટી મોટી સભાઓમાં જવા માટે તત્પર હોય છે, છતાં પણ એઓ પ્રથમ પંક્તિના મહાન વક્તા નથી. એમનો સ્વર કે એમની બોલવાની રીત એઓ વાતચીત કરતા હોય તેવી છે. એમનો પ્રભાવ એમની ઇમાનદારીને લીધે, તથા નાનીમોટી બાબતોનું વિશ્લેષણ કરવાની એમની આદતને લીધે છે. કોઇ પણ જાતની તૈયારી વિના કે કશીય લેખિત સામગ્રી વિના, એઓ એવાં એવાં વિશ્લેષણાત્મક ભાષણો આપે છે, કે આપણને ઘણીવાર આશ્ચર્ય થાય છે કે જવાહર ક્યાંથી, આવાં મહત્વનાં, માર્મિક ને તલસ્પર્શી વ્યાખ્યાનો આપી શકતા હશે? એમની વાણીમાં એક અન્ય વિશેષતા પણ છે. અને તે વાણી પાછળ અને વિચાર આગળ એમ હોવાથી, વાણીને દોડવું પડે છે. એથી, એમનાં ભાષણોના છપાયલા વૃત્તાન્ત વાંચીએ તો આપણને વિશૃંખલતા જણાશે. એમ લાગે છે, કે, જાણે ભાષણ કરતાં કરતાં, વક્તાને નવી નવી વાતો યાદ આવતી જાય છે. અને એ વાતો પહેલાં એ ભૂલી ગયા હતા. એથી ભાષણમાં એકતા કે સુબદ્ધતાનો અભાવ લાગે છે.

મોટી મોટી સભાઓમાં જવાહર જાણે કે અનુકૂળ વાતાવરણમાં હોય એવું લાગે છે. જનતાની જોડે વાતો કરવાથી, એમના વિચારોનો અભ્યાસ કરવાથી, જાણે કે એમની પ્રતિભા જાગી ઊઠે છે. એવે સમયે જવાહર પોતાનું શારીરિક દુઃખ પણ સદંતર વીસરી જાય છે. બીજા દેશના પ્રધાનમંત્રીઓ કરતાં એ કદાચ વધારે બોલતા હશે. એઓ સારી પેઠે જાણે છે કે, પ્રધાનમંત્રીઓએ તોલી તોલીને વાત કરવી જોઈએ, પણ જનતા જોડેનો એમનો સંબંધ એટલો આત્મીય તથા એટલો ગાઢ છે કે જવાહર ભીડની વચ્ચોવચ્ચ સ્વાભાવિક અને સહજ રીતે વાતચીત કરી શકે છે. ત્યાંજ એમને

મુક્ત વાતાવરણ લાગે છે સાર્વજનિક ભાષણોમા, સાહિત્યિક કે શાબ્દિક ઝીણવટ કે ચોકસાઈની ઝાઝી જરૂર પડતી નથી જો કે આવા ભાષણનો જવાહરને શ્રમ પડે છે. સ્નાયુ તંગ થયા વિના ભાષણ ખીલી ઊઠેજ નહિ અને જ્યારે ભાષણ ખતમ થાય ત્યારે જ સ્નાયુઓને જરા રાહત મળે છે

જવાહર થોડા પ્રસંગેજ લખેલા ભાષણો વાચી જાય છે પણ એના ભાષણોમાં જવાહરની સાચી આત્મકતા પ્રગટ થાય છે, જે જવાહરના વ્યક્તિત્વનુ એક અગ છે એવુ એક ભાષણ ૧૯૪૯ની ૩૦મી જાન્યુઆરીએ ઈન્ડોનેશીઆ પરિષદમા આપ્યુ હતુ એમા જવાહરે કહ્યુ

"આપણે પૂર્વની પ્રાચીન સભ્યતા અને પશ્ચિમની ગતિશીલ સભ્યતા બન્નેના એકસરખા પ્રતિનિધિઓ છીએ રાજનીતિમા આપણે વિશેષે કરીને, સ્વાતત્ર્ય અને લોકશાસનની નવી ભાવના, કે જે એશિયાની મહત્વપૂર્ણ વિશેષતા છે, તેના પ્રતિનિધિ છીએ ઈતિહાસનુ વિસ્તૃતપટ મારી નજર સામે, એશિયાના ભિન્ન ભિન્ન દેશોના ઉત્થાન અને પતનની તસ્વીર રજૂ કરે છે વર્તમાનને ટપી ઊભેલા ભવિષ્ય તરફ હુ દૃષ્ટિપાત કરુ છુ અને એ તસ્વીર વધારે ને વધારે સ્ફુટ થતી જાય છે આપણે ઇતિહાસની પરપરાના વારસદાર પણ છીએ, પણ સાથે સાથે, આપણે આવતી કાલના નિર્માતા પણ છીએ એ વીસરવાનુ નથી એ ઉજળા ભાવિનો બોજો આપણે ઉપાડવાનો છે અને આપણે સાથોસાથ બતાવી આપવાનુ છે કે એ મહાન જવાબદારીને માટે અમે યોગ્યત અપન છીએ આજેજ આ સમેલનનુ આટલુ મહત્વ છે તો આવતી કાલે એનાથી અધિક મહત્વ એનુ રહેવાનુ છે, એ નિશ્ચિત છે એશિયા ઘણા કાળ સુધી, બીજા દેશોનુ ગુલામ રહીને, પરદેશ તરફ મીટ માડતુ રહ્યુ, પણ એ હવે પોતાની સ્વાધીનતા માટે બીજા કોઈનો હસ્તક્ષેપ સહન કરવાને તૈયાર નથી"

અહી ભાવોનો વેગ વચનને સહજ અર્થપૂર્ણ, માધુર્યમય અને જોશીલુ બનાવે છે એના અક્ષરે અક્ષરમા સચ્ચાઈ વરતાઈ આવે છે

૧૯૪૭ ની ૧૪ મી ઑગસ્ટે, વિધાનપરિષદ સમક્ષ ભાષણ આપતા જવાહરે જણાવ્યુ કે

"વર્ષો પૂર્વે, અમે વિધાતાની જોડે એક શર્ત કરી હતી, ને, આજે એ શર્ત પૂરી કરવાનો સુઅવસર આવી પહોચ્યો છે જો કે, એ શર્તનુ અક્ષરશ પાલન થયુ નથી પરન્તુ, મર્યાદિત માત્રામાજ થયુ છે બરાબર મધ્યરાત્રિએ,

જ્યારે આખુંય જગ ભરનિદ્રામાં પોઢ્યું હશે, ત્યારે ભારત નવજીવનમાં અને સ્વાતંત્ર્ય યુગમાં પ્રવેશ કરશે. ઇતિહાસમાં ક્વચિદ્ જ આવે છે, એવું શુભ મુહૂર્ત આવ્યું છે. આપણે પ્રાચીન યુગમાંથી નવા યુગમાં પ્રવેશ કરીએ છીએ. યુગપલટો થઈ રહ્યો છે. સદીઓથી રાષ્ટ્રનો કચડાયલો આત્મા આજે મુખર બન્યો છે. આવે ગંભીર પ્રસંગે, આપણે ભારત અને ભારતની જનતાની—માનવજાતિની—સેવા પ્રત્યે સમર્પણનો શપથ લઈએ.

"ઇતિહાસના ઉષઃકાળમાં, ભારતે પોતાની અન્તહીન ખોજ શરૂ કરી. અને એની સાધના, એનો વિજય અને એનો પરાજય એ સર્વેની મહત્તા સદીઓ સુધી વ્યાપ્ત છે. સૌભાગ્યમાં કે દુર્ભાગ્યમાં હિન્દ કદિ પોતાની સાધનાને વીસર્યું નથી. અને જેનાથી એને શક્તિ અને પ્રેરણા મળી છે એવા આદર્શોને એ કદાપિ વીસર્યું નથી. આજે અમારા દુર્ભાગ્ય નો એક યુગ આથમે છે અને ભારત પોતાના ગૂમાવેલા પ્રાણને ફરી પ્રાપ્ત કરે છે. આજે અમે જે સફળતાનો આનંદ માણીએ છીએ એ તો ફક્ત એક સોપાન છે અને મહત્તા પર જવાનો એક અવસર છે. એ અવસરનો લાભ લઈને ભવિષ્યનું ઘડતર કરવાનો આપણો અધિકાર છે ખરો ?"

પંદરમી ઑગસ્ટે આજ વિચારોનું પુનરાવર્તન કરતાં જવાહરે જણાવ્યું :

"આજે આપણે શરૂઆતમાં આ આઝાદીના નિર્માતા, એવા ભારતના રાષ્ટ્રપિતાનું સ્મરણ કરીએ, જે ભારતના આત્માના પ્રતીક-પુરુષ છે. એમણે આઝાદીની જ્યોત જગાવીને આપણી ચારે બાજુએ ફેલાયલા અંધકારને દૂર કર્યો. એનું અનુસરણ કરવા માટે આપણે લાયક રહ્યા નથી, અને એમના સંદેશાની આપણે ઉપેક્ષા કરી છે. પણ ફકત આપણે જ નહિ પણ ભવિષ્યની પેઢીઓ, પણ એમના સંદેશાનું સ્મરણ કરશે અને પોતાના હૃદય પર ભારતના એ મહાન સંતાનની, જેનાં વિશ્વાસ, શક્તિ અને સાહસ સઘળું ભવ્ય હતું, એની છાપ પોતાના દિલમાં ધારણ કરશે. સ્વાધીનતાની એ જ્યોતને અમે કદીય નહિ બૂઝાવા દઈએ. ભલે ગમે એવી આંધી આવે કે તોફાન આવે."

પરન્તુ, જવાહરની વક્તૃત્વકળાનું મેરુશિખર તો એઓ શોકગ્રસ્ત હોય છે, ત્યારે સર થાય છે. ગાંધીજીના દેહાંત પછી તરત જ એઓ બીરલાભવન પહોંચ્યા. અને એઓ એટલા શોકગ્રસ્ત હતા, કે, સતત અશ્રુસરિતા એમના નયનમાંથી ચાલતી હતી, છતાં, રાતે આઠવાગે, રેડિયો પર કાંપતે શરીરે અને કાંપતે સૂરે એમણે ભાષણ આપતાં કહ્યું :

"ભાઈઓ, આપણા જીવનની જ્યોત બૂઝાઈ ગઈ છે, ને બધે અંધકાર છવાઈ ગયો છે. મને ખબર નથી પડતી કે આજે હું તમને શું કહું અને શી રીતે કહું? આપણા પ્રિય નેતા, આપણા બાપુ, આપણા રાષ્ટ્રના પિતા, હવે નથી......પણ એમ કહેવું એ અનુચિત છે. મેં કહ્યું કે જ્યોત બૂઝાઈ ગઈ છે. પણ એમ કહેવામાં મારી ભૂલ હતી. કારણ કે આ દેશમાં જે જ્યોતિ પ્રકાશતો હતો, એ કંઈ કોઈ સામાન્ય જ્યોતિ નહોતો. પાછલાં કેટલાંય વર્ષોથી જે જ્યોત આ દેશને ઉજ્જવલ કરતી હતી, એ હજી ઘણાં વર્ષો સુધી અજવાળું આપતી રહેશે. આજથી હજારો વર્ષો પછી પણ એ પ્રકાશ આપણા દેશને ઉજ્જ્વલ કરતો હશે, ને આપણા દેશમાં જ નહિ, પણ આખા વિશ્વને એ ઉજ્જવલ કરશે અને અસંખ્ય હૃદયોને સાંત્વના આપશે. કારણ કે, એ પ્રકાશ કેવળ વર્તમાનનો નહોતો, એ ચિરંતન, જીવંત અને શાશ્વત સત્યનો પ્રકાશ હતો, અને એ પ્રકાશ આપણા આઝાદીના માર્ગની રોશનીરૂપ હતો, અને અમારી પદભ્રષ્ટ દશામાં અમારું રક્ષણ કરતો હતો."

ફેબ્રુઆરિ ૧૯૪૮ ને દિને વિધાનપરિષદમાં જવાહરે અત્યંત સંયમશીલ અને ગંભીર વ્યાખ્યાન આપ્યું. એ ભાષણ પણ ફક્ત મૌખિક જ હતું, તોપણ પરિષદ્ અવાક્ બનીને, એમના સુંદર છતાં શોકમગ્ન મુખારવિંદને, નિહાળી રહી હતી. એમની દેહભંગીને જોઈ રહી હતી. એમણે કહ્યું :

"એક વિભૂતિ અમારામાંથી આજે વિલુપ્ત થઇ છે. જે સૂર્ય અમને તેજ અને ગરમી આપતો હતો, એ આથમી ગયો છે. અને અમે અંધકારમાં ને ઠંડીમાં સૂસવતા બેઠા છીએ. કારણ કે, આટલાં વર્ષો થયાં, અમે જે વિભૂતિને જોઈ, અમારી વચમાં જે દિવ્ય જ્યોતિસંપન્ન વ્યક્તિ હતી, એણે અમને પણ પલટાવ્યા. એમના દિવ્યઅગ્નિમાંથી અમે પણ એક નાનીશી ચિનગારી ગ્રહણ કરી, જેણે અમને શક્તિ અર્પી અને એમણે ચીંધેલા માર્ગે થોડે દૂર જવાની પ્રેરણા લીધી. મહાપુરુષોનાં સ્મારક પથ્થર કે ધાતુમાંથી નિષ્પન્ન થાય છે. પણ આ હુતાત્માએ તો પોતાના જીવતેજીવતાં જ કરોડો હૃદયોમાં પોતાનું સ્થાન નિશ્ચિત કરી લીધું, તે એટલે સુધી કે અમારામાંથી પ્રત્યેકે એમનો અંશ ધારણ કર્યો છે. એ રીતે, એ આખા ભારતમાં છવાયા હતા. ફક્ત મહેલોમાં નહિ, કોઈ વિશિષ્ટ સ્થાનોમાં નહિ પણ પ્રત્યેક ગામ અને ઝૂંપડીમાં. ને દીન તેમજ દુઃખીઓમાં, આજ એ કરોડો લોકોનાં હૃદયમાં જીવિત છે અને યુગો સુધી જીવિત રહેશે."

ગાંધીજીના અસ્થિવિસર્જન સમયે જવાહરે કહ્યું :

"ગાંધીજી અઠવાડિયે એક દિવસ મૌન સેવતા હતા. હવે એમનો સ્વર હમેશને માટે મૌન બની ગયો. અને મૌન તો અનન્ત છે. તો પણ એ સૂર અમારા હૃદયમાં ને કાનમાં ગુંજતો હતો, અને ભાવિ યુગોમાં પણ આપણા દેશવાસીઓના મન અને હૃદયમાં તેમજ ભારતની સીમાઓની બહાર પણ ગુંજતો રહેશે. કારણ કે એ સૂર સત્યનો સૂર હતો. અને સત્યને ભલે કવચિદ્ છૂપાવી શકાય, પણ સત્યનો અવાજ ક્યારેય પણ દબાવી શકાવાનો નથી,

"આ નદીતટ પરથી આપણે ઉદાસ અને એકલવાયા પાછા ફરીશું. પણ સાથે સાથે અમને અમારા એ સદ્ભાગ્યનું અભિમાન રહેશે, કે અમને અમારા નેતા, અગ્રણી અને બંધુના સ્વરૂપમાં એક એવી મહાન વ્યક્તિ પ્રાપ્ત થઈ, કે, જે, અમને સત્ય અને આઝાદીના શિખર પર લઈ ગઈ. વળી, એણે અમને સંઘર્ષનો જે રાહ દર્શાવ્યો, એ પણ સચ્ચાઈનો જ માર્ગ હતો. એ સ્મરણમાં રાખજો કે એમણે દર્શાવેલો માર્ગ અસત્યની વિરુદ્ધ અને સત્યને માટે લડવાનો માર્ગ હતો. હિમાલયનાં ઊંચાં શિખરો પર બેસીને સમાધિમાં લીન થઈ જગતને વીસરવાનો માર્ગ નહોતો."

આમ જવાહરનાં શોકપૂર્ણ વ્યાખ્યાનો કવિત્વમય, ભાવપૂર્ણ, વિચારગર્ભ અને પ્રવાહી હોય છે. એમની વાણી હૃદયમાંથી આવે છે. પણ એમાં ખોટો જુસ્સો નથી હોતો. એમાં બુદ્ધિના ચમકારા હોય છે, પણ નીરસતા કે શુષ્કતા નથી હોતી. એમાં બુદ્ધિ અને હૃદય બન્નેનો સુભગ સંગમ હોય છે. આમ જવાહરમાં વક્તૃત્વકળા નહિ હોય, પણ વક્તૃત્વ છે. એમના વક્તૃત્વમાં શાસ્ત્રીયતા નહિ હોય, પણ જનતાને પોતાના કરી લેવાની તાકાત છે. સાધન તરીકે એમનું વક્તૃત્વ અદ્‌ભુત છે. અને એમના વક્તૃત્વએજ એમને, મહાન સિદ્ધિઓ અપાવી છે એ નિઃસંશય છે.

# [ ૪ ]

## જીવનકલાધર

એકવાર શ્રી ઘનશ્યામદાસ બીરલાએ, મહાદેવભાઈને પૂછ્યુ "મહાદેવભાઈ! આપ જવાહરને ઓળખો છો? જો ઓળખતા હો તો બતાવો, એઓ કોણ છે?"

મહાદેવભાઈએ ઉત્તર આપ્યો "જવાહર શ્રીમ ફિલસૂફ છે એ સૌન્દર્યના ઉપાસક છે એ કદીય સૌન્દર્યહીન કામ નહિ કરે"

જવાહરની થોડા શબ્દોમા મહાદેવભાઈએ આપેલી પિછાણ બહુ યોગ્ય અને યથાર્થ છે

પંડિતજીનુ વ્યક્તિત્વ જ એવુ છે કે એથી આપણને પ્રથમ દર્શને જ, એમનામા રહેલા અખૂટ સૌન્દર્યનુ દર્શન થાય છે એમની મનોહર સ્મિત કરવાની રીતિ, એમના હાથમાનુ ફૂલ, સમ્ભાગી લોકો પ્રત્યેનુ એમનુ આકર્ષણ એમની કપડાની સાદાઈભરી છતા ચિત્તાકર્ષક અને વિશિષ્ટ સજાવટ, એમની મોહક વાત કરવાની રીતિ, એ સર્વે, આપણને એના વિશિષ્ટ સૌન્દર્યતત્ત્વને લીધે મુગ્ધ કરે છે ગાંધીજીના ઘનિષ્ટ સંપર્કમા આવ્યા છતા, ગાંધીજીએ એમને અત્યંત કઠિણ અને કર્મરત જીવન પ્રત્યે વાળ્યા હોવા છતા, જવાહરની સૌન્દર્યભાવના, યા તો એમની વિશિષ્ટ સૌન્દર્યશક્તિ લેશમાત્ર પણ દબાઈ નથી એ તો એવી ને એવી અખંડિત રહી છે એથી જ્યા જાય છે, ત્યા સૌન્દર્ય ભર્યું, સુરુચિયુક્ત વાતાવરણ એઓ જન્માવે છે એમનો સાહિત્ય અને કલા પ્રત્યેનો આદર અને ઘેરી મમતા બાળપણથી છે, તે હજી સુધી એવી ને એવી અખંડિત રહી છે

જવાહરના સ્થૂલદેહમા જેવી સુંદરતા છે, તેવીજ સુંદરતા એમના અંતરદેહમા અને એમના સૂક્ષ્મદેહમા નજરે જડે છે એમના આદર્શો ને એમની ભાવનાઓ એમનામા રહેલુ કલાકારનુ તત્ત્વ ઘડે છે જવાહર એ તો રાજકારણના ક્ષેત્રમા

આવી પડેલો એક સાચો જીવનકલાધર છે. એમની એ કલા એમના સ્વાતંત્ર્ય સંગ્રામની લડતમાં પણ દેખાઈ, અને હિન્દ આઝાદ થયાં પછી, સંસ્થાનવાદ, અન્યાય અને શોષણનો એમણે જ સામનો કર્યો, તેમાં પણ એમની સૌન્દર્ય અને કલાદષ્ટિએજ મહત્વનો ભાગ ભજવ્યો છે, એમ કહીએ તો ચાલે. જવાહરની સૌન્દર્ય દષ્ટિ કે કલાદષ્ટિ કેટલી વ્યાપક છે, તે આપણને એકવાર એમણે ખાદ્ય વસ્તુઓ વિષે ભાષણ આપતાં જણાવ્યું કે:

"ફૂલ મને ઘણુંજ ગમે છે. પણ આજે મારી દષ્ટિએ કેળાંનું એક લૂમખું ફૂલ કરતાં વિશેષ મધુર છે."

આમ જવાહરનો કલાપ્રેમ એ કેવળ જડ નથી, પણ, સમયોચિત રંગ ધારણ કરનારો છે. જે દષ્ટિ ફૂલોનાં સૌન્દર્યની તારીફ કરી શકે છે, તેજ દષ્ટિ કેળાનાં લૂમખાનું પણ સૌન્દર્ય પિછાની શકે છે.

એક દષ્ટિએ વચારીએ તો જવાહરનું સમગ્રજીવન જ કલામય છે. નાનામાં નાની વાતથી માંડીને મોટામાં મોટી સમસ્યાઓ પર એઓ એવી દષ્ટિ નાંખે છે, કે પ્રત્યેક કાર્યને લાલિત્ય અને માધુર્યથી પરિપૂર્ણ બનાવી દે છે. સામાન્યમાં સામાન્ય કાર્ય પણ એઓ પૂરેપૂરું મન દઈને કરવા ઈચ્છે છે અને નાનામાં નાના કાર્યને પણ એઓ ઉત્તમ અને આદર્શ રીતે નિભાવે છે. શ્રેષ્ઠ સાધનો અને ઉત્તમ ઉપાયોનો પ્રયોગ એઓ કેવળ મોટા કાર્યોમાં જ થવો જોઈએ, એમ પર્યાપ્ત માનતા નથી. ઘરની અંદરની અને બહારની સફાઈ, સમાજની સફાઈ એ સઘળું શુદ્ધ રીતે થાય એમ એઓ ઈચ્છે છે : પવિત્રતા અને શુચિતાનો ખ્યાલ એઓ પળભર પણ નજર બહાર કરતા નથી. જેમણે જવાહરલાલ જોડે કામ કર્યું છે તેઓ સારી રીતે જાણે છે, કે, જવાહર બીજાનું દષ્ટિ બિન્દુ સમજવા કેટલા તત્પર હોય છે. યોગનાં આસનો કરવાં, તેજી ઘોડાપર સવારી કરવી, દુર્ગમ પહાડો પર ચઢવાનું સાહસ કરવું, તરવું, સ્કેટીંગ, એ એમની સ્વાભાવિક રુચિ જ એમની કલાપ્રિયતાનાં રુચિર દષ્ટાંતો છે.

જવાહરનું દેહસૌષ્ટવ એટલું સુંદર છે, કે એ છબી માટે અત્યંત અનુકૂળ છે. એમની મુખમુદ્રા સાહસિક, અને પ્રમાણયુક્ત ગૌરવવાળી છે. એમના સુઘડ શરીરને એમનું ભવ્ય લલાટ વિશેષ શોભા અર્પે છે. એમના ચહેરાની સપ્રમાણ રેખાઓ જાણે એમનું મુખ સંગેમરમરથી ઘડ્યું હોય એવો ખ્યાલ આપે છે. એમનું સુંદર નાક, જાણે સૂક્ષ્મ સંવેદનાથી ધડકતું હોય એવું છે. ધોળીટોપીથી આચ્છાદિત એમનું મસ્તક, એમને, સૌષ્ઠવભર્યો આકાર બક્ષે છે. જવાહરનું શરીરસૌષ્ઠવ જ, એવું રમ્ય છે કે, ગમે તે પહેરવેશમાં એઓ નયનમનોહર લાગે.

જવાહર રાજકીય પુરુષ છે, એ એમના જીવનનો એક અકસ્માત છે. બાકી વિશેષતઃ તો એઓ કલાકાર છે. એમના રાજકારણમાં પણ એમની કલા ઉતરી છે. એઓ વારંવાર જે રાજકીય પ્રવાસ આદરે છે, તેમાં પણ પ્રકૃતિ દર્શનનો, પ્રાદેશિક વિશેષતાનું અવલોકન કરવાનો જ એમનો હેતુ હોય છે. કુદરતના તો એઓ ખૂબ રસિયા છે. દહેરાદૂન જેલમાં એઓ હતા, ત્યારે એમના પત્ની જીવન અને મૃત્યુ વચ્ચે ઝોલાં ખાતાં હતાં, છતાં, જવાહરનું ચિત્ત, માત્ર પોતે હિમાલયના સાન્નિધ્યમાં છે, એ ભાને આશ્વાસન મેળવતું હતું. એ વિષે જવાહર લખે છે કે:

"અહીં ઉત્તુંગ હિમાલયનાં દર્શન એ એક વધારાનો આનંદ હતો. અને તેને લીધે મારો જેલજીવનનો કંટાળો ઘણો ઓછો થતો. લાંબા વખત સુધી મેં મુલાકાત ન લીધી અને લાંબા વખત સુધી મારે તદ્દન એકલા રહેવાનું થયું, ત્યારે આજ એક મારું સદ્ભાગ્ય હતું, કે આ મારા માનીતા ગિરિરાજને હું નિહાળી શકતો. મારી કોટડીમાંથી હું એ પર્વતોને જોઈ શકતો નહિ. પરન્તુ, મારું મન તેમનાથી ભરેલું હતું. અને તેમના સાન્નિધ્યનું મને હમેશાં ભાન રહેતું. અને જાણે અમારી વચ્ચે ગૂઢ મૈત્રી વધતી જતી. એના સાન્નિધ્યથી મને વિરલ એવો આરામજ મળતો. તેની ઘનતા તથા તેની અક્ષુબ્ધતા લાખો વર્ષોના જ્ઞાનવાળી દૃષ્ટિથી, નીચે ઉભેલા મને જોતી અને મારી પલટાતી જતી મનોવૃત્તિઓનો ઉપહાસ કરતી તથા મારા તપ્ત ચિત્તને શાંતિ આપતી....... મારી પડોશના બધા પહાડો અને ટેકરીઓને બરફના ગાઢ આચ્છાદનથી છવાયલા જોઈ મારું બધું દુઃખ ભાગી જાય છે."

હિમાલયના કૈલાસ શિખર પર જવાની પોતાની તમન્ના કેટલી પ્રબળ છે તે જણાવતાં જવાહર કહે છે કે:

"મેં અનેક પ્રવાસના ઘાટ ઘડેલા તેમાંનો એક તો તિબેટના અલૌકિક સરોવર માનસસરોવરની અને તેની પાસેજ આવેલા હિમાચ્છાદિત કૈલાસની યાત્રાનો વિચાર હતો. એ વિચારમાત્રે હું આનંદથી ઉભરાતો......હજી હું એ દિવસનાં સ્વપ્નાં જોઉં છું કે, જ્યારે હિમાલયમાં રખડતો રખડતો માનસસરોવર અને કૈલાસનાં દર્શનના મારા મનોરથ હું પૂરા કરી શકીશ."

જવાહરને એ ગિરિરાજનો, હિમાચ્છાદિત શિખરોનો, પ્રકૃતિનાં એ રમણીય અદ્ભૂત તત્વોનો એટલો બધો મોહ છે કે, જેલમાં, એમને એ એમની પ્રબળ સૌન્દર્ય દર્શનની ઇચ્છા તૃપ્ત કરવાનું શક્ય ન હોવાથી, એઓ જાણીતા કલાકાર અને હિમાલયનાં ભવ્ય દૃશ્યોનાં ચિત્રણ માટે જ મશહૂર થયેલા ચિત્રકાર નિકોલસ રોરીકના

ચિત્રોનું આલ્બમ જોડે રાખતા. અને એમાંનાં હિમાલયનાં ચિત્રિત દશ્યો જોઈને હિમગિરિને પ્રત્યક્ષ જોવાનો આનંદ માણતા.

આ રીતે જવાહરનો સૌન્દર્ય બોધ બહુજ ઊંચા પ્રકારનો હતો. એમની કલાગસિકના પણ અત્યંત ઉચ્ચ પ્રકારની હતી. હલકી રસિકતા અને ઉચ્ચ કલાનો ભેદ એમની સૂક્ષ્મદૃષ્ટિ તરતજ પારખી કાઢતી. એઓ જરા પણ ઉતરતી કલાને બરદાસ્ત કરી શકતા નહિ. મુંબઈમાં એક વાર એમણે ઉદયશંકરનાં ઉત્કૃષ્ટ પ્રકારનાં નૃત્યો જોઈ સંતોષ અનુભવ્યો અને તે સમયનો ઉલ્લેખ કરતાં એમણે આપણી નાટ્યકલા વિષે કહ્યું: "ઉદયશંકરનું નૃત્ય જોવું એ અણધાર્યો લહાવો હતો, અને મને તેથી બહુ મઝા પડી."

આપણા નાટકો અને બોલપટોમાં જે કલાતત્વનો અભાવ છે, તેની ઉપર આકરી ટીકા કરતાં જવાહર જણાવે છે:

"ઉત્તર હિન્દુસ્તાનમાં તો સારાં નાટકો જોવાની ભાગ્યેજ તક મળે એમ હતું કારણ કે એવાં નાટકોજ થતાં નહોતાં. હું માનું છું, કે, બંગાળી ગુજરાતી અને મરાઠી નાટકોએ કાંઈક પ્રગતિ કરી છે. પણ હિન્દુસ્તાની રંગભૂમિ તો ભારે કાચી અને કલા હીન હતી. 'હતી' એટલા માટે કહું છું, કે, તેમાં છેલ્લા કાંઈ સુધારા થયા હોય તો તે હું જાણતો નથી. મેં સાંભળ્યું છે કે, ઘણાંખરાં હિન્દી બોલપટો ભૂલે ચૂકે પણ કળાને પ્રવેશ કરવા દેતાં નથી. સામાન્ય રીતે, એમાં ગાયનોવાળાં અથવા કઢંગી રીતે લાગણીઓનું પ્રદર્શન કરતાં નાટકો હોય છે. હું માનું છું કે શહેરી લોકોને ગમતી વસ્તુ તેઓ આપે છે. આ બેહૂદા અને ત્રાસદાયક તમાસાને, લોકગીતોમાં અને લોકનૃત્યોમાં તથા ગ્રામનાટકોમાં પણ હજી જીવતી રહેલી કળામયતા સાથે સરખાવતાં, તફાવત એકદમ જણાઈ આવે છે. બંગાળમાં, ગુજરાતમાં તેમજ દક્ષિણમાં હજી સ્વભાવેજ કેટલા કલારસિક છે–ભલે તેઓને તેનું ભાન ન હોય–એ જ્યારે જોવામાં આવે છે, ત્યારે આપણને સાનંદાશ્ચર્ય થાય છે. પણ મધ્યમવર્ગના લોકો તેવા નથી રહ્યા. તેઓ પોતાનાં મૂળિયાં ખોઈ બેઠા છે, અને સૌન્દર્યવૃત્તિની કશી પરંપરા તેમનામાં રહી નથી."

મધ્યમવર્ગમાં કલાદૃષ્ટિ કેટલી નીચી કોટિની તથા હીન હોય છે, તેનાં સચોટ દૃષ્ટાન્ત આપતાં જવાહર કહે છે કે:

"જર્મની તથા ઑસ્ટ્રિયાના ટગલાબંધ છપાનાં સસ્તાં અને ભડકામણાં ચિત્રોથી તેઓ રાચે છે. બહુ થઈ જાય તો રવિવર્માનાં ચિત્રો સુધી તેમની રસવૃત્તિ પહોંચે છે. વાદ્યોમાં હારમોનિયમ તેમનું માનીતું વાદ્ય છે."

પછી આ અકલાત્મક વાદ્ય માટે જવાહરનો પુણ્યપ્રકોપ પ્રજ્વળી ઊઠે છે અને તેઓ એમની લાક્ષણિક ઢબે કહે છે કે:

"સ્વરાજ્ય સરકારના સૌથી પહેલા પસાર થનારા કાયદાઓમાં આ ભમરાળા વાદ્યનો પ્રતિબંધ કરનારો કાયદો હશેજ, એમ આશા રાખીને બેઠો છું."
(જો કે, જવાહર આપણી સરકારના મુખ્ય પ્રધાન અને સૂત્રધાર હોવા છતાં, હજી આ પ્રકારનો પ્રતિબંધ મૂકાયો નથી એ ખેદની વાત છે.)

આપણા મૂડીવાદીઓ કલાને નામે વિકલાને પોષે છે, તેથી ત્રાસી જઈ, જવાહર કહે છે કે:

"વળી, લખનૌ તથા બીજા મોટા તાલુકદારોના ઘરમાં કળાનાં તમામ કાનૂનોનો જે ભંગ થાય છે અને જે ત્રાસદાયક રેઢિયાળપણું જોવામાં આવે છે, તેથી તો તોબા છે."

કળાની સાચી સમજમાં ટાગોર કુટુંબે આપેલા ફાળા માટે એમની કૃતજ્ઞતા વ્યક્ત કરતાં અને આપણામાં સાચી કળાદૃષ્ટિ વિકસી નથી, તેનાં કારણો દર્શાવતાં જવાહર કહે છે કે:

"તાજેતરમાં કળા વિષે જાગૃતિ આવી છે, તેમાં પ્રતિભાશાળી ટાગોરકુટુંબ મુખ્ય માર્ગદર્શક છે. તેની અસર આખા હિન્દુસ્તાન પર પડી છે. પરન્તુ, દેશના લોકો જ્યાં ડગલે ને પગલે દબાતા હોય, કચડાતા હોય, જકડાઈ ગયેલા હોય અને ભયના વાતાવરણમાં રહેતા હોય, ત્યાં કોઈ પણ કળા શી રીતે ખીલી કે ફૂલીફાલી શકે?"

આમ છતાં, જવાહરની કલાદૃષ્ટિ જડ નથી, કે પોતાની કલાદૃષ્ટિથી ભિન્ન એવી કલાદૃષ્ટિને એઓ ન સમજી શકે એવી સંકુચિત પણ નથી. એથી ગાંધીજીની દૃષ્ટિ પોતાનાથી તદ્દન ભિન્ન હોવા છતાં, અને ઘણા તો ગાંધીજીમાં કલાદૃષ્ટિ જ નથી, એવી સમજ્યા વિનાની ટીકા પણ કરે છે, તેને વિષે જવાહર તો પરલક્ષી દૃષ્ટિએ નિહાળી, ગાંધીજીને સમજવા પ્રયત્ન કરી, પોતાના એ પ્રયત્નનો નીચોડ દર્શાવતાં એઓ કહે છે:

"ગાંધીજીમાં કૃત્રિમ વસ્તુઓમાં સૌન્દર્ય અથવા કળા જોવાની દૃષ્ટિ નથી. જો કે, સૃષ્ટિસૌન્દર્ય તેમને મુગ્ધ કરે છે. તાજમહાલને જોઈને તેમને એક વેઠથી ચણેલી ઈમારતનો ખ્યાલ આવે છે, સૌન્દર્યનો નહિ. તેમની ઘ્રાણેન્દ્રિય નબળી છે અને છતાં જીવનની કળા પોતાની રીતે પોતે શોધી કાઢી છે. અને તેને પરિણામે તેમનું જીવન એક સંપૂર્ણ કલાકૃતિ બની ગયું છે. તેમના દરેક હલનચલનમાં અર્થ છે, લાલિત્ય છે, કૃત્રિમતાની ગંધ નથી. કર્કશતા કે સંકુચિતતાનું નામ નથી. અશિષ્ટતાનો કે પ્રાકૃતતાનો અંશ નથી."

આમ જવાહર જે કલાદષ્ટિ ગાંધીજી વિષે રજૂ કરે છે, તે એમને પોતાને માટે પણ લાગુ પાડી શકાય. જવાહર પણ કૃત્રિમતાના વિરોધી છે અને પ્રાકૃતિક સૌન્દર્યને જ મહત્વ આપે છે. આમ છતાં, એઓ સૌન્દર્યના સાચા અભ્યાસી અને પારખુ પણ છે.

હિન્દી કળાને વિષે વિનમ્રતાથી જવાહર જણાવે છે કે: "હું પૂર્વની કે પશ્ચિમની કળા વિષે કશુંય જાણતો નથી અને એને વિષે કશું પણ કહેવાનો મારો અધિકાર નથી."

આ જવાહરની લાક્ષણિક વિનમ્રતા સૂચવતાં વિધાનો છે. આમ છતાં, સાચી સૌન્દર્યકૃતિ કે કલાતત્વની પોતાની પર અસર થાય છે, તેનો એકરાર કરતાં જવાહર જણાવે છે કે:

"કળાની કૃતિઓ જોઇને કોઈ પણ અનભિજ્ઞ માણસના જેવા જ ભાવો મારા અંતરમાં જાગે છે. કેટલાંક ચિત્રો, મૂર્તિઓ અથવા ઇમારતો ભાળીને હું આનંદથી છલકાઉછું અથવા ગદગદિત થઈ જાઉં છું અને કંઈક અવનવી લાગણી અનુભવું છું. અથવા મને સહેજસાજ આનંદ થાય છે અથવા મારા મન ઉપર તેની સહેજ પણ અસર થતી નથી. અને તેના ઉપર નજર નાંખ્યાવિના જ હું આગળ ચાલ્યો જાઉંછું અથવા તે જોઇને મને ઘૃણા થાય છે. આ બધા ભાવોનો હું ખુલાસો આપી શકું એમ નથી, કે કળાની કૃતિઓના ગુણદોષો વિષે વિદ્વત્તા ભરી વાતો કરી શકું એમ નથી. સીલોનમાં અનુરાધપુર આગળ બુદ્ધની મૂર્તિ જોઈને મારા મન ઉપર ઊંડી અસર થઈ હતી, અને તેની છબી કેટલાયે વર્ષોથી હું મારી પાસે રાખું છું, જ્યારે દક્ષિણ હિન્દનાં કોતરકામથી ખીચોખીચ ભરેલાં કેટલાંક સુપ્રસિદ્ધ મંદિરો જોઇને હું અસ્વસ્થ અને બેચેન બની જાઉંછું."

વસ્તુસ્થિતિ આમ હોવા છતાં, જવાહરલાલ, હિન્દી કળાની વિશેષતા, એક નજ્જ્ઞની અદાથી થોડા શબ્દોમાં જ વર્ણવી શકે છે. એ દર્શાવતાં એઓ જણાવે છે કે:

"કુદરત અને વિશ્વ સાથેનો માણસનો મૂળભૂત એકરાગ વ્યક્ત કરવા માટે કળાના ક્ષેત્રમાં તેમ જ સંસ્કૃત કાવ્યો અને હિન્દી સંગીતના ક્ષેત્રમાં કળાકાર કુદરતના હરેક સ્વરૂપ સાથે તન્મય થઈ જતો હતો. સમગ્ર એશિયાની કળાનો આ સૂર રહ્યો છે. અને એને લીધે જ તેમાં પાર વિનાની વિવિધતા અને આગળ તરી આવતા રાષ્ટ્રીય ભેદો હોવા છતાં, એશિયાઈ કળાને વિષે અમુક પ્રકારની એકતા જણાઈ આવે છે. અજંતાનાં ભીંતચિત્રો યાદ કરતાં હિન્દમાં

પ્રાચીન સમયનાં આવાં ચિત્રો જોવાનાં મળતાં નથી. ચીન અને જાપાન જેમ ચિત્રોમાં તેમ હિન્દ તેની મૂર્તિઓ અને સ્થાપત્યમાં સૌથી મોખરે હતું."

જવાહર હિન્દની એક પછી એક કળા લઇને તેનું થોડા જ શબ્દોમાં પણ કળાકારની પર્યેષક અને મર્મગ્રાહી દૃષ્ટિથી પર્યાવલોકન કરે છે. હિન્દી સંગીત વિષે એઓ કહે છે :

"હિન્દી સંગીત યુરોપીય સંગીતથી તદ્દન ભિન્ન છે. પોતાની રીતે તેણે ખૂબ વિકાસ સાધ્યો હતો. આમ સંગીતના ક્ષેત્રમાં હિન્દ મોખરે હતું અને ચીન તેમજ દૂર પૂર્વના દેશો બાદ કરતાં એશિયાઈ સંગીત પર એણે પોતાની ખૂબ અસર પાડી છે."

ત્યારબાદ, હિન્દની કળાના અમુક તત્વો માટે એ કોનું ઋણી હતું તેનું સ્પષ્ટીકરણ કરતાં જવાહર જણાવે છે કે :

"આરંભકાળની હિન્દી કળામાં પ્રકૃતિવાદની અસર ઘણી જોવામાં આવે છે. અમુક અંશે એ ચીનની અસરને આભારી છે. હિન્દી કળાની વિકાસની જુદી જુદી ભૂમિકાઓ પર અને ખાસ કરીને આ પ્રકૃતિવાદના વિકાસમાં ચીની અસર દૃષ્ટિગોચર થાય છે. આજ રીતે હિન્દનો આદર્શવાદ પણ ચીન અને જાપાનમાં પહોંચે છે અને કળાના ઉત્કર્ષના તેમના કેટલાક મહાન યુગોમાં તેની પ્રબળ અસર થાય છે."

આ રીતે, હિન્દની કળાનો અન્ય એશિયાઈ દેશોની કળા જોડે વિનિમય વ્યવહાર હતો, એ હકીકત પર જવાહર ભાર મૂકે છે.

અજંતાની ગુફાની અંદરનાં ચિત્રો જવાહરને ખૂબ ગમે છે. એની વિશિષ્ટ સૌન્દર્યદૃષ્ટિ અને આલેખન રીતિ એમની પર પ્રબળ અસર કરે છે. કળાકારો પર એણે પ્રેરણાદાયી અસર પાડી છે, તેનો પણ એઓ ઇન્કાર કરતા નથી. આમ છતાં એઓ જણાવે છે કે:

"અજંતાનાં ભીંતચિત્રો જો કે અત્યંત સુંદર છે અને તે જડી આવ્યાં ત્યારથી આપણા આધુનિક સમયના કળાકારો પર પ્રબળ અસર કરતાં રહ્યાં છે, પણ તેનાં પરિણામો સારાં આવ્યાં નથી. તેઓ જીવનવિમુખ થઈ ગયા અને અજંતાની શૈલીની નકલ કરવામાં પડ્યા."

આમ અજંતાએ આપણી કલાની મૌલિકતાને રૂંધી નાંખી, અને આપણી કળા વાસ્તવિક જીવનમાંથી પ્રેરણા લેવાને બદલે અજંતાની પાસેજ પ્રેરણા માટે જવા લાગી. એથી કલામાં સતત પ્રગતિશીલતા રહી નહિ. આ બાબતમાં જવાહરે

યોગ્ય ટકોર કરી છે, પણ અજંતાના ચિત્રો સામે, એના પોતાના આલિકતત્વ સામે જવાહરને કશીજ અનિચ્છનીય ટીકા કરવાની નથી. જવાહર કહે છે :

"અજંતા આપણને દૂરની અને સ્વપ્નસમી અને છતાં અત્યંત વાસ્તવિક દુનિયામાં લઈ જાય છે. એ ભીંતચિત્રો બૌદ્ધ ભિક્ષુઓએ ચીતરેલાં છે. સ્ત્રીઓથી દૂર રહો, તેમના તરફ નજર સરખી પણ ન કરો કેમકે તેઓ બહુ જોખમકારક છે, એમ ઘણા વખત પૂર્વે તેમના ગુરુએ કહ્યું હતું. અને તેમ છતાં અહીં રાજકુમારીઓ, ગણિકાઓ, નર્તિકાઓ ઇત્યાદિ ઢગલાબંધ સ્વરૂપવાન સ્ત્રીઓ આસનસ્થ, શણગાર સજતી કે સરઘસના રૂપમાં આપણા જોવામાં આવે છે. અજંતાની સ્ત્રીઓ મશહૂર બની છે. આ સાધુ ચિત્રકારોને, આ દુનિયાનું તેમજ સંસારમાં પલટાતા જતા નાટકનું કેટલું ઊંડું જ્ઞાન હતું ? જે પ્રેમથી તેમણે સૌમ્ય અને પારલૌકિક ભવ્યતાવાળી તેમનાં બોધિસત્વની છબી ચીતરી છે, તેવાજ પ્રેમથી એમણે એ ચિત્રો પણ ચીતર્યાં છે."

અજંતાથી ઇલોરાનાં ચિત્રો જુદાં છે. ઇલોરામાં ખડકમાંથી કોતરેલી મૂર્તિઓ છે. ઇલોરામાં વચ્ચોવચ્ચ કૈલાસનું મંદિર છે. જવાહર કૈલાસનું મંદિર કોતરી કાઢવાની અને કલ્પના કર્યા પછી, એ કલ્પના અમલી શી રીતે બની તેથી આશ્ચર્ય પામે છે. જવાહર મુંબઈ પાસે આવેલી એલીફન્ટાની ગુફાઓ અને વિશેષે કરીને ત્રિમૂર્તિની મૂર્તિની પ્રશસ્તિ કરે છે. જવાહર એ મૂર્તિની જોડે, બ્રિટીશ સંગ્રહસ્થાનમાં નટરાજ શિવની મૂર્તિ છે તેની ગતિ, તેના ભાવો વગેરે સરખાવે છે. જાવામાં મળેલી બોધિસત્વની મૂર્તિના માથાની રમણીયતા અને સૌન્દર્યની ચર્ચા કરે છે.

જાવામાંની હિન્દી કળા અને હિન્દની હિન્દી કળા એ બન્નેની વિશેષતાઓ, કલાપારખુની દૃષ્ટિએ દર્શાવતાં જવાહર જણાવે છે કે :

"જાવામાંની હિન્દી કળાનું પોતાનું નિરાળું વ્યક્તિત્વ છે. અને જ્યાંથી તે આવી હતી, તે દેશની કલાથી તેને જુદી પાડે છે. આ બન્નેમાં એક જ પ્રકારની ગૂઢ પ્રસન્નતા જોવા મળે છે, પણ જાવાના દૈવી આદર્શમાં એલીફન્ટા અને મામલ્લપુરના હિન્દુ શિલ્પમાં જોવા મળતો ગાંભીર્યનો ભાવ આપણને જોવા મળતો નથી."

પરદેશમાં, પણ હિન્દી કળાની જે પ્રબળ અને ચિરસ્થાયી અસર થઈ તે જવાહર વિસ્તારથી આલેખે છે. કંબોડીયા, જાવા, સિયામ, વગેરે સ્થળોનાં સ્થાપત્યો, મૂર્તિવિધાન અને ચિત્રો, હિન્દી કલાની પ્રેરણાથી નિરૂપાયાં છે, એ વિષે ઝીણવટભરી માહિતી આપે છે.

આ બધા પરથી પ્રતીત થશે કે, જવાહરનો આત્મા તો કલાકારનો છે. અને કલાકાર રાજ્યતંત્ર સંભાળે એ આપણે સર્વેને માટે એક ઇષ્ટ વસ્તુ છે. કારણ કે, એથી રાજ્યની ધુરાનો વાહક જડ, નિષ્ઠુર, રૂક્ષ કે ઉચ્ચતત્ત્વોવિહીન બની જતો નથી, એટલું જ નહિ પણ સૌન્દર્યની, માનવતાની, સપાટી જાળવી રાખે છે.

જવાહર આમ કલાપ્રેમી હોવાથી એમના જીવનમાં કેટલા વિરોધાભાસો કોઈ માનવીને દેખાય. જેમ કે, એઓ મૂર્તિપૂજાના વિરોધી છતાં મૂર્તિના સ્થાપત્યની દૃષ્ટિએ પૂજારી; ધર્મમાં માને નહિ, પણ ધર્મનાં જે કલાત્મક તત્ત્વો હોય તેના ભક્ત. એથી જ ધાર્મિક સંગીત, ધર્મ અંગેનાં નૃત્યો એ બધાના એ રસિક. યુરોપ જાય ત્યારે વચમાં કેરો ઉતરીને, એઓ પીરામીડનાં દર્શન કરીને જ જાય છે. અને એમને ઉચ્ચ કલાકૃતિ ગમે એટલીવાર જુએ તો સંતોષ થાય નહિ. યુરોપમાં હોય ત્યારે સ્વીટ્ઝર્લૅન્ડમાં આલ્પ્સનાં હિમાચ્છાદિત ગિરિશૃંગોનાં દર્શનથી કૃતકૃત્યતા અનુભવે. જવાહર અમેરિકાના પ્રવાસે ગયા, તો કેનેડાના પ્રવાસે જઈ નાયગરાનો ધોધ જોવા ખાસ ગયા. અને બધી રાજકીય પ્રવૃત્તિઓને એમણે એ પ્રકૃતિનું રૂદ્રરમ્ય દર્શન કરવા માટે અળગી મૂકી. લંકા જાય તો ત્યાંના વિશિષ્ટ પ્રકૃતિસૌન્દર્યો, ત્યાંની નીલમનીલી રમ્ય અને ભવ્ય વનશ્રી, બૌદ્ધ સ્થાપત્યના કળાત્મક અવશેષો, એ બધાંને નિહાળવામાં પોતાની હિન્દની મુશ્કેલીઓ ને મૂંઝવણોને એઓ વિસારે પાડે.

જવાહરના પૂર્વજો કાશ્મીરમાંથી આવ્યા હોવાને લીધે સૌન્દર્યભાવના એમના લોહીમાં ઉતરી છે. એ એમના પૂર્વજોનો મહામૂલો વારસો છે. મસુરી, અલ્મોડા, નૈની, રાણીખેટ, સીમલા, કાશ્મીર વગેરે સ્થળોએ એઓ વારંવાર નાસી જઈ, પોતાની રોજ-બ-રોજની શુષ્ક અને કંટાળાભરેલી જિંદગીમાંથી નિવૃત્તિ મેળવી, ત્યાંનાં સૌન્દર્યનું આકણ્ઠ પાન કરી પોતાના રોજ-બ-રોજના કાર્યમાં દ્વિગુણિત ઉત્સાહથી લાગી જવા એઓ ભાથું બાંધે છે. આખા હિન્દનો પ્રવાસ અનેકવાર એમણે કલાદૃષ્ટિએ કર્યો છે. તાજ મહાલનાં દર્શનમાં એમને ગાંધીજીની માફક વેઠે પકડી આણેલાં મજૂરોનાં આંસું નથી દેખાતાં, પરન્તુ, આરસમાં કોરેલી પ્રણયમૂર્તિ દેખાય છે. આરસમાં કોતરી કાઢેલું કાવ્યનું રમ્યમધુર સ્વપ્ન મૂર્તિમન્ત થાય છે.

ગાંધીજી અને જવાહર વચ્ચે ભેદ એ છે કે, ગાંધીજી સમય હોય, એવું રોકાણ ન હોય તોપણ 'જોગના ધોધ' જેવું પ્રકૃતિ દર્શન કરવા ન જાય, ત્યારે જવાહર, રાજકીય રોકાણોમાં વ્યગ્ર હોય, તોપણ વખત કાઢીને, વખત ચોરીને પણ પ્રકૃતિ દર્શન જોવાની તક જતી ન કરે. એટલુંજ નહિ પણ તક ન હોય તો તક ઊભી કરે. એનું એક કારણ એ હતું કે ગાંધીજી પૂર્ણપુરુષ હતા. એઓ તો અનેકોના

પ્રેરણાસ્થાન હતા. એમને કશામાંથી પ્રેરણા લેવાની જરૂર નહોતી. એ તો પોતે પ્રેરણાદાયી હતા. જ્યારે જવાહરનું વ્યક્તિત્વ એમનાથી તદ્દન નિરાળું.

જવાહરને એમના અત્યંત કામના બોજામાંથી મુક્ત કરનાર તત્વ એમની કલાભક્તિ છે. અત્યંત કામના ભાર પછી, શુભાલક્ષ્મી જેવી કલાકારનું મનોરમ ને સુરીલું સંગીત, ઓમકારનાથ કે વિલાયતહુસેન કે રવીન્દ્રશંકર જેવાનું મધુર સંગીત, ઉદયશંકર, મૃણાલિની 'સારાભાઈ, સચીન શંકર જેવાનાં શાસ્ત્રીય નૃત્યો, એ એમને તાઝગી આપનારાં તત્વો છે. જવાહરે શુભાલક્ષ્મીનું સંગીત સાંભળીને કહ્યું હતું: "હું તો વડો પ્રધાન છું પણ તું તો સંગીતની રાણી છે." જવાહરે, રાજ્યનું તંત્ર સંભાળ્યા પછી, આપણા કલાકારોને રાજ્ય તરફથી બક્ષિસો, ચંદ્રકો, વગેરે આપીને, 'સંગીત નાટક અકાદામી' જેવી સંસ્થાઓ સ્થાપીને, એમના કલાપ્રેમને તથા કલાભિરુચિને સક્રિય સ્વરૂપ આપ્યું છે. એમણે લોકનૃત્યો ને લોકસંગીતને પણ પુરસ્કાર્યાં છે. વળી, લબ્ધપ્રતિષ્ઠ કળાકારોને, એમણે રાજસભામાં નિયુક્ત કરી, રાજસભાને ને કળાકારને ગૌરવ બક્ષ્યાં છે. અને રાજ્યનાં તંત્રમાં કળાકારોનો અવાજ સંભળાય તેની વ્યવસ્થા કરી છે.

શાંતિનિકેતનના નંદબાબુ, ક્ષિતિબાબુ જેવા કલાકારો જોડેના ઘનિષ્ટ સંપર્કને લીધે ને ગુરુદેવ ટાગોર અને જવાહરના પ્રગાઢ સંબંધને લીધે, શાંતિનિકેતનને જવાહરે સરકારમાન્ય વિદ્યાપીઠ કરી, સરકાર તરફથી એને સારી એવી મદદ અપાવી અને એના એઓ કુલપતિ બન્યા. જવાહરને હમેશાં ઉચ્ચ કલા પ્રત્યે પક્ષપાત હોવાથીજ, શાન્તિનિકેતન માટે બીજા કોઈને ઈર્ષા આવે એવો જવાહરને પક્ષપાત છે. ભારતના મશહૂર ચિત્રકાર નંદલાલ બોઝ માટે જવાહરે કહ્યું હતું કે: "એમની મૈત્રી કરતાં મારે માટે અધિક ગૌરવની બીજી કોઈપણ બીના નથી." એ બતાવે છે, કે હિન્દ જેવાં આંતરરાષ્ટ્રીય વિખ્યાતી પામેલાં રાષ્ટ્રના વડા પ્રધાન કલાકારની કેવી કદર કરે છે અને એમનું કેટલું ગૌરવ કરે છે.

આટલુંજ નહિ, પણ જવાહર જ્યાં જ્યાં સર્વોત્તમ કલા જુએ છે, ત્યાં કલાને અંજલિ આપે છે. જવાહર એમના ઇતિહાસમાં ફારસી ચિત્રકાર બાઈઝાદ, હિન્દી સંગીતકાર તાનસેન, જરમન સંગીતકાર બીથોવન વગેરેને સ્મરણીય અંજલિ આપે છે. જવાહર ઈરાનમાં સફાળીઓના સમયને ઈરાનની કળાનો સુવર્ણયુગ તરીકે ઓળખાવી, એમાં નગરરચનાનો ઉલ્લેખ કરતાં ઈસ્ફહાન માટે જણાવે છે:

"ઈસ્ફહાનની નગરરચના તેની શાસ્ત્રશુદ્ધતા અને સુરુચિનો ઉત્કૃષ્ટ નમૂનો છે. તેમાં બાંધવામાં આવેલાં મકાનો સ્વતઃસુંદર અને સારી રીતે શણગારેલાં

હતાં એટલું જ નહિ પણ તેમની આસપાસની પરિસ્થિતિની મોહકતા, તેમની રમણીયતાની અસરમાં વધારો કરે છે."

આમ કળાના ક્ષેત્રમાં જવાહરની દૃષ્ટિ કેટલી વ્યાપક અને મર્મગામી છે તે જણાય છે. જવાહર સત્ય કહે છે કે: "કળાને રાષ્ટ્રીય સરહદોની મર્યાદા હોતી નથી અથવા કહો કે ન હોવી જોઈએ" એ તદ્દન સાચું છે. કલા કલાતીત છે અને દેશાતીત છે, અને એથી જ્યાં જ્યાં જવાહર કલા જુએ છે, ત્યાં ત્યાં એમનો આત્મા ઠરે છે.

કલાકારમાં જે અજંપો હોય છે, જે સ્વપ્નદર્શિતા હોય છે, જે પ્રવર્તમાન પરિસ્થિતિ પ્રત્યે અસહિષ્ણુતા હોય છે, એ સઘળું જવાહરલાલમાં છે. જવાહરના ભાષણોમાં, એમની ક્રિકેટ મેચ રમતી વખતની અંગભંગીમાં, સમુદ્રમાં તરવાની રીતિમાં, બાગબગીચો ઝીણવટી કલાદૃષ્ટિથી તૈયાર કરવામાં, પર્વતો પર ચઢી તેના ખૂણે ખૂણે ઘૂમી વળવાની તમન્નામાં, એમના દોહિત્રો જોડે રમવામાં, બાળકો જોડે તાદાત્મ્ય સાધી તેમની જોડે એકરાગ થઈ જવામાં, જવાહરની કલાપ્રિયતા જણાઈ આવે છે. જવાહરનું સમગ્ર જીવન કલામય છે. એમનો ઊઠાવ કલામય છે. એમની પ્રવૃત્તિઓ કલામય છે. એમનો આત્મા રસિક, સૌન્દર્યદર્શી અને કલાપ્રિય હોય એમને જે વસ્તુઓ કલાથી દૂર હોય છે તે એમના કાવ્યમય આત્માને આકર્ષી શકતી નથી. જવાહરે એમની આ કલાપ્રિયતાને કારણે જીવનમાં, રાષ્ટ્રમાં તેમ જ સાહિત્યમાં કલાના તત્વને પ્રાધાન્ય આપી જીવનને, રાષ્ટ્રને તથા સાહિત્યને ઉન્નત, ઉર્ધ્વગામી અને પ્રગતિશીલ બનાવ્યું છે.

મહાદેવભાઈ ઘણું ઝીણું સૂતર કાંતતા હતા ને કહેતા કે:

"સ્વાભાવિક રીતે કલાત્મક તથા સંવેદનશીલ ખૂબ ઝીણું સૂતર સિવા બીજું સૂતર કાંતી જ શકે નહિ." જવાહર માટે મહાદેવભાઈની આ ઉક્તિ ખૂબ સાચી છે, કારણ કે, એઓ ખૂબ ઝીણું સૂતર કાંતે છે.

કલાકારમાં સ્વભાવતઃ જે ઉદારતા હોય તે જવાહરમાં છે. જેમ કે, પાકીસ્તાનના વડા પ્રધાન મહમદઅલીએ વાતવાતમાં જવાહરને કહ્યું હતું કે એમના એ દીકરાને ટીકીટ સંગ્રહનો ખૂબ શોખ છે. એટલે જવાહરે પોતાનો મહામૂલો અને અપ્રાપ્ય ટીકીટોનો સંગ્રહ મહમદઅલીના દીકરાઓને ભેટ આપ્યો. એક કલાપ્રિય હૃદય અન્ય કલાપ્રેમી આત્માને પિછાની શકે છે તેનું આ જ્વલંત દૃષ્ટાંત છે.

આ રીતે જવાહર કલાપ્રિય, કલાવિવેચક, કલાભિજ્ઞ, કલાકાર અને કલામય છે. ગુરુદેવ ટાગોરે જવાહરની જ્વલંત કલાભિજ્ઞતાને લક્ષમાં રાખીને એમને "હિન્દના ઋતુ રાજ" કહ્યા છે, તે વિશેષણ સર્વથા યથાર્થ જ છે.

[ ૫ ]

# જવાહરનું ઘડતર

માનવનાં જીવનને ઘડનારાં અનેક તત્વો છે, અને દરેક તત્વ, થોડે ઘણે અંશે માનવજીવનનું પોતપોતાની રીતે ઘડતર કરે છે. જવાહરના જીવનને અનેક તત્વોએ, પોતપોતાના અંશો આપીને ઘડ્યું છે. એ તત્વોમાં વ્યક્તિઓ છે, પુસ્તકો છે, સંસ્થાઓ છે અને સૃજનજૂની સંસ્કૃતિઓ છે.

(૧)

પ્રથમ વ્યક્તિઓ આપણે જોઈએ, તો કેટકેટલી વ્યક્તિઓએ જવાહરના જીવનને જુદા જુદા રંગો અર્પ્યા છે. છેક બાળપણથી તપાસીએ તો, ૧૮૫૭ ના બળવાની રસીલી વાતોથી, જવાહરમાં ક્રાન્તિ ને કુરબાનીનાં બીજ રોપનાર એમના શિક્ષક મુનશી મુબારકઅલીને સ્મરવાજ જોઈએ. એક બાજુ, જવાહરની દૃષ્ટિ સમક્ષ એઓ, '૫૭ ના શિરસાટે મુક્તિને લાવવા મથતા, શહીદોની વિજયગાથા રજૂ કરે છે, તો બીજી તરફ 'એરેબીયન નાઇટસ' ની વાતો કરીને, જવાહરના જીવનમાં અદ્ભુત રસની મોહિની એ લગાડે છે અને જવાહરની કલ્પનાશક્તિને પરોક્ષ રીતે ઉત્તેજે છે. અને એ રીતે બાળ જવાહરમાં વીરતા ને અદ્ભુતનાં તત્વો આરોપે છે.

બીજી એવી વ્યક્તિ એમના કાકી હતાં. એઓ એમને રામાયણ ને મહાભારતની જાતજાતની વાતો કહેતાં અને જવાહરના બાળમાનસ પર ધાર્મિક, પૌરાણિક અને સાંસ્કૃતિક અસર મૂકતાં. જવાહરનું જે 'મારું હિન્દનું દર્શન' લખાયું છે, તેમાં, આપણે પ્રચ્છન્નરૂપે, એમનાં કાકીએ, એમને પૌરાણિક કથાનો જે નાદ લગાડેલો, તે જોઇએ છીએ.

ત્યારપછી જવાહરે જ્યારે માધ્યમિક શિક્ષણ લેવા માંડ્યું, ત્યારે એમના યુરોપીયન શિક્ષક ફર્ડીનાન્ડ ટી. બ્રુક્સે પણ એમના માનસઘડતરમાં સારી છાપ પાડી હતી. એમણે જવાહરને થિયોસૉફીનો નાદ લગાડી, એમનામાં સર્વધર્મસમન્વયનાં,

સર્વે ધર્મોનાં ઇષ્ટ તત્વોની જાણકારીનાં બીજને રોપ્યાં. એટલું જ નહિ, પણ જવાહરને જાતજાતનાં પુસ્તકો આપી એમનામાં વાચનનો નાદ ઊભો કર્યો. આ સાથે બ્રુક્સે વિજ્ઞાનની પણ નિતનિરાળી વાતો કહી, જવાહરને વિજ્ઞાનાભિમુખ કરી, વિજ્ઞાનની ખૂબીઓ સમજાવી, એમના માનસને વૈજ્ઞાનિક ઝોક આપ્યો. આની અસર એ થઈ કે, જવાહર ૧૩ વર્ષની નાની ઉમરે, સ્થૂલ શરીર ને સૂક્ષ્મ શરીર, કર્મવાદ, વગેરે વિષે વિચાર કરતા થઈ ગયા. આ વિકાસ ખરેખર આશ્ચર્યજનક છે અને ભાવિ મહત્તાની આગાહી કરનાર છે.

આ ઉમરેજ, ક્રીપ્લીંગની કવિતાઓનો પણ બાળ જવાહરને નાદ લાગે છે, અને એની અસર પણ સારા પ્રમાણમાં એમની પર થાય છે.

જવાહર પછી તો વિલાયત ગયા, અને ત્યાં, એમણે લાલા લજપતરાયનું ભાષણ હિન્દી મજલીસમાં સાંભળ્યું અને એની ઘેરી અસર જવાહર પર થઈ અને એ ભાષણથી લાલાજી પ્રત્યે જવાહર સારા પ્રમાણમાં આકર્ષાયા.

પછી વિલાયતથી જવાહર જ્યારે હિન્દ આવે છે, ત્યારે પણ એમનું વ્યક્તિત્વ પૂર્ણતઃ ઘડાયલું હોતું નથી. એમની પાસે ભવિષ્ય માટેનો કોઈ નકશો તૈયાર નથી. એમની પર હજી કોઈ ચિરંજીવ અસર નથી. ત્યાં, એઓ ગાંધીજીને જુએ છે, ને જવાહરને પોતાના રાજકીય તેમજ સમગ્ર જીવનનો રાહબર જડી જાય છે. એમના સમગ્ર જીવનને ઘાટ આપનાર, એમને નિશ્ચિત માર્ગ પર લઈ જનાર, તે ગાંધીજી. એક રીતે કહીએ તો જવાહરના રાજકીય જીવનના ઘડવૈયા ગાંધીજીજ છે. જવાહર એમની પ્રત્યે આકર્ષાયા અને પછી ધીમે ધીમે એમાં ઊંડા ને ઊંડા જતા ગયા. જવાહરને ક્રાન્તિવાદની અસરથી મુક્ત કરનાર, રશીયાના માર્ક્સવાદની ભાવનાને હળવી બનાવનાર ગાંધીજી હતા. જવાહરને ત્યાગની, રાષ્ટ્રસેવાની કેડી એમણે બતાવી ને જવાહર એ જવાહર બન્યા.

ગાંધીજી ઉપરાંત બીજી કેટલીક વ્યક્તિઓ છે, કે જેમણે જવાહરના જીવન પર અસર કરી છે, પણ તે પ્રમાણમાં ઘણી અલ્પ ગણાય. ગાંધીજીની જેમ, જવાહરની કલાદષ્ટિને વેગ આપનાર, જવાહરની ભીતરમાં રહેલા કળાકારને પોષનાર, ગુરુદેવ ટાગોરની જવાહર પર જે અસર છે, તે ચિરસ્મરણીય છે. જવાહરના રાજકીય આત્માને જેમ ગાંધીજીએ ઘાટ આપ્યો, તેમ જવાહરના કળાકારના આત્માને ગુરુદેવે ઘાટ આપ્યો. જવાહરના કલાજીવનને અસર કરનાર બીજી વ્યક્તિઓ તે શ્રી. અવનીન્દ્રનાથ ટાગોર, શ્રી. નંદલાલ બોઝ અને જાણીતા નૃત્યકાર શ્રી. ઉદયશંકર. જવાહર, જ્યારે રાજકીય વાતાવરણથી કંટાળ્યા હતા, વાજ આવી ગયા હતા, ત્યારે ઉદયશંકરના નૃત્યોએ એમને તાજગી અને પ્રફુલ્લતા અર્પી હતાં, એમ એઓ સહર્ષ

નોંધે છે. જો કે, એમને રોરીકનાં હિમાલય વિષેનાં ચિત્રો પણ સારી અસર કરતાં, અને પોતે જેલમાં હતા, ત્યારે એ ચિત્રો કલાકો સુધી જોયા કરતા, એવી નોંધ પણ એઓ કરે છે.

જવાહરના રાજકીય જીવનને અસર કરનાર બીજી વ્યક્તિઓમાં, એમના પિતાના ખાસ મિત્ર દેશબંધુ દાસ હતા. દેશબંધુના રાજકારણની જવાહર પર અસર થઈ નહોતી, તેમ છતાં, દેશબંધુ પ્રત્યે એમનું આકર્ષણ, વિશેષે કરીને, પંજાબ હત્યાકાંડમાં એમણે જે એમની જોડે કામ કર્યું ત્યારથી રહ્યું છે. જવાહરના ક્રાન્તિવાદી જીવનને વેગ આપનાર અને જવાહરનો ક્રાન્તિવાદી જુસ્સો ટકાવી રાખનાર, નેતાજી સુભાષ બોઝનું નામ પણ વીસર્યું વીસરાય એમ નથી. વિદેશમાં જવાહર અનેક દેશવટો ભોગવતા ક્રાન્તિવાદી નેતાઓને મળેલા, પણ જવાહર નોંધે છે, કે એ બધામાં એમની પર ચિરંજીવ અસર મૂકી જનાર વીરેન્દ્રનાથ ચટ્ટોપાધ્યાય હતા. જવાહરે એમની જોડે કરેલી ચર્ચાથી, એઓ એમની પ્રત્યે આકર્ષાયા હતા. હિન્દી ક્રાન્તિવાદીઓમાં ચંદ્રશેખર આઝાદ, ભગતસિંહ અને જતીન્દ્રનાથે જવાહરને આકર્ષ્યા હતા.

જવાહરના આદર્શવાદમાં વ્યવહારુતાનાં તત્વો લાવનાર અને એમ ને ઉચ્ચ ઉડ્ડયનોમાંથી પૃથ્વીની વાસ્તવિકતા પર આણનાર જેમ ગાંધીજી હતા, તેમ સરદાર પટેલ પણ હતા. રાજકારણની પવિત્રતાનો મંત્ર જવાહર ને આપવામાં રાજેન્દ્રબાબુ અને રાજાજીનો ફાળો પણ ઠીક ઠીક કહી શકાય. ગાંધીવાદી આદર્શો અને સિદ્ધાંતોની યથાર્થતા, ઉપયોગિતા અને મહત્તાની છાપ જવાહર પર પાડવામાં ખાસ કરીને મોરારજીભાઈ અને વિનોબાજીની અસર નોંધપાત્ર છે. આ દૃષ્ટિએ જોતાં વર્તમાન હિન્દની આ ચારેય જીવન્ત વ્યક્તિઓની અસર જવાહર પર પરોક્ષરીતે હતી. તેવી જ રીતે, જવાહરને બંધારણીય માર્ગ તરફ વાળનાર મૌલાના અબુલ કલામ આઝાદ, સર પેથીક લોરેન્સ અને સર સ્ટેફોર્ડ ક્રીપ્સને પણ યાદ કરવા જોઈએ. જવાહરને રાજતંત્રની મુત્સદ્દીગીરીની થોડી અસર એમના મિત્ર લોર્ડ માઉન્ટબેટન તરફથી પણ મળી છે, એ કેમ વીસરાય? જવાહરના રાજકીય વિચારોને અમુક દિશામાં વાળવા માટે આચાર્ય નરેન્દ્ર દેવ, જયપ્રકાશ નારાયણ વગેરે વ્યક્તિઓનો પણ કાંઈક અંશે ફાળો છે.

જવાહરને કિસાનોનો પરિચય કરાવનાર અને એમને કિસાનોના પ્રશ્નોનો અભ્યાસ કરાવવા ગામડે ગામડે ભટકાવનાર રામચંદ્ર નામના કિસાનસેવકનો જબરો ફાળો હતો. એને લીધેજ જવાહર પ્રત્યક્ષ રીતે, કિસાનોના પ્રશ્નો સમજતા થયા, એટલુંજ નહિ, પણ કિસાનોમાં ભ્રમણથી ભારતમાતાનું એમને સાચું દર્શન થયું.

જવાહરના ઘડતરમાં જેટલો ફાળો એમના માતાપિતાનો છે, તેટલો જ બલ્કે તેથી વધારે ફાળો એમના વ્હાલસોયી પત્ની કમળાનો અને સંસ્કારસંપન્ન દુહિતા ઇન્દિરાનો છે એ નિર્વિવાદ છે.

આમ જવાહરના વ્યક્તિત્વમાં અને જીવનમાં અનેક વ્યક્તિઓએ પોતપોતાની વિશિષ્ટ રીતે ઓછો યા વત્તો ફાળો આપ્યો છે. એમાં રાજકીય વ્યક્તિઓ વિશેષ પ્રમાણમાં છે, કારણ કે, જવાહર એ વિશેષે કરીને રાજકીય પુરુષ છે

## (૨)

જવાહરના જીવનના ઘડતરમાં અનેક પુસ્તકોએ જુદે જુદે સમયે ભાગ ભજવ્યો છે. છેક નાનપણમાં એઓ સગર્વ અને સહર્ષ નોંધે છે કે "'ડૉન ક્વિક્ઝોટ' પુસ્તકમાં ગુસ્તાવ દોરેએ ચીતરેલા ચિત્રો મને બહુ આકર્ષક લાગતાં, અને ફ્રિજોફ નાન્સન ના 'ફાર્થેસ્ટ નોર્થ' પુસ્તકે તો મારે માટે સાહસનો એક નવોજ પ્રદેશ મોકળો કર્યો. સ્કોટ, ડિકન્સ અને થાકરેની ઘણી નવલકથાઓ, એચ જી વેલ્સની સાહસકથાઓ, માર્ક ટ્વેનની વિનોદકથાઓ અને શેરલોક હોમ્સની ગુપ્તચરકથાઓ વાંચ્યાનું યાદ છે 'પ્રિઝનર ઑફ ઝેન્ડા' મારા મગજમાંથી નીકળતું નહોતું. અને હાસ્યરસમાં તો મારે મન જેરોમ કે. જેરોમના 'થ્રી મેન ઇન એ બોટ'ની બરાબરી કરી શકે એવું કશું ન હતું. બીજું એકાદ પુસ્તક મારી સ્મૃતિમાં તાજું છે—ડુ મોરીએરનું 'ટ્રીલ્બી' અને 'પીટર ઇબેટસન'." જવાહરના રાજકીય વિચારો ઘડનાર પુસ્તકોમાં મેરિડિથ ટાઉનસેન્ડના 'એશિયા અને યુરોપ'નો હિસ્સો સારા પ્રમાણમાં હતો. જવાહરને એમના અભ્યાસકાળ દરમ્યાન ટ્રેવેલ્યનનું ગૅરીબાલ્ડીનું જીવનચરિત્ર ઇનામમાં મળ્યું હતું. એ પ્રેરક પુસ્તક વાંચીને જવાહર ચકિત થઈ ગયા એટલું જ નહિ પણ એ પુસ્તકની સાથે પ્રગટ થયેલાં એજ કર્તાના એજ વિષયનાં બીજાં બે પુસ્તકો એઓ ખરીદી લાવ્યા ગૅરીબાલ્ડીની જીવનકથા એમણે બહુ ધ્યાનપૂર્વક વાંચી. એ વાંચનથી જવાહરને હિન્દુસ્તાનમાં એવા પરાક્રમો કરવાનાં સ્વપ્નાં આવવા લાગ્યાં જેમાં શૂરવીરતા દર્શાવી શકાય એવા સ્વાતંત્ર્ય યુદ્ધની એઓ કલ્પના કરવા લાગ્યા આમ જવાહરને સ્વાતંત્ર્યસંગ્રામ તરફ પ્રેરનાર આ નાનકડું પુસ્તક હતું.

જવાહરમાં ક્રાન્તિવાદી વિચારો લાવવા માટે પછીથી એમણે વાંચેલા કાર્લ માર્ક્સના અને એન્જલ્સનાં પુસ્તકો પણ ઘણે અંશે જવાબદાર હતાં, એટલું જ નહિ, પણ એ પુસ્તકોએ જવાહરનું મન ઘણા વખત સુધી

સામ્યવાદ તરફ વાળી રાખેલું માર્ક્સ સબંધી જવાહર જણાવે છે કે "માર્ક્સની ફિલસૂફીએ મારા દિલની ઘણીયે ગૂંચોનો ઉકેલ મને બતાવ્યો ઇતિહાસને હુ નવા અર્થમાં સમજતા શીખ્યો માર્ક્સના ભાષ્યથી તેના ઉપર ઘણો પ્રકાશ પડ્યો . . માર્ક્સની ફિલસફી કોઇપણ પૂર્વગ્રહી વાદથી મુક્ત છે તથા તેનુ આખુ દષ્ટિબિન્દુ શાસ્ત્રીય છે, એ વસ્તુએ તેના તરફ મને ખેચ્યો . . સમાજની ઘટનાઓનો મર્મ શોધવાની વિલક્ષણશક્તિ માર્ક્સમા હોય એમ જણાય છે, અને એ શક્તિ એની શાસ્ત્રીય રીતે વિચાર કરવાની પદ્ધતિમાથી જ એને મળેલી જણાય છે" આમ માર્ક્સ અને માર્ક્સવાદની જવાહરના ઘડતર પર કેવી અસર થઈ છે તે આનાથી સ્પષ્ટ થાય છે રાજકીય પુસ્તકોમા રિચર્ડ ગ્રેગનું 'ધ પાવર ઓફ નૉનવાયોલન્સ' નામના સ્વતંત્ર અને વિચારપ્રેરક પુસ્તકે પણ જવાહર પર સારી અસર કરેલી કૌટિલ્યનુ અર્થશાસ્ત્ર પણ એમને ગમેલુ એમ એઓ જણાવે છે પ્રિન્સ ક્રોપોટ્કીનનાં 'એનાર્કીઝમ'નુ પુસ્તક પણ રાજ્યતત્રનો કેટલો કાબુ જનતા પર હોવો જોઈએ તે વિષે જવાહરને વિચાર કરતા કરી મૂકે છે નીત્શેકૃત 'મેન એન્ડ સુપરમેન' નામનુ પુસ્તક પણ જવાહરની મહત્વાકાક્ષાને ઉત્તેજે છે અને પોષે છે

જવાહરને રાજકારણ જેટલોજ ઇતિહાસમા રસ હતો તેથી, એમની ઇતિહાસપ્રવૃત્તિને જાગૃત કરનાર પ્રવાસવર્ણનો એમને ખૂબ ગમતા માર્કોપોલો, ઇબ્નબતૂતા ને બીજા જૂના પ્રવાસીઓના વૃત્તાંતો, સ્વેનહિડનની મધ્ય એશિયાના રણની મુસાફરીઓ, રોરિકના ટિબેટના વિચિત્ર સાહસો એમને ગમતા અને એની એમની પર પ્રબળ અસર થતી એનુ મુખ્ય કારણ એ હતુ, કે, જવાહર નાનપણથી જ સાહસવૃત્તિના હતા, એમનો સ્વભાવ જ નવુ નવુ જાણવાની ઇચ્છાવાળો, નવતાપ્રેમી હતો તેવીજ રીતે, જવાહરને ચિત્રોના પુસ્તકો અને વિશેષે કરીને પ્રકૃતિવર્ણનના દશ્યો વિશેષ અસર કરતા એથી એઓ જેલમા હતા ત્યારે મોકલાવેલી આલ્પ્સની ચિત્રાવલિ, રોરિકનાં હિમાલયના વિવિધ દશ્યોના ચિત્રો, એઓ રોજ જોયા કરતા અને છતા ધરાતા નહિ એ ચિત્રોએ એમને પ્રકૃતિદર્શનની એક વિશિષ્ટ દૃષ્ટિ આપી છે

જવાહરના રાજકીય વિચારો પર અસર કરનાર પુસ્તકોમા માર્ક્સ અને એન્જલ્સના સામ્યવાદ અને નવી આર્થિક રચના વિષેના પુસ્તકો તો ખરાં જ, પણ એમના ઉપર 'કૅપીટલ' અને બીજા પુસ્તકોની એટલી બધી પ્રબળ અસર થઈ હતી, કે, એઓ અમીરકુટુંબમા જન્મ્યા અને ઉછર્યા હોવા છતા, અમીર વિરોધી બની ગયા હતા અને એમનામા જે સામ્યવાદની અસર, વર્ગવિગ્રહની ભાવના, કિસાન, મજદુરો આદિનો—શોષિતો અને પીડિતો પ્રત્યેનો—પ્રેમ એ સર્વે, જવાહરની માર્ક્સ, એન્જલ્સ અને લેનીનના પુસ્તકોના વાચનનુ પરિણામ છે

આ ઉપરાંત, રાઈનિહોલ્ડ નાઈબિરના 'મૉરલ મૅન ઍન્ડ ઇમમૉરલ સૉસાયટી' નામના રોચક અને પ્રોત્સાહક પુસ્તકે પણ નીતિ અનીતિની જવાહરની ભાવનાઓને ઘડવામાં સારો એવો ભાગ ભજવ્યો છે. જવાહરના આદર્શવાદમાં એક તરફ જેમ ગાંધીજીએ અને માર્ક્સ વગેરે લેખકોએ ભાગ ભજવ્યો છે, તો બીજી તરફ જર્મન ફિલસૂફ નીત્શેનું 'મૅન ઍન્ડ સુપરમૅન,' કાર્લાઇલનું 'હીરો ઍન્ડ હીરો વરશીપ,' રોમાં રોલાંનું 'રામકૃષ્ણ પરમહંસનું જીવનચરિત્ર,' ગુરુદેવ ટાગોરનાં પુસ્તકો, સ્પેન્ગલરનું 'ડીકલાઈન ઑફ ધી વેસ્ટ' વગેરે પુસ્તકોએ પણ એમના ઘડતરમાં ઠીક ઠીક ભાગ ભજવ્યો છે. ખાસ કરીને, સ્પેન્ગલરની 'પશ્ચિમની પડતી' એ પુસ્તકે, જવાહરને પશ્ચિમ વિષે વિચાર કરતા કરી મૂક્યા હતા એવું જવાહર પોતેજ પોતાની આત્મકથામાં નોંધે છે.

જવાહરને નવલકથા કે એવાં પુસ્તકો બહુ ગમતાં નહિ. અને ક્યારેક વાંચતાં તો એની એમની પર ચિરંજીવ અસર થતી પણ નહિ. જવાહર માનતા કે નવલકથા વાંચનથી એક પ્રકારની માનસિક શિથિલતા આવી જાય છે. જવાહર ઉપર ઇતિહાસનાં પુસ્તકોની તો જબરી અસર થઈ છે. અને એમનું 'ઇન્દીરાને પત્રો' તથા 'જગતના ઇતિહાસનુ રેખાદર્શન,' જવાહરને ઇતિહાસવાંચનનો શોખ અને એ વાંચનથી એમના મન ઉપર થયેલી પ્રબળ અસર સૂચવે છે. એઓ કહે છે, કે : "ઇતિહાસ ઉપર મેં બની એટલી ચોપડીઓ વાંચી, અને એ વાંચનને પરિણામે મારો સ્વભાવ સામ્યવાદ તરફ વિશેષ અને વિશેષ ઢળવા લાગ્યો." અન્ય એક સ્થળે જવાહર કહે છે કે : "માર્ક્સની કેટલીક વાતોમાં કે એના મૂલ્યવાદમાં ભૂલ હશે : એની પરીક્ષા કરવાની મારી શક્તિ નથી......ભૂતકાળનો ઇતિહાસ તેમજ વર્તમાન ઘટનાઓને નિહાળવાની એ પદ્ધતિ બીજી પદ્ધતિઓ કરતાં સામાજિક ઘટનાઓનું આકલન કરવામાં વધારે મદદ કરે છે......ઇતિહાસ ભલેને અચેત હોય, પણ તે કાંઈક વ્યવસ્થા અને હેતુવાળું તથા એક પછી એક ઉકેલાતી જતી ઘટનાઓવાળું એક નાટક છે એમ મને સમજાયું. ભૂતકાળમાં થઇ ગયેલ અને વર્તમાનમાં ચાલી રહેલ ભયંકર બગાડ તથા દુઃખો જતાં, તથા હજી ઘણા ભયો વચમાં પડેલા હોવા છતાં, ભવિષ્ય આશાથી ઉજળું દેખાયું......સાંપ્રદાયિક વૃત્તિનો અભાવ, એક વિશિષ્ટ દૃષ્ટિબિંદુ અને અવલોકનપદ્ધતિ પર ભાર અને ક્રિયાશીલતા—એમાં માર્ક્સવાદનું સાચું મૂલ્ય છે. એ દૃષ્ટિબિંદુ આપણને આપણા કાળની સામાજિક ઘટનાઓનું રહસ્ય ઉકેલવામાં મદદ કરે છે, અને કાર્યદિશા તથા મુશ્કેલીઓમાંથી ઉગરવાનો માર્ગ દેખાડે છે." આ અવતરણ જવાહર ઉપર માર્ક્સનાં લખાણોની કેવી પ્રબળ અને જીવનપરિવર્તન કરનારી, સમગ્ર માનસને અમુક નિશ્ચિત વહેણ તરફ વાળનારી અસર થઈ તે દર્શાવે છે.

જેમ આર્થિક સિદ્ધાંતોમાં માર્ક્સ એમની ઉપર અસર કરે છે, તેવીજ રીતે, ધાર્મિક સિદ્ધાંતોમાં, જોન ડ્યુઈ તથા રોમાં રોલાંની ધર્મ વિષેની વ્યાપક અને સર્વગ્રાહી તેમજ મૌલિક ભાવના એમને આકર્ષે છે એટલુંજ નહિ, પણ રોમાં રોલાંના અનુયાયી થવાને પોતે તૈયાર છે એમ જાહેર કરે છે. જો કે, એમના પર બાઈબલની પણ અસર જણાય છે અને બાઈબલનાં કેટલાંક સૂત્રો એમને ઘણાં ગમતાં એમ એઓ કહે છે. પણ એમના પર એ ચિરંજીવી અસર મૂકી જતા કે કેમ એ પ્રશ્ન છે. ગીતાનું વાંચન એમણે પાછળથી કર્યું; જ્યાં, ગીતાની જીવનદૃષ્ટિ, ગીતાનાં આદર્શ અને વ્યવહારનો સમન્વય એમને ખૂબ ગમતા એમ એઓ કહે છે અને એ મહામૂલા ગ્રન્થની એમની પર-છાપ પડી. જવાહર ઉપર તેવીજ રીતે ઉપનિષદોની અને રામાયણ તેમજ મહાભારતની બહુ ઊંડી છાપ પડી છે. ઉપનિષદની ફિલસૂફી, એના દૃષ્ટાન્તો, એ બધાં દ્વારા એમને હિન્દની સંસ્કૃતિનું હાર્દ સમજાયું છે. એમણે હિન્દનાં ધાર્મિક પુસ્તકો, રામાયણ, મહાભારત, ઉપનિષદો, ગીતા વગેરે વિષે, વિશેષતઃ બારીક અને તલસ્પર્શી અભ્યાસ કર્યો છે અને આ પુસ્તકોના અભ્યાસથી ભારતની જૂનજૂની સંસ્કૃતિના એઓ પક્ષપાતી બન્યા છે. આ સમજવા માટે એમણે મેકડૂગલ, કીથ, વીન્ટરનીટ્ઝ, મેક્સમલર, વીલીયમ જોન્સ અને રાધાકૃષ્ણનના ગ્રન્થોનો આધાર લીધેલો છે. અને એ બધા ગ્રન્થોની એમની ઉપર જે સામુદાયિક અસર થઈ, તેના પરિણામેજ, એમનું 'મારું હિંદનું દર્શન' લખાયું છે.

માનસશાસ્ત્રમાં એમના મન ઉપર જબરી અસર કરનાર અને એમને એ દિશામાં નવી દૃષ્ટિ આપનાર વિખ્યાત માનસશાસ્ત્રી ફ્રોઈડ હતો ફ્રોઈડનાં જાતીયસંબંધ વિષેનાં મંતવ્યો, એની સ્વપ્નો વિષેની તથા આંતરમન વિષેની માન્યતા, જવાહર પર સારી જેવી અસર કરે છે અને જવાહર એ સ્પષ્ટ રીતે સ્વીકારે છે. તેવી જ રીતે જાતીય વિજ્ઞાનમાં એમની ઉપર હેવલોક ઍલીસનાં 'જાતીયવિજ્ઞાન' વિષેનાં પુસ્તકોએ અસર કરી છે.

આમ ગંભીર, પ્રેરક પુસ્તકો, જવાહરની વિચારસરણીને ઘડે છે, તેવી જ રીતે જવાહર હળવાં પુસ્તકોથી થાકેલા મગજને રાહત આપે છે. એમાં ઐતિહાસિક અને સામાજિક નવલકથાઓ, સાહસકથાઓ, વિનોદકથાઓ અને ગુપ્તચરકથાઓ પણ એમને ગમે છે. સિવાય શૉના નાટકો અને તે નાટકોની વિદ્વત્તાભરી પ્રસ્તાવના વાંચવામાં જવાહરને ખૂબ રસ પડતો. આ ઉપરાંત નૈસર્ગિક દૃશ્યોના ચિત્રોમાં પણ એઓ તલ્લીન થઈ જતા. આમ જવાહરના ઘડતરમાં પ્રત્યેક સાંસ્કારિક બળે અગત્યનો ભાગ ભજવ્યો છે અને તેટલે અંશે જવાહરનું વ્યક્તિત્વ સમૃદ્ધ થયું છે.

સમાજશાસ્ત્રના વિષયમાં એમની પર અસર કરનાર જાણીતા સમાજશાસ્ત્રી અને મૌલિક વિચારક બર્ટ્રેન્ડ રસેલ છે.

આ રીતે જવાહર ઉપર વિવિધ પુસ્તકોએ અસર કરી છે. એમાં ફિલસૂફી પણ છે, સાહિત્ય પણ છે, અને ઇતિહાસ પણ છે. એમાં સમાજશાસ્ત્ર છે, હળવી તેમજ ગંભીર કથાઓ છે અને રંગચિત્રો છે, તેમજ જાતીય સાહિત્ય પણ છે. એમના વિશાળ વાચન શોખને લીધે જ એમની રસવૃત્તિ વિવિધ પ્રકારની બની છે અને એમનો જીવનરસ વ્યાપક બન્યો છે.

(૩)

જેમ વ્યક્તિઓએ અને પુસ્તકોએ તેમ, અમુક સંસ્થાઓએ પણ જવાહરના જીવનઘડતરમાં અત્યંત મહત્ત્વનો ફાળો આપ્યો છે. એ સંસ્થાઓમાં સૌથી મહત્ત્વની, અને જવાહર આજે જે છે, તેવા એમને ઘડનાર કોંગ્રેસ છે. છતાં, જવાહરને આજે જે મહત્ત્વ મળ્યું, જવાહર આજે હિન્દના વડાપ્રધાન બન્યા, એઓ નૂતન હિન્દના ઘડવૈયા બન્યા, એઓ આંતરરાષ્ટ્રીય વિખ્યાતી પામી જગતના પ્રથમ કક્ષાના નેતાઓમાં પ્રથમ હરોળમાં સ્થાન પામ્યા, એ બધા વિકાસનો ફાળો મોટે ભાગે કોંગ્રેસને જ જાય છે. એઓ કોંગ્રેસના કટોકટીને સમયે ને કોંગ્રેસે જ્યારે દિશાપલટો કર્યો, તેવે સમયે પ્રમુખ ન બન્યા હોત, તો જવાહર જવાહર ન હોત. કોંગ્રેસના છ છ વારના પ્રમુખપદે જ જવાહરને ઘડ્યા છે. પરન્તુ કોંગ્રેસ માટે એમ કહી શકાય કે, જેમ કોંગ્રેસે જવાહરના ઘડતરમાં ફાળો આપ્યો છે, તેમ કોંગ્રેસના સર્વવ્યાપી વિકાસમાં ને ઘડતરમાં જવાહરનો ફાળો કાંઈ નાનો સૂનો નથી. કોંગ્રેસને ઉદ્દામવાદી બનાવનાર, કોંગ્રેસમાં ક્રાન્તિની ચિનગારી ફૂંકીને, કોંગ્રેસમાં નવચેતન ને નવજીવન આણનાર જવાહર છે. જવાહરે કોંગ્રેસને આંતરરાષ્ટ્રીય દૃષ્ટિથી જોતી કરી, કોંગ્રેસના ઠરાવોમાં આંતરરાષ્ટ્રીય પ્રશ્નો આણ્યા. કરાંચી કોંગ્રેસમાં, ચૌદ મૂળભૂત હકોનો સ્વીકાર કરાવી, વર્ગસમાનતાની ભાવના એમણે આણી. તેવીજ રીતે, પરદેશોમાં બનતા પ્રશ્નોમાં કોંગ્રેસને જીવંત રસ લેતી કરી. કોંગ્રેસ સમાજવાદી પક્ષ સ્થપાયો, ત્યારે એને અપનાવી, એના સભ્યોને કોંગ્રેસ કારોબારીમાં સ્થાન આપી, એમણે કોંગ્રેસને નવા વલણોને શમાવી લેતી બનાવી, તથા અવાડીમાં ભરાયલી કોંગ્રેસમાં સમાજવાદને કોંગ્રેસનું ધ્યેય ઠરાવી, કોંગ્રેસ પ્રગતિશીલ છે, તેની ખાતરી કરાવી આપી. આમ જવાહરને કોંગ્રેસે ઘડ્યા છે અને

જવાહરે કોંગ્રેસને ઘડી છે. જવાહર ૧૯૨૭માં યુરોપ ગયા હતા, તો ત્યાંથી જે નવી ભાવનાઓ લઈ આવ્યા, તે એમણે મદ્રાસના કોંગ્રેસના અધિવેશનમાં રજૂ કરી અને કોંગ્રેસ પાસે મંજૂર કરાવી. આ રીતે, જવાહરના જીવનનું કોંગ્રેસ એ એક અંગ છે.

એક અન્ય દૃષ્ટિએ વિચારીએ તો, કોંગ્રેસમાં રહ્યા છતાં, જવાહરે બીજી સંસ્થાઓમાંથી પણ પ્રેરણા મેળવી છે. અને તેમાં હિન્દી સ્વાતંત્ર્યસંઘ નામની સંસ્થા છે. મદ્રાસ અધિવેશનમાં કોંગ્રેસે જવાહરનો પૂર્ણ સ્વાતંત્ર્ય વિષેનો ઠરાવ સ્વીકાર્યો છતાં જવાહરને એમ લાગ્યાં કરતું હતું, કે, કોંગ્રેસે એ ઠરાવ એના સ્વરૂપને પૂર્ણાંશે સમજીને કર્યો નથી. તેથી, કોંગ્રેસ ઉપર દબાણ લાવવા, બીજી કોઈ સંસ્થાની જરૂર હતી એમ એમને લાગ્યું. અને તેથી, હિન્દી સ્વાતંત્ર્યસંઘની સ્થાપના કરી. અને જવાહરે એનું વર્ષ દિવસ સુધી સંચાલન કર્યું. એ સંસ્થાદ્વારા કોંગ્રેસને 'એક વર્ષ સુધી પૂર્ણ સ્વાતંત્ર્યના ધ્યેયને પૂર્ણાંશે અપનાવતી બનાવી.

જવાહરને હમેશાં પીડિત, શોષિત અને દુઃખી પ્રજા માટે હમદર્દી રહે છે. આથી, જવાહર આવી પ્રજાને હમેશાં સાથ આપવા તત્પર હોય છે. દેશી રજવાડાંની પ્રજા પર પારાવાર જુલમ ગુજરતો હતો એથી, જવાહર રિયાસતી પ્રજાપરિષદ જોડે સંકળાયલા હતા અને રિયાસતી પ્રજાપરિષદના પ્રમુખ પણ બે વાર થયા હતા. અને રિયાસતી પ્રજાના હિતાર્થે, એઓ નાભા ગયા ને ત્યાં લડત લડ્યા હતા.

બીજી સંસ્થામાં, અખિલ હિન્દ મજૂર પરિષદ તરફ પણ એઓ આકર્ષાયા હતા, અને હિન્દમાં જે મજૂર આંદોલન શરૂ થયું તેના સંચાલનમાં એમનો પણ સારો હિસ્સો હતો. એઓ અખિલ હિન્દ મજૂર પરિષદના પ્રમુખ થયા હતા.

એવીજ રીતે યુવકપરિષદોનું પ્રમુખપદ સંભાળી, એમણે આપણા નવજુવાનોને પણ રાહ બતાવ્યો છે.

આ ઉપરાંત એઓ નાના હતા, ત્યારે થિયોસૉફી સંસ્થા પ્રત્યે આકર્ષાયા હતા. એનું બધું સાહિત્ય એમણે ઉત્સાહપૂર્વક વાંચ્યું હતું અને એ સાહિત્યથી પ્રેરાયા હતા, એ સંસ્થાના એઓ સભ્ય બન્યા હતા અને એમને એની પ્રત્યે મમત્વ પણ બંધાયું હતું.

આમ અનેક સંસ્થાઓએ જવાહરના માનસઘડતરમાં પોતપોતાનો ભાગ ભજવ્યો છે.

[ ૪ ]

જવાહરને ઘડનાર, હિન્દી, ઇસ્લામી અને ખ્રિસ્તી સંસ્કૃતિ પણ છે, એ હકીકત આપણે સ્વીકારવી જોઈએ. જો કે, હિન્દી સંસ્કૃતિનો પરિચય, એમને પરોક્ષ રીતે પુસ્તકોનાં વાંચનથી થયો. છતાં, એઓ આપણી સૃજનજૂની ભવ્ય સંસ્કૃતિને યથાર્થ રીતે સમજ્યા છે એ નક્કર હકીકત છે. એટલું જ નહિ, પણ આપણી સંસ્કૃતિ એના પૂર્ણ રૂપમાં ફરી પ્રદીપ્ત બને એમ એઓ ઇચ્છે છે. ઇસ્લામી સંસ્કૃતિની એમની પર પ્રત્યક્ષ અસર નથી. પરન્તુ, જગતના ઇતિહાસના અભ્યાસને કારણે, ઇસ્લામી સંસ્કૃતિનાં બંધુત્વનાં, સમાનતાનાં તત્વો પ્રત્યે એમને આદર રહ્યો છે. ખ્રિસ્તી સંસ્કૃતિ પર પણ એમને, ઇશુના સિદ્ધાંતો, અને સહિષ્ણુતા, પ્રેમ વગેરે ભાવનાઓને લીધે આકર્ષણ રહ્યું છે.

આ સંસ્કૃતિ ઉપરાંત, પશ્ચિમની નવી યંત્રવાદી સંસ્કૃતિનો એઓ વિરોધ કરતા હોવા છતાં, એ સંસ્કૃતિએ હિન્દનુ અહિત કર્યું છે, એમ એઓ માનતા હોવા છતાં, એ સંસ્કૃતિની એમની પર અસર થઈ છે. તેથી જ એઓ મોટા ઉદ્યોગોનો પક્ષપાત કરે છે અને દેશનું ઝડપી ઉદ્યોગીકરણ કરે છે. યંત્રવાદની સંસ્કૃતિ અનિષ્ટ એમને લાગી હશે, પણ હિન્દની સ્વાતંત્ર્યપ્રાપ્તિ પછી એમના વિચારો પલટાયા છે. અને હિન્દે જગતની હરોળમાં જ રહેવું જોઈએ, જગતથી અલગ રહીને એ પોતાનો વિકાસ સાધી શકશે નહિ એવી એમને પ્રતીતિ થતી જાય છે, તેમ તેમ, એ સંસ્કૃતિની અસર એમની પર પરોક્ષ રીતે પડતી જાય છે.

આમ જવાહરના ઘડતરમાં વિવિધ તત્વોએ—અને જે તત્વો પરસ્પરવિરોધી લાગે તેવાંએ—ફાળો આપ્યો છે. અને તેમ છતાં, એ બધાં તત્વોને લીધે સંવાદિતા તો અવશ્ય આવી છે, એટલું જ નહિ પણ, એમાંથી, એક વિશિષ્ટ વ્યક્તિત્વનું ઘડતર થયું છે.

[ ૬ ]

## સ્વપ્નદૃષ્ટા

જવાહરને આપણે કેવળ સ્વપ્નદૃષ્ટા તરીકે ઓળખાવીએ, તો એ ઓળખાણ સંપૂર્ણ નથી. કારણ, જવાહર ફક્ત સ્વપ્ન જોવામાં શૂર નથી, પણ સ્વપ્નમાંના સ્વર્ગને અવનીપર ઉતારવા સતત પ્રયત્ન કરતા કર્મવીર છે. રણભૂમિ પરનો વીર જેમ, પોતે યુદ્ધના ધ્યેયનું સ્વપ્ન જોતો હોય છે, અને એ ધ્યેયને, એ સ્વપ્નને લક્ષમાં રાખીને, એ વધુ અને વધુ પરાક્રમો કરતો હોય છે, તેવી જ રીતે, જવાહર પણ, સ્વપ્ન જુએ છે અને એ સ્વપ્નને અમલમાં મૂકવા માટે કર્મ કરતાજ હોય છે. એમનાં સ્વપ્નાં એ શેખચલ્લીની માટીની હાંડીમાંથી ઉત્પન્ન થતી માયા સૃષ્ટિ નથી, અથવા તો સીકંદર કે હિટલરની જેમ, જગતપર પોતાનું સામ્રાજ્ય સ્થાપવા ઇચ્છતા, વિજેતાનાં એમનાં સ્વપ્ન નથી. સ્ટેલીન કે લેનીનની જેમ, આખી દુનિયાની પોતાની દૃષ્ટિપ્રમાણે કાયાપલટ કરવાની એમની ઇચ્છા નથી લીંકનની જેમ, રંગદ્વેષને નાબૂદ કરી, સમાનતાની સૃષ્ટિ ઊભી કરવાના એમને કોડ નથી

આમ છતાં, જવાહર સ્વપ્નદૃષ્ટા છે નાનપણથી, અને પોતાનાં સ્વપ્નાને સફળ બનાવવા એઓ જીવનભર મથ્યા છે. એમનું એક સ્વપ્ન પુરું થાય છે, ત્યાં બીજું ઉદય પામે છે. એ આકાર ધડે છે, અને એને માટે મથતાં મથતાં એમનુ ત્રીજું સ્વપ્ન પ્રગટે છે. આમ સ્વપ્નનું પ્રાગટ્ય, એનું સમુચિત આકારધારણ અને એ સ્વપ્નની સિદ્ધિ, જવાહરની સ્વપ્નસૃષ્ટિનો ક્રમ છે.

જવાહરને બચપણથી જ, હિન્દને આઝાદ કરવાનું સ્વપ્ન હતું. એમની બાળદૃષ્ટિને તે સમયે પણ સ્પષ્ટ રીતે સમજાયલું કે, આપણી આર્થિક, સામાજિક, રાજકીય, સાંસ્કૃતિક એ બધી દુર્દશાનું કારણ, પરદેશી હકૂમત છે. એટલે જવાહરે વિલાયતથી અહીં આવતાં વેંત જ, પોતાને જે જાતની લડાઈ જોઈતી હતી, તે સ્વપ્નનો સિદ્ધિનો માર્ગ ગાંધીજીએ બતાવ્યો. એટલે, એઓ, સત્યાગ્રહ આંદોલનમાં પડ્યા. અને વારંવાર લાઠીઓ ખાધી. જેલયાત્રા ભોગવી.

જવાહરનાં સ્વપ્નદર્શનને પરિણામે, આપણા સ્વરાજ્યનો નકશો કેવો હશે, તે, કરાંચી કોંગ્રેસના, ઠરાવમાં દર્શાવાયું. જવાહરને, આપણી લડત કોઈપણ સંજોગોમાં, રાહ બદલે એ ગમતું નહોતું. કારણ કે, એથી રાજકીય આઝાદીનું એમનું જે સ્વપ્ન હતું તે હાંસલ થવામાં અંતરાય નડતો હતો. એથી જ ગાંધીજીની અસ્પૃશ્યતાનિવારણની પ્રવૃત્તિનો એમણે જાહેર વિરોધ કરેલો. સ્વપ્નની સિદ્ધિ માટે એઓ લડ્યા, ને, બીજી તરફ એમણે ક્રીપ્સ જોડે, ઇંગ્લેંડનાં મજૂર સરકારના પ્રતિનિધિમંડળ જોડે, જીન્ના જોડે, એમ વાટાઘાટો ને મંત્રણાઓ પણ ચલાવી.

૧૯૪૭ માં, હિન્દની રાજકીય આઝાદીનું સ્વપ્ન સિદ્ધ થયું. પણ એથી જવાહરનું સ્વપ્નદર્શન ખતમ થયું નથી. કારણ કે, આઝાદી એ તો રાહ છે. મંઝીલ તો હજી ઘણી લાંબી છે. દેશના બેકારોને ઠેકાણે પાડવાનું, દેશની ગરીબી નાબૂદ કરવાનું, દેશનો એક પણ આદમી ભૂખ્યો ન રહે, વસ્ત્ર વિહીન ન રહે, આશરા વિનાનો—ગૃહહીન—ન હોય એ સ્વપ્ન હજી તો સિદ્ધ થવાનું છે. હજી તો, લોકોનું જીવન ધોરણ ઊંચું લાવવાનું છે. એમની ખરીદીશક્તિ વધારવી છે, એમનું જીવન ભર્યું ભર્યું બનાવવું છે. ભારતમાતાને સુજલા ને સુફલા બનાવવી છે. આપણી મહાન નદીઓનો ખેતીને માટે વિજળીક શક્તિ માટે ઉપયોગ કરવો છે. નહેરો બાંધવાની છે. દેશનું ઉદ્યોગીકરણ કરવું છે. મોટા પાયાના ઉદ્યોગો પરદેશી નિષ્ણાતોની સહાયથી ઊભા કરીને, ગૃહઉદ્યોગોને પોષવાના છે. હજી તો આપણી કેળવણીમાં પલટો લાવવાનો છે. હજી આફ્રિકાવાસી હિન્દીઓની સ્થિતિ સુધારવી છે. હજી લંકામાંનાં હિન્દીઓને નાગરિક હક અપાવવા છે. હજી એશિયાઈ દેશોની એકતા સાધવાની છે.

જવાહર એ સ્વપ્નોને સિદ્ધ કરવા કમર કસીને લાગી ગયા છે. એમણે દેશ આઝાદ થયો, તે પૂર્વે જ, દેશની આર્થિક યોજના હાથ ધરી હતી. દેશ આઝાદ થતાં, એ આર્થિક યોજનાને, પંચવર્ષીય યોજના દ્વારા સ્પષ્ટ સ્વરૂપ મળ્યું. પંચવર્ષીય યોજના એ જવાહરનું દેશની આર્થિક સમૃદ્ધિનું ભવ્ય સ્વપ્ન છે. એમાં ભાખરા નાંગલ, દામોદરખીણ, તુંગભદ્રા ખીણ, જેવી યોજનાઓ, સીંદરી રાસાયણિક ખાતર કારખાનું, રાષ્ટ્રીય પદાર્થ વિજ્ઞાનની ને રસાયણના સંશોધનની પ્રયોગશાળાઓ, એ બધી જવાહરની આર્થિક દિશાના સ્વપ્નોની સિદ્ધિ છે.

પણ, જવાહરના સ્વપ્ન ફક્ત હિન્દને સર્વ રીતે સમૃદ્ધ બનાવવામાં જ સીમિત થઈ જતાં નથી. એમને તો આખી એશિયાની પ્રજા હિન્દની જેમ પરદેશી ઝૂંસરીમાંથી મુક્ત બને એવી ખ્વાહેશ છે. એશિયાની એકતાનું એમનું સ્વપ્ન, ૧૯૪૭ ના ઑગસ્ટ પછી સક્રિય સ્વરૂપ પકડે છે. એ ઇન્ડોનેશીયાનો સાદ જગતને સંભળાવવા, ને આખું એશિયા ઇન્ડોનેશીયાની પડખે છે, તેની ખાતરી કરાવવા

દિલ્હીમાં અખિલ એશિયા પરિષદ ભરે છે ને, એશિયાવાસી વતી સંયુક્ત રાષ્ટ્ર પરિષદને પડકારે છે અને ઇન્ડોનેશીયા મુક્ત બને છે ચીન આંતર વિગ્રહમાંથી મુક્ત બની સ્વતંત્ર અને સાર્વભૌમ રાજ્ય બને છે, તો જવાહર એનો સ્વીકાર કરે છે અને એની જોડે ગાઢ મૈત્રીનો સબંધ બાંધે છે હિન્દી ચીનમાં પણ વીએટનામ ને વીએટમીંહ વચ્ચે સુલેહ કરાવી એઓ સંયુક્ત એશિયાનો મોરચો રચે છે

જવાહર ઇન્ડોનેશીયા, બ્રહ્મદેશ, લંકા, પાકીસ્તાન, થાઇલેંડ, વગેરે દેશોના સહકારથી 'કોલંબો પરિષદ' બોલાવી, એમાં એશિયાઈ પ્રશ્નો રજૂ કરે છે અને હવે, એશિયા તથા આફ્રિકાના સ્વતંત્ર સાર્વભૌમ રાજ્યોની પરિષદ ઇન્ડોનેશીયામાં બોલાવી, માત્ર એશિયાનીજ નહિ, પણ, આફ્રિકાની પ્રજાની પણ એકતાના સ્વપ્ના એઓ સેવે છે સંયુક્ત રાષ્ટ્રપરિષદમાં પણ જવાહરની સ્વપ્નદર્શિતાને પરિણામે આરબ એશિયાઈ મોરચો રચાયો છે, અને એમાં એશિયાના તમામ રાજ્યો, એશિયાના પ્રશ્ન વિષે એકસરખો મત આપે છે

આ ઉપરાંત, જવાહર જગતની કોઈપણ પ્રજા કોઈના કબજા હેઠળ ન રહે એમ ઇચ્છે છે અને તેથીજ એઓ સસ્થાનવાદનો પ્રખર વિરોધ કરે છે એટલુંજ નહિ, પણ, એઓ સસ્થાનવાદ સામે લડતા, પ્રત્યેક રાષ્ટ્રને એમનો નૈતિક ટેકો હોયજ આથીજ જવાહરે કોરિયામાં લડતા સીંગમેન રીને ટેકો ન આપ્યો એથી જ જવાહરે સસ્થાનવાદ અને સામ્રાજ્યવાદ બન્નેને દુશ્મન તરીકે ઓળખાવ્યા છે

જવાહર દુનિયાની અંદર એશિયાઈ દેશોનું મહત્વ વધે, એશિયાનો બુલંદ અવાજ દુનિયાભરમાંથી ગુંજે એવું સ્વપ્ન સેવે છે અને, આજે ભારતચીનની મૈત્રીથી, એશિયાએ સામ્રાજ્યવાદ સામે માથું ઊંચક્યું છે અને આજે એશિયાના પ્રશ્નમાં એશિયાનો અવાજ સંભળાવો જોઈએ, એ એમનું સ્વપ્ન સિદ્ધિને પંથે પ્રસ્થાન કરતું જાય છે

જવાહરનું તો ખ્વાબ છે, એવું હિન્દ જોવાની, જેવું પ્રાચીનકાળમાં હતું દુનિયાભરના પ્રતિનિધિઓ અહીં આવતા અને પ્રેરણા લેતા આજે પણ ચાઉ-એન-લાઈ, માર્શલ ટીટો, બુલ્ગેનીન વિગેરે, હિન્દની મૈત્રી સાધે છે ઇંગ્લેંડ ને રશીયા હિન્દને પડખે લે છે

અહમદનગર જેલમાં હતા, ત્યારે જવાહરે, જેલમાં રહ્યે રહ્યે, એમના કલ્પનાચક્ષુ વડે, ભારતમાતાની પ્રાચીનકાળની સુંદરતાના સુભગ દર્શન કર્યાં એમણે એની સર્વાંગી સુંદરતા જોઈ પ્રાચીનકાળના એશિયાઈ દેશો જોડેના સાંસ્કૃતિક સબંધો નિરખ્યા એમણે, પ્રાચીન સાહિત્ય, સંસ્કૃતિ, કલા, ઇતિહાસ એ બધાના

સ્વપ્નો જોયાં. અને એ સ્વપ્નો 'મારું હિન્દનું દર્શન' એ ગ્રન્થમાં આપણી સમક્ષ રજૂ કર્યાં.

જવાહરનું સ્વપ્ન છે, ભારતનું દુ:ખ દૂર કરવાનું. દૈન્ય ઘણે અંશે દૂર થયું છે, છતાં, એમને તો એ દૈન્ય સંપૂર્ણતઃ નાબૂદ કરવું છે. હિન્દ દુનિયાના દેશોમાં અગ્રણી સ્થાન લઇ શાન્તિનો રાહ જગતને બતાવે એવું સ્વપ્ન એઓ સેવે છે. એ એમનું સ્વપ્ન ફળો, અને હિન્દ દુનિયાભરની ઉજ્જવળ રોશનીભરી જગતશાંતિ અને જગતપ્રેમના રાહને રોશન કરે, એવી એમની સ્વપ્નની દુનિયા પ્રગટ થાઓ.

[ ૭ ]

## લોકસેવક જવાહર

સામાન્ય રીતે, જવાહર એ કેવળ રાજકીય વ્યક્તિ જ લેખી શકાય. એમણે જે કંઈ લોકસેવા કરી હશે, તે સાત્વિક લોકસેવા નહિ, પણ, રાજકારણની આનુષંગી લોકસેવા હતી. નિર્ભેળ લોકસેવા તો, એમનાથી થઈ શકે એમ હતું જ નહિ. આથી જવાહર એ વિષે પોતેજ એક સ્થળે કહે છે કે: "બીનરાજકીય પ્રશ્નો પર ગાંધીજીને પોતાનું સમગ્ર ધ્યાન રોકતા જોઈને, મને કંઈક અંશે ચીઢ પણ ચઢતી." આમ, જવાહર પોતેજ બીનરાજકીય કાર્ય કરવાનું નાપસંદ કરતા, તો પછી, નિર્ભેળ લોકસેવાનો પ્રશ્ન તો જ્યાં રાજકીય પ્રશ્ન કામયાબ ન નીવડે ત્યાં સુધી જવાહર માટે રહેતો નથી.

આમ છતાં, અજાણ્યે પણ જવાહરે લોકસેવાનું કાર્ય ક્યારેક ક્યારેક કર્યું છે, અને, એ દૃષ્ટિએ જવાહરને લોકસેવકનું બિરુદ આપી શકાય ખરું.

૧૯૨૦ ના જુન મહિનામાં જવાહરને જ્યારે મસૂરી છોડવાનો હુકમ મળ્યો, ત્યારે, પ્રતાપગઢ જિલ્લામાં કિસાનોની હાલત જોવા એમને જવું પડ્યુ. અને એ સમયે, કિસાનોમાં જાતે ભ્રમણ કરીને, એમણે કિસાનોનું દર્દ પોતાની નરી આંખે જોયું. જવાહર ખેડૂતોનાં ઝૂંપડામાં ખેડૂતની જેમ રહ્યા, અને, ખેડૂતના જેવુ જીવન એમણે ગાળ્યું, તેમનું દુઃખ અને તેમની કૃતજ્ઞતા જોઈને, એમની શરમ અને દુઃખનો પાર ન રહ્યો. શરમ એશઆરામી અને નચિંત જીવન માટે, અને દુઃખ હિન્દની અધોગતિ અને ભયાનક દારિદ્રય માટે. જવાહરની આંખ એથી ઉઘડી, અને ભારતમાતાનું નવું ચિત્ર એમની આંખ આગળ ખૂલવા લાગ્યું: વસ્ત્રહીન, અન્નહીન, દલિત અને અત્યંત પીડિત ભારતમાતાનું. જવાહરે, તેમનાં દુઃખની અસંખ્ય કહાણી સાંભળી. તેમની ઉપર લદાતા જતા, કચરી નાંખતા કરના બોજા, અનેક પ્રકારના બેકાયદા કરો, જમીન ઉપરથી અને ઝૂંપડામાંથી નીકળવાની નોટીસો અને માર, તેમની ઉપર ગીધની માફક ચોમેરથી તૂટી પડતા જમીનદારના ગુમાસ્તાઓ, વ્યાજખાઉ નાણાં ધીરનારાઓ અને પોલીસ, આખો દિવસ મજૂરી કરવાને અંતે તેમણે પેદા

કરેલું જાય બીજાના પેટમાં, અને તેમના પોતાના કપાળમાં લાત, ગાળો અને ભૂખમરો–આ બધી કહાણી જવાહરે સાંભળી.

જવાહરે આ મુસાફરી મોટે ભાગે પગપાળી કરી, એમાં જુન મહિનાની સખત ગરમીના દિવસો હતા. સૂરજનો તાપ આંધળા કરી નાંખે એવો હતો. છતાં, માથા પર ટુવાલ વીંટીને જવાહર એક ગામથી બીજે ગામ ભટકતા. અને દુ:ખથી ભરપૂર એવા એ કિસાનોના જીવનમાં આશા અને ઉત્સાહનો સંદેશો પ્રેરતા. જવાહરે, આ દબાઈ ગયેલા કિસાનોને મા ભૈઃ નો મંત્ર આપ્યો.

૧૯૨૧ ની આખી સાલ જવાહરે આ રીતે ભ્રમણમાં વીતાવી. જવાહરે એમને સમજાવી એમની અદાલતબાજી ઘણી ઓછી કરાવી, અને એમની તકરારોના ઉકેલ માટે ખાનગી પંચાયતો સ્થાપી.

૧૯૨૩ થી ૧૯૨૫ સુધી જવાહરે, સુધરાઈદ્વારા, લોકસેવા કરવાનો પ્રયોગ કરી જોયો. એઓ અલાહાબાદ સુધરાઈના પ્રમુખ થયા. અને અલાહાબાદ શહેરમાં, સફાઈ અને વ્યવસ્થિત તંત્ર આપવા, લોકોને પાણી રસ્તા વગેરેની સગવડ, એ બધું આપવા એમણે થોડે અંશે સફળ પ્રયત્ન કર્યો, એમ કહી શકાય, જો કે, એમાં સરકાર તરફથી ઘણી રુકાવટો આવી, અને એ મુસીબતો ને રૂકાવટોનો સામનો કરતાં કરતાં એમની ઘણી શક્તિ બરબાદ થઈ, છતાં, થોડે અંશે પણ એઓ સુધરાઈના તંત્રદ્વારા લોકોને રાહત આપી શક્યા, એ નોંધપાત્ર છે. જવાહરને સત્તાનો મોહ નથી, એટલે, જ્યારે એમને લાગ્યું, કે હવે વિશેષ સેવા કરવાનું શક્ય નથી, ત્યારે એમણે એ પદેથી પહેલી તકે રાજીનામું આપ્યું. જવાહરને માટે, એ સ્થાનની સેવાના એક સાધન તરીકે જ કિંમત હતી, તેથી વિશેષ નહિ.

જવાહરે બીજી જે બે લોકસેવાની પ્રવૃત્તિ આદરી, તે 'યુવકસંઘ' અને 'અખિલ હિન્દ મજૂરસંઘ મહાસભા.' જવાહરે, એ બે સંસ્થાઓ દ્વારા યુવાનોની અને મજૂરોની સેવા કરવા માંડી. જો કે, આ બન્ને પ્રવૃત્તિ અર્ધરાજકીય કહી શકાય. મજૂરોની પ્રવૃત્તિ એ આર્થિક પણ હતી. પણ, એમાં સામ્યવાદી અસર હોવાને લીધે એ રાજકીય અસરવાળી કહી શકાય. પ્રાંતીય, જીલ્લા અને અખિલ હિન્દ, એવી અનેક યુવક પરિષદોમાં એ પ્રમુખ થયા, અને એની પ્રવૃત્તિઓનું સંચાલન કર્યું. એ સંઘોદ્વારા ધાર્મિક સુધારાઓ પણ થયા અને ક્રાન્તિના વિચારો પણ લવાયા. સામાજિક પરિવર્તન કરવામાં આ પરિષદો અને સંઘો ખૂબ સહાયભૂત થયાં. એ દ્વારા જવાહરે સામાજિક ક્રાન્તિનો પયગામ સુણાવ્યો. યુવકસંઘોદ્વારા, ન્યાતજાતના સંકુચિત વાડાઓને તોડવાના કાર્યમાં, યુવકોને પ્રેરણા આપી. આંતરજાતીય અને આંતરપ્રાંતીય લગ્ન માટે એમને દોરવણી આપી. યુવાનો

પાસે દહેજ ન લેવાનો મક્કમ નિર્ણય કરાવ્યો. આમ સામાજિક પ્રગતિને પંથે એ યુવાનનેતાએ દેશના નવયુવકોને પ્રેર્યા.

પરન્તુ, જવાહરને લોકસેવકનું બિરુદ આપી શકાય એવી એમની સેવા તો બિહારના ભૂકંપ વખતની હતી. જેવો બિહારમાં ભૂકંપ થયો, તે વખતે જવાહર જેલની બહાર હતા. એટલે એમને પોતાનું સ્થાન ભૂકંપપીડિતો સમક્ષ છે એમ લાગ્યું. અને, એ લોકોને રાહત આપવા, એમની પીડા દૂર કરવા જવાહર બિહાર દોડી ગયા. જવાહરે ત્યાં જઇને જે દૃશ્ય જોયું તે અત્યંત જુગુપ્સાકારક અને ભયાનક હતું. જવાહરે ખંડિયેર બની ગયેલાં શહેરો ને કસ્બા જોયા. જમીનમાં ભીષણ ફાટ પડીને, એ ફાટની અંદર, વિનાશની તાંડવલીલા નિરખી. જમીનની નીચે, મકાનોના કાટમાળની નીચે અગદાયલાં માણસો હતાં, જે એમના ઉદ્ધારકની રાહ જોતાં હતાં. કાટમાળના ઢુંગરા જ્યાં નજર કરો ત્યાં ખડકાયલા હતા. જવાહર, ત્યાં જઇને, પોતેજ, કોદાળીપાવડો લઈને કચરો સાફ કરવા નીકળી પડ્યા, ને કાટમાળ ખોદવા ને ખસેડવાનું કાર્ય પોતે કરવા મંડ્યા. અને, જે બીજા કાર્યકર્તાઓ એવું કામ કરવાનું હલકું ગણતા હતા, તેમણે પણ આ કામની શરૂઆત કરી. પરિણામે, ઘરોના ભંગારની નીચે અનેક જીવતાં માણસો નીકળી આવ્યાં. જવાહરે, દશ દિવસ જાતે એક સામાન્ય મજૂરની જેમ, ખોદકામ, માટીના ટોપલા ઊંચકવાનું કામ કર્યું. અને ભૂકંપપીડિતોને રાહત આપી.

જવાહર ત્યાં વધારે દિવસ રોકાઈ શક્યા હોત, પણ એમને તો રાજકીય કાર્યમાં વિશેષ રસ હતો. નિર્મળ લોકસેવાનું કાર્ય એમને માટે આનુષંગી હતું. તેથી જવાહરને દહેશત લાગી, કે જો હું પૂરેપૂરો આ કામમાં પડી જઈશ, તો, મારાથી રાજકીય પ્રવૃત્તિ થઈ શકે નહિ. જવાહરે ખૂબ વિચાર કર્યો, કે, ભૂકંપ–સંકટ નિવારણ–ના કામમાં કેટલે સુધી સંડોવાઈ જવું? અને જેટલે અંશે એમાં સંડોવાય તેટલે અંશે રાજકીય પ્રવૃત્તિમાંથી નિવૃત્ત થવું પડે, કારણ સંકટનિવારણ કામ બધી શક્તિને રોકી લે એવું હતું. એ જવાહરને અનુકૂળ નહોતું. રાજકીય પ્રવૃત્તિમાંથી લાંબો વખત સુધી નીકળી જવાનું એમને ગમતું નહોતું. એટલે, એઓ બિહારથી અલાહાબાદ આવ્યા, અને ત્યાં, એમણે ભૂકંપપીડિતોની રાહત અર્થે પૈસા, કપડાં, કામળા, વગેરે ભેગાં કરવાનું કાર્ય ઉપાડી લીધું. એ કાર્ય એવું હતું કે જે રાજકીય કાર્યની સાથોસાથ થઈ શકે. જવાહરે જાહેર નિવેદન પ્રગટ કરી, લોકોને મદદ કરવા વિનંતી કરી. અને જેમ જેમ એમને મદદ મળતી ગઈ તેમ તેમ એઓ રાજેન્દ્રબાબુને મોકલાવતા ગયા. જવાહર જાતે ઉઘરાવવા નીકળતા અને તેથી સારા પ્રમાણમાં વસ્ત્રો તેમજ ધન ઉઘરાવી શકેલા.

જવાહરની લોકસેવાની ભાવના પાછી ઝળકી ઊઠી, સુભાષના સૈનિકોના બચાવ વખતે, અને તેમને ઠેકાણે પાડતી વખતે હિન્દી રાષ્ટ્રીય સૈનિકદળની જે રાહતસમિતિ હતી, તેમા જવાહરનુ અગ્રસ્થાન હતુ અને, એમના પ્રયાસોને લીધે ઘણા સુભાષના સૈનિકો જુદા જુદા ધંધાઓમા ઠેકાણે પડ્યા એ રીતે, જવાહરે આ એક નવા જ ક્ષેત્રમા, દેશના નરસીગોની સેવા આદરી

આ પછી, તો, દેશની અદર નવી પરિસ્થિતિ નિર્માણ થઈ, અને જવાહરે, હોદ્દો સભાળ્યો, તે વખતે, બગાળ, બિહાર, પજાબ, સઘળે ઠેકાણે કોમી રમખાણો થયા, ત્યારે એમણે, એ સર્વ સ્થળોએ જઈને રમખાણોને શાત પાડી, બન્ને ઝઘડતી કોમની સેવા કરી હતી, અને રમખાણોના ભોગ થઈ પડેલાઓની પણ સેવા કરી હતી પછી, તો જ્યારે, હિન્દ ને પાકીસ્તાનના ભાગલા પડ્યા, પછી, પાકીસ્તાનમા રમખાણો થયા, અને, આપણા દેશ માટે નિરાશ્રિતોનો મહાન પ્રશ્ન ઊભો થયો, ત્યારે, જવાહરે, જાતે જઈને ડોસીમાઓના આસુ લૂછ્યા છે, જેમના પુત્રો હણાઈ ગયા હોય, એવા માતપિતા ને એમણે પોતે જ એના પુત્ર છે, એમ કહીને આશ્વાસનો આપ્યા છે વળી, એમણે કઇકને દ્રવ્ય ને વસ્ત્રની મદદ કરી છે કઇકોની વહુબેટીઓને સતત પ્રયત્ન કરીને પાછી મેળવી આપી છે કેટલાય માણસોને પોતાના બગલામા દિવસો ને મહિનાઓ સુધી રાખ્યા છે પોતાને મળેલી સત્તાનો ઉપયોગ કરી, કેટલાયને ઘરો બધાવી આપી નવા ઉદ્યોગો સ્થાપી કામે લગાડી દીધા છે

આ કામ તો હજી પૂરુ નથી, ત્યા આસામની નદીઓ તાડવ ખેલે છે એમા પૂર આવી, કાઠે આવેલા શહેરો ને ગામડાઓને ધોઈ નાખે છે, નાબૂદ કરી નાખે છે આસામમા પ્રલયની નોબત વાગે છે, ત્યારે આ લોકસેવક ત્યા ધાઈ આવે છે, અને, બધા માર્ગો બધ થતા છે, એવા એ આફતમા ફસાઈ પડેલા લોકોને માટે, આસમાનમાથી હવાઈ જહાજો દ્વારા, એ દાણા ને અન્ન વરસાવે છે, ને લોકોને જીવનદાન આપે છે

મદ્રાસમા કે મહારાષ્ટ્રમા, બિહારમા કે ગુજરાતમા, દુષ્કાળના ઓળા પ્રસરે છે, તો જવાહરની હમદર્દી જાગૃત થાય છે, અને દુષ્કાળગ્રસ્ત વિસ્તારોમાં જાતે ફરી વળે છે અને લોકોને પોતાથી શક્ય તેટલી રાહત આપે છે અને, અન્નવિના, એક પણ માણસ ભૂખ્યુ ન મરે, તેની પૂરી તકેદારી પોતે રાખે છે, અને સરકારના અમલદારો પાસે રખાવે છે

આ રીતે, જવાહર રાજકીય પુરુષ હોવા છતા, અને એમની મુખ્ય પ્રવૃત્તિ રાજકીય હોવા છતા, લોકોની સેવા કરવાની, એક પણ તક એઓ જવા દેતા નથી

કારણ કે, આમજનતા માટે એમની હમદર્દી છે. એમનું હૃદય એવું લાગણીપ્રધાન છે, કે બીજાનું દુઃખ એ જોઈ શકતું જ નથી. અને તેથી, જેવું એ દુઃખ જુએ કે તરતજ એને નાબૂદ કરવાના કામમાં એ તુરતાતુરત લાગી જાય છે.

જવાહરને જે જે થેલીઓ મળી છે, લોકો તરફથી બક્ષિસો મળી છે, તે સર્વેનો વિનિયોગ એમણે પોતાની પત્નીના નામ પર એક રૂગ્ણાલય સ્થાપીને કર્યો છે. અને જવાહર અનેક રોગીલોકોના રોજ આશીર્વાદ લે છે. આમ પોતાને મળેલા પૈસા એઓ રોગીની સેવા પાછળ ખર્ચી, પોતાની લોકસેવાની ધગશ કેવી પ્રબળ છે, તે દર્શાવે છે.

આમ ગમે તે દિશામાં આપણે નજર કરીએ, તો જવાહર એ સાચા લોકસેવક છે, તેની આપણને પ્રતીતિ થયા વિના રહેશે નહિ.

[૮]

# ક્રાન્તિવાદી જવાહર

સાધારણ રીતે, કોઈને પણ આશ્ચર્ય થાય કે એશઆરામમા ઉછરેલા, અને સમૃદ્ધિની છોળમા મોટા થયેલા જવાહરમાં ક્રાન્તિની ભાવના આવી જ શી રીતે? ક્રાન્તિ અને સમૃદ્ધિ, વૈભવ, એ પરસ્પર મિત્રો નથી, પણ વૈરી છે પણ બીજી તરફ આપણે એ નથી જોતા કે, કાંટામાથી ગુલાબ જન્મે છે, ખાતરમાથી જ મગમખ પાક પ્રગટે છે તેવીજ રીતે, ક્યારેક સમૃદ્ધિ ને વૈભવમાંથી ક્રાન્તિની અનિષ્ટવિદારક જવાલા પ્રગટે છે એ જ રીતે, જવાહરના જીવનમાં, ક્રાન્તિની જવાલા બચપણમા જ પોતાનાં તેજકણો વેરતી ગઈ

જવાહરના બચપણમા તો અગ્રેજ શિક્ષકોનો એમને સસર્ગ અગ્રેજી રાજ્ય તરફ નફરત પેદા થાય, એટલી વાસ્તવિક સ્થિતિની કલ્પના પણ ન આવે, એવો ઘોર અધાર પડેલો બીજી તરફ, સમાજના સામાન્ય સ્તરથી એમનુ જીવન એટલુ બધું નિરાળુ, કે, સામાજિક જીવનમા ક્રાન્તિની આવશ્યકતા છે એવો ખ્યાલ પણ આવવો મુશ્કેલ છે. એમની પોતાની આર્થિક સ્થિતિ એટલી બધી સારી કે વર્ગવિગ્રહ કે આર્થિક રચનાનુ આમૂલાગ્ર પરિવર્તન કરવાનો વિચાર સરખો આવવાની શક્યતા નહિ આમ છતા, નાનપણમા એમના શિક્ષક મુનશીજીએ, ૧૮૫૭ની ક્રાન્તિની વાત ફરી કરીને, જવાહરના દિલમાં ક્રાન્તિની ચિનગારી પ્રગટાવેલી, અને જવાહરના મનમાં બ્રિટીશ વિરુદ્ધ એક પ્રકારની નફરત ઉત્પન્ન કરેલી એમાં એમને એક થિયૉસૉફીસ્ટ ગુરુ મળ્યા એમણે એમના દિલમા ધાર્મિક ક્રાન્તિની ભાવના જગાડી

વિલાયત ગયા પછી, જવાહરે, હિન્દની ક્રાન્તિની વાતો સાંભળી બંગાળમાં, પજાબમા, જે ક્રાન્તિવાદી આદોલનો ચાલતાં હતાં, તેમાં જવાહર પ્રબળ દિલચસ્પી લેતા હતા અને એમનુ સ્વપ્નશિલ્પી મન ચકડોળે ચઢતુ હતું સ્વદેશી અને બહિષ્કારની પ્રવૃત્તિઓએ પણ દરિયાપાર હોવા છતાં, જવાહરને આકર્ષી લીધા

હતા આથી વિલાયત રહ્યાં રહ્યા પણ જવાહર લખે છે કે "મારુ મન હિન્દના બનાવોથી ખૂબ ખળભળી ઊઠતુ" ગૅરીબૅાલ્ડીનુ પુસ્તક પણ તે વખતે એમણે વાચ્યુ અને એણે પણ જવાહરમા ક્રાન્તિના બીજ વાવવામાં પોતાનો ભાગ ભજવ્યો. લડનની મજલિસમાં બિપિન પાલ અને લાલાજીના ભાષણોએ પણ એ નવજુવાન પર અસર કરી

ભણીગણીને હિન્દ આવ્યા ત્યારે એઓ ઉદ્દામવાદી બની ગયા હતા ઇંગ્લૅંડમા ભણ્યા હોવા છતા, ત્યાની સરકાર હિન્દમા જે નાદીરશાહી ચલાવતી હતી, તે પ્રત્યે જવાહરને પ્રબળ ઉકળાટ હતો એમને હિન્દના મધ્યમ માર્ગીઓની ભોળી નીતિ જરાય પસદ નહોતી એ ઉદ્દામવાદીનીતિના આગ્રહી હતા

આ રીતે જવાહરમા રાજકીય ક્રાન્તિની ભાવના કે રાજકીય ક્રાન્તિની ઇચ્છા, *ઇંગ્લૅંડથી હિન્દમાં આવતા વેંત,* તે વખતની કોંગ્રેસની રીતરસમો અને રગઢગ જોતાં થયેલી પરન્તુ, તે વખતની રાજકીય અરાજકતામાથી, એમને પોતાને સ્પષ્ટ માર્ગ સૂઝતો ન હતો એમને માર્ગદર્શનની જરૂર હતી

પરન્તુ રાજકીય ક્રાન્તિની જોડે, એમના જીવનમા આર્થિક ક્રાન્તિની ભાવના પ્રેરે એવા બે બનાવો બન્યા એક તો, રશીયાની મહાન ક્રાન્તિ, એમનો મફળ આર્થિક, સામાજિક અને રાજકીય પલટો, અને બીજુ, કિસાનોમા એમનુ ભ્રમણ જવાહરે પોતાની સગી આખે કિસાનોના દુખ જોયા, એમની સ્થિતિનું દર્શન કર્યું અને એજ અરસામા હિન્દ માટે, સત્યાગ્રહ, અસહકાર અને બહિષ્કાર, વગેરે નવો ક્રાન્તિવાદી સરજામ લઈને ગાધીજી આવ્યા અને જવાહર પૂરા ક્રાન્તિવાદી બન્યા એમણે એમનો સાહેબશાહી પોશાક કાઢી નાખ્યો ને તેને બદલે ખાદીની બડી ને ધોતિયુ આવ્યા જેલમા જવાની તત્પરતા આવી વૈભવને સ્થાને સાદાઈ આવી ને સમૃદ્ધિના ત્યાગની ભાવના જન્મી

જવાહરે પોતાના જીવનમા ક્રાન્તિ આણી એક દૃષ્ટિએ જોઇએ તો એ જમાનાની હવાજ એવી હતી વાતાવરણજ એવુ ગરમ હતુ કે ગમે તેવા ઠડા લોહીનો માણસ પણ ગરમ બને તો જવાહર જેવા લાગણીપ્રધાન અને ઉગ્ર દિમાગના માણસનુ તો પૂછવુ જ શુ ? આ રીતે, જવાહર ક્રાન્તિકારી ખરા, પણ ક્રાન્તિસર્જક નહિ ક્રાન્તિના રાહના શોધક ખરા, પણ ક્રાન્તિનો ચીલો પાડનાર નહિ

જવાહરની ક્રાન્તિની ભાવના રાજકીય અને સામાજિક થરને સ્પર્શનારી. રાજકીય ક્રાન્તિમા, એ પશ્ચિમના જેવુ લોકશાહી તત્ર આવે એમ ઇચ્છનારા પરન્તુ, ગાધીજીની જેમ, આપણે ત્યા, ઓછામા ઓછુ શાસન થાય, અને શાસનનુ વિકેન્દ્રીકરણ થાય, એ દૃષ્ટિ એમની નહિ એમની રાજકીય ક્રાન્તિ એટલે, બ્રિટનની પાર્લામેન્ટરી

પદ્ધતિની ક્રાન્તિ. એથીજ, જવાહર ક્રીપ્સયોજનાથી પળભર મુગ્ધ બને, વિલાયતથી પાર્લામેંટરી પ્રતિનિધિમંડળ આવે તેની જાળમાં ફસાય. વળી, રાષ્ટ્રસમૂહનું ભારતને સભ્ય બનાવે, આપણી ધારાસભાની રચના અને એની રીતરસમો પણ મોટેભાગે ઇંગ્લેંડની પદ્ધતિ આદર્શ તરીકે રાખીને ઘડાય, એ સર્વે, જવાહરની રાજકીય ક્રાન્તિની ભાવનાનાં વિશિષ્ટ લક્ષણો છે.

જેમ પ્રત્યેક ક્રાન્તિવાદી પરિવર્તનનો ચાહક હોય છે અને પોતાના સ્વપ્ન અનુસાર પરિવર્તન આણવા માટે એ ભડભડ સળગતા જ્વાળામુખીમાં પણ ચાહોમ કરીને પડવા તત્પર હોય છે, તેવું જવાહરનું જીવન છે. આપણી બધી તકલીફો ને મુસીબતો માટે ગાંધીજીએ સ્વરાજ્યનો રાજમાર્ગ દર્શાવ્યો, તો, જવાહરે એ માર્ગે જવામાં અને એ ધ્યેયને હાંસલ કરવામાં પોતાનું સર્વસ્વ કુરબાન કરી દીધું. પોતાની કારકિર્દી, પોતાનું કુટુંબજીવન, પોતાની ધનદોલત, પોતાની વકીલાત, પોતાનો એશઆરામ ને સર્વસુખો, બધું જ સ્વરાજ્યની સાધના પાછળ સમર્પણ કરી દીધું. એ રાજવંશી જીવનમાં રહેતો નબીરો, કિસાનની જોડે ઝૂંપડીમાં રહી, ટાઢા રોટલા ને કાંદા ખાતો, એમની જોડે, એમનાં ફાટાંતૂટાં ગાદલાંગોદડાંમાં સૂઈ રહેતો ને પ્રખર વૈશાખી બપોરે, ધગધગતી લૂમાં ગામડે ગામડે રખડતો ને દુઃખીઓનાં દુઃખ સાંભળી તેમને અન્યાયની સામે થવા પ્રેરતો. એ રીતે, એણે પોતાનું જીવન ક્રાન્તિમય કરી મૂક્યું.

જવાહરે જ્યાં જ્યાં અન્યાય જોયો, ત્યાં અન્યાયનો પ્રતિકાર કર્યો. પછી તે બ્રિટીશ સલ્તનતના ગરીબ પ્રજા પરના જુલમો હોય, યા તો, દેશી રજવાડાની પ્રજાપર ત્યાંના રાજાઓનો ત્રાસ હોય, અથવા, મૂડીવાદીઓ મજદૂરો પર જુલમ કરતા હોય અને તેને સંગઠિત કરવા મજદુરમંડળીની પ્રવૃત્તિ હોય, તેમાં જવાહર મોખરે હોય જ. એ પોતાના ધ્યેયને માટે, અન્યાયનો પ્રતિકાર કરવા, પ્રવર્તમાન પરિસ્થિતિને નાબૂદ કરવા ગમે તે જંગમાં ઝંપલાવતા. જંગને ઊભો કરતા. નાભાની જેલોમાં એમણે જે સહન કર્યું તે એમની એ પ્રબળ ક્રાન્તિની ભાવનાનું જ્વલંત દૃષ્ટાન્ત છે.

જવાહરે નવી સમાજરચના માટે, જે સમાજમાં ગરીબ ને તવંગર, ઊંચ ને નીચ, શોષક ને શોષિત, જુલમગાર અને જુલમ સહન કરનાર, એવા ભેદો ન હોય, જ્યાં પ્રત્યેક સર્વ પ્રકારની સમાનતા હોય, સમાન હકો હોય, પ્રત્યેકને પોતાની રીતે જીવન વિકસાવવાનો હક હોય, એવો સમાજ રચવા માટે ભેખ ધારણ કર્યો. અને એ માટે ગાંધીવાદ, સામ્યવાદ, સમાજવાદ બધાની સહાય્ય લીધી. એટલું જ નહિ પણ જ્યાં જ્યાં અન્યાય એમણે જોયો ત્યાં અન્યાય સામે

ઝઝૂમ્યા. પછી, નિઃશસ્ત્ર અને અહિંસક પ્રજાને પોલીસ લાઠી મારતી હોય કે પછી ફ્રેન્ચ સલ્તનત વીએટનામને દબાવતી હોય કે ડચ ઇન્ડોનેશિયાને કચડતા હોય, દેશી રાજા પ્રજાને દબાવતો હોય, મૂડીવાદી મજદુરને ભીંસતો હોય, ત્યાં જવાહર અન્યાયનો પ્રતિકાર કરવા દોડ્યા જ છે. અને એથી જવાહરે આપણા દેશી રાજ્યની જેલની હવા તથા પોલીસની લાઠી પણ સહર્ષ ખાધી છે.

જવાહરની ક્રાન્તિ અનેકદેશીય હતી. એમનો પહેરવેશ જ લ્યો. વિલાયતમાં ને વિલાયતથી આવીને હિન્દમાં આવી જવાહરે વિદેશી કિંમતી વસ્ત્રોનો ત્યાગ કરીને, જાડી ખાદી અપનાવી. ને એમાં પણ પહેરણ ઉપર જાકીટ પહેરીને તથા ચુડીદાર પાયજામાને લોકપ્રિય બનાવીને પહેરવેશની ક્રાન્તિમાં પણ એમણે પોતાની મૌલિકતા દર્શાવી.

ગાંધીજીની અસરથી, બીજા બધા કોંગ્રેસવાદીઓ, છટાદાર અંગ્રેજીમાં ભાષણ કરવામાં રાચતા હતા, ત્યારે જવાહરે આમજનતાની જબાનમાં આમજનતાનો સંપર્ક સાધ્યો ને બુર્ઝવાશાહી તથા અતડાપણાનો દુર્ગ તોડી નાંખ્યો. અંગ્રેજોની કે પરદેશીઓની વાંદરિયા નકલ કરવાનું એમણે છોડ્યું અને અન્ય પાસે છોડાવ્યુ. ગાંધીજી અને જવાહર એ બન્નેએ મળીને રૂઢિચુસ્તોના હાથમાંથી કોંગ્રેસને છોડાવી, એને જનતાની સાચી પ્રતિનિધિ બનાવી. એને બહિષ્કાર, ક્રાન્તિ, પડકાર, સત્યાગ્રહ ને યુદ્ધની વાતો કરતી કરી મૂકી.

જવાહરે હિન્દની રાજકીય ક્રાન્તિમાં સક્રિય ભાગ લીધો એટલું જ નહિ, પણ એમની ક્રાન્તિએ હિન્દને બંધનમુક્ત બનાવ્યું. પણ જવાહરને હિન્દને જ રાજકીય સ્વાતંત્ર્ય મળે એ રુચતું નહોતું. એ તો જ્યાં જ્યાં રાજકીય ક્રાન્તિ થાય, ત્યાં ક્રાન્તિકારીઓની પડખે રહીને, એમને પ્રેરતા. આથીજ માઓ-ત્સે-તુંગે ચીનમાં ક્રાન્તિ કરી, તો, જવાહર ચાંગ-કાઈ-શેક એમના પરમ મિત્ર હોવા છતાં, માઓ-ત્સે-તુંગને અભિનંદી એની રાજ્યસત્તાનો સ્વીકાર કર્યો, અને સંયુક્ત રાષ્ટ્ર સંસ્થાને પણ એમણે, સામ્યવાદી ચીનનો સ્વીકાર કરી, ક્રાન્તિકારી પગલું લેવાનો અનુરોધ કર્યો.

અમેરિકાની પોતાને આર્થિક મદદ મળતી હોવા છતાં, એમણે, અમેરિકાના, કોરિયામાં અને હિન્દીચીનમાં થતા અન્યાયનો વિરોધ કર્યો. પાકીસ્તાનને અમેરિકા લશ્કરી મદદ કરે એનો બુલંદ અવાજે સામનો કર્યો. ઇન્ડોનેશિયામાં ડચે જુલમ કર્યો, એટલે ઇન્ડોનેશિયાના સ્વાતંત્ર્ય માટે દિલ્હીમાં એશિયાઈ પરિષદ બોલાવી. સંયુક્ત રાષ્ટ્ર સંસ્થાને જવાહરે, એશિયાઈ રાષ્ટ્રોના પ્રતિનિધિ તરીકે પડકાર કર્યો અને ઇન્ડોનેશિયાની ક્રાન્તિને સફળતા અપાવી. બ્રિટીશ ગીએનામાં ચેદી જગનને

પદ્ધતિની ક્રાન્તિ. એથીજ, જવાહર ક્રીપ્સયોજનાથી પળભર મુગ્ધ બને, વિલાયતથી પાર્લામેંટરી પ્રતિનિધિમંડળ આવે તેની જાળમાં ફસાય. વળી, રાષ્ટ્રસમૂહનું ભારતને સભ્ય બનાવે, આપણી ધારાસભાની રચના અને એની રીતરસમો પણ મોટેભાગે ઇંગ્લેંડની પદ્ધતિ આદર્શ તરીકે રાખીને ઘડાય, એ સર્વે, જવાહરની રાજકીય ક્રાન્તિની ભાવનાનાં વિશિષ્ટ લક્ષણો છે.

જેમ પ્રત્યેક ક્રાન્તિવાદી પરિવર્તનનો ચાહક હોય છે અને પોતાના સ્વપ્ન અનુસાર પરિવર્તન આણવા માટે એ ભડભડ સળગતા જ્વાળામુખીમાં પણ યાહોમ કરીને પડવા તત્પર હોય છે, તેવું જવાહરનું જીવન છે. આપણી બધી તકલીફો ને મુસીબતો માટે ગાંધીજીએ સ્વરાજ્યનો રાજમાર્ગ દર્શાવ્યો, તો, જવાહરે એ માર્ગે જવામાં અને એ ધ્યેયને હાંસલ કરવામાં પોતાનું સર્વસ્વ કુરબાન કરી દીધું. પોતાની કારકિર્દી, પોતાનું કુટુંબજીવન, પોતાની ધનદોલત, પોતાની વકીલાત, પોતાનો એશઆરામ ને સર્વસુખો, બધું જ સ્વરાજ્યની સાધના પાછળ સમર્પણ કરી દીધું. એ રાજવંશી જીવનમાં રહેતો નબીરો, કિસાનની જોડે ઝૂંપડીમાં રહી, ટાઢા રોટલા ને કાંદા ખાતો, એમની જોડે, એમનાં ફાટાંતૂટાં ગાદલાંગોદડાંમાં સૂઈ રહેતો ને પ્રખર વૈશાખી બપોરે, ધગધગતી લૂમાં ગામડે ગામડે રખડતો ને દુઃખીઓનાં દુઃખ સાંભળી તેમને અન્યાયની સામે થવા પ્રેરતો. એ રીતે, એણે પોતાનું જીવન ક્રાન્તિમય કરી મૂક્યું.

જવાહરે જ્યાં જ્યાં અન્યાય જોયો, ત્યાં અન્યાયનો પ્રતિકાર કર્યો. પછી તે બ્રિટીશ સલ્તનતના ગરીબ પ્રજા પરના જુલમો હોય, યા તો, દેશી રજવાડાની પ્રજાપર ત્યાંના રાજાઓનો ત્રાસ હોય, અથવા, મૂડીવાદીઓ મજદૂરો પર જુલમ કરતા હોય અને તેને સંગઠિત કરવા મજદુરમંડળીની પ્રવૃત્તિ હોય, તેમાં જવાહર મોખરે હોય જ. એ પોતાના ધ્યેયને માટે, અન્યાયનો પ્રતિકાર કરવા, પ્રવર્તમાન પરિસ્થિતિને નાબૂદ કરવા ગમે તે જંગમાં ઝંપલાવતા. જંગને ઊભો કરતા. નાભાની જેલોમાં એમણે જે સહન કર્યું તે એમની એ પ્રબળ ક્રાન્તિની ભાવનાનું જ્વલંત દૃષ્ટાન્ત છે.

જવાહરે નવી સમાજરચના માટે, જે સમાજમાં ગરીબ ને તવંગર, ઉચ્ચ ને નીચ, શોષક ને શોષિત, જુલમગાર અને જુલમ સહન કરનાર, એવા ભેદો ન હોય, જ્યાં પ્રત્યેક સર્વ પ્રકારની સમાનતા હોય, સમાન હકો હોય, પ્રત્યેકને પોતાની રીતે જીવન વિકસાવવાનો હક હોય, એવો સમાજ રચવા માટે ભેખ ધારણ કર્યો. અને એ માટે ગાંધીવાદ, સામ્યવાદ, સમાજવાદ બધાની સહાય્ય લીધી એટલું જ નહિ પણ જ્યાં જ્યાં અન્યાય એમણે જોયો ત્યાં અન્યાય સામે

કોંગ્રેસમાં, ઇન્કીલાબ ઝીંદાબાદનો મંત્ર આપ્યો, ને, ઇન્કીલાબની આગ દેશના ખૂણે ખૂણામાં ફેલાવી. એમણે એમના લાહોર કોંગ્રેસના પ્રમુખપદેથી આપેલા ભાષણમાં કહ્યું હતું કે :

"દેશમાં ચોગરદમ કાવતરાંના મુકદ્દમા ચાલે છે, પણ આજે અમે, સરકાર સામે ખુલ્લું કાવતરું જાહેર કરીએ છીએ. ને હકૂમતની સામે ઇન્કીલાબ પૂકારીએ છીએ."

એ ઇન્કીલાબનો સૂર હ૭ વે આજે એને ૨૭ વર્ષો પૂરાં થવા આવ્યાં છે તોયે એવો ને એવો બુલંદ અને એવો ને એવો પ્રેરણાદાયી છે.

[૯]

# જવાહર : પૂર્વ અને પશ્ચિમનો સમન્વય

એક કવિએ કહ્યું છે, કે, પૂર્વ અને પશ્ચિમ વચ્ચે એટલો તફાવત છે, કે પૂર્વમાં સૂર્ય ઊગે છે, પશ્ચિમમાં આથમે છે. પૂર્વમાંથી અજવાળાં પશ્ચિમમાં જાય છે અને પશ્ચિમ એ અજવાળાંનો વિલોપ કરે છે. કુરાનમાં કહ્યું છે કે:

'પૂર્વ અને પશ્ચિમ બન્ને અલ્લાહનાં છે.'

આ બન્ને ઉક્તિઓ સાચી છે. એમ છતાં એક જ ખુદાના ફરજંદોમાં ફેર છે. અત્યારસુધી તવારીખ જોતાં, એ હકીકત સિદ્ધ થાય છે, કે, દુનિયાને પયગમ્બરો પૂર્વે આપ્યા રામ ને કૃષ્ણ, બુદ્ધ ને મહાવીર, જરથુસ્ત અને કોન્ફ્યુસિયસ, ઇશુ ને મહમદ: બધા પૂર્વમાંથી પ્રગટયા છે, અને એ અજવાળાં પશ્ચિમમાં રેલાવ્યાં છે.

વળી, પશ્ચિમમાં જ છેલ્લાં બે વિશ્વયુદ્ધો ફાટી નીકળ્યાં. અને, હીરોશીમા અને નાગાસાકીમાં, પશ્ચિમની પ્રજાએ જ વિનાશ આદર્યો. એ વિશ્વયુદ્ધ વખતે પણ જગતને વિશ્વશાંતિનો પથ ઉદબોધનાર ગાંધીજી પૂર્વના હતા. યુરોપના રાષ્ટ્રો સંકુચિત રાષ્ટ્રભાવનાની વાતો કરતાં હતાં, ત્યારે, એ ભાવનામાંથી વિશ્વબંધુત્વની ભાવના આપનાર ગુરુદેવ ટાગોર પૂર્વના હતા. આ રીતે, પૂર્વે પશ્ચિમની આજદિન સુધી રાહબરી કરી છે, તદપિ, એ રાહબરી સાચી હતી એનો ગર્વ એણે કર્યો નથી. વિશ્વયુદ્ધનું કારણ પૂર્વના દેશોની ઉપેક્ષા હતું, એ તો આજે દીવા જેવી સ્પષ્ટ વાત છે.

અઢારમી અને ઓગણીસમી સદીમાં, યુરોપના દેશોએ ઔદ્યોગિક વિકાસ સાધ્યો, યંત્રવાદનું જોર વધ્યું, એનાં વેપારવાણિજ્ય વધ્યાં, એની વસ્તી વધી. અને વસ્તીનો વધારો ઠાલવવા માટે, એણે પૂર્વની અણવિકસી ભૂમિ પર દૃષ્ટિ દોડાવી. પરિણામે સંસ્થાનવાદ જન્મ્યો, અને પૂર્વ અને પશ્ચિમ વચ્ચે જે સાંસ્કૃતિક આપલેનો

સંબંધ હતો, તેને બદલે શોષિતશોષકનો સંબંધ બંધાયો. એ સંબંધ પૂર્વની પ્રજામાં જાગૃતિ આવતાં, વિશેષ અને વિશેષ તંગ બન્યો.

આવી પરિસ્થિતિમાં, જ્યારે એશિયા ને યુરોપના સંબધો વિશેષ અને વિશેષ બગડતા જતા હતા, તે સમયે, એવા પુરુષની જરૂર હતી, કે જે પૂર્વને સમજી શકે અને પશ્ચિમને અપનાવી શકે, ને બન્નેના શુભતત્વોનું રસાયણ કરીને બંન્નેનો સુભગ સમન્વય કરે.

ગાંધીજીએ પૂર્વની સાંસ્કૃતિક ભૂમિકાનું પુનરુત્થાન કર્યું. એમની દૃષ્ટિ અને એમનુ કાર્ય પૂર્વને જાગૃત કરવાનું હતું. પરન્તુ, પૂર્વ અને પશ્ચિમનો સમન્વય કરવાનું કાર્ય અને ધ્યેય તો જવાહરને જ ફાળે જાય છે. જવાહરને માટે આ કાર્ય આસાન હતું. કારણ કે, જવાહરનો જન્મ પૂર્વમાં થયો, પણ એક તરફ માતા વગેરે તરફથી ધાર્મિક આર્યસંસ્કારોનો એમને વારસો મળ્યો, તો બીજી તરફ વિલાયતની કેળવણી દ્વારા, એમને પશ્ચિમની સંસ્કૃતિનો, યુરોપીય સભ્યતાનો પણ દૃઢ અને અવિશ્લેષ્ય પરિચય થયો. પરન્તુ, જવાહરમાં માત્ર પશ્ચિમની સંસ્કૃતિનો પરિચય અને એની દૃઢ છાપજ નહોતાં, પણ સાથોસાથ આ પ્રકારનાં કાર્ય માટે જે ઊર્મિપ્રધાન હૃદય જોઈએ તે પણ હતું.

આ કારણથી જ, સ્પેનની રાજ્યક્રાન્તિ, જવાહરને પોતાના દેશની રાજ્યક્રાન્તિ જેટલીજ અસર કરતી. એબિસીનીયાને મુસોલિની પડાવી લે, તે એમને અગ્રેજો હિન્દીઓને ગુલામ બનાવે એના જેટલું જ દુઃખદ લાગતું. હિટલર ફ્રાન્સનો કબજો કરે કે પોલેંડ પડાવી લે, તે એમને જાપાન ચીનની પર આક્રમણ કરે તેના જેટલુંજ દુઃખપ્રધાન લાગતું. આમ જવાહરનું ચિત્તતંત્ર યુરોપ અને એશિયા બન્નેને માટે સમકક્ષ લાગણી ધરાવે છે, અને તેથીજ, પૂર્વ અને પશ્ચિમ બન્નેનો યોગ્ય સમન્વય કરી શકે છે. એને માટે એઓજ અધિકારી છે, એ પણ નિસશય છે. -

જવાહરે આ સમન્વય વિષે, પેરીસમાં ૧૯૪૮ ની ૩ જી નવેંબરે ભરાયલાં, સંયુક્ત રાષ્ટ્ર પરિષદના ખુલ્લાં અધિવેશનમાં કહ્યું હતું કે :

"... યુરોપની દુર્દશામાં ભારત અને એશિયાની દિલચસ્પી અને હમદર્દી છે. પરન્તુ, એથી મને આશ્ચર્ય થાય છે, કે, પૂર્વના પ્રશ્નોની કે જગતના પ્રશ્નોની વિચારણા કરતાં પૂર્વને સદંતર ભૂલી જાય છે, જાણે કે, પૂર્વના સહયોગનું અને મતનું કાંઇજ મહત્વ ન હોય.........એશિયાના પ્રતિનિધિ તરીકે હું કહી શકું, કે અમે યુરોપની સંસ્કૃતિ અને સભ્યતાનું સન્માન કરીએ છીએ ? હુ એમ કહું કે યુરોપના પ્રશ્નોના ઉકેલમાં અમને

છે આમ, સામાન્ય માનવીના જે પ્રશ્નો છે, તે બધે સમાન છે એમા, પૂર્વ ને પશ્ચિમના, ગોરા, પીળા અને કાળાના ભેદ નથી

જવાહર શાંતિ ઇચ્છે છે, પૂર્વ અને પશ્ચિમની વચ્ચે એકબીજા તરફ વિશ્વાસ, પ્રેમ અને બંધુત્વના પ્રવાહોને વહેવડાવવા ઇચ્છે છે માનવના ક્ષુદ્ર અહમ ને સ્થાને, એના આત્માના ક્ષેત્રને એઓ મહત્વ આપે છે અને એ આત્માના ક્ષેત્રનો વિસ્તાર થાય, પૂર્વ પશ્ચિમના શુભ તત્વો અપનાવે, અને પશ્ચિમ પૂર્વના યોગ્ય મૂલ્ય આંકે એમ એ ઇચ્છે છે

પશ્ચિમના જડવાદમા પૂર્વની આધ્યાત્મિકતા ભળે, પૂર્વની પ્રાચીન સંસ્કૃતિની ભાવના જોડે, પશ્ચિમનો વિજ્ઞાનવાદ ભળે, તો નવી સંસ્કૃતિનુ નિર્માણ થાય એમ જવાહર ઇચ્છે છે જે સંસ્કૃતિ પૂર્વની જ નહિ હોય, યા તો, પશ્ચિમની જ નહિ હોય, પણ બન્નેની હશે, જેમા ગોરા, કાળા, પીળા અને લાલના મૂલ્ય નહિ, પણ માનવતાના મૂલ્યો હશે, જેમા લોકશાહી કે સામ્યવાદની આંકણીએ માનવના મૂલ્યાંકન નહિ થાય, પણ શાંતિ અને પ્રેમની ભાવના પર માનવમૂલ્યો રચાશે, ત્યારે જ પૂર્વની સંસ્કૃતિ પોતાને પશ્ચિમથી અલગ નહિ માને અને પશ્ચિમની સંસ્કૃતિ પૂર્વના પ્રશ્નોમા દરમ્યાનગીરી નહિ કરે પૂર્વ એ પૂર્વ રહેશે, પશ્ચિમ પશ્ચિમ રહેશે, બન્ને એક બીજાની નજદીક હશે એક બીજા પ્રત્યે પ્રેમ અને ભાઈચારો હશે જવાહરની પૂર્વપશ્ચિમ સમન્વયની ફિલસૂફીનો ટૂંકમા આ નિષ્કર્ષ છે, અને આજે વિશ્વમા પૂર્વ અને પશ્ચિમની દુનિયા વચ્ચે એઓ સાંધણ કડી સમાન છે, એટલુ જ નહિ પણ આ બન્ને સંસ્કૃતિઓના એઓ જ્વલંત અને જીવંત પ્રતિનિધિ છે

[૧૦]

# ભારતીય સંસ્કૃતિના પર્યેષક

સામાન્ય રીતે, જવાહર ઉપર વારંવાર એવો આક્ષેપ મૂકવામાં આવે છે, કે, એમનુ શિક્ષણ અને માનસિક ઘડતર વિલાયતમાં થયું હોવાથી, આપણી સંસ્કૃતિ જોડે એમનો મનોમેળ નથી. આ હકીકત કેટલેક અંશે સાચી છે, પણ સંપૂર્ણ સત્ય નથી. જવાહરના મૂળ આર્ય સંસ્કૃતિમાં છે. એમના કુટુંબમાંથી બ્રાહ્મણ સંસ્કારનો એમને વારસો મળ્યો છે. ભારતીય સંસ્કૃતિના દૂધથી એમનો આત્મા પોષાયો છે. વળી, એમણે આપણી આમજનતાને પ્રત્યક્ષ જોઈ છે, એમની જોડે એઓ જીવન જીવ્યા છે, અને, આપણી સંસ્કૃતિનાં ઉત્તમાંશોથી એઓ સુપરિચિત છે. જાણીતા લેખક જોન ગંથર, જવાહર આપણી સંસ્કૃતિ જોડે જે રીતે ઓતપ્રોત થઈ ગયા છે, તે પરથી કહે છે કે : "જવાહર હિન્દના છે અને હિન્દ જવાહરનું છે."

પશ્ચિમની સંસ્કૃતિનું એક મહત્વનું લક્ષણ વ્યક્તિત્વવાદ છે. વ્યક્તિ સમષ્ટિને ભોગે મહાન થાય, સમષ્ટિનો ઉપયોગ વ્યક્તિગત મહત્તા માટેજ થાય. પશ્ચિમની સંસ્કૃતિમાં કેન્દ્ર વ્યક્તિ છે, જ્યારે ભારતીય સંસ્કૃતિનું કેન્દ્ર સમષ્ટિ છે. સમષ્ટિને ખાતર વ્યક્તિ પોતાનો આત્મત્યાગ કરે, આત્મબલિદાન કરે તેજ વ્યક્તિ મહાન ગણાય. બુદ્ધ, શંકર, ગાંધીજી, એ બધા એના આદર્શો છે. જવાહર પણ એજ પ્રાચીન આર્યસંસ્કૃતિની પ્રણાલિને અનુસરીને, પોતાનું બલિદાન આપે છે, પોતાના ધનવૈભવનો પોતાની કારકિર્દીનો, બધાનો ત્યાગ કરે છે. અને આપણી સંસ્કૃતિની પ્રણાલિ, આપણા ઋષિમુનિઓની પ્રણાલિ જીવંત રાખે છે. ભારત એના ત્યાગથી મહાન છે, પશ્ચિમની સંસ્કૃતિ એના રાગથી. જવાહર ત્યાગથી મહાન બન્યા.

આપણી સંસ્કૃતિનું બીજું મહત્વનું લક્ષણ એ ફળની અપેક્ષાવિના કર્મ કરવામાં છે. કર્મરત રહીને, ફળ ઇશ્વર પર છોડી દેવું, એ આપણી સાંસ્કૃતિક પ્રણાલિ જવાહરના જીવનમાં આપણને પ્રત્યક્ષ થાય છે. જવાહર સ્વરાજ્ય માટે લડ્યા,

કરી જોવાથી બોધ મળે એવો છે" આ વાત અમુક અંશે જેટલી હિન્દ વિષે સાચી છે, તેટલી જ જવાહરના પોતાના જીવન વિષે પણ સાચી છે જવાહરે એમના શાસનકાળમા મુસ્લિમો પ્રત્યે સહિષ્ણુતા દર્શાવી, અન્ય સપ્રદાયો તરફ ઉદારતા દર્શાવી અને હિન્દની એંગ્લો ઈન્ડીયન કોમને પણ બધારણમા વિશેષ હકો આપ્યા

હિન્દની કળા વિશે જવાહર કહે છે કે " ભારતના જીવન તથા સસ્કૃતિનુ જે જૂનુ ભડાણુ હતુ તેને મુસલમાન રાજાઓએ મોટે ભાગે અપનાવી લીધુ તેમા તેમણે સસ્કૃતિને લગતી ઈરાની કલ્પનાઓ ઉમેરીને વિવિધતા આણી જૂની હિન્દી કલાઓમા નવી કલ્પનાઓ પ્રમાણે ફેરફારો કરવામા એમને કશી મુસીબતો નડી નહિ સ્થાપત્ય અને ચિત્રકળામા નવી શૈલીઓ પેદા થઈ તેમા બે સસ્કૃતિનો સમન્વય હતો ખરો, છતા તેનો આત્મા તો હિન્દીજ હતો એવુ જ સગીતમા બન્યુ " જવાહરે પણ આ રીતે, પાશ્ચાત્ય ઇષ્ટ સાસ્કૃતિક તત્વો, આપણી કલા, સ્થાપત્ય, ચિત્રકળા, સગીત વગેરેમા આવકાર્યા છે, અને એમા પ્રગતિને ઈષ્ટ માની છે જવાહર હમેશા આપણી સસ્કૃતિનુ સજોગો અનુસાર બદલાવાની રીતિનુ લક્ષણ વખાણે છે અને એમણે પણ જીવનભર સજોગો અનુસાર ભારતને બદલાવાની સલાહ સતત આપ્યા જ કરી છે

આપણી સસ્કૃતિએ સપત્તિને ઊંચી મહત્તા આપી નથી ત્યાગી કલ્તા ઋષિનુ સ્થાન આગળ રહેતુ આપણા રાજાઓ સારી કવિતાઓ માટે લાખો રૂપિયાનુ ઈનામ આપતા રાજકવિઓ ને સગીતકારોને પોષતા તેવીજ રીતે, જવાહરે પણ એમની રાજ્ય પ્રણાલિમા, સગીત શાસ્ત્રીઓ, ચિત્રકારો, લેખકો તથા કળાકારોનુ બહુમાન કર્યુ છે, અને આપણી ધારાસભાઓમા એવા પુરુષોની નિયુક્તિ કરી છે

જવાહરને હિન્દની સસ્કૃતિના જે વિશિષ્ટ અગો છે, તેની પ્રત્યે બહુમાન છે. જવાહરે આપણી સસ્કૃતિનો ભૂતકાળનો જે વારસો જોયો તેને વિષે એઓ કહે છે

"હિન્દી પ્રજાનુ દિલ હલાવનારુ દશ્ય મે વર્તમાનમા નિહાળ્યુ, અને તેની નજર ભવિષ્ય તરફ વળેલી હતી, ત્યારે પે, તેના જીવનને ભૂતકાળ સાથે સાકળી રાખનાર તાતણાઓ હુ ઘણીવાર ખોળી શકતો તેમના જીવન ઉપર સબળ અસર કરનાર સમાન સાસ્કૃતિક ભૂમિકા મારા જોવામા આવી લોકસુલભ ફિલસૂફી પરપરા, ઇતિહાસ અને પુરાણકથાઓ, વગેરેના મિશ્રણથી એ ભૂમિકા રચાઈ હતી એમાથી એક વસ્તુને બીજીથી જુદી પાડવાનુ બને એમ નહોતુ તદ્દન બીનકેળવાયના અને નિરક્ષર લોકો પણ આ ભૂમિકામા કેળવાયા હતા લોકસુલભ અનુવાદો અને રૂપાતરોદ્વારા હિન્દના

પ્રાચીન મહાકાવ્યો તથા પુરાણુ વગેરે બીજા ગ્રન્થોનો આમજનતાને સારી પેઠે પરિચય હતો. અને તેમાંનો હરેક પ્રસંગ, હરેક વાર્તા તથા હરેક બોધ લોકમાનસ પર અંકિત થયેલાં હતાં અને તેને સમૃદ્ધ અને સારવાળાં બનાવ્યાં હતાં. એ ગ્રન્થોના કેટલાય શ્લોકો અને કાવ્યો નિરક્ષર ગામડિયાઓને જિહ્વાગ્રે હોય છે. અને તેમની વાતચીતોમાં અવારનવાર તેઓ તેનો છૂટથી ઉપયોગ કરે છે, અથવા ઉપર્યુક્ત પ્રાચીન પ્રમાણુ ગ્રન્થોમાંથી પ્રસંગોચિત કોઈક બોધપ્રદ વાર્તા પણ ટાંકે છે. ચાલુ જમાનાની સામાન્ય બાબતને આ રીતનું સાહિત્યિક વલણ આપતા ગ્રામવાસીઓને જોઈ ઘણીવાર હું ચકિત થયો છું. મારું મન નોંધાયલા ઇતિહાસના અને વત્તા ઓછા પ્રમાણુમાં નિશ્ચિત હકીકતોના ચિત્રોથી ભરેલું હતું, તો આ નિરક્ષર ગ્રામવાસીઓના મનમાં પણ એવો ચિત્રપટ હતો એ હું સમજ્યો."

આ રીતે, ભારતીય સંસ્કૃતિને જવાહરે શિષ્યસ્તેઽહમ્‌ની ભાવનાથી, પૂર્ણ રસથી અવલોકી છે, અને એમાંના શુભતત્ત્વોનો સમભાવપૂર્વક પરિચય કેળવ્યો છે. એ સંસ્કૃતિ માટે એમને ખૂબ મમત્વ છે, પૂજ્યભાવ છે. મહેન–જો–ડરોની આપણી પ્રાચીન સંસ્કૃતિ વિષે જવાહર કહે છે કે: "સિન્ધુ નદીના પ્રદેશની સંસ્કૃતિ સારી પેઠે વિકસેલી હતી, અને એ સ્થિતિએ પહોંચતાં તેને હજારો વર્ષો લાગ્યાં હશે. તાજુબીની વાત તો એ છે કે, પ્રધાનપણે એ બીનધર્મી સંસ્કૃતિ હતી."

જવાહરે આ સંસ્કૃતિની ભાવનામાંથી હિન્દને બીનસાંપ્રદાયિક રાષ્ટ્ર બનાવ્યું હશે! વળી, એ સંસ્કૃતિ માટે એઓ કહે છે કે:

"સિન્ધુ પ્રદેશની આ સંસ્કૃતિને, ઇરાન, મેસોપોટેમિયા તથા યુરોપની સંસ્કૃતિ સાથે સંબંધ હતો અને તેમની સાથે તેનો વેપારરોજગાર પણ ચાલતો હતો. વળી કેટલીક બાબતોમાં તે એમનાથી ચડિયાતી પણ હતી.......સિન્ધુના પ્રદેશની આ સંસ્કૃતિ અને વર્તમાન સમય વચ્ચે, જેને વિષે આપણે કશું જ જાણતા નથી એવા, ઘણા ગાળાઓ અને યુગો પડેલા છે. એક યુગને બીજા સાથે જોડનારી કડીઓ, હમેશાં માલૂમ પડતી નથી. અને એ દરમ્યાન અનેક બનાવો બની ગયા છે, અગણિત ફેરફાર થવા પામ્યા છે, એમાં શંકા નથી. પણ એ બધાયે સમય દરમ્યાન અખંડતાથી, જે વખતે ઘણુ કરીને સિન્ધુના પ્રદેશની સંસ્કૃતિનો ઉદય થયો તે ૭ કે સાતહજાર વર્ષો પહેલાંનાં, દૂર દૂરના યુગ અને વર્તમાન સમયના હિન્દ વચ્ચે, અણતૂટી સળંગસૂત્રતા રહેલી છે, એવી લાગણી હમેશાં કાયમ રહી છે....પોતાના ઇતિહાસના આ ઉષઃકાળે હિન્દ

ધારણુ બાળક નથી લાગતુ પણ ઘણી બાબતમા પુખ્ત વયની વ્યક્તિ લાગે છે, એ જોઈને આનદ થાય છે ”

આ રીતે, આપણી સસ્કૃતિ વિષે, જવાહર ગૌરવભર્યા વચનો ઉચ્ચારે છે આપણી સસ્કૃતિમા પ્રચ્છન્ન રહેતુ સૌન્દર્ય જુએ છે પશ્ચિમની સસ્કૃતિમા જે ઐહિક તત્વ જોઇને, આપણે એની તારીફ કરવા મડી પડીએ છીએ અને આપણી સસ્કૃતિ કેવળ પારલૌકિક દૃષ્ટિવાળી હતી એમ આપણે માનીએ છીએ, તે ભ્રમનુ એઓ આનદ નિરસન કરતા જણાવે છે કે "અસ્પષ્ટ અને પ્રાપ્ત કરી ન શકાય એવી દૈવી દુનિયાના સ્વપ્નમા મશગૂલ બનીને જીવનના આવશ્યક વ્યવહારો પ્રત્યે દુર્લક્ષ ન કરતા, જીવનની કળાઓ તથા સુખસગવડો ખીલવવામા તેણે સારી પેઠે પ્રગતિ કરી અને કળાની ઉત્તમ કૃતિઓ નિર્માણ કરી, એટલુ જ નહિ પણ ઉપયોગની દૃષ્ટિએ મહત્વના અને આધુનિક સસ્કૃતિના ચિહ્નરૂપ સ્નાન સ્નાનાગારો તથા વપરાયેલા પાણીનો નિકાલ કરવા માટે સરસ ખાળો પણ તૈયાર કરી ”

આપણી પુરાણ કથાઓ માટે જવાહર કહે છે કે "હિન્દની પુરાણ કથાઓ વધારે સમૃદ્ધ વિવિધતાવાળી, વ્યાપક, સૌન્દર્યવાળી અને રહસ્યથી ભરેલી છે અને ઘણીવાર કુતૂહલ થાય છે કે, આ ઉજ્જવળ સ્વપ્નો તથા મનોહારી કલ્પનાઓ નિર્માણ કરનાર સ્ત્રીપુરુષો કેવા હશે તથા વિચાર અને કલ્પનાની કઈ સોનાની ખાણમાથી તેમણે એ બધી વાતો ખોદી કાઢી હશે ?"

જવાહરને આ રીતે, પુરાણની કથામા જીવન રસ છે, અને એમાથી એઓ નવુ રહસ્ય જોઈ શકે છે એક અન્યદૃષ્ટિએ વિચારીએ તો જવાહર જેમ જેમ આપણી સસ્કૃતિનો અભ્યાસ કરે છે, તેમ તેમ એમને વિશેષ અને વિશેષ પ્રતીતિ થતી જાય છે, કે આપણી સસ્કૃતિ પારલૌકિક નહોતી, પણ પાશ્ચાત્ય સસ્કૃતિની જેમ ઇહલૌકિક પણ હતી એમા જીવનના આનદ અને ઉન્માદને પણ સ્થાન હતુ પોતાના આ મતવ્યને ઉચ્ચારતા જવાહર કહે છે કે "જ્યારે જ્યારે હિન્દની સસ્કૃતિ ફૂલીફાલીને નવપલ્લવિત થઇ તે દરેક યુગમા ત્યા જીવન અને કુદરત વિષે અતિ તીવ્ર આનદ, જીવન જીવવામા રસ, કળા, સગીત, સાહિત્ય, કાવ્ય, નૃત્ય, ચિત્રકળા અને રગભૂમિ વગેરેનો વિકાસ, તથા સ્ત્રીપુરુષના કામ સબધની અતિસૂક્ષ્મમીમાસા પણ આપણને જોવા મળે છે પારલૌકિક વૃત્તિ અથવા જગતની અસારતાના પાયા પર રચાયલી સસ્કૃતિ કે જીવનદૃષ્ટિ દીર્ઘશાળી અને વિવિધતાભર્યા જીવનના આ બધા આવિર્ભાવો પેદા કરી શકે એમ મનાતુ નથી ખરેખર પાયામા પારલૌકિક વૃત્તિવાળી સસ્કૃતિ હજારો વર્ષો સુધી ટકી ન શકી હોત એ ઉઘાડુ છે ”

આમ જવાહરને અર્વાચીન પાશ્ચાત્ય સંસ્કૃતિ આપણી પ્રાચીન સંસ્કૃતિથી વિશેષ ભિન્ન નથી લાગતી. અને તેથીજ જવાહર પાશ્ચાત્ય સંસ્કૃતિથી અંજાયા છે એ બે વકતવ્યો પરસ્પર વિરોધી નથી, પણ એક જ સત્યના બે ભિન્ન ભિન્ન પાસાં છે. વળી, જવાહર તો માને છે કે આપણી સંસ્કૃતિએ પારલૌકિક જીવન પર ભાર મૂક્યો હોય તો પણ ખ્રિસ્તી સંસ્કૃતિ કરતાં પ્રમાણમાં ઓછો.

હિન્દની ફિલસૂફીની વિશેષતા જણાવતાં જવાહર કહે છે કે:" હિન્દી ફિલસૂફી કેવળ ગણ્યાગાંઠ્યા ફિલસૂફો કે પંડિતોનોજ વિષય રહ્યો નથી. ફિલસૂફી જનસમુદાયના ધર્મનું મહત્વનું અંગ હતું. અમુક હળવા સ્વરૂપમાં તે તેમના સુધી પ્રસરે છે અને ચીનના જેટલીજ હિન્દમાં પણ સર્વસામાન્ય બને છે." જવહારનો પ્રયત્ન ભારતીય સંસ્કૃતિ એશિયાઈ સંસ્કૃતિની પ્રેરણાદાયી અને બીજરૂપ સંસ્કૃતિ હતી તે દર્શાવવાનો છે. અને એથી ભારતીય સંસ્કૃતિ અને અન્ય એશિયાઈ સંસ્કૃતિ વચ્ચે કોઈ ભિન્નતા નથી એવું એઓ પ્રતિપાદિત કરે છે.

ગીતાની બીનસાંપ્રદાયિકતા પણ જવાહર કબૂલે છે. ગીતામાં સમદષ્ટિ છે સર્વસ્પર્શી ઉદારદષ્ટિ છે. એમાં નિત્યનવીનતા અને સમયના વહેવા સાથે વાસી ન થાય એવું તત્વ છે, તે જવાહર સ્વીકારે છે, અને પ્રશસે છે.

આ રીતે, જવાહર પૂર્ણાશે ભારતીય સંસ્કૃતિના પર્યેષક અને પ્રશંસક છે. અને, એઓ એ સંસ્કૃતિની ઉચ્ચતાના ઝીલનારા છે. જવાહર એ સંસ્કૃતિના અભ્યાસી છે. અને એ અભ્યાસમાંથી આપણી સંસ્કૃતિના ઉચ્ચતમ રત્નો એમને સાંપડ્યાં છે.

[૧૧]

# જવાહરની વૈજ્ઞાનિક દૃષ્ટિ

આપણા દેશના કોઇ પણ માનવીને પૂછશો તો એને એટલી તો ખબર હશેજ, કે, જવાહર વિજ્ઞાનપ્રેમી છે. જવાહર વિજ્ઞાનને માનવી પ્રગતિનુ એક અમોલું સાધન માને છે. આપણો દેશ આઝાદ થયાં પછી, જે અનેક પ્રયોગશાળાઓ ઠેરઠેર ખોલવામાં આવી છે, જે કારખાનાંઓ થઈ રહ્યાં છે, ખેતીમાં રાસાયણિક ખાતર ઈત્યાદિ વૈજ્ઞાનિક સાધનોના ઉત્પાદન માટે સરકાર તરફથી જે સગવડ થઇ રહી છે, તે દર્શાવે છે, કે જવાહર આધુનિક વિજ્ઞાન દૃષ્ટિને અપનાવે છે. વૈજ્ઞાનિક પ્રયોગશાળાઓના ઉદ્ઘાટનને જવાહર હિન્દની સરકારને વિજ્ઞાનમાં જે શ્રદ્ધા છે, તેના પ્રતીક તરીકે લેખે છે.

જવાહર માને છે કે: "વિજ્ઞાન ઉદ્યોગને મદદ કરે છે. અને, એ રીતે રાષ્ટ્રને પૂરતું કામ મળી રહે છે, બેકારી ટળે છે, એથી લોકોનું જીવનધોરણ ઊંચું આવે છે. અને એમને એમના વિકાસની પૂરતી તક મળી રહે છે." જવાહર એમ નથી માનતા કે વિજ્ઞાન એ કુદરત પર આક્રમણ કરે છે. પરન્તુ, કુદરતની જોડે સહકાર સાધીને, કુદરતની ભીતરમાં જે રહસ્યો છૂપાયલાં છે, તેને પ્રગટ કરે છે, એને સમજવા પ્રયત્ન કરે છે અને માનવ હિતને માટે એનો વિનિયોગ કરે છે.

વિજ્ઞાનનો મુખ્ય સિદ્ધાંતજ સંશોધન છે. વિજ્ઞાન સમાજના સ્થગિત થઈ જતાં બળોને ગતિશીલ બનાવે છે. આથી વૈજ્ઞાનિક લોકોમાં પ્રિય થઈ પડતો નથી. કારણ એ સમાજમાં પરિવર્તન કરે છે, પરંપરાગત તત્વને પલટાવી નાંખે છે. આ રીતે, જવાહર વિજ્ઞાનમાં ક્રાન્તિનાં તત્વો જુએ છે, સમાજના બળોનું પરિવર્તન કરવાના એક સાધન તરીકે જુએ છે, તેથી વિજ્ઞાનને ચાહે છે. જવાહર કહે છે કે: "વિજ્ઞાન જૂનવાણી તત્વોનો વિનાશ કરે છે, માનવચિત્તનાં વિચારધોરણો ફેરવી નાંખે છે, જૂનાં સત્યોમાં આમૂલાગ્ર પરિવર્તન કરી નાંખે છે. વિજ્ઞાન જીવનની નવી દૃષ્ટિ અને

નવી કાર્ય રીતિ આપણને આપે છે, પણ બધા કરતાં વિજ્ઞાનનું વિશેષ મહત્વનું અર્પણ એ છે કે, એ આપણને સાચી રીતે વિચાર કરતાં શીખવે છે."

આ રીતે, જવાહર સંકુચિત દૃષ્ટિએ વિજ્ઞાનને જોતા નથી, પરન્તુ, વિશાળ-દૃષ્ટિએ જુએ છે. ગાંધીજીની સત્યાગ્રહની જે લડત હતી, તેને જવાહર વૈજ્ઞાનિક દૃષ્ટિએ લડાયલી લડત તરીકે પિછાને છે. ગાંધીજીનુ દેશના આર્થિક, સામાજિક, અને રાજકીય પ્રશ્નો પરત્વેનું દૃષ્ટિબિન્દુ જવાહર વૈજ્ઞાનિક લેખે છે.

જવાહરને વિજ્ઞાનમાં એટલી શ્રદ્ધા છે કે, એમણે પોતાની સરકારનું વૈજ્ઞાનિક શોધખોળનું એક ખાતું ખોલ્યું છે, અને એ ખાતાં માટે એક ખાસ પ્રધાનની નિમણૂક કરી છે. એઓ ઔદ્યોગિક અને વૈજ્ઞાનિક સંશોધન સમિતિના પ્રમુખ છે. અને અણુશક્તિ કમીશનમાં પણ એઓ અગત્યનો હોદ્દો ધરાવે છે. વૈજ્ઞાનિક ખાતામાં જાણીતા વિજ્ઞાનશાસ્ત્રીઓની નિમણૂક કરીને, એ ખાતાને સારા એવા વિકાસ માટે અવકાશ આપ્યો છે.

જવાહરની પંચવર્ષીય યોજના, પણ એમની વૈજ્ઞાનિક દૃષ્ટિનુ પરિણામ છે. એટલુંજ નહિ, પણ એમની જળસિંચાઇની યોજનાઓ, કોરિયા અને હિન્દીચીન વિષેની એમની નીતિ, 'કોમ્યુનિટી પ્રોજેક્ટસ'ની યોજનાઓ, વગેરે એમની વૈજ્ઞાનિક ને શાસ્ત્રીય દૃષ્ટિના જવલંત પૂરાવા છે.

વૈજ્ઞાનિક દૃષ્ટિ વિષે સ્પષ્ટતા કરતાં જવાહરે તબીબી પરિષદનું ઉદ્દઘાટન કરતાં કહ્યું હતું કે:

"તમારે જો જાહેરસ્વાસ્થ્યની દૃષ્ટિએ કોઇપણ વસ્તુની વિચારણા કરવી હોય તો એને માટે આપણી પુરાણી તબીબી પદ્ધતિ કામયાબ નહિ નીવડે. એટલે જાહેર સ્વાસ્થ્યની બાબતમાં જો સાચેજ આપણે પ્રગતિ કરવી હોય તો તમારે અદ્યતન પદ્ધતિજ અપનાવવી પડશે. હવે પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે, કે અદ્યતન પદ્ધતિ એટલે શું? કોઇપણ વસ્તુ માત્ર અર્વાચીન છે, એટલા માટે જ ઉત્તમ બની જતી નથી, અથવા તો કોઇપણ વસ્તુ કેવળ પુરાણી છે, માટે ખરાબ બની જતી નથી. તેવી જ રીતે, કોઇપણ વસ્તુ કેવળ પુરાણી છે એટલા માટે સારી નથી, કે, કેવળ નવીન છે માટે ખરાબ નથી."

હવે જો આપણે વિજ્ઞાનની પ્રગતિનો વિચાર કરીએ, અને વિજ્ઞાનનો વિનિયોગ કઇ રીતે થાય છે તે જોઇએ તો જણાશે કે, પુરાણા કાળમાં હિન્દમાં, રોમમાં, ગ્રીસમાં, મીસરમાં, અરબસ્તાનમાં, પદાર્થવિજ્ઞાન, રસાયણ, ઔષધિશાસ્ત્ર વગેરે વિષે અનેક નિરનિરાળી શાખાઓ હતી. ધીમે ધીમે, ક્રમશઃ જૂની રસમને સ્થાને નવી રસમ

આવતી ગઈ. અનુભવને પરિણામે, વસ્તુને સમજવાની નવી વિચારસરણીને પરિણામે, વસ્તુને નવી દૃષ્ટિએ જોવાની અને સમજવાની વૃત્તિને પરિણામે ફેરફાર થતા રહ્યા. એમાં પ્રત્યેક નવું કદમ પુરાણા અનુભવનું પરિણામ હતું. આ પ્રમાણે કોઈપણ સિદ્ધિ થોડા વખતમાં જૂનવાણી થવાની અને જમાના જોડે અનુસંધાન રાખી શકવાની નહિ. એ તો જો આપણે પૂર્ણતાની કક્ષાએ પહોંચીએ તો જ નવા અનુભવની કે નવી પદ્ધતિની જરૂર ન રહે. ને માનવસંબંધી કોઈપણ પ્રવૃત્તિ પૂર્ણતાની કક્ષાએ પહોંચી હોય કે પહોંચી શકે એવી મને તો ખબર નથી.

"જે માનવી પૂર્ણતાએ પહોંચે છે, તે તો નિર્વાણને પામે છે, અને આ જગત જોડેનો સંપર્ક ગૂમાવી બેસે છે. પણ આ જગતમાં તો અપૂર્ણ માનવીઓ જ વસે છે. તેથી કોઇપણ પદ્ધતિ, કોઇપણ વિચારસરણી, કે કોઈપણ પ્રવૃત્તિની દિશા પૂર્ણતાની કક્ષાએ પહોંચી છે એમ કહેવું એ બેહૂદું અને અર્થહીન છે. વૈજ્ઞાનિક દૃષ્ટિવાળા માનવીને હરહમેશં નવી શોધો થાય તે અનુસાર પોતાના વિચારો, પદ્ધતિઓ, વગેરેમાં ફેરફાર કરવોજ જોઇએ. એજ પ્રગતિનો સાચો માર્ગ છે. એક વિચારસરણી રાખી આપણા અનુભવના બળે, આપણા મંતવ્યો બાંધી, એમાં નવું જ્ઞાન કે નવા અનુભવનો સમાવેશ કરતાં જવું. વૈજ્ઞાનિક દૃષ્ટિ એટલે એ જ્ઞાનવાન આત્માની દૃષ્ટિ, પ્રયોગ કરવાની દૃષ્ટિ. એટલે, નવું જે કાંઈ પ્રતીતિકર લાગે, જે સત્ય લાગે તેને અપનાવવું. અને જે કાંઇ નવીન હોય, તેને સ્થાને કાંઇ નવું સ્થાન લે તો વૈજ્ઞાનિક દૃષ્ટિ એનો તરત સ્વીકાર કરે છે."

જવાહર પોતાના વિજ્ઞાનપ્રેમનો ઉલ્લેખ કરતાં એક સ્થળે જણાવે છે કે:

"હિન્દી રાજકારણના રસમાં હું એવો ફસાઇ પડ્યો છું, કે બીજા વિચારોની મોજ માણવાનો મને સમય જ મળતો નથી. છતાં, મારું મન ઘણીવાર મારી વિદ્યાર્થી અવસ્થાના સ્વપ્નમાં ડૂબકી મારે છે. વિદ્યાર્થી અવસ્થામાં, વિજ્ઞાન માટે વિખ્યાત એવી કેમ્બ્રિજ વિદ્યાપીઠની પ્રયોગશાળાઓમાં હું દબાયલો રહેતો. પછી સંજોગવશાત, મારે વિજ્ઞાનથી અલગ થવું પડ્યું, છતાં પણ એ માટેની ઝંખના તો મારા હૃદયમાં કાયમ હતી. મારા જીવનના પાછલાં વર્ષોમાં હું ફરી વિજ્ઞાન તરફ વળ્યો, કારણ કે, મને એ વાતની પ્રતીતિ થઈ કે વિજ્ઞાન તો જીવતરના ચણતરનો પાયો છે. એના વિના વર્તમાન જીવનને ટકી શકવાનો હક નથી. રાજકારણે મને અર્થશાસ્ત્ર તરફ વાળ્યો અને અર્થશાસ્ત્ર મને વિજ્ઞાન તરફ લઈ ગયું. અને, વિજ્ઞાને આપણા સર્વ પ્રશ્નો માટે મને વિશિષ્ટ એવી જીવનદૃષ્ટિ આપી. માત્ર વિજ્ઞાનજ આપણા ભૂખમરાના, ગરીબીના, ગંદકીના, નિરક્ષરતાના, વહેમના,

ખોટા રિવાજના ને પ્રણાલિના પ્રશ્નો ઉકેલી શકશે સમૃદ્ધ પ્રદેશમા વસતા ગરીબ લોકોને વિજ્ઞાન જ તારી શકશે"

આ અવતરણમા, જ્વાહરના જીવનમા વિજ્ઞાન પ્રત્યે જે અણખૂટ શ્રદ્ધા છે, તે પ્રતીત થાય છે પણ આપણા સર્વે પ્રશ્નો વિજ્ઞાનજ ઉકેલી શકશે, એ શ્રદ્ધા જરા વધારે પડતી છે કારણ કે, જો એવુ જ હોત તો તો, જે દેશોમા વિજ્ઞાન ખૂબ આગળ વધ્યુ છે, તે દેશોમા કોઈ પણ જાતના પ્રશ્નો હોય જ નહિ ને ત્યા પ્રજા સર્વાંશે સુખી જ હોય

જ્વાહરની આ વિજ્ઞાનપ્રિયતાને લીધે જ એઓ ચુસ્ત ગાધીવાદી રહી શક્યા નથી એમના મનમા, ક્યારેક બહુ પ્રબળ દ્વિધાપ્રવૃત્તિ હોય છે ક્યારેક, એમને એમ જ થાય છે કે, વિજ્ઞાનથી જ આપણા બધા કૂટ પ્રશ્નો ઉકલી જશે ક્યારેક એમને એમ લાગે છે કે, આપણા સર્વે પ્રશ્નોના ઉકેલ માટે ગાધીવાદી માર્ગ એજ સાચો માર્ગ છે આ કારણે જ જ્યારે શ્રી વિનોબાએ ભૂદાન પ્રવૃત્તિ ઉપાડી, ત્યારે જ્વાહર એ પ્રવૃત્તિ તરફ સાશકદૃષ્ટિથી જોતા હતા પરન્તુ, જેમ જેમ એ પ્રવૃત્તિને વેગ મળતો ગયો, જેમ જેમ એ પ્રવૃતિ વ્યાપક બનતી ગઈ, ત્યારે જ્વાહરને એમા ઇતબાર આવ્યો

આમ છતા જ્વાહરની જીવનદૃષ્ટિ વૈજ્ઞાનિક છે, એ વાત નિશ્ચક છે જ્વાહરને વિજ્ઞાનની વિધ્વશાત્મક શક્તિ પ્રત્યે નફરત છે પરન્તુ, વિજ્ઞાનની ઉત્પાદક, એટલે કે સરક્ષણાત્મક શક્તિ તરફ એમને ઇતબાર છે આથીજ દિલ્હીમા ૧૯૪૭ ના જાન્યુઆરિ માસમા જ્યારે વિશ્વવિજ્ઞાન પરિષદ ભરાઈ ત્યારે જ્વાહરે એ પરિષદમા સ્પષ્ટ શબ્દોમા જણાવ્યુ હતુ કે "વિજ્ઞાન જ્યા સુધી શાતિને માર્ગે જતુ હશે ત્યા સુધી, હિન્દ વિદેશના વૈજ્ઞાનિકોને સર્વ રીતે મદદ કરશે પરતુ, વિજ્ઞાન યુદ્ધને પથે જતું હશે, તો એમા હિન્દને લેશમાત્ર દિલચસ્પી નથી, પરન્તુ, એ પ્રવૃત્તિ પ્રત્યે હિન્દને પૂરી નફરત છે"

વિજ્ઞાન એટલે વ્યવસ્થા, નવુ અપનાવવાની વૃત્તિ, પરિવર્તનશીલતા, એ સર્વ દૃષ્ટિએ જો આપણે વિચારીએ, તો જ્વાહર વૈજ્ઞાનિક છે પચવર્ષીય યોજના તો જ્વાહરે હિન્દની રાજ્યસત્તા સભાળી પછી આવી, પરતુ, તે પૂર્વે પણ, વર્ષોથી જ્વાહરે, યોજનાપચની કોંગ્રેસ તરફથી નિમણૂક કરેલી અને એના અહેવાલો પણ પ્રગટ થયેલા અખિલ ભારત કોંગ્રેસ સમિતિ તરફથી આર્થિક સશોધન વિભાગ ચાલતો, એ સર્વે જ્વાહરની વિજ્ઞાનશીલતા સૂચવે છે જ્વાહર પહેલેથીજ વૈજ્ઞાનિક રીતે સશોધન કરીને આકડા મેળવ્યા હોય તેની પર ખૂબ વિશ્વાસ રાખે છે, એથી

ઘણીવાર એમની ધારણા નિષ્ફળ પણ જાય છે, છતાં જવાહર પોતાની ભૂલ ક્યાં થઈ તે નિહાળે છે.

સ્વભાવે જવાહર લાગણીપ્રધાન, એટલે કે—અવૈજ્ઞાનિક ખરા. પરન્તુ, એમના રાજકીય વ્યવહારમાં એઓ પૂરી વૈજ્ઞાનિક પદ્ધતિ અપનાવે છે. સામ્યવાદ તરફનું જવાહરનું આકર્ષણ અને સમાજવાદ તરફનું વલણ, એ બે વાદો જવાહરને મતે વિશેષ વૈજ્ઞાનિક છે, તેટલા માટે છે. આથીજ, ગાંધીવાદમાં જ્યારે ધાર્મિક અને આધ્યાત્મિક તત્વો આવે છે, ત્યારે જવાહરની ભીતરમાં રહેલો વૈજ્ઞાનિક એનો પ્રખર વિરોધ કરે છે.

આ રીતે જવાહરે જે એમની કેમ્બ્રિજ યુનિવર્સિટીની વિદ્યાર્થી અવસ્થામાં વિજ્ઞાનને ઐચ્છિક વિષય તરીકે પસંદ કરેલો, એ વિષય એમના ઉત્તર જીવનમાં પણ મહત્વનું સ્થાન પ્રાપ્ત કરે છે, અને વર્તમાન હિન્દના પ્રત્યેક પ્રશ્નનો વૈજ્ઞાનિક દૃષ્ટિથી જ વિચાર કરે છે.

[ ૧૨ ]

# સ્વાતંત્ર્ય સંગ્રામના અગ્રણી

જવાહરનું સ્થાન આજે જગતની મહાન વિભૂતિઓમાં ઘણું અગત્યનું છે. હિન્દમાં તો એઓ આજે સર્વતોમુખી મહત્તા પ્રાપ્ત કરી ચૂક્યા છે, એટલું જ નહિ, પણ અન્ય દેશોના મહાપુરુષોનું એમના દેશમાં જે સ્થાન છે, તેના કરતાં જવાહરનું સ્થાન અનેક દૃષ્ટિએ મહાન છે. દેશના જે ભાગમાં એઓ વિહરે છે, તે ભાગમાં એઓ જાતે, કોઈ અવતારી પુરુષ હોય તેટલું માન અને પ્રેમ મેળવે છે. તો સહજ પ્રશ્ન થાય, કે, જવાહરને આટઆટલો આદર અને આટઆટલી પૂજનીયતા એમના કયા ગુણને લીધે પ્રાપ્ત થઈ?

જનતામાં વૃદ્ધથી માંડીને નાનામાં નાનું બાળક, આજે જવાહરને પિછાને છે. તે શું, એઓ દેશના વડા પ્રધાન છે, તેને લીધે ? અથવા તો એઓ નહેરુ જેવા ત્યાગપ્રધાન ખાનદાનના નબીરા છે એને કારણે ? યા તો પ્રખર મેધાવી છે તેને લીધે ? એમ તો આજે હિન્દમાં રાધાકૃષ્ણન અને રામન જેવા પ્રખર બુદ્ધિશાળી પુરુષો છે, છતાં, હિન્દની આમજનતા એમને પૂરેપુરા પિછાનતી નથી. તો પછી, જવાહરમાં એવો કયો ગુણ છે જે જનતાને એમની પ્રત્યે સતત આકર્ષે છે ? બીજા દેશોમાં તો એ વ્યક્તિઓનું આંતરરાષ્ટ્રીય મહત્વ હોય છે, તેટલા માટે મહત્વ હોય છે. પરન્તુ, આપણા દેશની પરિસ્થિતિ તદ્દન નિરાળી છે. આપણા દેશમાં સત્તાધારીઓનું કે રાજયધુરીણોનું મહત્વ નથી. ધનને કે શાસનને અહીં માન અપાતું નથી. આપણા દેશની સંસ્કૃતિ તો જે માનવી ત્યાગી છે, જે આપવામાં માને છે, તેને મહાન ગણે છે. આપણે ત્યાં રાજાઓ નહિ, પણ ઋષિઓ મહાન છે. રાજા પણ ઋષિ પોતાને આંગણે આવીને ઊભો રહે, તો પોતાનું સિંહાસન એને આપીને એના પાદપ્રક્ષાલન કરી, એનું ચરણામૃત પીને પાવન થતો. એ ઉપરાંત, ગાંધીજીએ વ્યક્તિને માપવાનું એક નવું ધોરણ આપણને આપ્યું. ગાંધીજીએ આપણને એક નવું વ્યક્તિત્વ આપ્યું, અને એક નવો પ્રભાવ ને એક નવા કાર્યના શ્રીગણેશ માંડ્યા. એમણે

આપણને એક નવી નેતાગીરી આપી, કે જેના પ્રશંસકો અને અનુયાયીઓ સારા વિશ્વમાં પ્રગટ્યા. પરન્તુ, એ મહત્વ ને નેતૃત્વની શક્તિ, જગતના કરતાં વિશેષતઃ નિરાળા પ્રકારની હતી.

જવાહરે ગાંધીજીએ દાખવેલી એ કેડી તરફ પોતાનાં પુનિત પગલાં માંડ્યાં. ગાંધીજી અને જવાહરે હિન્દે આઝાદી હાંસલ કરી તેની ઘણી વખત પહેલાં, જગતના મહાપુરુષોમાં પોતાનું સ્થાન પ્રાપ્ત કર્યું હતું. કહેવાય છે કે ગાંધીજીનું નેતૃત્વ જગતની નૈતિક ચેતનાનું પ્રતીક હતું. એમનો આદર્શવાદ કાંઈ વિદેશ કચેરીઓનાં લાંબાં નિવેદનોમાં, કે સંયુક્તરાષ્ટ્ર સંસ્થા જેવી આંતરરાષ્ટ્રીય સંસ્થાઓનાં મંચ પરથી કરેલાં ભાષણોમાં સીમિત થતો નહોતો. એ તો માનવની રોજીંદી જીવનની સીમાઓમાં રહીને એમને સંજીવની છાંટતો હતો, અને પ્રેરણા આપતો હતો. એ આદર્શવાદમાં એવો સંદેશ હતો, કે જે પ્રત્યેક માનવહૃદયને ઝણઝણાવી મૂકે. એ કોઈ દૂરદૂરનું હાલું સ્વપ્ન નહોતું, પણ તાત્કાલિક અનુભૂતિ હતી. એ નેતૃત્વ સચ્ચાઈ, ઈમાનદારી તથા નૈતિક આચરણના એવા ઊંચા થર પર નિર્ધારિત હતું, કે જેનું કાયમી સ્થાન હોય. અત્યાચાર, અન્યાય કે પાશવીબળ સામે સંઘર્ષની એક એવી નવી પદ્ધતિ ગાંધીજીએ શરૂ કરી, કે જેથી માનવને શ્વાસ લેવા માટે એક અવનવું વાતાવરણ પ્રાપ્ત થયું. સત્યાગ્રહ એક એવું અમોઘ શસ્ત્ર હતું, કે જેનો ઉપયોગ સામાન્ય માનવી આસાનીથી કરી શકતો હતો. એનું મહત્વ વિશ્વવ્યાપી બને એ તદ્દન સ્વાભાવિક હતું. એની સરળતા ગતિશીલતા અને શક્તિ કસોટીમાંથી પાર ઉતરી. એ નેતૃત્વે, હિન્દના સંઘર્ષને વિશ્વસામ્રાજ્યનો વિરોધ કરનારા સંસ્થાનવાદની સામે, આગળ કર્યો. અને તેથી, રાષ્ટ્રીયતાની સંકુચિત સીમાઓ વીંધી એ વિશાળ કાય બન્યો.

આ ભૂમિકા હતી જવાહરની. આ ભૂમિકાની પડછે જ જવાહરની મહત્તા સમજાશે. અસાધારણ ધનસંપત્તિ અને એશઆરામ ભોગવતા કુટુંબમાં જન્મ લઈ, સાધારણ માનવીઓ માટે અથાગ પરિશ્રમ કરવો, એમને માટે દુઃખનો કાંટાળો માર્ગ અંગીકાર કરવો એ એક એવો માર્ગ છે, કે જેથી સ્વાભાવિકતઃ જનતાનું ધ્યાન એમની પ્રતિ ખેંચાવાનું જ. એમને કશાનો અભાવ નહોતો. અનંત યૌવન પ્રાપ્ત થયું હતું. આનંદભવન જેવા વિશાળ મહાલયમાં એમનું બાળપણ ને ઇંગ્લેંડની પબ્લિક સ્કૂલમાં તથા ત્યાંની સૈજનજૂની ઐતિહાસિક વિદ્યાપીઠમાં એમને ઉચ્ચોચ્ચ શિક્ષણ મળ્યું. આમ એક વ્યક્તિ, જિંદગીની જે જે સગવડોની અપેક્ષા રાખે, તે બધું, એમને સહજભાવે પ્રાપ્ત થયું. આમ છતાં, એ હકીકત એટલીજ સાચી છે, કે, હેરોનાં મેદાનમાં રમનારો અને ત્યાંની શાળામાં ભણનારો, કે

કેમ્બ્રિજની યુનિવર્સિટીની મહોલાતોમાં ફરનારો પ્રત્યેક વિદ્યાર્થી જવાહર નથી બનતો. પિતાનો અસાધારણ પ્રેમ કે માનો લાડ મળવા છતાં જવાહર બગડ્યા નહિ.

હિન્દના સર્વદેશીય જીવનમાં જવાહરનું જે આજે સ્થાન છે, એમની સર્વતોમુખી જે મહત્તા છે, તેનું કારણ અત્યંત ધનિક પિતાને ત્યાં જન્મ કે વિલાયતની કેળવણી નથી, પરન્તુ, એમણે આપણા સ્વાતંત્ર્યસંગ્રામમાં અગ્રગણ્ય ભાગ લઈ, અન્યાયનો સામનો કરતાં, જેલ આવી તો જેલ ભોગવી, લાઠી ખાવી પડે ત્યાં લાઠી ખાધી, પગપાળા માઈલોની મુસાફરી કરી, ગરીબોનાં ઝૂંપડામાં ગરીબોની સાથે ગરીબોની જેમ રહ્યા, સ્વાતંત્ર્યસંગ્રામને માટે પિતાનો સહવાસ છોડ્યો, માતાનો પ્રેમ છોડ્યો, કુટુંબ જીવનની આહુતિ આપી, પ્રણયજીવનને હોમી દીધું, પત્નીની આખરી માંદગી વખતે, પણ, એકલવાયાં જેલમાં સબડ્યાં કર્યું : આ ભવ્ય ત્યાગ, આ આત્મભોગને લીધે જ જવાહરને આજે મહત્તા ને નેતૃત્વ વર્યાં છે. આથીજ આપણે કહી શકીએ, કે જવાહર મોતીલાલજીના નબીરા ન હોત, એમણે વિલાયતમાં તાલીમ ન લીધી હોત, તો પણ એઓ મહાન બનત. કારણ કે, જનતાના સુખને માટે, સ્વયં દુઃખ વહોરી લેવાની એમનામાં તાકાત છે.

સાચો સિપાઈ તેને જ કહી શકાય, કે જે પોતે તો લડે, પણ અનેક નવા સૈનિકોને પેદા કરે, પોતે લડે છે તે સાચને માટે લડે છે, એવી જગતને પ્રતીતિ કરાવી આપે. જવાહર પોતે તો લડ્યા, પણ, સાથે સાથે, એમના પિતા, એમની માતા, એમની પત્ની, એમની બેહેનો, એ સર્વેની પણ એમણે સ્વાતંત્ર્યસંગ્રામના સૈનિક તરીકે ભરતી કરી. એટલું જ નહિ, પણ, દેશના અનેક નવયુવાનોને યુદ્ધની પ્રેરણા આપી. સાચા સિપાઈની એક બીજી વિશેષતા એ હોય છે, કે, ક્યારેક યુદ્ધના કારણ જોડે પોતે સહમત ન થતો હોય, એને પોતાનો અંગત ગમે તેટલો મતભેદ હોય છતાં, સેનાપતિના હુકમને તાબે થઈએ યુદ્ધમાં ઝંપલાવવાનો જ.

૧૯૪૨ માં, જવાહર, યુદ્ધના સમર્થનમાં નહોતા. એમને પોતાને એમ લાગતું હતું કે 'હિન્દ છોડો'નું આંદોલન એ અસમયે હતું. એ સત્યાગ્રહ સંગ્રામ માટે યોગ્ય મોકો નહોતો. તેમ છતાં, જવાહરે એમાં ઝંપલાવ્યું, એટલું જ નહિ, પણ સત્યાગ્રહ શરૂ થતાં પહેલાં, જાહેરમાં પોતાનાં મંતવ્યો પ્રગટ કર્યાં નહિ, કે, જેથી એ સંગ્રામમાં બાધારૂપ થાય. એવી જ રીતે, ૧૯૩૧માં જ્યારે ગાંધીજીએ તત્કાલીન લોર્ડ ઇરવીન જોડે સંધિ કરી, ત્યારે પણ જવાહર એ સંધિની જોડે સહમત નહોતા. છતાં, એમણે એક સાચા સૈનિકની જેમ એ કરારનું પાલન કર્યું. વળી,

૧૯૩૭ માં, જ્યારે, કોંગ્રેસે ચૂંટણીમાં ઊભા રહેવાનું નક્કી કર્યું, ત્યારે પણ એ નિર્ણય જવાહરને નાપસંદ હતો, તેમ છતાં, એમણે ચૂંટણી જંગમાં કોંગ્રેસના ઉમેદવારો માટે રાષ્ટ્રને એક છેડેથી બીજે છેડે સુધી ઘૂમીને પ્રચાર કર્યો, ને, કોંગ્રેસને સફળતા અપાવી.

ગાંધીજીના સિદ્ધાંત અનુસાર લડનાર સાચો સૈનિક, સમાધાન માટે હમેશાં તૈયાર હોય છે. એની નેમ યુદ્ધ નહિ પણ શાંતિ હોય છે. એથીજ, જવાહર ક્રીપ્સને મળ્યા, વેવલને મળ્યા, સીમલા મંત્રણામાં ભાગ લીધો, ઇંગ્લેંડના કામગાર પ્રધાન-મંડળે મોકલેલા પ્રધાનમંડળના પ્રતિનિધિઓને મળ્યા. વળી, જવાહર જીન્નાના વિરોધી હોવા છતાં, જ્યારે દિલ્હીમાં એમને આરઝી હકૂમત સ્થાપવાનું કહેવામાં આવ્યું ત્યારે એઓ પ્રથમ જીન્નાને મળ્યા, અને આરઝી હકૂમતમાં મુસ્લિમ-લીગને જોડાવાની વિનંતિ કરી આ રીતે, જવાહરે સાચા સિપાઈની કામગીરી પ્રશંસાયોગ્ય રીતે બજાવી છે

જવાહરની જિંદગીનો પોણો ભાગ જેલોમાં અને સ્વાતંત્ર્ય સંગ્રામમાં જ વીત્યો છે. પોતાનું સમગ્ર જીવન જ એમણે સ્વાધીનતા સંગ્રામમાં અર્પ્યું છે, એમ આપણે કહીએ તો એમાં લેશમાત્ર અતિશયોક્તિ નથી. ૧૯૧૫ થી માંડીને ૧૯૪૫ સુધી, એટલે કે, લગભગ ત્રીશ વર્ષો, એમણે લડતાં લડતાં ગુજાર્યાં છે. આ રીતે, એમના જીવનનો ઉત્તમ ભાગ, યુદ્ધને એમણે આપ્યો છે. એથી જ જવાહરને આપણે સ્વાતંત્ર્યયુદ્ધના સાચા સિપાઈ કહીએ છીએ. વળી, જવાહરના શોખ, એમની જીવનની અભિરુચિ વગેરે સૈનિકનાં છે. સૈનિકની જેમ એ નિત્યયુવાન છે. કસરત કરવી, તેજી ઘોડા પર ઘોડેસવારી કરી, પહાડો ખૂંદવા, સાહસ કરવા દોડી જવું, તરવું, એ બધા એમના શોખો સૈનિકના છે. જીવનમાં નવ વાર જુદી જુદી જેલોની એમણે યાત્રા કરી છે. અને અત્યંત સંકટો ભોગવીને, સ્વાધીનતા કેવા ભોગથી આવે છે, તેનો આસ્વાદ લીધો છે.

જવાહર અનુભવી સિપાઈ છે, તેથી જ, એઓ ઇન્ડોનેશીયાને, સામ્રાજ્ય-વાદ સામે યુદ્ધની પ્રેરણા આપી, વલંદાઓના પંજામાંથી એને મુક્ત કરાવે છે. એથી જ, એઓ કોરિયામાં, સૈનિકો મોકલવાની ના પાડે છે અને કાશ્મીરમાં લશ્કર મોકલે છે. અને એ દેશો કબજે કરે છે. કયે મોરચે કેમ લડવું, અને ક્યાં કઈ નીતિ વાપરવી એનું કુશળ સેનાનીને ભાન હોય છે. અને જવાહર એમની વિદેશનીતિમાં એ સેનાપતિપદના પોતાના અનુભવ નો પૂરો ઉપયોગ કરે છે.

એથીજ અમેરિકા, બ્રિટન કે ફ્રાન્સની જે મહત્તા છે, તે હિંસાવાદી યુદ્ધના વિજેતા તરીકે છે, જ્યારે હિન્દની મહત્તા, એણે સત્યાગ્રહ સંગ્રામદ્વારા જે અમોઘ શક્તિ પ્રાપ્ત કરી છે, તેનું પરિણામ છે.

આ રીતે, ગાંધીજી જતાં, જવાહર એ આપણા સ્વાતંત્ર્ય-યુદ્ધના વિશેષ અનુભવી સિપાઈ છે. સૌના કરતાં એમણે વિશેષ લડાઈઓ લડી છે, અને વિશેષ સમય યુદ્ધમોરચે અને જેલમાં ગાળ્યો છે.

[ १३ ]

# આદર્શવાદી અને વ્યવહારદક્ષ

જવાહરના જીવનના કોઈપણ અભ્યાસીને એ દૃષ્ટિએ પડ્યા વિના નહિ રહે, કે જવાહર કેવળ જડ આદર્શવાદી નથી, પણ, વ્યવહાર કુશળ પણ છે. જવાહર જેટલા આદર્શાભિમુખ છે તેટલા જ વ્યવહારાભિમુખ છે.

ગાંધીજીએ જવાહર વિષે યોગ્યજ કહ્યું હતું કે : "જવાહર મારા જીવતાં મારો અને મારા વિચારોનો વિરોધ કરશે, પરન્તુ, મારા મૃત્યુ પછી, એ મારા વિચારોનો પુરસ્કાર કરશે." ગાંધીજીનાં આ વાક્યમાં જવાહરના જીવનનાં બન્ને પાસાં દૃષ્ટિએ પડે છે. ગાંધીજીએ આ વાક્યમાં જવાહરના જીવનનું એકજ વાક્યમાં યોગ્ય પૃથક્કરણ કરીને ભવિષ્યવાણી ઉચ્ચારી છે.

જવાહર ઇચ્છે છે કે, સમાજમાં ગરીબી ન હોય. એમનું ખ્વાબ તો એવું છે કે, હિન્દમાં કોઈ ભીખ માગતું ન હોય. કોઈ વસ્ત્રવિનાનું કે અન્નવિનાનું ન હોય. સૌ આસાનીથી પોતાનો જીવનનિર્વાહ કરીને પોતાનો જીવનવિકાસ પૂર્ણ રીતે કરી શકે, એવી સગવડ હોવી જોઈએ. પણ એ ખ્વાબને સિદ્ધ કરવા, એઓ પૈસાદારોનું દ્રવ્ય છીનવી લેતા નથી કે બધા મોટા ઉદ્યોગોનું રાષ્ટ્રીયકરણ પણ કરતા નથી. પણ પંચવર્ષીય યોજના દ્વારા, રાષ્ટ્રીય લોનો, જળસિંચાઈની યોજનાઓ દ્વારા, અહિંસક રીતે, ભૂદાનયજ્ઞને વેગ આપીને, એઓ પોતાની આદર્શ રાજ્યની નેમ સિદ્ધ કરવા ચાહે છે.

તેવીજ રીતે, જવાહર હિન્દ આઝાદ થયું તે પૂર્વે, બ્રિટીશ રાજ્ય જોડે હિન્દનો સંપૂર્ણ વિચ્છેદ થાય, એમ ઇચ્છના અને ઉદ્બોધતા. ૧૯૨૮ માં, કલકત્તા કોંગ્રેસમાં, એમના પિતાજીએ જ્યારે સાંસ્થાનિક સ્વરાજ્યને લગતો ઠરાવ પેશ કર્યો, ત્યારે સંપૂર્ણ સ્વાતંત્ર્યનો સુધારો મૂકીને, બ્રિટન જોડે કોઈ પણ પ્રકારનો સંબંધ રાખવાનો એમણે વિરોધ કર્યો હતો. અને લાહોર કોંગ્રેસને પ્રમુખપદેથી મુકમ્મીલ આઝાદીની બાંગ પોકારી, એમણે શોષક અને શોષિત વચ્ચે કોઇ પણ પ્રકારનો ।

સંબંધ અનિષ્ટ માન્યો હતો. પરન્તુ, એજ જવાહર ક્રીપ્સમીશન વખતે, સાંસ્થાનિક સ્વરાજ્ય સ્વીકારવા તત્પર થયા હતા, એટલુંજ નહિ, પણ, ત્રણ વર્ષે સાંસ્થાનિક સ્વરાજ્યનો સ્વીકાર કરી, માઉન્ટબેટનને ગવર્નર–જનરલ તરીકે સ્વીકારી પોતાની વ્યવહાર દષ્ટિનાં એમણે દર્શન કરાવ્યાં હતાં.

આપણને લાગે કે, રાવીને કિનારેથી મુકમ્મીલ આઝાદીની ઘોષણા કરનાર જવાહર જુદો ને સાંસ્થાનિક સ્વરાજ્યનું સૂત્ર સંભાળનાર જવાહર જુદો. ને સાથેસાથ બન્ને જવાહર જુદા હતા. એક આદર્શવાદી અને બીજો વ્યવહારદક્ષ, તેવીજ રીતે, હિન્દ આઝાદ બન્યાં પછી, એ સંપૂર્ણ સાર્વભૌમ પ્રજાસત્તાક બન્યાં પછી પણ રાષ્ટ્રસમૂહમાં બ્રિટન જોડે રહી અને બ્રિટન જોડે મૈત્રીભર્યો સંબંધ રાખી જવાહરે પોતાની વ્યવહાર કુશળતા દર્શાવી છે. હિન્દને સંપૂર્ણ સ્વતંત્ર રાષ્ટ્ર બનાવી એમણે આદર્શ સિદ્ધ કર્યો, રાષ્ટ્રસમૂહનું સભ્ય બનાવી વ્યવહાર.

વળી, ૧૯૩૭ થી જ્યારે પાકીસ્તાનનો વિચાર પહેલવહેલો રજૂ થયો, ત્યારથી જવાહર એના કટ્ટર વિરોધી હતા. એમણે એનો સતત વિરોધ કરેલો અને એમ પણ કહેલું કે : “ હું મુસ્લિમોની જોડે સમજૂતી કરીશ, પણ મુસ્લિમલીગની જોડે કદિય સમજૂતી પર નહિ આવું.” પરન્તુ, એજ જવાહરે પાકીસ્તાનનો સ્વીકાર કર્યો, એટલુંજ નહિ, પણ પાકીસ્તાનનો સ્વીકાર કરવા અન્યને સમજાવ્યા, એ પણ જવાહરની વ્યવહારદષ્ટિનું પ્રતીક છે. એમણે જોયું, કે પાકીસ્તાનનો ઇન્કાર કરવાનો સમય ચાલી ગયો છે, ને મુસ્લીમ લીગની સરકારી તંત્રને ખોરવી નાંખવાની ભાવનાની નાગચૂડમાંથી બચવાનો એ એકજ વ્યવહારુ માર્ગ હતો.

આ ઉપરાંત, જવાહર ભાષાવાર પ્રાંતરચનાના હિમાયતી હતા, અને એમણે એમના ‘ જગત ઇતિહાસનું રેખાદર્શન ’ એ ગ્રન્થમાં લખ્યું છે કે : “ અંગ્રેજોએ પોતાની વહીવટી ખાતર હિન્દના વિભાગો પાડ્યા અને એથી કરીને, એમણે આપણી રાષ્ટ્રીયતા કચડી નાંખવા પ્રયત્નો કર્યા. કોંગ્રેસે પોતાના બંધારણમાં ભાષાવાર પ્રાંત રચનાનો સ્વીકાર કર્યો છે અને મને આશા છે કે આપણા સ્વરાજ્યમાં ભાષાને ધોરણે જ હિન્દની પુનર્રચના થઈ શકે. ” આમ છતાં, હિન્દ આઝાદ થયું અને તે દરમ્યાન આપણા દેશની પરિસ્થિતિ ઘણી પલટાઈ ગઈ. આપણા અનેક દેશી રાજ્યોનું સરદારની મુત્સદ્દીગીરીને પ્રતાપે ભારતસંઘમાં વિલીનીકરણ થયું એટલે જવાહરને લાગ્યું કે ભાષાવાર પ્રાંત રચવાની ભાવના દેશના હિતને માટે વિઘાતક છે, એથી જવાહરે યોગ્ય સમયે ભાષાવાર પ્રાંત રચનાનો વિરોધ કર્યો પણ જ્યારે ભાષાવાર પ્રાંત રચનાનું આંદોલન ઉગ્ર બન્યું અને એમાં હિંસાએ પ્રવેશ કર્યો ત્યારે ગાંધીજીના આ માનસપુત્રે ભાષાવાર પ્રાંત

વ્યવહારમાં ઉતારવામાં પોતાની શક્તિનો વિનિયોગ કરે છે. આથી ઘણા એમની પર એઓ આદર્શને બેવફા છે એવો આરોપ મૂકે છે. પણ સાચી વસ્તુ એ છે કે, એઓ આદર્શને અશક્ય રહેવા દેતા નથી, પણ શક્ય અને આસમાનમાંથી નીચે ઉતારવાના સતત પ્રયત્ન કરે છે. પુરાણકાલીન ઉપનિષદકારોની જેમ એમના આદર્શને પણ એજ પંક્તિમાં દર્શાવી શકાય કે :

न त्वहं कामये राज्यम् ।
न स्वर्गं, ना पुनर्भवम् ॥
कामये दुःखतप्तानाम् ।
प्राणीनामार्तिनाशनम् ॥ १ ॥

એ આદર્શ એમનો પૂર્ણતઃ ફળ્યો છે અને એથીજ એમનું જીવતર ધન્ય બન્યું છે.

[ ૧૪ ]

## જવાહર ગાંધીજીના વારસદાર

૧૯૪૧ ના ડીસેમ્બરમાં, વ્યક્તિગત સત્યાગ્રહને અન્તે, જ્યારે વાટાઘાટ કરવાને, બ્રિટીશ સરકારે, સત્યાગ્રહીઓને મુક્ત કર્યા, ત્યારે, કોંગ્રેસ કારોબારીની સભા બારડોલીમાં ભરાઈ, તે સમયે, ગાંધીજી તો યુદ્ધમાં કોઇપણ જાતનો સહકાર આપવાની સદંતર વિરુદ્ધ હતા. જ્યારે જવાહર, સરદાર વગેરે, બ્રિટીશ હકૂમતને, સશર્ત સહાય્ય આપવા માટે તત્પર હતા. પરન્તુ, જવાહર 'પોતાના જીવન દરમ્યાન પોતાનો વિરોધ કરશે, પરન્તુ, પોતાના મૃત્યુ પછી પોતાના અધૂરા કાર્યને પૂર્ણ કરશે અને પોતાની ભાષામાં જ બોલશે," એવી ગર્ભિત ભવિષ્યવાણી ગાંધીજીએ તે સમયે બારડોલીમાં ઉચ્ચારી હતી.

સમગ્રતયા આપણે વિચારીએ તો, બાપુની આ ભવિષ્યવાણી ઘણે અંશે સાચી પડી છે. ૧૫ મી ઑગસ્ટ ૧૯૪૭ ને દિને જવાહરના હાથમાં હિન્દની હકૂમત આવી. અને એ દરમ્યાન માંડ છ મહિના પણ ન થયા હશે, ત્યાં તો, બાપુ–ભારતના રાષ્ટ્રપિતા–નું કરુણ અવસાન થયું. પરન્તુ, બાપુના મૃત્યુ સુધી જવાહર અને બાપુ વચ્ચે અનેક પ્રકારના મતભેદો હતા. જવાહર વિધાનસભામાં ત્રણ જૂથોનો સ્વીકાર કરવાની તરફેણમાં હતા, જ્યારે બાપુ એની સદંતર વિરૂદ્ધ હતા. જવાહર અંકુશોની તરફેણમાં હતા, બાપુ અંકુશોની વિરુદ્ધમાં. જવાહર પાકીસ્તાનનો સ્વીકાર કરીને, પણ હિન્દની આઝાદીની તરફેણમાં, જ્યારે પાકીસ્તાનના પ્રશ્નમાં બાપુ કોઇ પણ રીતે સમાધાનની તરફેણમાં નહોતા. આ કારણથી ઘણાને એમ લાગતું, કે, બાપુએ જવાહર વિષે ઉચ્ચારેલી ભવિષ્યવાણી ખોટી પડશે પણ, બાપુના મૃત્યુ પછી, બાપુનો વારસો જવાહરે યોગ્ય રીતે સાચવ્યો છે.

ગાંધીજીના આપણે એક પછી એક સિદ્ધાંતોનો વિચાર કરીએ તો, પ્રથમ તો અહિંસાનેજ લઇએ. જવાહર હમેશાં અહિંસક રહ્યા છે અને અહિંસાની નીતિમાં એમણે શ્રદ્ધા રાખી છે, એટલુંજ નહિ, પણ જવાહરે એઓ અમેરિકા ગયા, ત્યારે અમેરિકાના પ્રત્યેક ભાષણમાં એમણે અહિંસાની શક્તિનો એ દેશને પરિચય

આપ્યો, એટલું જ નહિ, પણ અહિંસક શક્તિથી, હિન્દ દુનિયામાં, બીજા હિંસક દેશો કરતાં કેટલું વર્ચસ્વ અને સન્માન પામે છે, તે એમણે પોતાની વિદેશનીતિથી દર્શાવી આપ્યું છે.

જવાહરે, દિલ્હીમાં, ગાંધીવાદ પર વિચારણા કરવા, દુનિયાભરના દેશોમાંથી પ્રતિનિધિઓ બોલાવી, જગતની અશાંતિનો, એકમાત્ર ઇલાજ ગાંધીવાદ છે, એ સાબિત કરાવી આપ્યું. જવાહરની હકૂમત હેઠળ જગતશાંતિ માટે પ્રયાસો થયા. 'અવેરથી વેર શમે છે' એ જવાહરે, સાબિત કરી દેખાડ્યું. હિન્દના સૈનિકોએ ક્યારેય આક્રમક પગલાં લીધાં નથી. હૈદરાબાદનો કબજો સૈનિકોએ લીધો, પણ એ માટે શસ્ત્રનો ઉપયોગ કરવાની જરૂર ન પડી. કાશ્મીરમાં પણ લશ્કરનો ઉપયોગ સંરક્ષણ માટે થયો. ફ્રેન્ચ હિન્દ અને પોર્ટુગીઝ હિન્દની વિદેશી હકૂમતે જવાહરની સરકારને ઉશ્કેરવા ખૂબ પ્રયત્ન કર્યો, છતાં, હિન્દે પોતાની સ્વસ્થતા જાળવી રાખી. ઊલટું, હિન્દના લશ્કરનો ઉપયોગ, કોરિયા અને હિન્દીચીનમાં શાંતિની સ્થાપના માટે અને શાંતિની જાળવણી માટે થયો છે. રેલસંકટ વખતે, અનાજનું ઉત્પાદન વધારવા માટે, રસ્તાઓ વગેરે તૈયાર કરવા માટે, એનો ઉપયોગ થયો છે.

ગાંધીજીનો બીજો મહાન સિદ્ધાંત સત્યનો છે. જવાહરે કોઈથી જરા પણ ડર્યા વિના, સત્યના માર્ગમાં સાહસ હોય, અંતરાય હોય, ત્યારે પણ સત્યનું જ અનુસરણ કર્યું છે. બ્રિટન નાખુશ થશે કે અમેરિકા તેનો શોચ જવાહરે રાખ્યો નથી. ગાંધીજીની જેમ જવાહરે જીવનમાં કદિય અસત્યનું આચરણ કર્યું નથી અને અસત્યનો નિરંતર સામનો કર્યો છે. પાકિસ્તાનનાં અનેક જૂઠાણાંનો તરત જ જવાહર રદિયો આપે છે. હિન્દનાં વચનોનો, કોઈ અવળો અર્થ કરે કે જવાહર તરત જ સાચો અર્થ સમજાવે છે.

સામ્યવાદી ચીનનો સંયુક્ત રાષ્ટ્ર સંસ્થા સ્વીકાર કરતી નથી, એ અસત્ય છે, એટલે જવાહર ઉગ્ર શબ્દોમાં અમેરિકાની નીતિ વખોડે છે. તેવું જ સંરક્ષણ કરારો વિષે. પછી એ અટલાંટિક દેશો વચ્ચે હોય, યા તો અગ્નિએશિયા દેશો વચ્ચે હોય. જવાહરની સત્યપ્રિયતાને લીધેજ, એ બ્રિટન, અમેરિકા, રશિયા, ચીન બધા દેશોના પ્રિય થઇ પડ્યા છે. એમની સત્યપ્રિયતાને લીધેજ, પ્રજાસમાજવાદી પક્ષને, કોમવાદી પક્ષોને તથા સામ્યવાદીઓને જવાહર અકારા થઈ પડ્યા છે. અને કેટલાક કોંગ્રેસવાદીઓનો પણ વિરોધ એમને સહવો પડ્યો છે.

જવાહરની સત્યપ્રિયતાએજ એમની પાસે આપણું રાજ્યચિન્હ सत्यमेव जयते । નું પસંદ કરાવ્યું છે. જવાહરનું 'મારું હિન્દનું દર્શન' એ એમની સત્યશોધનની

પ્રવૃત્તિનું જ પરિણામ છે. હિન્દની પ્રાચીન સંસ્કૃતિને અમુક પૂર્વગ્રહમંડિત દૃષ્ટિએ એઓ જોતા હતા. એ દૃષ્ટિ એમને સત્યવિરોધી લાગી, તેથી જવાહરે સત્યનાં સૂત્રને લક્ષમાં રાખીને પ્રાચીન સંસ્કૃતિનું નિરીક્ષણ કર્યું. તેવીજ રીતે, 'જગતના ઇતિહાસનું રેખાદર્શન' એ પણ જવાહરની સત્યપ્રિયતાનો જ પરિપાક છે.

ગાંધીજીનો ત્રીજો મહત્વનો સિદ્ધાંત સર્વધર્મ સમભાવનો હતો. એ સિદ્ધાન્તને આપણે જો અન્યસ્વરૂપે રજૂ કરીએ તો, તે હિન્દુમુસ્લિમ એકતાનો હતો. જવાહર હિન્દુમુસ્લિમ એકતાના ગાંધીજી જેટલાજ હિમાયતી છે. મુસ્લિમોએ જવાહરને ગાંધીજી જેમ, પોતાના સ્વજન તરીકે માન્યા છે. ગાંધીજીની જેમ જવાહરને મુસ્લિમ મિત્રો સારા પ્રમાણમાં છે. જવાહરે પોતાના પ્રધાનમંડળમાં મુસ્લિમોને સારા પ્રમાણમાં સ્થાન આપ્યું છે, એટલુંજ નહિ, પરન્તુ, કોંગ્રેસ પ્રમુખ તરીકે પણ એઓ, પોતાની કારોબારીમાં મુસ્લિમોને સારા પ્રમાણમાં સ્થાન આપતા. દિલ્હીના રમખાણ વખતે, બિહારના રમખાણ વખતે, જવાહરે, વિમાનમાંથી બોંબવર્ષા કરવાની હિન્દુઓને ધમકી આપી હતી.

જવાહર ૧૯૩૬–૩૭ માં કોંગ્રેસના પ્રમુખ હતા, ત્યારે, એમણે મુસ્લિમ આમજનતાનો સંપર્ક સાધવા માટે ખાસ સમિતિઓ પ્રત્યેક પ્રાંતમાં સ્થાપી હતી. પાકીસ્તાનમાં જે બન્યું, તેનું વેર લેવા દિલ્હીમાં હિન્દુઓએ કરેલા પ્રયત્નને જવાહરે સખત હાથે દાબી દીધો હતો. અને ગાંધીહત્યા પછી કોમવાદી હિન્દુસંસ્થાઓ સામે જવાહરે કડક પગલાં લીધાં હતાં. વળી, ટંડનજી કોંગ્રેસના પ્રમુખ બન્યા, ત્યારે જવાહરને અને ટંડનજીને જે મુખ્ય વાંધો પડ્યો, તે કોમી પ્રશ્નના દૃષ્ટિબિંદુ વિષેજ હતો. જવાહર હિન્દુ–મુસ્લિમ બન્નેને સમાનભાવે જોતા હતા, જ્યારે ટંડનજીનું વલણ હિન્દુઓ તરફ વિશેષ હતું. અને, ટંડનજીને પ્રમુખપદનું રાજીનામું આપવું પડ્યું, એથી કોંગ્રેસનું ગાંધીવાદી સ્વરૂપ જળવાઈ રહ્યું છે.

આપણા બંધારણનો બીનમજહબી આદર્શ પણ જવાહરની સર્વધર્મસમભાવની ભાવનામાંથી ઘડાયો છે. જવાહરનું આ દૃષ્ટિબિંદુ જ, કાશ્મીર જેવા મુસ્લિમ બહુમતીવાળા પ્રદેશને હિન્દ જોડેજ જોડાવા પ્રેરે છે. અને મુસ્લિમોમાં એમને વિષે ઇતબાર પ્રેરે છે. જવાહરની આ વિશાળ દૃષ્ટિને લીધેજ, ઇન્ડોનેશિયા જેવું મુસ્લિમ રાજ્ય, પાકીસ્તાન કરતાં હિન્દુસ્તાન જોડે વિશેષ મૈત્રીભર્યો સંબંધ રાખે છે, તેમજ અફઘાનીસ્તાન, ઇરાન, સાઉદી એરેબિયા, કે મીસર જેવાં મુસ્લિમ રાજ્યો પણ પાકીસ્તાન કરતાં હિન્દ તરફ પ્રેરણાને માટે મીટ માંડે છે. પાકીસ્તાનમાં હિન્દુઓ પ્રત્યે ગેરવર્તાવ થતો હોવા છતાં, હિન્દમાં મુસ્લિમોને જે ન્યાય, સમાન હકો, સ્વાતંત્ર્ય

વગેરે મળે છે, તે જવાહરની આ હિન્દુ–મુસ્લિમ એકતાની નીતિનુ પરિણામ છે જવાહરને સરદાર જોડે જે ક્યારેક મતભેદ થતો હતો તે આ પ્રશ્નની એમની ભિન્નભિન્ન દૃષ્ટિનેજ આભારી હતો

આપણા બધારણમા, અસ્પૃશ્યતાનિવારણનો સિદ્ધાંત સ્વીકારાયો છે, તેમજ, મીઠાપરથી કર નાબૂદ કરવામા આવ્યો છે મદ્યનિષેધને રાજ્યના અનુકરણીય સિદ્ધાંત તરીકે સ્વીકારાયો છે મફત અને ફરજિયાત પ્રાથમિક શિક્ષણને જે સ્થાન આપવામા આવ્યુ છે, ખાદી અને ગ્રામોદ્યોગને જે રાજ્ય તરફથી ઉત્તેજન અને સહાય્ય મળે છે, હિન્દીને જે વેગ મળ્યો છે, વિનોબાજીની ભૂદાનપ્રવૃત્તિને કોંગ્રેસે અપનાવી છે, એ સઘળુ જવાહર ગાધીજીના યોગ્ય વારસદાર–રાજકીય ઉત્તરાધિકારી–છે તેની પ્રતીતિ કરાવે છે

જવાહર સપૂર્ણત ગાધીજીના વારસદાર છે, એમ કહેવાનો અહીં આશય નથી, હોઈ જ ન શકે કોઈપણ પુત્ર પોતાના પિતાના ગુણનો પૂરેપૂરો વારસદાર ભાગ્યેજ હોઇ શકે અમુક દૃષ્ટિભેદ રહેવાનો જ यथा पिता तथा पुनः। એ કુદરતી કાનૂન માનવી માટે નથી ગાધીજીના અહિંસાના વિચારો જવાહર પૂર્ણત સ્વીકારતા નથી રક્ષણ અર્થે પણ લશ્કર રાખવુ જોઇએ એમ જવાહર માને છે ગાધીજી તો લશ્કર રાખવાની અને શસ્ત્રસરંજામ રાખવાની સદતર વિરુદ્ધ હતા વળી, જવાહરને મોટા ઉદ્યોગોમા શ્રદ્ધા છે ગ્રામોદ્યોગને ઉત્તેજન આપવા તો એઓ ઇચ્છે છે પણ સાથે સાથે મોટા ઉદ્યોગો પણ વિકસે એવી ખ્વાહેશ એઓ રાખે છે ગાધીજી તો સ્વરાજ્ય આવતાં વેંત જ અગ્રેજી નાબૂદ થાય એમ ઇચ્છતા હતા, જવાહરને હિન્દી પ્રત્યે માન છે રાષ્ટ્રભાષાને આપણા જીવનમા મહત્વનુ સ્થાન મળવુ જોઇએ એમ એઓ ઇચ્છે છે, તેમ છતા, અગ્રેજીનું આતરરાષ્ટ્રીય મહત્વ જવાહર સ્વીકારે છે

આવા તો ઘણા પ્રશ્નો છે, જેમા ગાધીજી અને જવાહરને મતભેદો હતા પરન્તુ, તેમ છતા, જવાહરે મોટે ભાગે, ગાધીજીના જીવનના પ્રધાનસૂત્રો અપનાવ્યા છે અને એ રીતે, એ માનસપુત્રે એમના માનસપિતાના વારસાને દીપાવ્યો છે

[ ૧૫ ]

# ધર્મપરાયણ, સમાજસુધારક અને કેળવણીકાર

## ( ૧ )

જવાહરને સામાન્ય અર્થમાં ધાર્મિક કહી શકાય નહિ. કારણ કે, એઓ બ્રાહ્મણકુટુંબમાં જન્મ્યા હોવા છતાં અને બ્રાહ્મણ વિધિ અનુસાર એમનો સંસ્કારવિધિ થયો હોવા છતાં, જવાહર ધાર્મિક નહોતા. જવાહરનું શિક્ષણ, એમના બચપણના સંસ્કારો કંઈક અંશે ધાર્મિક કહી શકાય ખરા એમની મા તથા કાકી પાસે એમણે રામાયણ, મહાભારત અને અન્ય હિન્દુ પુરાણોની કથા પુષ્કળ સાંભળેલી. આમ છતાં, જવાહર નાનપણથી એમજ માનતા કે ધર્મ તો સ્ત્રીઓ માટેજ હોય.

જવાહરના પિતા મોતીલાલજી ધર્મની વાત આવે એટલે એને હસી કાઢતા, અને એને વિષે ગંભીરપણે વિચાર કરવાની ના પાડતા. જો કે, જવાહરના કુટુંબની સ્ત્રીઓ પૂજાપાઠ કરતી, જવાહર બાળસહજ કૌતુહલથી અને રસથી એ ક્રિયાઓ જોતા, એમ છતાં, એમના પર પિતાના સંસ્કારો વિશેષ, એટલે એ બધાની અવગણના કરતાં, એઓ પિતા અને અન્ય વડીલો પાસેથી શીખ્યા. જવાહર, મા અને કાકી જોડે નાનપણમાં ગંગાસ્નાન કરવા જતા, કાશી વગેરે તીર્થસ્થાનોમાં દેવદર્શને પણ જતા. છતાં, આ બધાની એમના મન ઉપર કશી જ છાપ પડેલી નહિ.

જવાહરના પિતા વારંવાર યુરોપ જતા તેથી તેમની જ્ઞાતિએ એમને શુદ્ધિ કરવા જણાવ્યું. પણ, એમણે એનો સ્પષ્ટ ઇન્કાર કર્યો. એથી, એમની ન્યાતનાએ એમનો થોડો સમય માટે બહિષ્કાર કર્યો હતો. પ્રાયશ્ચિત્ત કે શુદ્ધિને એઓ ધતિંગ કહેતા.

જવાહરને સાચા અર્થમાં ધર્મના સંસ્કારો મળ્યા હોય, તો બ્રુક્સ નામના થિયૉસૉફી શિક્ષક પાસે. એમણે જવાહરને ધર્મ અને પરલોક વિષે વિચારો કરતા

આ રીતે, જવાહર ધર્મગ્રન્થોના અધ્યયનથી વિમુખ રહ્યા નથી, પણ એમણે એનો અભ્યાસ કર્યો છે. જવાહરે આપણા તેમજ પરધર્મોના બધા મહત્વના ગ્રન્થો વાંચ્યા છે: અને તે પણ રસપૂર્વક.

(૨)

ધર્મના મૂળભૂત સિદ્ધાંતો જવાહર માનતા હોવાથી અને અનુસરતા હોવાથી અને ધર્મના બાહ્યાચારમાં એમને જરા પણ ઇન્તેજાર ન હોવાથી, સામાન્ય રીતે, સમાજસુધારા તરફ એમનુ વલણ પક્ષપાતી હોય જ. પરન્તુ, જવાહર મુખ્યતઃ રાજકીય પુરુષ હોવાથી, સામાજિક સુધારો એમનું ક્ષેત્ર નહોતું. અને તેથી, એઓ સામાજિક સુધારો કરવા તત્પર થયેલા નહિ, પણ એમણે સામાજિક સુધારો અપનાવેલો ખરો. જવાહરના પિતા સુધારક હતા અને જૂની પ્રણાલિ અને રૂઢિઓના એઓ ભંજક હતા. બ્રાહ્મણ હોવા છતાં એઓ સંકોચ વિના માંસાહાર સેવતા અને મુક્તમને મદ્યપાન કરતા.

આમ છતાં, જવાહરમાં સામાજિક સુધારાની પ્રચ્છન્ન ધગશ તો હતી. એથી જ, એમના બહેન જ્યારે પરપ્રાંતમાં પરણ્યાં ત્યારે જવાહરે એનો જરાય વિરોધ ન કર્યો. એમના બીજાં બહેન કૃષ્ણા જ્યારે ગુજરાતના એક બ્રાહ્મણેતરને પરણ્યાં ત્યારે પણ જવાહરે વિરોધ કર્યો નહિ પણ એ લગ્નમાં સક્રિય સંમતિ આપી અને લગ્નમાં ઉત્સાહપૂર્વક ભાગ લીધો. વળી, જ્યારે એમની એકની એક દીકરી ઇન્દિરા—જે ઓક્સફર્ડ યુનિવર્સિટીની પદવીધર છે—એ, એક પારસી યુવક જોડે પરણવાની ઇચ્છા દર્શાવી, ત્યારે પણ જવાહરે આ ધર્માન્તર લગ્નમાં પણ પોતાની સંમતિ આપી એટલું જ નહિ પણ ગાંધીજીની પણ સંમતિ અને આશીર્વાદ મેળવ્યા. વળી, એમના કુટુંબની એક યુવતિએ મુસ્લિમ જોડે લગ્ન કર્યાં છે, અને તેમાં પણ જવાહરનો વિરોધ નહોતો, એટલું જ નહિ, પરન્તુ, એમની બહેન વિજયાલક્ષ્મીની દીકરીઓએ પણ સુધારક લગ્નો કર્યાં છે. આમ જવાહરે લગ્નની બાબતમાં તો સામાજિક સુધારો કર્યો છે એટલું જ નહિ પણ વર્ણાન્તર, ધર્માન્તર અને આંતરપ્રાંતીય લગ્નોને ઉત્તેજન આપ્યું છે.

લગ્ન સિવાય બીજા સામાજિક સુધારાઓ જવાહરે જાતે કર્યા નથી, કારણ કે, જવાહરને એને માટે અવકાશ નહોતો. પરન્તુ, બીજાઓને સુધારા કરવા એઓ પ્રેરતા. એઓ જ્યારે ગામડાંઓમાં જતા, ત્યારે, ગ્રામજનોને, લગ્ન અને મરણની

પાછળ ખર્ચો ન કરવા શિખામણ આપતા, સામાજિક અનિષ્ટો પ્રત્યે આંગળી ચીંધતા ને એ અનિષ્ટોને નાબૂદ કરવાનું ભારપૂર્વક કહેતા. આમ છતાં, જવાહર એમને સમજવા પ્રયત્ન કરતા.

લગ્નોત્સવ જેવી રીતે મધ્યમવર્ગ અને ગરીબવર્ગમાં ઉજવાય છે અને જેની પાછળ હજારોનો ધુમાડો થાય છે, તે વિષે જવાહર કહે છે :

"હિન્દુસ્તાનમાં ગરીબ કે અમીર સૌનાં લગ્નોમાં કેવળ દમામ અને દેખાવમાં પૈસાનું પાણી થાય છે, એવી ટીકા બહુ થઈ છે, અને એ ટીકા સાચી પણ છે. પૈસાનું પાણી થાય છે, તે તો બાજુએ રહ્યું, પણ જેમાં કળા અને સૌન્દર્યનું નામ પણ ન હોય તેવા અશિષ્ટ તમાસા જોઈને તો દુઃખજ થાય છે. આ બધા માટે ખરા ગુનેગાર લોકો મધ્યમવર્ગના છે. ગરીબ લોકો પણ કરજના બોજા વહોરીને ઉડાઉ થઈ શકે છે, છતાં કેટલાક કહે છે કે, એ લોકોની ગરીબાઈ એમના સામાજિક રિવાજોને કારણે છે, એ તો બેવકૂફીની હદ થઈ.

"સામાન્ય રીતે આપણે ભૂલી જઈએ છીએ કે, એમનુ જીવન નિતાન્ત શુષ્ક અને નીરસ હોય છે, અને કોઈક વાર કોઈ વિવાહ વાજનનો પ્રસંગ આવે, ત્યારે બાપડાઓને થોડું ખાવાપીવાનું અને ગાનતાન કરવાનુ મળે છે. તે તો તેમને તેમના ચેતનહીન ગદ્દાવૈતરાની મરુ ભૂમિમાં એક જલબિન્દુ સમાન થઈ પડે છે. રોજરોજના ઘરકામમાં અને રળીને કમાવાના કપાળકૂટીમાંથી વિસામારૂપ થઈ પડે છે. જે લોકોને આનંદોત્સવના માંડમાંડ ગણ્યાગાંઠ્યા પ્રસંગો આવે છે, તેમને કોકવાર આટલો સાસ લેવાનો પ્રસંગ પણ ન મળવો જોઇએ એવું કયો નિષ્ઠુર ઇચ્છશે? હા, રંજાડ થતી જરૂર અટકાવો, પૈસાનો ધુમાડો થતો જરૂર ઘટાડો, પણ તેમનુ જીવન છે તેના કરતાં વધુ શુષ્ક અને આનંદશૂન્ય ન બનાવો. એજ પ્રમાણે મધ્યમવર્ગમાં બગાડ અને વધુ પડતાં ખર્ચની વાત એક કોરે મૂકીએ, પણ આવા લગ્નપ્રસંગો એ દૂરનાં સગાંઓ અને જૂના મિત્રો એકબીજાના લાંબા ગાળા પછી મળી શકે એવાં સામાજિક સમેલનો હોય છે. હિન્દુસ્તાન એક વિશાળ દેશ છે અને મિત્રોને મળવું એ કંઈ સહેલું નથી હોતું. તેમાંય એકના એક સ્થાને ભેગા થવું એથીયે વધુ મુશ્કેલ છે. આજ કારણે વિવાહવાજન સર્વત્ર ધામધૂમથી અને ઉત્સાહપૂર્વક ઉજવાય છે."

આ અવતરણ પરથી, સમાજસુધારા વિષેની જવાહરની દૃષ્ટિ સમજાશે. સમાજસુધારાને જવાહર પરલક્ષી દૃષ્ટિએ અવલોકે છે, કેવળ જડ સુધારકની દૃષ્ટિએ નહિ. આથી, એઓ પ્રબળ સુધારાને ત્વરાથી લાવવાની વિરુદ્ધ છે. એમને,

દૃષ્ટિએ વિચારતાં, જવાહર ઇચ્છે છે કે એ ભાષા પણ હિન્દમાં હિન્દની રાષ્ટ્રભાષા હિન્દી સાથે ચાલુ રહેવી જોઈએ. આ બાબતમાં જવાહર ગાંધીથી જુદા પડે છે.

કેળવણીની બાબતમાં જવાહર ઈંગ્લેંડની પબ્લિક સ્કૂલોના ખાસ પ્રશંસક છે તેમજ ત્યાંની વિશ્વવિખ્યાત ઓકસફર્ડ અને કેમ્બ્રિજ યુનિવર્સિટીના પણ ચાહક છે. આ સંસ્થાઓમાં શિસ્ત, ચારિત્ર્ય અને ઉદારદૃષ્ટિબિન્દુને જે પ્રાધાન્ય અપાય છે તેના પર જવાહર મુગ્ધ છે અને આ પ્રકારની આદર્શ સંસ્થાઓ હિન્દમાં સ્થપાવી જોઈએ એમ ઇચ્છે છે. જવાહર ઇચ્છે છે કે કેળવણી બને તેટલી શુદ્ધ, સરળ, બિનખર્ચાળ, નિરાડંબરી અને સ્વાવલંબી હોવી જોઈએ. કેળવણી પૂરી રાષ્ટ્રીય હોવી જોઇએ, એનાથી જીવનનો સર્વાંગી વિકાસ થાય એવી હોવી જોઇએ એટલું જ નહિ પણ માનવને ઉચ્ચ ભૂમિકાએ લઈ જાય એવી હોવી જોઇએ.

જવાહર માને છે કે હિન્દના યુવકો તથા યુવતિઓને ઉચ્ચ કેળવણી માટે યુરોપ અમેરિકા જવાની જરૂર નથી. કારણ કે જે જ્ઞાન એઓને ત્યાં મળે છે તેજ પ્રકારનું જ્ઞાન એઓને અહીં પણ મળી રહે છે. જવાહર ગુરુદેવની શાંતિનિકેતનની 'વિશ્વભારતી' સંસ્થા પર મુગ્ધ છે. પહેલેથીજ જવાહરને એ કેળવણીસંસ્થા અંગે મમત્વ છે. જવાહરે એ સંસ્થાને સરકાર પાસે આર્થિક મદદ અપાવી એને પ્રાણતત્વ આપ્યું અને પોતાની દીકરીને ઓકસફર્ડ મોકલતાં પહેલાં અહીં શિક્ષણ આપ્યું. આ સંસ્થામાં, નિસર્ગના ખોળે, આનંદી, ઉત્સાહી અને ભયમુક્ત વાતાવરણમાં, ઉચ્ચ, આદર્શ અને સંસ્કારી કેળવણીકારોના માર્ગદર્શન હેઠળ જે નમૂનેદાર શિક્ષણ અપાય છે તે જવાહરને ખૂબ આકર્ષે છે. અને એ સંસ્થાના કુલપતિ થયા ત્યારથી જવાહર એમાં સક્રિય રસ લઈ રહ્યા છે.

કેળવણી સંબંધી કેટલાક મૌલિક વિચારો વ્યક્ત કરતાં જવાહર જણાવે છે કે :

"પ્રત્યેક દેશે પોતાની કેળવણીની પદ્ધતિ પોતાની ભૂતકાલીન સાંસ્કૃતિક પરંપરા અને ભાવિની જરૂરિયાતોને અનુલક્ષીને ઘડવાની છે. એમાં આંધળું અનુકરણ ન હોવું જોઈએ. એમાં દેખાદેખી કે પક્ષાપક્ષી ન હોવી જોઈએ. એમાં માંદલી હરીફાઈને હરગિજ પણ સ્થાન ન મળવું જોઈએ. શિસ્તપાલન, ચારિત્ર્ય ઘડતર, સંગઠન અને ઐક્યની ભાવના, સર્વધર્મસમભાવ અને ઉદારતા એ સંગીન અને આદર્શ કેળવણીનાં લક્ષણો છે, અને નૂતન હિન્દમાં જ્યાં પ્રત્યેક ક્ષેત્રમાં અસાધારણ ક્રાન્તિ થઈ રહી છે તેવે સમયે કેળવણીકારોએ ખૂબ જ સાવધ રહેવાની જરૂર છે. આજના બાળકો એ આવતી કાલના નાગરિકો છે, એટલે, આજથી જ તેઓ જીવનમાં પોતાની જવાબદારી સમજી શકે, પોતાનું કર્તવ્યભાન સમજી શકે તેવા સંસ્કારોનું સિંચન તેમનામાં

શરૂઆતમાં જ થવું જોઈએ. વર્ષોની મહેનત અને અનેક બત્રીશ લક્ષણાઓની કુરબાનીથી હિન્દ આઝાદ થયું છે. હિન્દની સ્વતંત્રતાનો ઇતિહાસ એ માનવ સંસ્કૃતિનું એક જ્વલંત પાનું છે અને આ મહામૂલી આઝાદી ટકાવી રાખવાની જવાબદારી દેશનાં કેળવણીકારોના હાથમાં છે."

જવાહર ગુરુદેવે સ્થાપેલી સંસ્થા 'વિશ્વભારતી'ના ખાસ પ્રશંસક છે. ૨૪ મી ડીસેમ્બર ૧૯૫૪ ને દિને, શાંતિનિકેતનમાં 'વિશ્વભારતી'ના કુલપતિ તરીકે વાર્ષિક વ્યાખ્યાન આપતાં એમણે જણાવ્યું કે :

"શાંતિનિકેતનમાં હિન્દની સંસ્કૃતિ વિષે, પવિત્ર અને શુદ્ધ વાતાવરણમાં જે જ્ઞાન અપાય છે તેવું જ્ઞાન હિન્દના કોઈ પણ ભાગમાં અપાતુ નથી. ગુરુદેવ હમેશાં કહેતા કે હિન્દીઓએ પોતાનો અણમોલ સાંસ્કૃતિક વારસો પ્રાણને ભોગે પણ વીસરવો જોઇએ નહિ. અને આજ ઉમદા હેતુથી એમણે વર્ષો પહેલાં શાન્તિનિકેતનમાં 'વિશ્વભારતી' જેવી સાંસ્કૃતિક સંસ્થાની સ્થાપના કરી હતી કે જ્યાં દેશવિદેશના યુવકો અને યુવતિઓ મુક્ત અને ભયહીન વાતાવરણમાં નિશ્ચિત રીતે અધ્યયન કરી શકે, સ્વતંત્રપણે વિચારવિનિમય કરી શકે, કળાત્મક અને સૌન્દર્યદર્શી ભાવના વિકસાવી શકે, અને પરીક્ષાના સતત ભયથી દૂર રહી, ચિંતનપ્રધાન જીવન ગાળી દેશના સર્વવ્યાપી વિકાસમાં પોતાનો વ્યક્તિગત ફાળો આપી શકે.

"આ સંસ્થા એક અન્ય દૃષ્ટિએ પણ ઉપયોગી છે, કારણ કે અહીં જગતના બધા ભાગોમાંથી વિદ્યાર્થીઓ આવે છે અને આ રીતે તેઓ ઐક્યની ભાવનાને પોષણ આપે છે. અહીં બધા ભેગા મળી હિન્દની સંસ્કૃતિનું પાન કરે છે, કે જે ભવ્ય સંસ્કૃતિ અનેક આક્રમણો તથા ઝંઝાવાતો સામે ટકી અણનમ રહી છે. હજી પણ ગુરુદેવના આદર્શો ફળી ભૂત થયા નથી. 'વિશ્વભારતી'નો આદર્શ હિન્દની સંસ્કૃતિના વિરાટ પ્રવાહને દેશપરદેશમાં ફેલાવવાનો હતો તેમજ માનવ માનવ વચ્ચે ઐક્યની ભાવનાને વિકસાવી દૃઢીભૂત કરવાનો હતો. અને જે વ્યક્તિઓ આ સંસ્થા જોડે સંકળાયલી છે, તેઓ ગુરુદેવના આ ભવ્ય આદર્શને અમલમાં મૂકવા બનતું કરશે એવી મને આશા અને શ્રદ્ધા છે.

"આજે શું હિન્દમાં કે શું હિન્દ બહાર શિક્ષક અને શિષ્યના સંબંધો બગડ્યા છે. પ્રાચીન સમયની ગુરુકુલની ભવ્ય ભાવના આજે મૃતપ્રાય થતી જાય છે. એક જમાનો એવો હતો જ્યારે શિક્ષક માબાપથી પણ અધિક પૂજ્ય અને માનાર્હ ગણાતો. પણ આજે એ ભાવના વિલીન થતી જાય છે. આજે શિષ્ય શિક્ષકને દુશ્મન તરીકે લેખે છે અને શિક્ષક શિષ્ય પ્રત્યે પણ

આવવા ન દીધું, એમની લેખન તથા વાચન પ્રવૃત્તિને પણ પૂરતી સગવડ કરી આપી, એટલું જ નહિ પણ, એમને એમના શોખો પૂરા પાડવાને માટે પણ સઘળી અનુકૂળતા કરી આપી. અને જવાહરે પણ એક સદ્ગૃહસ્થને છાજે તેવી રીતે હિન્દ સરકારની આ ઉદારતાનો, ભલમનસાઈનો, તથા સુજનતાનો સંપૂર્ણ લાભ લઈ, ઉમદા રીતે, પોતાનાં જેલનાં વર્ષો પૂરાં કર્યાં. એઓ જેલમાં હતા ત્યારે લાગણીપ્રધાન હોઈ, બહાર બનતા રાજકીય તથા કૌટુંબિક બનાવોથી ઘડીભર આકુળવ્યાકુળ થતા. એમના જેલવાસ દરમ્યાન જ ગાંધીજી બે ત્રણ વાર પકડાયા ને છૂટયા, એ વર્ષોમાં જ એમનાં કેટલાંયે સ્વજનો તથા અંગતમિત્રો મૃત્યુ પામ્યાં, છતાં, જવાહરે એક સ્થિતપ્રજ્ઞની માફક સાત સાત વર્ષો, શાંતિથી, ધીરજથી, પ્રસન્નચિત્તે પસાર કર્યાં છે. ગાંધીજી પછી હિન્દમાં, જેલને જો કોઈએ માનવંતી, ભવ્ય અને પૂજનીય બનાવી હોય તો તે જવાહરે એમ નિઃશંક કહી શકાય.

સામાન્ય રીતે, ગાંધીજી હિન્દમાં આવ્યા તે પહેલાં આપણા રાષ્ટ્રવાદીઓ જેલમાં જતા ડરતા. ૧૯૧૫ પહેલા જેલ એ લગભગ અપરિચિત સ્થાન હતું. જેલશબ્દની સાથેજ મનમાં કાગવાસ, નામોશી, દુઃખોની અને એ ઉપરાંત અજ્ઞાત સ્થાન હોવાને કારણે ભયની કલ્પનાઓ ઊભી થતી.

જનતાને મન જેલ એ તો ડાકુઓ અને ગુનેગારોને રહેવાની જગ્યા હતી. અવારનવાર ક્રાન્તિવાદીઓ જેલમાં જતા, તે હિંસા કરીને, કોઈ સરકારી અમલદાર પર બૉમ્બ નાંખીને કે એનીપર ગોળી ચલાવીને જતા. અને આ રીતે જેલ જનારની પ્રતિષ્ઠા થતી પણ તે છાનીછૂપી, જાહેર રીતે નહિ. આથીજ બંગભંગ સમયના ક્રાન્તિવાદીઓના જેલગમનને ઝાઝું મહત્વ મળતું નહિ. કારણ કે, આ લોકોની જેલયાત્રા પ્રમાણમાં લાંબી રહેતી અને જનતાની સ્મરણશકિત મર્યાદિત હોવાથી, જનતા એમને વીસરી જતી. વળી આ પ્રકારની હિંસક પ્રવૃત્તિઓમાં ભાગ લેનારી વ્યક્તિઓ શસ્ત્ર વાપરી જાણનારી નાની ટોળીજ હોય, એટલે જાહેરજનતા અનિવાર્યપણે માનતી કે જેલ એટલે ભયંકર ખુનીઓનું સ્થાન. આથી આમજનતા કેદીની તરફ નફરતથી જોતી. જેલના નામથી ભડકતી. જેલની કલ્પના કરતાં પણ તેને કંપારી આવતી.

પણ ઓગણીસમી સદીના છેલ્લા દાયકામાં, રાજદ્વારી ગુનાઓ માટે સદર્પ જેલમાં જવાની પ્રથા પ્રથમ લોકમાન્ય ટિળકે શરૂ કરી. લોકમાન્યે જેલયાત્રા ખેડી જેલજીવનની ભયાનકતા ઘટાડી, અને પૂરવાર કરી બતાવ્યું કે જેલજનાર વ્યક્તિ એ મહાન દેશભક્ત છે. એમણે જનતાને મૂલ્યપરિવર્તન કરતાં શીખવ્યું.

આમજનતા, રાજદ્વારી ગુનાઓ માટે જેલ જનાર વ્યક્તિઓની પ્રત્યે, ઉદારતાથી તેમ જ માનભરી દૃષ્ટિથી જોવા લાગી. જેલગમનની આ ભવ્યપરંપરાની જ્વલંત શરૂઆત ટિળકે કરી અને મહાત્મા ગાંધીએ આ ઉન્નત પરંપરાને, પ્રથમ દક્ષિણ આફ્રિકામાં કારાવાસ સેવી, અને પાછળથી, હિન્દ આવી, હિન્દમાં અનેકવાર જેલયાત્રા કરી એ ચાલુ રાખી.

ગાંધીજીએ આપણી જેલવિષેની ભાવના પલટી નાંખી. દક્ષિણ આફ્રિકાના અહિંસક સત્યાગ્રહમાં ગાંધીજીએ જેલયાત્રાને એક અમોઘ શસ્ત્ર બનાવ્યું હતું. અને એમાં એમને અસાધારણ એકધારી સફળતા મળી હતી. આ જ પ્રયોગ ગાંધીજીએ એટલીજ સફળતાથી, એક કલાકારની અદાથી હિન્દમાં અજમાવ્યો. જેલગમન હવે જ્વલંત દેશભક્તિનું પ્રતીક ગણાવા લાગ્યું. ગાંધીજીના સત્યાગ્રહ સમયે, હજારો ને લાખોની સંખ્યામાં લોકો જેલમાં ગયા, અને જેલમાં જનારાઓ દેશભક્તો તરીકે પૂજાવા લાગ્યા અને તેમના જયનાદો સર્વત્ર થઈ રહ્યા. એટલે વીસમી સદીના ત્રીજા દાયકાની શરૂઆતમાં જ્યારે જવાહરે જેલયાત્રાની શરૂઆત કરી, ત્યારે હિન્દની જનતા જેલજનારાઓ પ્રત્યે પ્રેમ, માન તથા અહોભાવની દૃષ્ટિએ જોતી થઈ ગઈ હતી.

જવાહર ગાંધીજીની સવિનયભંગની ચળવળમાં સત્યાગ્રહ કરીને જેલમાં જશે, એ વિચારથી, એમના પિતા શ્રી. મોતીલાલજીને એટલી અકળામણ થયેલી કે જવાહરને જેલમાં કામળા પર સૂવું પડશે, અને તેથી જવાહરને કેવું લાગશે તેનો જાતિ અનુભવ કરવા એઓ, જમીન પર ચટાઈ નાંખીને સૂતા. જો કે એમ છતાં, જ્યારે જવાહરને જેલ જવાનો સમય આવ્યો, ત્યારે પિતાપુત્ર બન્ને જોડે જેલમાં ગયા.

જવાહર ૭ મહિનાની સજા લઈને નૈની જેલમાં પિતા જોડે ગયા. ત્યાં જવાહરે એમની પ્રથમ જેલયાત્રા બહુ આસાનીથી કાઢી. એમને કશો ત્રાસ નહોતો. અને ૭ મહિનાની સજામાંથી, એમને ત્રણ મહિનાની જ સજા ભોગવવી પડી. આથી જવાહર પિતા કરતાં વહેલા છૂટ્યા.

આ પ્રથમ જેલમાં કંઈજ વિશેષતા નહોતી. જવાહરને સરકાર તરફથી બધી જ સગવડ આપવામાં આવતી. જવાહરે એમના ત્રણ મહિનાનો સમય વાંચવામાં ગાળ્યો છતાં, જવાહરને માટે જેલ એ અપરિચિત સ્થાન હતું. એ વિગટ સળિયાવાળા બુલંદ દરવાજા. સદ્‌ભાગ્યે જવાહર પ્રથમવાર જેલ ગયા તે પૂર્વે હજારો જણ જેલમાં ગયા હતા, એટલે જેલની કલ્પનાથી જવાહર માનસિક રીતે ટેવાયલા તો હતા જ. આમ છતાં, જેલના દરવાજામાં પ્રવેશ કરતાં, જવાહરને

લેનાં ને બદલાતાં અમારા ઉપરથી પસાર થતાં ત્યારે હું સાનંદાશ્ચર્યથી જોઈ રહેતો અને જાણે સમાધિસ્થ બની તેમને નિહાળતો.”

આમ જવાહર, પ્રકૃતિદ્વારા જેલમાં, અનંતનાનાં માનસી દર્શન કરતાં.

જેલની સખ્તાઈ વધતી ગઈ. અને સત્યાગ્રહી કેદીઓએ એ નિયમોના વિરોધ તરીકે પોતાને મુલાકાતો, પત્રો વગેરે મળતા હક્ક છોડ્યા ને જેલના અમલદારો સાથે અથડામણ વધતાં, સાત મુખ્ય સત્યાગ્રહીઓને બીજાઓથી અલગ કરવામાં આવ્યા અને દુરના સ્થળે રાખવામાં આવ્યા. આ સાતમાં જવાહર જોડે ટંડનજી, મહાદેવ, દેવદાસ વગેરે હતા.

જવાહરને તો આ એકાંતમાં ખસેડવાથી લાભ થયો. જે ભીડ એમને ગમતી નહોતી તેનાથી દૂર જવાયું અને જે એકાંત માટે એઓ તલસતા હતા તે એકાંત મળ્યું. એટલે વાંચવા લખવા માટે એમને જે અવકાશ જોઈતો હતો, જે અનુકૂળતા જોઈતી હતી, તે અનાયાસે મળી રહ્યાં. બહારના જગત જોડેનો સંબંધ સદંતર બંધ હતો. કારણ અખબારો, કેદીઓ માટે બંધ થયાં હતાં. આમ છતાં, મુલાકાતો અને પત્રોદ્વારા થોડી થોડી બાતમી ટપકી પડતી. બહાર લડત ઓસરતી હતી. મહાસભામાં એ ભાગલા પડ્યા હતા. બહારથી જે પ્રોત્સાહન મળવું જોઈએ તે ગેરહાજર હતું. અને ઘણાખરા કેદીઓ પાસે આંતરિક ભાથું ઘણુ થોડું હતું.

આમ છતાં, જવાહર જેલમાં, બહુ સરસ રીતે પોતાની નિરુત્સાહિતા વીસરી જવાય એવી રીતે સમય વ્યતીત કરતા. એમણે કામ અને કસરતનો નિયમિત કાર્યક્રમ બાંધી દીધો હતો. કસરતને માટે એઓ જેલના વાડાની દીવાલની લગોલગ દોડતા. અનેક ચક્કર લેતા અથવા બળદની જેમ જોડાઈ વાડામાંના કૂવાનો મોટો કોસ ખેંચતા. એમણે નાનકડી સરખી એક શાકભાજીની વાડી કરી હતી અને તેને એ પાણી પાતા. અને એમાં સરસ શાકભાજી બનતાં. આમ જવાહરને અહીં પ્રથમ વેળા ઉદ્યાન ને વાડી બનાવવાનો તથા ઝાડો ઉછેરવાનો શોખ લાગ્યો. આ ઉપરાંત રાત્રે જવાહર ખૂબ વાંચતા ને જાતજાતનું વાંચતા. ને પછી એમણે ખગોળનો અભ્યાસ કરવા માંડ્યો. તારાઓ, ગ્રહો ને નક્ષત્રોનું એઓ બારીકાઈથી અવલોકન કરતા. એનો શાસ્ત્રીય અભ્યાસ કરતા અને એ રીતે વિશ્વની વિરાટવિભૂતિ જોડે તલ્લીન થઈ જતા. ધીરે ધીરે ઘણા ગ્રહો ને નક્ષત્રોને તથા તેમની ગતિને ઓળખતા જવાહર થઈ ગયા. એ આકાશવાસી મિત્રો જોડે એમને ગાઢી દોસ્તી બંધાઈ. આમ જોતજોતામાં એમની જેલયાત્રા પૂરી થઈ.

જેલમાંથી નિસર્ગ કવિતા એઓ શીખ્યા. વાંચનથી જ્ઞાનસમૃદ્ધ બન્યા ને એ રીતે અનેક પ્રકારની મૂડી લઇને જવાહર બીજીવાર જેલમાંથી નીકળ્યા.

આ જવાહરની બીજી જેલયાત્રા હતી.

જવાહરની ત્રીજી જેલયાત્રા આગલી બે યાત્રાઓ કરતાં વિશેષ કારમી, ત્રાસદાયી અને એમની કસોટી કરે એવી હતી. એ જેલયાત્રા હતી, પંજાબના નાભા નામની એક દેશી રિયાસતમાં. નાભાના મહારાજાને હિન્દુસ્તાન સરકારે પદભ્રષ્ટ કરી તેને સ્થાને એક બ્રિટીશ એડમિનિસ્ટ્રેટરની નિમણૂક કરી. આ પગલાંથી સ્વાભાવિક રીતે શીખો ગુસ્સે થયા અને તેમણે નાભામાં અને નાભા બહાર તેની સામે ચળવળ કરવા માંડી.

જૈતો નામના સ્થાને શીખોએ શરૂ કરેલા અખંડપાઠને નવા બ્રિટીશ રાજ્યકર્તાએ અટકાવ્યો. એની સામે વિરોધ તરીકે શીખોએ મોરચા માંડ્યા અને શીખોએ જૈતો જથ્થા મોકલવા માંડ્યા. આ જથ્થાને પોલીસ જોડે અથડામણ થતી. પોલીસ આ જથ્થાને અટકાવતી, માર મારતી અને દૂર જંગલમાં છોડી આવતી. એક જથ્થાની ગિરફતારી થતાં બીજો જથ્થો ત્યાં જતો અને એ રીતે નાભા રાજ્યમાં સત્યાગ્રહ પૂર જોશમાં શરૂ થયો હતો.

સત્યાગ્રહીઓએ જવાહરને પોતાના સત્યાગ્રહનું નિરીક્ષણ કરવા આમંત્રણ આપ્યું અને જવાહરે તે સહર્ષ સ્વીકાર્યું. જવાહર જેવા નાભાની સરહદમાં પ્રવેશ્યા તેવોજ એમની પર પ્રવેશબંધીનો હુકમ બજાવવામાં આવ્યો ને જવાહરે એ હુકમનો ભંગ કરવાનો પોતાનો ઈરાદો જણાવ્યો. વળી, જવાહરે ત્યાંના સરકારી અમલદારને જણાવ્યું કે એઓ જથ્થાની સાથે જથ્થા તરીકે આવ્યા નથી, પણ એક તટસ્થ પ્રેક્ષક તરીકે આવ્યા છે. પણ તરત જ જવાહરની ગિરફતારી કરવામાં આવી, અને એમને થાણામાં લઈ જવામાં આવ્યા.

આમ જવાહરની ત્રીજી જેલયાત્રા શરૂ થઈ. એમને આખો દિવસ લૉકઅપમાં પૂરી રાખવામાં આવ્યા. જવાહરને જાણે એ ડાકુ હોય તેમ હાથકડી પહેરાવી. આખી રાત એમને હાથકડી રહી. ને, હાથકડીને પાછી સાંકળ હતી ને એ સાંકળનો એક છેડો પોલીસ અમલદાર પાસે એટલે કૂતરાને જેમ સાંકળથી બાંધે તેવી એમની દશા હતી. નાભા જેલમાં એમને ગંધાતી ને મેલી ઓરડીમાં પૂરવામાં આવ્યા. ઓરડી નાની ને ભેજવાળી હતી. એનું છાપરું તો એટલું નીચું કે માથું અડે ને ઉંદરોની તો જાણે જવાહરના શરીર પર કૂદવાની હરીફાઈ ચાલતી હતી. એ દૃષ્ટિએ જવાહરની આ જેલ એ જ સાચી જેલ હતી. જેલની બધી હાડમારીઓ,

જેલનું બધું ઈન્સાનિયત વિનાનું વર્તન જવાહરને અહીં ભોગવવું પડ્યું પખવાડિયું આ જાતની જેલની હેવાનિયતનો જવાહર ભોગ બન્યા ત્યાં એમને કાવતરા વગેરે આરોપો માટે બે કે અઢી વર્ષની સજા કરવામાં આવી પરન્તુ, સજા થઈ તે જ દિવસે એમને છોડી મૂકવામાં આવ્યા, એટલે નાભાની કારમી જેલ પખવાડિયા માટે જવાહરે ભોગવી આ અનુભવે જવાહરને મુલાયમમાથી જરા સખ્ત બનાવ્યા એમને જરા કઠણ બનાવ્યા જિંદગીમાં ક્યારેય ન અનુભવવાનો હતો, એવો અનુભવ આપ્યો

જવાહરની આ ત્રીજી જેલયાત્રા હતી

જવાહરની ચોથી જેલયાત્રા ૧૯૩૦ના સત્યાગ્રહ આંદોલન વખતે હતી મીઠાના કાયદાનો ભંગ કરવા માટે એમને છ મહિનાની સજા ફરમાવવામાં આવી ને નૈની જેલમાં એમને રાખવામાં આવ્યા લગભગ આઠ વર્ષના ગાળા પછી જવાહરે પુનઃ જેલના દર્શન કર્યા આ વખતે જવાહરને જુદોજ અનુભવ થયો એમને ચાર કોટડીના તદ્દન છેવાડા ને એકાંત સ્થળમાં રાખવામાં આવ્યા ચાર કોટડીમાથી બે જવાહરને રહેવાને ને બીજા બે કમરા સ્નાનાદિ નિત્યકર્મ માટે

જવાહર પ્રમુખ હોવાથી, દેશભરમાં અભૂતપૂર્વ નાકર આંદોલન ચાલતું ને તેમાંય રાતદિવસના સતત શ્રમ પછી આ શાંતિ ને એકાંત એમને આવકારદાયી તો લાગ્યા શરૂઆતના દિવસોમાં તો એમણે ઊંઘીઊંઘીને થાક ઉતાર્યો પછી ઉનાળો શરૂ થયો એટલે જવાહરને મકાન અને વાડાની દીવાલની વચ્ચે રાત્રે ખુલ્લામાં સૂવાની પરવાનગી મળી, એટલે તો નિસર્ગપ્રિય જવાહરને, એના તારાઓની દોસ્તી મળી ગઈ

જવાહરના ખાટલાને ચારે બાજુથી સાંકળથી બાંધી દેવામાં આવ્યો હતો આખી રાત સંતરીના અવાજો સંભળાયા કરતા ને તેથી નિંદ બરાબર આવતી નહિ એ અવાજોથી જવાહરને ક્યારેક એમ લાગતું કે એઓ જંગલમાં છે

જવાહરનું ખગોળનું જ્ઞાન એટલું સરસ થયું હતું, કે એઓ નક્ષત્રોના સ્થાન પરથી કયો સમય થયો હશે તે નક્કી કરી શકતા એમાંય એમને ધ્રુવનો તારો ખૂબ આત્મીય જેવો લાગતો હતો આ તારો જવાહરને હમેશ એકના એક સ્થાને જોવાનો મળતો તેથી એમને અતિશય સુખ થતું સતત ફર્યા કરતા આકાશની વચ્ચે નિશ્ચળ રહેતો એ ધ્રુવ તારો જવાહરને પ્રસન્નનિષ્ઠા અને દીર્ઘ ઉદ્યોગનું એક પ્રતીક હોય એવો લાગતો

અવારનવાર જવાહરને બહારના સમાચારો મળતા અને સત્યાગ્રહની પ્રવૃત્તિ પૂરવેગથી ચાલે છે, એ જાણી એઓ પ્રફુલ્લિત બની જતા જવાહર જણાવે છે કે

"...જેલમાં મળતા સમાચારથી......મને આખા દેશના સ્ત્રી વર્ગને માટે સાત્વિક અભિમાન ઉત્પન્ન થતું..........મારી મા, મારી પત્ની, અને મારી બ્હેનો તેમજ કેટલીક ભત્રીજીઓ તથા સ્ત્રીમિત્રોની પ્રવૃત્તિઓ વિષે જાણીને હું વિશેષ હરખાતો અને તેમાંથી અલગ પડીને હું જેલમાં પુરાયો હતો તો પણ, એક ઉદાર આશયને માટે સાથે રહીને કાર્ય કરીએ છીએ એ સાથીપણાના ભાન થી હું તેમની વધારે નિકટ જતો હતો..."

જવાહરે એમનુ જેલજીવન સતત ઉદ્યોગ વડે કહણુ કરી મૂક્યું. દિવસના ત્રણ કલાક જેટલો સમય એઓ કાંતતા. અને જેલના અધિકારીઓ પાસેથી, પાટી વણવાનું કામ માગી લઈ, એઓ બે ત્રણ કલાક એ કામ કરતા. જવાહર પોતાનાં કપડાં પોતે જ ધોતા. પોતાની જગ્યામાં એઓ જ વાળઝૂડ કરતા અને ખૂબ વાંચતા. એક મહિના સુધી એઓ પોતાના એકાંતવાસમાં હતા, પણ પછી મોતીલાલજી ને ડૉ. સૈયદ મહમુદને ત્યાં લાવવામાં આવ્યા. જવાહરને હવે જોઈતો અને ગમતો સથવારો મળી ગયો. પણ મોતીલાલજીની તબિયત નાદુરસ્ત હતી એટલે જવાહરને પિતૃ-સેવાનો આ અમૂલો અવસર મળી ગયો.

જવાહર અને મોતીલાલજીની જોડે, જેલમાં એ સમયે સર તેજબહાદુર સપ્રુ અને જયકરે મંત્રણાઓ ચલાવી. પરન્તુ, બન્નેની દૃષ્ટિ વચ્ચે એટલો જબરજસ્ત ભેદ હતો, કે કંઈ વળે એમ હતું જ નહિ. છતાં, એને પરિણામે ગાંધીજી જોડે મુલાકાત કરવા, જવાહર અને મોતીલાલજીને નૈની જેલમાંથી પૂનાની યરવડા જેલમાં ખસેડવામાં આવ્યા. જેલજીવનનો આ એક સરસ અનુભવ હતો. લોકોનાં ટોળેટોળાં મોટાં મોટાં સ્ટેશને આવી લાગતાં અને 'જયનાદો'ના પોકારોથી વાતાવરણને ગજવી મૂકતા.

યરવડામાં, જવાહરને ગાંધીજીથી અલગ બેરેકમાં રાખવામાં આવ્યા. જવાહર આથી ખૂબ ખીજાયા. કારણ કે, યરવડા એઓ આવ્યા ગાંધીજીની મુલાકાત માટે. અને આવ્યા પછી બે દિવસ સુધી ગાંધીજીની મુલાકાત જ ન થાય એ કેવું વિચિત્ર! બીજે દિવસે, જેલ ઓફીસમાં ગાંધીજીને બોલાવવામાં આવ્યા ને મોતીલાલજીને ને જવાહરને ત્યાં બોલાવ્યા. પણ ગાંધીજી જોડે એકલા રાખવાની કબૂલાત જ્યાં સુધી જેલ અમલદારો કરે નહિ, ત્યાં સુધી મોતીલાલજીએ ગાંધીજીને મળવા જવાનો સાફ ઈન્કાર કર્યો. આખરે જેલ અમલદારોને મોતીલાલજીની શરતનો સ્વીકાર કરવો પડ્યો. ત્રણ દિવસ સુધી એ મંત્રણાઓ ચાલી. અને મંત્રણાઓ બાદ યરવડાથી નૈની સુધીની ટ્રેન મુસાફરી એમણે કરી. જેલના રેઢિયાળ વાતાવરણમાંથી આ ટ્રેનની મુસાફરી એ સુખદ છૂટકારો હતો.

નૈની પહોંચ્યા પછી મોતીલાલજીની તબિયત–મુસાફરીના પરિશ્રમને કારણે–વિશેષ બગડી અને સરકારે એમની તબિયતની તપાસ માટે ખાસ દાક્તરોને નિયુક્ત કર્યા. મોતીલાલજીની તબિયત ઉત્તરોત્તર લથડતી જતી હતી, છતાં એમને છોડી મૂકવાનું સૂચન પણ એઓ નાપસંદ કરતા. એકવાર એવું સૂચન આવ્યું એટલે એમણે વાઈસરૉયને તાર પણ કરી દીધો કે પોતે છૂટવા માગતા નથી.

મોતીલાલજીની લથડતી તબિયતને લીધે જવાહર ચોવીસે કલાક પિતૃસેવામાંજ રત રહેતા હતા. એમણે પાટી વણવાનું, કાંતવાનું, વાંચવાનું બધુંય મોકૂફ રાખ્યું હતું. એવામાં મોતીલાલજીને છોડવામાં આવ્યા. એટલે તે પછી જવાહરનું જીવન પૂર્વવત્ પાછું ચાલવા માંડ્યું. વાંચન, કાંતણ, પણ જવાહરનું ચિત્ત એ સર્વેમાં ચોંટતું નહિ, કારણ કે, પિતાની તબિયતના સમાચાર એમને મૂંઝવતા હતા. એક મહિના બાદ એમની મુદ્દત પૂરી થવા આવી એટલે એઓ છૂટ્યા.

આ જવાહરની ચોથી જેલયાત્રા હતી.

છૂટીને એક અઠવાડિયામા જ જવાહર નૈની જેલમાં આવી પહોંચ્યા. આ એમનો પાંચમો કારાવાસ હતો. એમની જૂની જગ્યામાં જ એઓ પાછા આવી પહોંચ્યા. એમના જૂના સાથીઓ જ પાછા ત્યાં હતા. જવાહરને બે વર્ષની સખત કેદની સજા થઈ હતી. એમણે આ વખતે જેલમાં એક નવો પ્રયોગ કર્યો. અને તે ત્રણ દિવસના નકોરડા–અન્નનો સંપૂર્ણ ત્યાગ–ઉપવાસનો. એ ઉપવાસ રાજકીય હતા. જેલમાં નાના છોકરાઓને જે ફટકાની સજા ફરમાવવામાં આવતી હતી, તેના વિરોધમાં એ ઉપવાસ હતા. એ ઉપવાસનો એમને આ પ્રથમ અનુભવ એટલે એમને થોડું વસમું લાગ્યું. પણ આખરે એ ઉપવાસ એઓ હેમખેમ પાર પાડી શક્યા. જવાહર જણાવે છે કે એ ઉપવાસ દરમ્યાન, એમણે દોડવાની, કૂદવાની તેમજ અંગોને આંચકા આપવાની પરિશ્રમયુક્ત કસરતો ચાલુ રાખવાની મૂર્ખાઈ કરી. પરિણામ એ આવ્યું કે એ ત્રણ દિવસમાં એમને વિશેષ શ્રમ પડ્યો, તબિયત બગડી અને આઠ રતલ વજન ગુમાવ્યુ

આમ છતાં જવાહર સામાન્યતઃ જેલમાં શાન્તિભર્યું જીવન ગાળતા હતા. ઋતુ અનુકુળ હતી. અને જવાહરે પોતાની બેરેકમાં બાગબગીચો બનાવવા માંડ્યો. જવાહરને પહેલેથી જ આનો શોખ હતો. પણ એમના બનેવી શ્રી. રણજિત પંડિત જેઓ આ કામમાં નિષ્ણાત હતા, તેમના સક્રિય સહકારથી જવાહરને બહુ ફાયદો થયો. જવાહરે આ વખતે જેલમાં આ શોખ ખૂબ કેળવ્યો. અને થોડા જ વખતમાં જવાહરની જેલનો...વેરાન વાડો...ભાતભાતનાં ફૂલો અને રંગોથી હસી ઉઠ્યો.

માનનીયજીને પણ નૈની જેલમા લાવવામા આવ્યા હતા એઓ અનગ હોવા છતા, જવાહર એમને રોજ મળતા અને એમની જોડે જાતજાતની ચર્ચાઓ કરતા જવાહરને માલવીયજીની સોબત બહુ આનંદદાયક થઈ પડી,

મોતીલાલજીની તબિયત વિશેષ અને વિશેષ બગડતી હતી જવાહરને એઓ ૧૨ મી જાન્યુઆરિએ મળવા આવ્યા ત્યારે એમના મોઢા પર ને શરીર પર સોજા હતા જવાહરને મોતીલાલજીના સોજાથી અત્યત આઘાત થયો એ જોઈને એમને ખૂબ દુઃખ થયુ એમને એમ પણ લાગ્યુ કે કદાચ પિતાજીની જોડે આ છેલ્લી મુલાકાત હોય અને આ ચિંતાથી જવાહરનુ સ્વાસ્થ્ય પણ પાછુ બગડ્યુ તેમા બહાર ગોળમેજીમા સમાધાનની વાતો ચાલતી હતી એ પણ જવાહરના લાગણી પ્રધાન સ્વભાવને અકળાવી મૂકે એવી હતી એ બધી માનસિક ચિંતાની અસર એમના શરીર પર પણ થવા લાગી અને એમની તબિયત બગડવા લાગી પણ એવામા જવાહરને એમના પિતાની સ્થિતિ ગભીર હોવાને કારણે, ૨૬ મી જાન્યુઆરિને દિવસે મૂક્ત કરવામા આવ્યા આમ જવાહરે આ બે વર્ષની જેલ પાચ મહિના ભોગવી આ પાચ મહિના એમને ચિંતાના હતા પિતાની માંદગીને લીધે, એમના મન પર અસહ્ય બોજો રહ્યા કરતો હતો એથી, આ જેલવાસથી એમને કે રાષ્ટ્રને વિશેષ કશો લાભ થયો નહિ

આ જવાહરની પાચમી જેલયાત્રા હતી

યુદ્ધવિરામ થયો, ગાધીજી ગોળમેજીમા ગયા અને હિન્દ સરકાર કરારનો છડેચોક ભગ કરવા લાગી જવાહર કિસાનોમા આંદોલન ચલાવતા હતા, ત્યા, એમની પર અલાહાબાદ ન છોડવાનો—ગાંધીજી ગોળમેજીમાથી પાછા ફરે તે પૂર્વે—હુકમ ફરમાવવામા આવ્યો ને, જવાહરે એ હુકમનો ભગ કર્યો ને પરિણામે એઓ છઠ્ઠીવાર નૈની જેલમા આવી પહોચ્યા

જવાહરને બે વર્ષની સજા થઈ બહાર સત્યાગ્રહ શરૂ થઈ ગયો હતો, એટલે જવાહરને નૈનીમા જૂના સાથીઓની ભગતીથી સથવારો મળવા લાગ્યો એમનો જેલનો કાર્યક્રમ બાગ બનાવવાનો, કાતવાનો, વાચવાનો ચાલુજ હતો ને કે બહાર બનતા બનાવોની અસર એમના મન ઉપર ખૂબજ થતી ક્યારેક ખેદ થતો, ક્યારેક ગુસ્સામા ઉશ્કેરાઈ જતા, ક્યારેક કોઈની પર ગિરજી ઊઠતો, જ્યારે કોઈ કોઈ વાર તો તદ્દન અનાસક્તવૃત્તિમા પણ આવી જતા

૭ અઠવાડિયા નૈની જેલમા રહ્યા પછી જવાહરને બરેલીની જિલ્લા જેલમા લઈ જવામા આવ્યા જવાહરની તબિયત લથડવા લાગી એમને ઝીણો તાવ આવવા

લાગ્યો. ચાર મહિના બરેલી રહ્યાં પછી એમને, હિમાલયની તળેટીમાં, દહેરાદૂનની જેલમાં ખસેડવામાં આવ્યા. દહેરાદૂનમાં એમને સાડાચૌદ મહિના રાખવામાં આવ્યા, એટલે લગભગ બે વરસની સજા પૂરી થતાં સુધી. જેલમાં એમને અવારનવાર અખબારો મળતાં, સમાચારો મળતા રહેતા. આંદોલનનું જોર ધીમેધીમે ઘટતું જાય છે, એ સમાચારથી જવાહર અકળાતા મૂંઝાતા અને આવેશમાં આવી જતા. ઘણા સ્વયંસેવકો પાસે બળાત્કારે માફીપત્ર લખાવી લેવામાં આવતાં ને તેની એ લોકો પાછી ખૂબ જાહેરાત કરતા. દહેરાદૂનમાં, જવાહરે, આઠ મહિના સુધી, એમના માતુશ્રીનું અલાહાબાદ જેલમાં એઓ જ્યારે એમના બનેવી રણજિત પંડિતને મળવા ગયેલાં ત્યારે અપમાન કરેલું, તેનું પુનરાવર્તન પોતાને વિષે ન થાય તેથી જેલની મુલાકાતો જ બંધ કરી દીધી. અને ત્યારબાદ સાત મહિના સુધી, દહેરાદૂન જેલમાં હતા ત્યાં સુધી, એમણે એકે મુલાકાત ન લીધી. જવાહર જણાવે છે કે :

"મારા જેલરો......મારા પ્રત્યે હમેશાં માયાથી વર્ત્યા છે......આ માનવસંબંધને લીધેજ......જેલજીવનનો દંશ ઘણે દરજ્જે ઓછો થયો છે......છતાં જેલ તે જેલજ, ત્યાંનું ત્રાસદાયી વાતાવરણ ઘણીવાર અસહ્ય થઈ પડતું. ત્યાંની આખી હવાજ બળજબરી, હલકટપણું, મારીખાવાપણું, અને જૂઠાપણું, એથી ભરેલી હતી. ત્યાં કાં તો ખુશામત જોવામાં આવે કાં તો ધમકી......જેલમાં તો કોઈ જાતની મોકળાશ જ ન મળે. આપણને જાણે શીશામાં ઉતાર્યા હોય અને દાબી નાખ્યા હોય એવું લાગે, જેલમાં માંદગી આવે એ તો ખાસ દુઃખદાયક લાગે......"

જવાહરને આ સમયમાં જાતજાતની લાગણીનો અનુભવ થતો. ક્યારેક એટલો કંટાળો આવતો કે એકેએક મિનીટ એકેએક યુગ જેવી લાગતી. જાણે વખત જ જતો નથી એમ લાગે, અને પરિણામે, દરેક બાબતમાં ને દરેક જણ પર એઓ નિરર્થક ચિડાતા. અને છેવટે, એઓ, પોતાની જાત તરફ પણ ખૂબ ખીજાતા. જવાહર આખા જાણે લાગણીઓનું પોટલું બની જતા અને જેલજીવનમાંથી ઉત્પન્ન થતી વિવિધ પ્રવૃત્તિઓની અસર નીચે પણ બહુ આવી જતા.

જેલમાં, જવાહરે કસરતથી તથા કામથી પોતાનું શરીર સ્વાસ્થ્ય પાછું પ્રાપ્ત કર્યું. એમણે પોતાનું સમયપત્રક બનાવ્યું. અને એને કડકપણે વળગી રહેવા લાગ્યા એટલું જ નહિ પણ બરાબર તાજા રહેવા માટે રોજની ટેવોમાંથી ઘણીખરી ટેવો એમણે ચાલુ રાખી,

મુલાકાતનો દિવસ એટલે તો જેલમાં ભારે ઉત્સાહનો દિવસ, એટલે એ દિવસે એઓ ખૂબ જ ઉત્સાહ ને આનંદમાં આવી જતા. કારણ કે, એમને એ દિવસે, એમના પોતાનાં સ્વજનોનો સંપર્ક સધાતો અને ઘરના સમાચાર મળતા. મુલાકાત થયાં પછી જાણે બધું સૂનકાર લાગતું. સાત મહિના મુલાકાત બંધ કરી ફરી જ્યારે એમણે મુલાકાત શરૂ કરી ત્યારે એઓ ખૂબ આનંદોન્મત્ત બની ગયા હતા. છોકરાંઓની જોડે છોકરાંઓ જેવા નાના થઈને એઓ રમતા.

પોતાનાં સ્વજનોના પત્રોની પણ જવાહર ખૂબ ઉત્કંઠાથી રાહ જોતા. નક્કી થયેલે દિવસે પત્ર ન આવે તો એઓ ખૂબ ચિડાતા. ને કાગળ ન આવે ત્યાં સુધીનો સમય માનસિક બેચેનીમાં પસાર થતો. આમ છતાં, પત્રઆવે ત્યારે ઉઘાડવાથી એઓ લગભગ ગભરાતા. કારણ કે, એમાં કાંઈ માઠા સમાચાર હોય એવી બીક લાગતી

નૈનીમાં જવાહરને ગોવિંદવલ્લભ પંત વગેરે સાથીઓ હતા. પણ દહેરાદૂનમાં તો એઓ લગભગ એકલાજ હતા, એમ કહીએ તો ચાલે. એમણે દહેરાદૂન જેલમાં આઠ મહિનાનો એકાંતવાસ ગાળ્યો અને આ વખતે એમને એકાંતવાસ બહુ સાલ્યો.

આ વખતે જ જવાહરે પોતાની પ્રિયપુત્રી ઇન્દિરા પ્રિયદર્શિનીને જ્ઞાન મળે તે, અને પોતાનો સમય વ્યતીત થાય એ હેતુથી, ઇન્દિરાને જગતની સંસ્કૃતિ વિષે અને જાતજાતના વિષયો વિષે પત્રમાળા લખવી શરૂ કરી. એ પત્રોનો પટ ઘણો વિશાળ રહેતો, અને, એ પત્રોમાં, જવાહરનું વિશાળ ને તલસ્પર્શી જ્ઞાન, એમની ચિંતનપરાયણતા, એમનો જગતની સંસ્કૃતિ જોડેનો માનસિક સંપર્ક, એમની જગત જોડેની આત્મીયતા, એ બધાનુ સુરેખ પ્રતિબિમ્બ પડે છે/જવાહર આ પત્રોથી ઘણો સમય વ્યતીત કરતા અને એથી એમને માનસિક શાંતિ પણ મળતી. ભૂતકાળને લખવામાં જવાહર એટલા બધા રમમાણ થતા કે એઓ જેલનાં એમનાં પરિવેષ્ટનોને લગભગ વીસરી જતા.

જવાહરને આનંદ રહે, એટલા માટે બહારથી તાજાં ફૂલ એમને મંગાવી આપવામાં આવતાં ને થોડાક ફોટોગ્રાફ પણ રાખવા દેવામાં આવતા. જવાહર જણાવે છે કે:

"કોઈ કોઇ વાર જીવનની સુખસગવડો માટે એક જાતની શારીરિક તૃષ્ણા જાગી ઊઠતી. કાંઇક શારીરિક સગવડ, આનંદદાયક પરિવેષ્ટન, મિત્રોની સોબત, રસ પડે એવો વાર્તાલાપ, બાળકો સાથે રમત, એવા એવા માટે...પછી ઘર યાદ આવે, અને આખો દિવસ બેચેનીમાં જાય."

આમ અંગત સુખસગવડ માટે એમને ક્યારેક તૃષ્ણા થઈ આવતી

જવાહર જેલમાં ઘણો સમય વાંચવા લખવામાં ગાળતા. ત્યાં એમનો મુખ્ય વ્યવસાય વાંચવા લખવાનો જ હતો. જવાહરને જેલમાં જોઈએ તેટલી ચોપડીઓ ન મળતી કારણ કે અનેક પ્રતિબંધો હતા અને પુસ્તકો ઉપર ચોકી હતી. છતાં ધાર્મિક પુસ્તકો અને નવલકથાઓની બાબતમાં સંપૂર્ણ છૂટ હતી.

જવાહરનું વાંચન વિશાળ ને વૈવિધ્યભર્યું હતું. એઓ પુસ્તકોના પ્રકાર બદલતા રહેતા. પણ સામાન્ય રીતે એઓ નવલકથા નહિ પણ ભારે ચિંતનાત્મક અને શાસ્ત્રીય ગ્રન્થો વાંચતા. નવલકથાના વાંચનથી માનસિક શિથિલતા આવી જાય છે એમ એઓ માનતા હતા. જ્યારે વાંચતાં કંટાળે ત્યારે લખવા બેસતા. પ્રવાસવર્ણનો એઓ સારી પેઠે વાંચતા. એમાં એમને ખૂબ રસ પડતો. ખાસ કરીને હ્યુએન સંગ અને માર્કો પોલો, ઇબ્ન બતૂતા અને બીજા જૂના પ્રવાસીઓનાં વૃતાન્તો અને આધુનિકોમાં સ્વેન હેડિનની મધ્યએશિયાનાં રણોમાંની મુસાફરીનાં દિલચસ્પ વર્ણનો, તથા રોરિકના તિબેટમાંનાં વિચિત્ર સાહસો તથા દરિયાઈ સફરો એવું એવું વાંચવાનું એમને ખૂબ જ ગમતું. ચિત્રોનાં આલ્બમો પણ એઓ મંગાવી જોયાં કરતા અને તેમાંયે વિશેષે કરીને કુદરતનાં જ ચિત્રો, ખાસ કરીને, પહાડો, હિમનદો તથા રણોના ચિત્રોમાં જ એમને બહુ રસ પડતો. હિમાલયનાં ચિત્રો પર તો એઓ વારી જતા. હિમાલયનું સાન્નિધ્ય તો એઓ ઝંખ્યા જ કરતા. અને, હિમાચ્છાદિત ગિરિશૃંગો ને એ નદીઓના વિરાટપ્રવાહો ઉપર જવાહર માનસિક પ્રવાસો કર્યા કરતા.

જવાહરે એમના દહેરાદૂનના એકાંતવાસમાં બીજો જે વિશેષ પરિચય કેળવ્યો તે માનવેતર પ્રાણીઓનો. પ્રાણીઓ, પક્ષીઓ અને વૃક્ષોની સાથે એમણે મિત્રતા કેળવી. વૃક્ષો પર પાનખરનું આક્રમણ ને વસંતનું આગમન, કોયલના મધુર ટહુકા, નવાં પાંદડાંઓ ને કૂંપળોનું ફૂટવું, એ બધું એમને મુગ્ધ કરતું. ચામચીડીયાં કે ભમરાને એઓ દૂર રાખતા, પણ ખિસકોલીનાં બચ્ચાંને યુક્તિપ્રયુક્તિથી દૂધ પાતા, અને કબૂતર, મેનાઓ, એ બધાંનું નિરીક્ષણ કરતા. એ પક્ષીઓ જવાહર જોડે એટલાં હળી ગયાં હતાં કે એમની પાસે નિસંકોચ આવીને બેસતાં ને ખાવાનું માંગતાં. પોપટ મેનાના સંવનનનું તથા પ્રેમારાધનનું દૃશ્ય જવાહર ખૂબ રસથી જોતા. ચોમાસામાં એઓ પપૈયાનું ગાન સાંભળતા પણ એ પક્ષી નજરે જોવાનો લહાવો એમને મળતો નહિ. કીડીઓની પ્રવૃત્તિઓનું એઓ ખૂબ બારીકાઇથી નિરીક્ષણ કરતા. જેલમાં એઓ સમડી, ગરુડો તથા જંગલી બતકોનાં ટોળાં પણ કુતૂહલદૃષ્ટિથી જોતા.

જવાહર ત્યાં વાંદરો જોતા અને તેનું નિરીક્ષણ કરતા. વાંદર એ અટકચાળું પ્રાણી છે, અને પ્રાણીઓમાં મનુષ્યની નજદીક જો કોઈપણ પ્રાણી હોય તો તે

વાદરજ છે એમ જવાહર મુગ્ધપણે માનતા વાદરની અનુકરણ કરવાની તથા નકલ કરવાની ટેવથી જવાહરને આનદ થતો, તેમના દાતિયા તથા ચાળા જોવાની જવાહરને હમેશા મઝા આવતી

આમ બહાર કરતા જેલમા જવાહર માનવેતર પ્રાણીઓની સાથે વધુ સબધમા આવ્યા આમ પ્રાણીઓ, પશુઓ, વગેરેની જોડે જવાહરે એટલી આત્મીયતા સાધી કે ઘણીવાર એઓ પોતાની પ્રવૃત્તિઓ, પોતાની રાજકીય ચિંતાઓ, એ સઘળુ વીસરી જતા, પોતે રાજકીય વ્યક્તિ છે એજ ભૂલી જતા, અને પ્રકૃતિનુ જ એક અગ બની જતા પ્રકૃતિનો કાવ્યમય અનુરાગ અનુભવતા

જવાહર જેમ જેમ વિચારતા ગયા ને જેમ જેમ અભ્યાસ કરતા ગયા, તેમ તેમ એમનુ દિલ સામ્યવાદ તરફ ઢળતુ ગયુ માર્ક્સના પૃથક્કરણમા એમને શ્રદ્ધા બેસવા લાગી અને એ વિચારોમા જવાહર પોતાના વ્યક્તિત્વને પણ ઘણીવાર વીસરી જતા પોતે દુનિયાના એક મહાન વિપ્લવકારી યુગમા જીવે છે, તેનુ અભિમાન લેવા લાગ્યા

એવામા કોમી ચુકાદો આવ્યો ગાધીજીએ એની સામે આમરણાન્ત ઉપવાસ શરૂ કર્યા ને, યુદ્ધને ધાર્મિક દિશામા લઈ જવા માટે ગાધીજી ઉપર જવાહરને પુષ્કળ રોષ પણ ચઢયો એઓ નકામા ઈશ્વરને વચ્ચે આણે છે એમ થયુ પણ જરા ઠરીને ને શાતિથી વિચાર કરતા, ગાધીજીના પગલા ને એઓ સમજી શક્યા એવામા ગાધીજીનો એમના પર તાર આવ્યો ને એમનો અભિપ્રાય માગ્યો, ને જવાહરે પોતાનો પહેલો પ્રત્યાઘાત અને પછીથી વિચાર કરતા પોતાને જે લાગ્યુ તે જણાવ્યુ અને ગાધીજીનુ પગલુ યોગ્ય હતુ એવો અભિપ્રાય મોકલ્યો ગાધીજીએ ફરી ઉપવાસ કર્યાં ત્યારે જવાહરે એની ટીકા કરતો ગાધીજીને તાર કર્યો હતો કારણ કે, જવાહર એકદમ ઉશ્કેરાઈ ગયા હતા, પણ પાછા વિચાર કરતા, જવાહરને ગાધીજીનુ પગલુ યોગ્ય લાગ્યુ ને તરતજ એમણે પોતાનો અભિપ્રાય બદલાયાનો ગાધીજીને તાર કર્યો બહાર ગાધીજી જે હરિજનપ્રવૃત્તિ ચલાવતા હતા, એમણે સવિનયભગને મોકૂફ રાખ્યો હતો, તેથી જવાહર ખૂબ અસ્વસ્થ બનીને અકળાઈ ઊઠતા

૨૩ મી ઑગસ્ટે જવાહરને દહેરાદૂન જેલમાથી નૈની જેલમા ખસેડ્યા અહીં જવાહર છઠ્ઠી ડીસેમ્બર સુધી રહ્યા જેલજીવન સબધી જવાહર જણાવે છે કે જેલજીવનમા ઘણીવાર મન્દોત્સાહ થઇ જવાય છે પણ એમની સારી તબિયત અને તેની ખુમારી એમને આવા પ્રસગોમા ખૂબ મદદગાર નીવડી એઓ જણાવે

કારણ કે આ વખતે જવાહરને એક સાફ કરેલી ઢોરની ગભાણમાં રાખવામાં આવ્યા. જવાહર આ ગભાણમાં ત્રણથી વધારે મહિના રહ્યા પણ એમને એકવાર ગિરિશૃંગોની ઝાંખી થઈ નહિ. બીજી તરફ કમલાની માંદગી વધતી જતી હતી. એટલે જવાહરને દહેરાદૂનથી અલાહાબાદ લઇ ગયા. અને ત્યાં કમલાની માંદગીને બિછાને એઓ રહી શકે તે માટે એમની કામચલાઉ મુક્તિ થઈ. અગિયાર દિવસની મુક્તિ પછી કમલાની માંદગી ચાલુ હોવા છતાં એમને પુનઃ નૈની જેલમાં લઈ ગયા. જેલમાંથી બે વાર પત્નીને મળવા એમને બહાર લઈ જવા દેવામાં આવતા.

કમલાની તબિયત સુધરવાને બદલે વધુ ને વધુ બગડતી ગઈ. તેથી એને ભવાલી સેનિટોરિયમમાં લઇ ગયા. અને જવાહરને નૈનીજેલમાંથી અલ્મોડાની જિલ્લા જેલમાં લઈ ગયા. જવાહર રસ્તામાં કમલાની ખબર લઇ આવ્યા, કારણ કે ભવાલી રસ્તામાં પડતું હતું. ભવાલીમાં હિમાચ્છાદિત ગિરિશિખરોથી નિસર્ગપ્રિય અને કુદરત પ્રેમી જવાહરને અત્યંત આનંદ થયો. પ્રકૃતિની સુંદરતા એમને આકર્ષતી. હિમાચ્છાદિત શિખરોનું ભવ્યાતિભવ્ય દર્શન પ્રસન્ન કરે તેમજ રોમાંચ ખડાં કરે એવું હતું. પહાડના વાંકાચૂકા રસ્તાપરથી મોટર પસાર થતાં જે રમણીય દૃશ્ય એમની દૃષ્ટિ સમક્ષ પડતું તેનાથી એઓ તાજા થઈ જતા અને એ સમયે એઓ નિસર્ગનું જે ભવ્ય દૃશ્ય જોતા તેનાથી એઓ આનંદ અને આશ્ચર્યથી આભા બની જતા.

આમ છતાં, જેલમાંથી છૂટવાની જવાહરને પ્રબળ ઇચ્છા થતી હતી. કમલા પ્રત્યેનું આકર્ષણ, અને હવે પાછા મળાશે કે નહિ તેની મૂંઝવણ એમને એ ચિત્તવૃત્તિ તરફ દોરી જતી હતી. અલ્મોડાથી જવાહરને પાછા એકવાર ભવાલી લઈ જવામાં આવ્યા, પત્નીને મળ્યા, પણ પેલીની બગડતી સ્થિતિ ને તેમાં પાછી ટૂંકી મુલાકાત, એથી જવાહરની બેચેની ઘણી વધતી. એઓ અંતર્મુખ બની જતા, સૂનમૂન બની જતા.

જવાહરે અલ્મોડામાં 'જગતના ઇતિહાસનું રેખાદર્શન,' અને 'આત્મકથા.' એ બે ગ્રન્થો લગભગ પૂરા કર્યા. આટઆટલી અસ્વસ્થતામાં પણ એ મહાગ્રન્થો એઓ લખી શક્યા એ આશ્ચર્યજનક ઘટના છે. જવાહરના જેલવાસથી એમના અનેક ચિંતનપ્રધાન ગ્રન્થો મળ્યા તેથી જનતાને તો ફાયદો જ થયો છે. જવાહર આનંદ લેવાનો પ્રયત્ન કરતા. પણ અલ્મોડાની આવી રળિયામણી જગ્યાનો આનંદ, પ્રકૃતિએ છૂટે હાથે વેરેલી રમણીયતા એમને જોઈએ તેટલું સાંત્વન આપી શકતી નહિ, કારણ કે એમને પૂરતી માનસિક સ્વસ્થતા નહોતી. બાકી પહાડી સૌન્દર્ય તો એવું હતું કે અકવિને પણ કવિ બનાવે, અરસિકને પણ રસિક બનાવે. પણ

જવાહર પાસે એ રસિકતા પારખવાની દૃષ્ટિ હોવા છતાં, માનસિક બેચેનીએ એ દૃષ્ટિ ખૂંચવી લીધી હતી. આમ છતાં દશ મહિના જવાહરે આ સ્થળે ગાળ્યા. એમણે એ દરમ્યાન લેખન ને વાંચન ચાલુ રાખ્યું હતું તેમ જ નિસર્ગલીલાનું નિરીક્ષણ ને નિસર્ગતત્વો જોડેની આત્મીયતા પણ કેળવી હતી.

આખરે કમલા નેહરુને સ્વિટ્ઝર્લૅન્ડ હવાફેર માટે લઈ ગયા. ને, ત્યાં, તેની તબિયત બગડતાં, ૪ થી સપ્ટેમ્બર ૧૯૩૫ ને દિને, જવાહરને મુક્ત કરવામાં આવ્યા.

આ જવાહરની સાતમી જેલયાત્રા હતી.

ત્યાર પછી તો જવાહરને પાછો જેલ જવાનો મોકો પાંચ વર્ષ સુધી મળ્યો નહિ. એ ફરી મળ્યો ૧૯૪૧ માં. મહાત્માજીએ વ્યક્તિગત સત્યાગ્રહ યુદ્ધની સામે કર્યો ત્યારે જવાહર બીજા સત્યાગ્રહી હતા. ગાંધીજી પાસેથી એઓ સૂચના લઈને અલાહાબાદ જતા હતા, ત્યાં રસ્તામાંથી જ એમને ગિરફતાર કર્યા, અને રાજ્ય-દ્રોહના ગુના માટે એમને ચાર વર્ષની સજા ફરમાવવામાં આવી, ને એમને પાછા ઘણા વર્ષો બાદ નૈની જેલમાં લઈ ગયા.

જવાહરની આ વખતની જેલની સજા લાંબી હતી એટલું જ નહિ પણ એ વિશેષ આકરી પણ હતી. કારણ કે, યુદ્ધની પરિસ્થિતિ હોવાથી સરકાર કોઇપણ પ્રકારનું જોખમ ખેડવા માગતી નહોતી. ૩૧ મી ઑક્ટોબર ૧૯૪૦ ને દિને એમની જેલયાત્રા શરૂ થઈ અને એ એક વર્ષ ને બે મહિના ચાલી. આ વર્ષ દરમ્યાન જવાહરે ઠીક ઠીક વાંચન કર્યું. અને એમને એકજ સ્થળે રાખ્યા હોવાથી પ્રકૃતિનો પણ શોખ દૃઢ થયો. જવાહરની દૃષ્ટિ હવે જેલવાસથી વિશાળ થઈ હતી. એ જેલની દીવાલોની પેલેપાર જતી. એઓ પોતાના માનસિક જગતમાં મસ્ત રહેતા. વ્યક્તિગત સત્યાગ્રહની પ્રગતિ અને ગાંધીજીનું વલણ એમને સંતોષ આપતું.

આ વખતે જવાહર નિરુત્સાહી બન્યા નહિ. જો કે હિટલરને મળતો વિજય એમના લાગણી વિવશ સ્વભાવ પ્રમાણે એમને અકળાવી મૂકતો. અને હિટલરનો ગમે તે ભોગે પરાજય થવો જોઈએ એમ પણ એ ઇચ્છતા. એમને વિશ્વયુદ્ધની જે રીતે પ્રગતિ થતી હતી તે ખૂબ અકળાવી મૂકતી. એ મૂંઝાતા પણ નિરુપાય હતા.

આખરે ૧૯૪૧ ના નવેંબરમાં, જવાહરને તથા અન્ય કોંગ્રેસ નેતાઓને સરકારે છોડી મૂક્યા.

આ જવાહરની આઠમી જેલયાત્રા હતી.

પછી તો ક્રીપ્સ આવ્યો ને ગયો. ને, ગાંધીજીએ ૧૯૪૨ માં ‘ હિન્દ છોડો ’નું પ્રચંડ આંદોલન શરૂ કર્યું. જવાહર ૮ મી ઑગસ્ટ ૧૯૪૨ ને દિને મુંબઈમાં

પકડાયા. ને, આ વખતે એમને બીજા બધા કાર્યવાહક સમિતિના સભ્યો જોડે અહમદનગરના કિલ્લામાં લઈ જવામાં આવ્યા. આ જેલ નહોતી, પણ કિલ્લો હતો. જવાહરના રાજકીય સાથીઓ—કોંગ્રેસ કારોબારીના સભ્યો—એમની જોડેજ હતા.

જવાહર આ વખતે જેલમાં બાગ બનાવતા, શીર્ષાસન કરતા ને ખૂબ વાંચતા. એમણે દુનિયા પરથી દૃષ્ટિ કાઢીને પોતાના દેશ ઉપર કેન્દ્રિત કરી. અને આદિકાળથી પોતાના દેશનો સાંસ્કૃતિક અભ્યાસ કરી તે ઉપર એક મહાગ્રન્થ લખ્યો. આ ગ્રન્થ તે 'મારું હિંદનું દર્શન', અથવા 'Discovery of India.' આ ગ્રન્થમાં એમણે પોતાના દેશનું નવી દૃષ્ટિએ મૌલિકતાથી મૂલ્યાંકન કર્યું.

આ ઉપરાંત, જવાહર સરદાર વગેરે સાથે પાનાં રમતાં, 'વોલીબૉલ'ની રમત રમતા ને રસોઇ પણ કરતા. જાતજાતની વાનીઓ બનાવવાનો શોખ એમણે અહીં કેળવ્યો. રોજ-બ-રોજની રાજકીય પરિસ્થિતિ પર એઓ પોતાના સાથીઓ જોડે ચર્ચા કરતા. પથરાળ જેવી ભૂમિને, પોતાની જાતમહેનતથી જવાહરે ફળફૂલથી હરિયાળી બનાવી દીધી. બહારની દુનિયાના સમાચાર જવાહરને મૂંઝવતા. પરન્તુ, હવે જવાહર ફિલસૂફ બનતા જતા હતા, એમની દૃષ્ટિ વિશેષ અને વિશેષ અંતર્મુખ બનતી જતી હતી. એમને મુલાકાત તો હતી નહિ. એટલે ચિંતન, વાંચન ને લેખન માટે પૂરતો સમય મળતો. આમ ત્રણ વર્ષની જેલ ભોગવી, એઓ ફરી નૈની જેલમાં આવ્યા. ને ત્યાં પોતાના પ્રાંતના સાથીઓ જોડે સુપરિચિત વાતાવરણમાં બે મહિના રહ્યા. ને ૧૯૪૫ ના જૂનમાં છૂટ્યા.

આ જવાહરની નવમી અને અંતિમ જેલયાત્રા હતી.

આ રીતે જવાહરે નવવાર જેલયાત્રા ભોગવી, અને જિંદગીના લગભગ સાત-આઠ વર્ષ જેલમાં ગુજાર્યાં. પણ એ જેલજીવને જવાહરના માનસને ઘડ્યું. જવાહરને લેખક બનાવ્યા, ચિંતક બનાવ્યા, પ્રકૃતિપ્રેમી કવિ બનાવ્યા, અભ્યાસી બનાવ્યા તથા પ્રથમ પંક્તિના ઇતિહાસવિદ્ અને ઇતિહાસકાર બનાવ્યા. એટલે, જે ઘડતર વિલાયતની શાળાઓમાં ને સત્યાગ્રહ દરમ્યાન ન થયું, તે જેલજીવને કર્યું. જવાહરના શ્રેષ્ઠ ગ્રન્થો જેલેજ આપણને આપ્યા. જવાહર જેવા જીવનકલાધરનાં જ્વલંત અને જીવંત જીવનનાં અનેક પાસાંઓનું દર્શન પણ આપણને જેલે કરાવ્યું.

જવાહરલાલના જીવનઘડતરમાં એમની નવનવ જેલયાત્રાએ ઘણો અગત્યનો ભાગ ભજવ્યો છે.

આમ જવાહરનું જેલજીવન ભવ્ય હતું. કારણ કે જેલની દીવાલોની સંકુચિતતામાંજ જવાહરના જીવનની ભવ્યતા ખીલી.

# [૧૭]

# જવાહરનું રાજકારણ

જવાહર આજે દુનિયાના રાજકારણમાં એક એવું અદનું સ્થાન પ્રાપ્ત કરી રહ્યા છે, કે, હિન્દ એની રાજકીય નીતિમાં નથી પશ્ચિમના દેશોનું અનુકરણ કરતું કે, એમણે લીધેલા માર્ગને અનુસરતું, કે, નથી સામ્યવાદી માર્ગને પુરસ્કાર આપતું. આજે કોઈપણ તટસ્થ રાષ્ટ્રને પૂછશો, તો, એના તરફથી એકજ ઉત્તર મળશે, અને, તે એ કે હિન્દની–જવાહરની–રાજનીતિ સ્વતંત્ર છે, પોતાની જ કહી શકાય એવી આગવી વિશિષ્ટતાવાળી છે. એ બે મહાસત્તાઓના સંઘર્ષમાં પણ, એક યોગીની જેમ તાટસ્થ્ય જાળવી રાખે છે. બીજાઓ જ્યારે શાંતિની વાતો કરી યુદ્ધતરફી વ્યહવાર આચરે છે, ત્યારે, જવાહરની રાજનીતિ, ગમે તેવા કપરા સંજોગો હોય છતાં, ગમે તેવી વિષમતા હોય તો પણ શાંતિની વાત કરીને શાંતિને રાહેજ અનુસરે છે.

આજે અમેરિકા બ્રિટન એમ નથી કહેતા, કે, હિન્દ રશિયા–તરફી છે, કે, સામ્યવાદ તરફી છે, તો, બીજી બાજુ, રશિયા પણ એમ નથી કહેતું, કે, હિન્દ અમેરિકા કે બ્રિટન તરફી છે. આમ પરોક્ષ રીતે જોતાં, બન્ને રાષ્ટ્રો હિન્દની તટસ્થતા ને નિષ્પક્ષપાતીના સ્વીકારે છે. શાંતિ માટેના હિન્દના પ્રયત્નોની પછી, તે, સંયુક્ત રાષ્ટ્ર પરિષદમાં હોય યા તો, કોરિયાની ભૂમિ પર યુદ્ધકેદીઓને સમજાવવાના પ્રયત્નમાં હોય : કે, એશિયાઈ રાજ્યોનું સંગઠન કરવાની કોશિશ હોયઃ પણ હિન્દની સહૃદયતા વિષે કોઇએ શંકા ઊઠાવી નથી, કે, સીંગમેન રીની એકલી જીભ સિવાય કોઈએ હિન્દને માટે કડવો સુખન ઉચ્ચાર્યો નથી. આમ હિન્દની ઇજ્જત, આંતરરાષ્ટ્રીય રાજકારણમાં ખૂબ વધી છે, તેનું કારણ જવાહરની સ્પષ્ટ દૃષ્ટિ છે.

જવાહરની આગળ વિશુદ્ધ આદર્શ છે. એમની સમક્ષ એમના રાજકારણના ગુરુ ગાંધીજીની તાલીમ છે. એમને ચરણે બેસી, શાંતિનું, અહિંસાનું, અદ્વેષનું ને વિશુદ્ધ ભાવનાનું અમૃત એમણે પીધું છે. જવાહરે, હિન્દની વિશિષ્ટ કહી શકાય

એવી, અને ગાંધીજી જેવા વિશ્વવંદ્ય અને વિશ્વના રાહબરની સેવા જેને સાંપડી, એવી કોંગ્રેસ સંસ્થામાં, એના મંત્રી તરીકે, વર્ષો સુધી એમણે શિક્ષણ લીધું છે. છ છ વાર એ સંસ્થાના પ્રમુખ તરીકે એઓ નીમાયા છે. અને ખૂબ કુશળતાથી, એક ખંડ જેવા હિન્દી રાષ્ટ્રની એ મહાન સંસ્થાનું સૂત્રસંચાલન એમણે કર્યું છે. એ સંસ્થાના મંચ પરથી, એમણે જેના પરથી સૂર્ય આથમતો ન હોતો એવા બ્રિટિશ સામ્રાજ્યની સામે, સામી છાતીએ યુદ્ધ ખેલ્યું છે, છતાં, કોઈપણ સામ્રાજ્યવાદીને, પોતાના દુશ્મન એમણે લેખ્યા નથી. બધાને પોતાના સાચા દોસ્ત તરીકે જ સ્વીકાર્યા છે. એ સંસ્થાના મંચ પરથી, એમણે ફાસીસ્ટ રાજ્યોને પડકાર કર્યો છે, એટલું જ નહિ, પણ એમણે લોકશાહીનું શિક્ષણ, એ જેમની જોડે લડતા હતા, તે અંગ્રેજોનીજ શિક્ષણ સંસ્થાઓમાં લીધું છે. આમ પરદેશીઓ પાસેથી, રાજકીય સિદ્ધાંતોની તાલીમ એમણે લીધી. એમાં, ગાંધીજીનો રાષ્ટ્રવાદ ભળ્યો. હિન્દની આમ જનતાના સંપર્કમાં, કોંગ્રેસના મંત્રી તરીકે, કોંગ્રેસના પ્રમુખ તરીકે, ને, રાષ્ટ્રના વડાપ્રધાન તરીકે એઓ આવ્યા. એમના દુઃખ એમની જોડે રહીનેજ અનુભવ્યાં અને, એ બધાનું જે સુભગમિશ્રણ, એ સર્વેનો અનેરો સમન્વય, તે જવાહરની રાજનીતિ

વસ્તુતઃ જવાહરે આજે હિન્દભરમાં ને પરદેશમાં જે જાણીતા છે, તે એમના 'જગતના ઇતિહાસ' માટે, કે, 'મારું હિન્દનું દર્શન' માટે, કે, એમના કોઈ પણ પુસ્તક માટે નહિ, પરન્તુ, એક રાજકીય પુરુષ તરીકે. સાહિત્યકાર જવાહરને હિન્દની કે જગતની જનતા પિછાનતી નથી. પણ, હિન્દના વડા પ્રધાનને, દુનિયા આખી ઓળખે છે. જવાહરના નિવેદનોનો સૂક્ષ્મ અભ્યાસ થાય છે. જ્યારે મોટા મોટા મુત્સદ્દીઓ ને રાજકારણના માંધાતાઓ હારી જાય છે, ત્યારે બધાની મીટ, કૂટ રાજકીય પ્રશ્નોના ઉકેલ માટે જવાહર પર જઈને ઠરે છે. એનું કારણ, જવાહરે જે સાહિત્ય આપણને આપ્યું છે, તેના એક કારણમાં એમની રાજકીય પ્રવૃત્તિ છે.

રાજકીય પ્રવૃત્તિને અંગે જવાહર જેલમાં ગયા, ને, જેલમાં જે એકાંત એમને મળ્યું, અભ્યાસ કરવા માટે અનુકૂળતા મળી, લખવા માટેની નિરાંત મળી, ચિંતન કરવા માટેનો સમય મળ્યો, એટલે, જે પ્રવૃત્તિને લીધે, એઓ વારેવારે જેલમાં ગયા, તે પ્રવૃત્તિ જ, એમની સાહિત્યપ્રવૃત્તિ માટે જવાબદાર કે કારણ-ભૂત લેખાય.

આમ જવાહર મુખ્યત્વે, તો રાજકીય પુરુષ છે. જવાહરની દેશવિદેશમાં, આજે જે પ્રતિષ્ઠા છે, ઇડન કે આઇઝનહોવર, નાસર કે યુનુ, બુલ્ગેનીન કે

માઓ, પાકીસ્તાનનો મહમદઅલી કે ઇન્ડોનેશીયાનો સોકર્ણો, સીલોનનો કોટેલાવાલા કે કાસ્મીરનો બક્ષી ગુલામ મહમદ જવાહરનુ જે બહુમાન કરે છે, તે રાજપુરુષ જવાહરનુ, કલાપ્રિય સાહિત્યકાર, ઇતિહાસકાર કે ફિલસૂફ જવાહરનુ નહિ જવાહરનુ જીવન એ રાજકીય જીવન જ છે જાણે કે, એમની જિંદગીના ઉત્તમમા ઉત્તમ વર્ષો એમણે રાજકીય સસ્થાને અર્પણ કર્યા છે

જવાહરને રાજકારણમા તાલીમ ગાધીજીએ આપી રાજકારણમા, એમને રસ લગાડ્યો, એમના પિતાએ ને શ્રીમતિ એની બિસેન્ટે, ને પછી, પશ્ચિમની કેળવણીએ એમની એ રાજકીય ભાવનાને સુભગ આકાર આપ્યો, એક સ્પષ્ટ આકૃતિ આપી અને એ તસ્વીર, પૂરેપૂરી ઘડાઈ ગાધીજી જેવા શિલ્પીને હાથે આમ જવાહરના રાજકારણમા, અનેક ભિન્ન ભિન્ન તત્ત્વો ભળ્યા છે પશ્ચિમમા રહેવાથી, અને હિન્દમા રહ્યા હોવા છતા, પશ્ચિમના સતત સપર્કથી, એઓ આન્તરરાષ્ટ્રીય દૃષ્ટિ કેળવી શક્યા હિન્દના રાજકારણમા ગળાબૂડ ડૂબી ગયા હોવા છતા, વિલાયત જાય, ત્યારે, રશિયાની એક મુલાકાત લઈ આવે ને, ત્યાની પરિસ્થિતિનુ, સામ્યવાદના પ્રયોગનુ, ખૂબ રસથી અને ખૂબ સહાનુભૂતિથી નિરીક્ષણ કરે ફાસીસ્ટ વિરોધી પરિષદોમા હાજરી આપે, ત્યાના રાજકીય પુરુષોને મળે, યુરોપની શાન્તિ પરિષદમા, હિન્દી મહાસભાના પ્રતિનિધિ તરીકે અગ્રભાગ લે એ સર્વેને પરિણામે, જવાહર રાષ્ટ્રીય રહીને આન્તરરાષ્ટ્રીય બન્યા

જવાહરનુ રાજકારણ, એ ગાધીજીના સતત પ્રત્યક્ષ સપર્ક ને પરિણામે ઘડાયુ છે અને વિકસ્યુ છે અને તેથીજ, જવાહરે, કોઈ પણ વાર બીજા રાજકીય પુરુષો અને મુત્સદ્દીઓની જેમ પોતાના સિદ્ધાતોને દૂર રાખ્યા નથી અથવા તો ગમે તેવો આઘાત હોય, તેની શેહમા પણ પોતે દબાયા વિના, પોતાને જે યોગ્ય લાગ્યુ તે કર્યું છે અને કહ્યુ છે

'હિન્દ છોડો'ની પૂર્વેનો જ દાખલો લઈએ ગાધીજી બ્રિટનને માત્ર, નૈતિક સહકાર આપવામા જ માનતા હતા બ્રિટનને ગમે તે રાતે સશસ્ત્ર યુદ્ધમા તો સહકાર અપાય જ નહિ હિંસક યુદ્ધમા ભાગ લેવાથી આપણે પાપમા પડીએ જ્યારે જવાહર તો, અમુક શરતે યુદ્ધમા લશ્કરી મદદ આપવા અને બ્રિટન તરફથી લડવા તત્પર થયા હતા એ, જવાહર ગાધીવાદી હોવા છતા, જવાહરની સ્વતન્ત્ર રાજકીય દૃષ્ટિ દર્શાવે છે વળી, ગાધીજી જ્યારે જ્યારે ધાર્મિક ભાવનાને રાજકારણમા લાવતા, ત્યારે, જવાહર એનો વિરોધ કરતા ગાધીજીએ ૧૯૩૩ મા મેકડોનાલ્ડ ચુકાદા સામે હરિજન ઉપવાસ આદર્યા, ત્યારે પણ ગાધીજીએ આદોલનને ખોટે રસ્તે વાળ્યુ એમ જવાહરને લાગ્યુ હતુ કોંગ્રેસે પ્રથમવેળા

જ્યારે હોદ્દાસ્વીકાર કર્યો, ત્યારે પણ જવાહર એની વિરુદ્ધમાં હતા, અને એમણે ખુલ્લી રીતે પોતાનો વિરોધ જાહેર કર્યો હતો.

જવાહરના રાજકારણની વિશેષતા એ છે, કે, એમણે પોતાનો પક્ષ કદી સ્થાપ્યો નથી. કોઈપણ પક્ષના માણસ તરીકે એઓ કોંગ્રેસની ચૂંટણી લડ્યા નથી. અને જ્યારે જ્યારે મોકો આવ્યો, ત્યારે નિષ્પક્ષ રીતે, પોતાના મતો જાહેર કર્યા છે. ટંડનજી અને કૃપલાણી વચ્ચે, કોંગ્રેસ પ્રમુખની ચૂંટણીમાં હરીફાઈ હતી, ત્યારે, સરદાર વલ્લભભાઈએ ટંડનજીની તરફેણમાં પ્રચાર કરેલો, પરંતુ જવાહરને એ બન્નેમાં કૃપલાણીજી વધારે યોગ્ય લાગ્યા, એટલે, એમણે અને એમના કુટુંબે કૃપલાણીજી માટે પ્રચાર કરેલો. આ રીતે, જવાહર પોતાના રાજકીય સિદ્ધાંતો માટે સરદાર વલ્લભભાઈ જોડે ઝઘડ્યા છે, સુભાષ બાબુ જોડે ઝઘડ્યા છે ને ગાંધીજી જોડે પણ એમનો મતભેદ એમણે જાહેરમાં જણાવ્યો છે. એમણે, કદિ એમનો પોતાનો પક્ષ સ્થાપ્યો નથી, કદિ પણ કોઇની સામે છૂપો પ્રચાર કર્યો નથી.

જવાહરે વારંવાર જાહેર કર્યું છે, કે, હિન્દુસ્તાનને એશિયાની નેતાગીરી જોઈતી નથી. એમણે કદી અમેરિકાને પંપાળ્યું નથી, કે, રશિયાને ખોટું ઉત્તેજન આપ્યું નથી. એમની રાજનીતિ, શાંતિપ્રિયતાની છે, જે એમને એમના રાજકારણના ગુરુ ગાંધીજી પાસેથી મળી છે. આથી જ્યાં જ્યાં, શાંતિનો ભંગ થતો હોય, કે, શાંતિવિરોધી તત્વો જોર કરતાં હોય, ત્યાં એમણે, સખત શબ્દોમાં, એવાં તત્વોનો વિરોધ કર્યો છે, અને શાંતિની સ્થાપના માટે સક્રિય પગલાં પણ લીધાં છે. કોરિયામાં, જો કોઈ પણ રાષ્ટ્રે કાયમી શાંતિ માટે સક્રિય પગલાં લીધાં હોય, તો તે હિન્દજ છે. એમની દોરવણી નીચે, યુદ્ધકેદીઓનો વિકટ પ્રશ્ન જે રીતે ઉકેલાયો, તેને માટે, ચોમેરથી જે પ્રશંસા મળી, હિન્દવિરોધી વિધાન દક્ષિણકોરિયા કરે એટલે તરતજ સ્વિટ્ઝર્લેંડ જેવું તટસ્થ રાજ્ય એનો ઉત્તર આપી, હિન્દજ સાચી પ્રામાણિક અને પ્રશસ્ય કામગીરી કરી રહ્યું છે, એવું પ્રમાણપત્ર આપે, એ હિન્દની, એના રાજકારણને લીધે જે આંતરરાષ્ટ્રીય પ્રતિષ્ઠા જામી છે, તેનું સચોટ પ્રમાણ છે.

જવાહરની રાજકીય મહત્તા ત્યાં રહેલી છે, કે, એમની દૃષ્ટિ માત્ર હિન્દપૂરતીજ મર્યાદિત નથી, પરન્તુ, વિશ્વમાં જ્યાં જ્યાં પીડિત, કચડાયલી પ્રજા છે, તે પ્રજા પ્રત્યે એમને સાચી હમદર્દી છે. આથી જ એશિયાના દેશો જવાહર પ્રત્યે માનની દૃષ્ટિથી જુએ છે. જવાહરને, એથી જ બ્રહ્મદેશ, ઈન્ડો–ચાઈના ને લંકાના વડા પ્રધાનો, મીસરના વડા પ્રધાન, અફઘાનીસ્તાન, સાઉદી એરેબિયા, વગેરે પોતાના સાચા મિત્ર માને છે, અને એમનું બહુમાન કરે છે. ઈન્ડોનેશીયા પર ડચ આક્રમણ વખતે એશિયાઈ પરિષદ બોલાવી, સંયુક્ત રાષ્ટ્રપરિષદને, અમુક સમયની મહેતલ

આપી, એશિયાઈ દેશોની એકતા ને સંગઠન સાધી, જવાહરે યુરોપની સામ્રાજ્યવાદી સત્તાઓને પડકાર કર્યો પરિણામે, ઈન્ડોનેશિયા આઝાદ થયું જપાન જોડે અમેરિકાના ને બીજા યુરોપી દેશોના કરારમાં એમણે સહી કરવાની ના પાડી. એની જોડે, હિન્દે સ્વતંત્ર કરાર કર્યા સામ્યવાદી ચીનને પ્રથમ હિન્દે સ્વીકાર્યું એટલું જ નહિ, પણ સંયુક્ત રાષ્ટ્રપરિષદમાં પણ સામ્યવાદી ચીનનો સ્વીકાર—એઓ ચાંગ–કાઈ–શેકના નિકટના મિત્ર હોવા છતાં—કરાવવા એમણે ભગીરથ પ્રયત્નો કર્યા, એ હકીકત જવાહરને આન્તરરાષ્ટ્રીય ખ્યાતિ અપાવવા માટે પર્યાપ્ત છે

જવાહરના રાજકારણની અન્ય એક વિશેષતા એ છે કે, એમનું શિક્ષણ ઇંગ્લેંડમાં થયું હોવાથી, બ્રિટીશ પદ્ધતિની પાર્લમેન્ટરી લોકશાહી એમને આદર્શ વ્યવસ્થા લાગે છે અને તેથી જ હિન્દના રાજ્યબંધારણમાં પણ એમણે, એ લોકશાહીનું અનુસરણ કર્યું છે બ્રિટીશ શાસનપદ્ધતિમાં ન્યાય યોગ્ય રીતે સચવાય છે, એમ જવાહર માને છે એથી જ, આપણા બંધારણમાં, લોકસભા અને રાજ્યસભા, એ બ્રિટીશ પાર્લામેન્ટની રસમને અનુસરે છે એના હક, કાર્યપદ્ધતિ, પ્રશ્ન પૂછવાની રીતિ, એ બધું પાર્લામેન્ટરી ઢબનું જ છે આ દૃષ્ટિએ વિચારતા જવાહરની રાજ્યનીતિ ગાંધીજીની રાજનીતિથી જુદી પડે છે ગાંધીજી હિન્દનું રાજ્યબંધારણ એની વિશિષ્ટ પદ્ધતિને અનુલક્ષીને રચાયનું હોવું જોઈએ એમ માનતા, જ્યારે, જવાહર બ્રિટીશ શાસનપદ્ધતિને અપનાવવામાં માને છે

જવાહર એમના રાજકારણને લીધે જ આંતરરાષ્ટ્રીય વ્યક્તિ બન્યા છે શ્રીમતિ વિજયાલક્ષ્મી પંડિત સંયુક્ત રાષ્ટ્ર પરિષદના પ્રમુખ બહુ મોટી બહુમતીએ વરાયા હતા, એ જવાહરની પ્રગતિશીલ અને સફળ રાજનીતિનું જ જગતે બહુમાન કર્યું છે એમ અવશ્ય કહી શકાય

જવાહરની રાજનીતિની એક મોટી સફળતા એ છે, કે, જે બ્રિટનના શાસનનો એમણે જન્મભેર સામનો કર્યો, જેની સામે એઓ ઝઝૂમ્યા, એજ શાસનતંત્ર એમની મૈત્રી માટે ઝંખે, જવાહર જે રાતે કહે તે શરતે, એમને રાષ્ટ્રસમૂહમાં રહેવાની બધી જોગવાઈ કરી આપે, હિન્દના સાર્વભૌમ ગણતંત્રને ચર્ચીલ જેવો કટ્ટર હિન્દવિરોધી સ્વીકારે, એ જવાહરની રાજનીતિનો એક અનેરો વિજય ગણી શકાય બ્રિટનની રાણીના રાજ્યારોહણ સમયે, જવાહર સાથે ગયા પરન્તુ, બીજા દેશોની જેમ, એમણે સાથે પોતાનું લશ્કર મોકલ્યું નહિ ને, પોતાની જ કહી શકાય, એવી વૈયક્તિક રાજનીતિ બનાવી, તે જોઈને, બ્રિટનના લોકોને, જવાહરે જીતી લીધા કારણ કે, બ્રિટીશ પ્રજા ગુલામોમાં નહિ, પણ સ્વતંત્ર, મિજાજી માનવીઓની સાચી કદર કરતા જાણે છે

જવાહરની એક મર્યાદા એ છે, કે, એ ખૂબ જ લાગણીપ્રધાન છે લાગણીપ્રધાન સ્વભાવ, એ રાજનીતિમા કે મુત્સદ્દીગીરીમા, વણી વખત આડે આવે છે, એવો એમની પર એક આક્ષેપ મૂકાયો છે પરન્તુ, જવાહરના જીવનના બીજા બધા ક્ષેત્રોમા, લાગણીપ્રધાનતાનો આક્ષેપ ભલે સાચો હોય, પરન્તુ, રાજકારણ પરત્વે તો એ બિલકુલ સાચો નથી એ ક્ષેત્રમા તો લાગણીપ્રધાન જવાહર નહિ, પણ બુદ્ધિપ્રધાન જવાહર જ કાર્ય કરી રહ્યો છે

આથી જ, જવાહરે, ભાષાવાર પ્રાતરચનાનો પ્રશ્ન, લાગણીથી નહિ, પણ પુખ્ત વિચાર કરીને ઉકેલવા નિર્ણય કર્યો છે ઊલટુ ભાષાવાર પ્રાતરચના વિષે જેઓ લાગણીથી પ્રેરાઈને ઉશ્કેરાટ ભર્યા ભાષણો કરે છે, તેમનો એઓ વિરોધ કરે છે અને લાગણીમા તણાવાથી અનિષ્ટ પરિણામો ઉદ્ભવે છે, એમ કહે છે જવાહર જો માત્ર લાગણી પ્રધાન હોત તો ભાષાવાર પ્રાતરચનાને કૉંગ્રેસ વરેલી છે, એમ કહીને, એ પ્રાતરચનાનુ નવનિર્માણ કરત પણ એમણે તો બધી દૃષ્ટિએ વિચાર કર્યો પરિણામની ગણના કરી પછી જ ચોક્કસ પગલુ લીધુ, અને લોકશાહી રીતરસમ પ્રમાણે એ પ્રશ્નનો ઉકેલ ભગીરથ પ્રયત્નોથી લી રહ્યા છે

જવાહર જો સાચા મુત્સદ્દી ન હોત, તો રાજાઓને આટલા સાલિયાણા આપત નહિ, અને રાજાઓના રાજ્યો એમને કશુ પણ વળતર આપ્યા વિના ખાલસા કર્યા હોત પણ જવાહરની દીર્ઘદૃષ્ટિએ જોયુ, કે એમ કરવાથી હિન્દની સિયાસતોમા અમતોષ પ્રગટ થશે અને હિન્દના નવરચનાના કાર્યમા વિઘ્ન આવશે, એટલે એ કારણથી, એમણે રાજાઓને ભરપૂર સાલિયાણા આપીને એમના મુખ બધ કરી દીધા હવે પાછો લાગ આવ્યો છે ૧૯૪૮ની પરિસ્થિતિ હવે નથી નવી પૂર્વેની દેશી રિયાસતો બધી દરીબાસ થઈ ગઈ છે તેના મધ્યસ્થ સરકાર જોડેના સબધો દૃઢીભૂત થઈ ગયા છે, ત્યારે જવાહરે હવે, એ સાલિયાણા, આપમેળે ઓછા કરવાની, ખાસ કરીને જેમને વાર્ષિક લાખ રૂપિયાથી વધારે સાલિયાણા મળતા હોય તેવા રાજાઓને વિનતી કરી છે અને એ રાજાઓએ જવાહરની વિનતીની કદર કરી સ્વેચ્છાએ એમા કાપ મૂકવાની ખુશી દર્શાવી છે આ દૃષ્ટાન્ત એ જવાહરની મુત્સદ્દીગીરીનુ જવલત પ્રતીક કહી શકાય

જવાહરની પચવર્ષીય યોજના પણ એજ હકીકત પૂરવાર કરે છે, કે, એમની દૃષ્ટિ લાગણીપ્રેરિત નથી પણ દૂરગામી, અર્થદૃષ્ટિએ વિચાર તથા ગણના કરનારી, મૂળગામી, પારખ કરનારી અને શાસ્ત્રીય છે લાગણીપ્રધાનતા અને શાસ્ત્રીયતા સહગામી નથી, પણ પરસ્પરવિરોધી છે જવાહર બીજા ક્ષેત્રોમા ભલે લાગણીવિવશ હોય, પરન્તુ રાજકારણમા એમની દૃષ્ટિ શાસ્ત્રીય છે

જવાહરને ઠેકાણે બીજો કોઈ લાગણીપ્રધાન મુત્સદ્દી હોત, તો, દેશના અંતિમ હિતનો વિચાર કર્યા વિના, એક પછી એક પગલાં ભરવા માંડત. જવાહર જો ફક્ત લાગણીમાં જ તણાયા હોત, તો, દેશના સર્વે ઉદ્યોગોનું, રાષ્ટ્રીયકરણ તાત્કાલિક કરી નાંખત. જમીનદારોને કોઇ પણ જાતનું વળતર આપ્યા સિવાય, જમીનદારી તાબડતોડ નાબૂદ કરી નાંખત. રાજાઓને જેલમાં પૂરત, ને એમને પદભ્રષ્ટ કરત. ગ્રામોદ્યોગોને જ વિકસવા દઈ, મોટા ઉદ્યોગોને પોષત નહિ. સરકારી અમલદારો જેમણે બ્રિટીશ હકૂમતને પોષી હતી, તેમને બરતરફ કરી, તેમની જગ્યાએ, કોંગ્રેસના માણસો મૂકી દેત. બીન કોંગ્રેસીઓને, અરે, જેમણે બ્રિટીશ રાજ્યમાં, રાષ્ટ્રની વિરુદ્ધ કાર્ય કર્યું હોય, તેવા, પણ બુદ્ધિશાળી પુરુષોને તો પોતાના પ્રધાનમંડળમાં હરગિજ ન લીધા હોત. પણ જવાહરે એમાંનું કશું કર્યું નહિ.

જવાહરે રાષ્ટ્રીયકરણ ધીમેધીમે કરવા માંડ્યું અને તે એવી રીતે કે જેથી દેશના ઉદ્યોગોનો વિકાસ અટકી ન પડે. જેમ કે, વાહન વ્યવહારનું રાષ્ટ્રીયકરણ, વિમાનવ્યવહારનું રાષ્ટ્રીયકરણ, વીમાનું રાષ્ટ્રીયકરણ, એમ જવાહરે ધીમેધીમે નિશ્ચિત ગતિએ, રાષ્ટ્રીયકરણ કર્યું. જમીનદારી નાબૂદીના એમના સિદ્ધાંતને એઓ વળગી તો રહ્યા, પરન્તુ, જમીનદારોને એમણે વળતર અપાવ્યું. અને, બીજી બાજુથી, એ દિશામાં સક્રિય અને રચનાત્મક પગલું ભરતા શ્રી. વિનોબાના ભૂદાન યજ્ઞને પણ પ્રોત્સાહન આપ્યું. એમણે ધીમેધીમે જમીનદારીને નાબૂદ કરવા માંડી. એમણે રાજાઓ પાસે, રાજ્યની હકૂમત છોડાવી, પરન્તુ, એમને સારાં એવાં સાલિયાણાં આપી, તેમને રાજી રાખ્યા, કે જેથી, એ લોકો પ્રજાને ઉશ્કેરી, રાજ્યમાં અશાંતિ ઊભી ન કરે. મોટા મોટા રાજાઓને રાજપ્રમુખ બનાવી તેમને સંતોષ્યા. અને ધીમેધીમે દેશીરજવાડાંનું વિલીનીકરણ કરી, અંગ્રેજો જે કરી નહોતા શક્યા, તે એમણે જાણે જાદુઈ ઇલમથી કરી બતાવ્યું. ને એ રીતે ભલભલા મુત્સદ્દીઓના મોમાં આંગળાં નંખાવ્યાં. જે અગ્રેજો, હિન્દમાં ૫૦૦ જેટલાં રજવાડાં મૂકી હિન્દ છિન્નભિન્ન થઈ જશે, એમ માનતા હતા, તેમને, જવાહરે પોતાની શક્તિનો અને મુત્સદ્દીગીરીનો પરિચય બતાવી આપ્યો.

જવાહરે ગ્રામોદ્યોગના વિકાસની જોડે, મોટા મોટા ઉદ્યોગોને પ્રોત્સાહન આપ્યું એટલું જ નહિ, પણ, સરકારે જ મોટા ઉદ્યોગો સ્થાપ્યા. જવાહરના જ સતત પ્રયાસથી દેશમાં
સ્થપાઈ. વળી, યુદ્ધ દ
મોટાં મોટાં યંત્રો મંગાવીને, એ દ્વારા દેશનો ઔદ્યોગિક વિકાસ સાધ્યો. એ

ઉપરાંત, અંગત લાગણીવેડા બાજુએ રાખી, એમણે પરદેશી મૂડીને પણ હિન્દમાં આવવા દીધી અને પરદેશી મૂડીએ પણ હિન્દનો ઔદ્યોગિક વિકાસ થતો હોય તો એમણે તે થવા દીધો

જવાહરે, અંગત લાગણીમાં ન તણાતા, દેશને જે જે માણસો ઉપયોગી થઈ પડે એવા હતા, તેમની શક્તિનો વિનિયોગ, દેશના કલ્યાણ માટે થઈ શકતો હોય, એવા બીનકોંગ્રેસી અને પૂર્વના રાષ્ટ્રવિરોધી માણસોને પણ, રાજ્યકારભારમાં રોક્યા એમના પ્રધાનમંડળમાં આંબેડકર હતા, જોન મથાઈ હતા અત્યારે શ્રી ચિંતામણ દેશમુખ છે શ્રી ગોપાળસ્વામી આયંગર, શ્રી રામસ્વામી મુદલીયાર, શ્રી ષણ્મુખમ ચેટ્ટી, શ્રી, શ્યામાપ્રસાદ મુકરજી, શ્રી ક્ષિતિચંદ્ર નિયોગી, એ સર્વેને એમણે જુદે જુદે સમયે, પોતાના પ્રધાનમંડળમાં લીધેલા, એ એમની ઉદારતા, વિશાળદૃષ્ટિ, એમની રાષ્ટ્રના હિત માટે તમન્ના, પૂરવાર કરે છે વળી, ગવર્નર તરીકે મિ હોમી મોદી, રાજા મહારાજ સિંહ, શ્રી ગીરજાશંકર બાજપાઈ, શ્રી એચ સી મુખરજી શ્રી ચંદુલાલ ત્રિવેદી, શ્રી ફઝલઅલી, જેવા કાબેલ માનવીઓની નિમણુંક પણ જવાહરની મુત્સદ્દીગીરી પૂરવાર કરે છે આ ઉપરાંત, ઓસ્ટ્રેલિયામાં, જનરલ કરીઆપ્પાની, તથા પ્રથમ ચીનમાં અને પાછળથી ઈજિપ્તમાં, સરદાર પાણીકરની એલચી તરીકેની નિમણુંક, તથા શ્રી રાધાકૃષ્ણન જેવા ફિલસુફની પ્રથમ મોસ્કોમાં એલચી તરીકે અને ત્યારબાદ હિન્દના ઉપપ્રમુખ તરીકે એમને ચૂંટી એમનુ કરેલું બહુમાન એમની રાજકીય સ્નેહ તથા મુત્સદ્દીગીરી પૂરવાર કરે છે

બ્રિટીશ અમલમાં, જે જે સરકારી નોકરો હતા, તેમના અનુભવના, કાર્યશક્તિના, કામેનિષ્ઠતાના અને વહીવટીદૃષ્ટિના, વહેણુ જવાહરે રાષ્ટ્રહિતાર્થે વાળ્યા તેમના હોદ્દા કાયમ રાખ્યા, તેમને સ્થિરતા આપી, એટલુંજ નહિ, પણ જૂના કોંગ્રેસવાદીઓ જ્યારે પોતાની પુરાણી ટેવ પ્રમાણે સનદી નોકરોનો વિરોધ કરે છે, ત્યારે જવાહર પોતાની ગેરસમજૂતી થવાના ભયને વહોરી લઈને પણ તેમનો જાહેરમાં બચાવ કરે છે, તેમની કામગીરી માટે, તેમની પીઠ થાબડે છે, તેમને પ્રોત્સાહિત કરે છે, અને તેમના કામનો પૂરો લાભ ઉઠાવે છે આ સર્વે પરથી પ્રતીત થશે કે, જવાહર કાચા મુત્સદ્દી નથી પણ કુનેહબાજ ને ઘડાયેલા મુત્સદ્દી છે

જે રીતે જૂનાગઢ સર થયુ, હૈદ્રાબાદ જે રીતે શરણે લવાયુ, કાશ્મીરમાંથી, આક્રમણખોરોને હટાવીને, પછી તહકૂબી કરવી, કાશ્મીરમાં પરદેશની ખોટી દરમ્યાનગીરી ચાલવા દેવી નહિ, કાશ્મીરમાં જુદુ બંધારણ ઘડવા દેવુ, એને જૂદો વાવટો થવા દેવો, એને ખાસ હક્કો આપીને, વિશિષ્ટ સગવડો આપવી, એ પણ જવાહરની મુત્સદ્દીગીરી અને પ્રસંગોચિત પગલા લેવાની દૃષ્ટિના જ્વલંત પૂરાવા છે

જવાહરનુ રાજકારણ જેટનુ રાષ્ટ્રીય છે, તેટનુ જ આન્તરરાષ્ટ્રીય છે જ્યારે, અગ્રેજોએ હિન્દ છોડયુ, ત્યારે પરદેશમા હિન્દની કિંમત કોડીની હતી હિન્દનુ સ્વતંત્ર કે માનભર્યું સ્થાન નહોતુ અત્યારે સીલોનનુ જેવુ સ્થાન છે, તેનાથી પણ વધારે નીચુ સ્થાન હિન્દનુ હતુ પરદેશમા કોઈ હિન્દ પ્રત્યે માનથી જોતુ નહોતુ પરન્તુ જવાહરે પરદેશ વ્યવહારની ધુરા પોતાના હાથમા લઈને, હિન્દને જગતના નકશામા એક અગત્યનુ સ્થાન આપી દીધુ

જવાહરે ઈન્ડોનેશીઆના પ્રશ્ન વખતે, એશિયાઈ પરિષદ બોલાવી, એશિયાની સુષુપ્ત પ્રજાને જાગૃત કરી ને એશિઆના પ્રદેશોનુ નેતૃત્વ લીધુ ને, એશિયામાની પરદેશની વસાહતોને જબરો આઘાત આપ્યો એમના અનેક સ્વતંત્ર, ન્યાયી અને નીડર પગલાથી આંતરરાષ્ટ્રીય પ્રતિષ્ઠા એમને મળની ગઈ દિલ્હીમા એશિયાઈ પરિષદે, જે જે માગણીઓ કરી હતી, તે માગણીઓ મંજૂર થઈ ઈન્ડોનેશીયા આઝાદ બન્યુ સંયુક્ત રાષ્ટ્રપરિષદમા, આરબએશિયન જૂથ સ્થાપ્યુ અને પડેલી કચડાયેલી, ગુલામ, યુરોપની શાહીવાદીથી ગૂગળાતી પ્રજાને એમણે નવુ બળ આપ્યુ પરિણામે, ઈરાનમા મુસાદિક જાગ્યો, ને અગ્રેજોના કબજામાથી એણે તેલનો ધંધો પકડી લીધો ઈજીપ્તમા નગીબ અને પછીથી નાસર જાગ્યો, ને, એણે સુએઝમાથી અગ્રેજોને હાંકી કાઢવાની હામ ભીડી કોરિયામા, અમેરિકા, બ્રિટન વગેરેના સતત પરોક્ષ રીતે દબાણ છતા, જવાહરે લશ્કર ન મોકલ્યુ, એટલુ જ નહિ, પણ, કોરિયાના પ્રશ્નના સમાધાન માટે, એક રીતે કહીએ તો સતત પ્રયત્નો કર્યા અને યુદ્ધકેદીઓનો સમાધાનકારક ઉકેલ લાવવા, હિન્દે, જે પ્રયત્નો કર્યા, તેથી બધા દેશોએ હિન્દની અને જવાહરની મુક્તકંઠે પ્રશંસા કરી

જવાહરે, એક બાજુથી, સામ્યવાદી ચીનનો સ્વીકાર કરી, એમની દૃષ્ટિ વાસ્તવિક છે, એમનુ પગલુ ન્યાયી છે, તે પુરવાર કરી આપ્યુ બીજી બાજુ અમેરિકા જોડે સારા સંબંધો રાખી, અમેરિકાના નિમંત્રણનો સ્વીકાર કરી, ત્યાના માનવીઓનો પ્રેમ જીત્યો ત્રીજી બાજુ, એમણે નૂતન ચીન જોડે પણ એટલા સારા સંબંધો રાખ્યા, કે, અમેરિકા વગેરે દેશોને, ચીનના પ્રત્યાઘાતો જાણવા હિન્દ પાસે આવવુ પડતુ ઈન્ડોનેશિયાની જોડે તો હિન્દના મીઠા સંબંધો જાણીતા છે જ ઈરાનના તેલના રાષ્ટ્રીયકરણના પ્રશ્નમા, પણ હિન્દે, ઈરાનની એ નીતિ યોગ્ય છે એમ કહી ઈરાનનો પ્રેમ સંપાદન કર્યો તો, બીજી તરફ, ઈરાનનુ તેલ લેવાનુ ના પાડી બ્રિટીશરોને પણ રાજી રાખ્યા સુએઝનહેરના પ્રશ્નમા પણ એમણે ઈજીપ્તની તરફેણ કરી, પશ્ચિમ એશિયાની સહાનુભૂતિ સંપાદિત કરી અફઘાનિસ્તાન જોડે તો એના મીઠા સંબંધો છે જ પાકીસ્તાન પ્રત્યે પણ હિન્દને આઘાત પહોચાડે એવા

ત્યાના પ્રધાનો અને અખબારોના નિવેદનો અને પ્રચાર છતા, જવાહરે મૈત્રીનો હાથ લબાવેલો જ રાખ્યો છે પરિણામે, પાકીસ્તાનના વડા પ્રધાન મહમદઅલીએ, જવાહરનો મૈત્રી માટે લબાવેલો હાથ સ્વીકાર્યો, ને, હિન્દ અને પાકીસ્તાન વચ્ચે જે તગદિલી હતી તે થોડે અશે દૂર થઈ રશીઆ અને યુગોસ્લેવિયા જોડે જવાહરે મૈત્રીનો હાથ લબાવ્યો અને તે તે દેશોની મુસાફરી કરી, તે દેશોના વડાઓને હિન્દમા આમત્રી એમણે પોતાની મૈત્રી દઢીભૂત કરી

વીએટ નામમા પણ ફ્રેન્ચ દળો, એ પ્રદેશનો કબજો રાખે, અને, વીએટ નામની રાષ્ટ્રીય જાગૃતિને દબાવી દે, તેનો જવાહરે વિરોધ કર્યો કોઈ પણ પરદેશી સત્તા, એશિયાના પ્રદેશનો કબજો રાખે, અને, પ્રજાકીય અસ્મિતાને કચડે એ સ્થિતિ જ જવાહર જેવા માનવી માટે અસહ્ય છે આજ કારણથી, બ્રિટીશ ગીએનામા, ત્યાના વડા પ્રધાન ડૉ જગનને, ત્યાના ગોરા ગવર્નરે અને બ્રિટીશ સરકારે પદભ્રષ્ટ કર્યા, તેનો, જવાહરે સખત વિરોધ કર્યો હતો કારણ કે, જ્યારે જ્યારે લોકશાહીની વિરુદ્ધ એ ભાવનાને કચડનારુ કોઈપણ પગલુ ભરાય છે, ત્યારે જવાહર એની સામે બડ ઉઠે છે આ રીતે, સ્વતત્ર, તટસ્થ, ન્યાયી એવી પરદેશનીતિને લીધે આજે જગતના નકશામા હિન્દને અગત્યનુ સ્થાન મળે છે અને હિન્દે અત્યત માનભર્યુ સ્થાન મેળવ્યુ છે

જવાહર કોઈ પણ નિકટ નજદીક પ્રશ્નનુ, શક્ય હોય, ત્યા સુધી વાટાઘાટથી અને સમજૂતીના રાહે પ્રશ્નનો ઉકેલ કરવા માગે છે એથી જ, પાકીસ્તાન જોડે, યુદ્ધ ન કરવાના કરારો કરવા માટે એમણે વાર વાર કહેણ મોકલ્યા કાશ્મીરનો પ્રશ્ન, જવાહર ધારત, તો લડાઈને માર્ગે, સહજમા અને આસાનીથી ઉકેલી નાખત પરન્તુ, જવાહરે એ માર્ગ લેવા છતા, સયુક્ત રાષ્ટ્રપરિષદને જ એ બાબતનો ન્યાય કરવાને સોપ્યુ અને એની આગળ પોતાની ફરિયાદ નોધાવી જ્યારે પાકીસ્તાનમા ઠેર ઠેરઠેર જેહાદ જેહાદની માગો પૂકારાય છે, ત્યારે જવાહર શાતિની જ વાતો કરે છે પાકીસ્તાન તરફ મૈત્રીભાવનો જ સદેશો આપે છે એજ રીતે, સીલોનના હિન્દીઓના મતદાન અને નાગરિક હકનો પ્રશ્ન પણ, ત્યાના વડાપ્રધાન જોડે સમજૂતીથી અને ખેલદિલીથી જ એઓ કરવા ઇચ્છે છે તદુપરાત, હિન્દમા, જે પોર્ટુગીઝ વસાહતો છે, તે નાબૂદ થવી જોઈએ, એમ એઓ કહે છે છતા, એ માટે, જવાહર યુદ્ધનો માર્ગ લેવા ઇચ્છતા નથી બાકી, એ વસાહતો, તો એટલી નાની છે, કે, માત્ર, એક દિવસમા હિન્દ ખૂબ જ આસાનીથી એ કબજે કરી શકે પણ, જવાહરે, એમ ન કરતા, શાતિનો અને સમજૂતીનો માર્ગ લીધો છે તેવી જ રીતે, દક્ષિણ અને પૂર્વ આફ્રિકામા હિન્દીઓ ઉપર જે સીતમ ગુજરે છે,

મધ્યકાલીન જુલમશાહીની યાદ આપે એવી એ નીતિનો પણ બધા શક્ય માર્ગે, સયુક્ત રાષ્ટ્ર પરિષદ દ્વારા જ હિન્દ ઉકેલ લાવવા પ્રયત્ન કરે છે

આમ જવાહરની રાજનીતિ શાંતિની છે, અમનની છે, સમજૂતીની છે એનો કોઈ અવળો અર્થ ન કાઢે, કે, જવાહરની રાજનીતિમા ટાઢાશ છે એમા ઉગ્રતા કે પુણ્યપ્રકોપ પણ સારા પ્રમાણમા છે પાકીસ્તાન સામે, કોરિયામા અમેરિકાની નીતિ સામે, સીલોનમા, હિન્દીઓને મતાધિકાર નથી મળતો તેની સામે, દક્ષિણ ને પૂર્વ આફ્રિકાના રગભેદની નીતિની સામે, પોર્ટુગિઝ રાજ્ય હિન્દના એના સસ્થાનોમા જે જુલમ કરે છે તેની સામે, સામ્યવાદી ચીનને ન સ્વીકારવાની અમેરિકાની નીતિની સામે, સીંગમેન રી ને અમેરિકા જે રીતે થાબડ્યા કરે છે તે રીતિ સામે જવાહરે ઉગ્રમા ઉગ્ર શબ્દોમા પોતાનો પુણ્યપ્રકોપ ઠાલવ્યો છે

સ્વદેશી રાજકારણમા પણ જવાહરે સામ્યવાદીઓનો વિરોધ કર્યો છે કોમવાદને પડકાર કર્યો છે પરન્તુ, જવાહરે પોતાની દૃષ્ટિ સકુચિત નથી રાખી જે જે પ્રગતિવાદી તત્વો હતા, તે બધા તત્વોનો જવાહરે, કોંગ્રેસ જોડે સહકાર સાધી, પ્રજાહિત કરવાનુ આમત્રણ આપ્યુ છે જવાહર સ્વદેશમા પણ શાંતિના ચાહક છે સ્વદેશનીતિ જુદી અને પરદેશનીતિ જુદી, એવુ જવાહરનુ રાજકારણ નથી એ તો, પાકિસ્તાનના બધારણમા બીનલોકશાહી તત્વ હોય તોય છ છેડાઈ ઊઠે, અને, અલીગઢમા મુસ્લિમ અધિવેશન ભરાય ને કોમની સરક્ષણની માગણી કરે, ત્યારે પણ જવાહર અકળાઈ જાય માત્ર કોમી દૃષ્ટિએ, કાશ્મીરની પ્રજાપરિષદ, મુસ્લિમ પ્રધાનમડળનો વિરોધ કરે, તેય જવાહરને મૂઝવી નાખે

જવાહરને આપણે જોઈએ તો, એઓ સાચી લોકશાહીમા માનનારા છે એથી જ યુરોપના રાજ્યોના સસ્થાનવાદનો એઓ વિરોધ કરીને પ્રગતિશીલ બળોને, પોતાનો સાથ આપે છે બ્રિટીશ સરકારના પદભ્રષ્ટ વડા પ્રધાન શ્રી જગનને પણ પ્રેરણા જોઈતી હોય, તો, એઓ જવાહરને મળવા આવે અને એમની સલાહ લે છે હમણા હમણા યુરોપના રાજ્યોએ સસ્થાનો પ્રત્યે જે પ્રત્યાઘાતી નીતિ પુન અખત્યાર કરવા માડી છે, તે તરફ જવાહરે બહુ સ્પષ્ટ અને આકરા શબ્દોમા નફરત બતાવી હતી જવાહરે, ઈરાનના તેલના રાષ્ટ્રીયકરણમા સાથ આપ્યો, સુએઝ નહેરની બાબતમા મિસરને સાથ આપ્યો, દક્ષિણ આફ્રિકાના હબસીઓ ને હિન્દીઓને એમની રગભેદ સામેની લડતમા ટેકો આપ્યો, ચીનની સામ્યવાદી સરકારનો સ્વીકાર કર્યો, ઇન્ડોનેશીયાની સામેના યુરોપના સસ્થાનવાદને પડકાર્યો, આધ્રની પ્રાન્તરચનાનો એમણે સ્વીકાર કર્યો, ભાષાવાર પ્રાતરચના માટે એક સમિતિ નીમી, તેની ભલામણો

મોટે ભાગે સ્વીકારી તથા વીએટનામમાં ફ્રેંચ વસાહત સામે પોકાર કર્યો : એ સર્વે જવાહરની લોકશાહીના ઉત્તમ દૃષ્ટાન્તો છે.

જવાહરની લોકશાહીની ભાવનાએ જ આપણા રાજ્યને બીનમજહબી રાજ્ય બનાવ્યું છે. અને, આપણે ત્યાંની લઘુમતીઓને બહુમતી જેટલાજ હકો મળે છે, એટલું જ નહિ, પરન્તુ, લઘુમતી કોમને જરા જેટલો પણ રંજ થાય, એવું કશું આપણા બંધારણમાં નથી. વળી, માત્ર ભણેલી લઘુમતીઓ નહિ, પણ, આદિવાસીઓ, હરિજનો, એ બધાને માટે ખાસ સંરક્ષણ અપાયું છે, અને એમની નાની બહુમતીને લીધે, એઓનું પ્રતિનિધિત્વ ન આવે, એવી પરિસ્થિતિ ઉપસ્થિત ન થાય તેની જોગવાઇ પણ બંધારણમાં રાખવામાં આવી છે. જવાહરની પ્રધાનમંડળની પસંદગીમાં પણ, શીખ, પારસી, મુસ્લિમ, ખ્રિસ્તી, હરિજન, સ્ત્રીઓ : એમ સર્વે લઘુમતીઓને અવારનવાર સ્થાન મળ્યું છે. આથીજ, જવાહરે બધી કોમોનો, બધી લઘુમતીઓનો ચાહ મેળવ્યો છે. એટલુંજ નહિ, પણ, લઘુમતીઓને દબાવવાની, કે, બે કોમો વચ્ચે વેરઝેરની ભાવના ઉત્પન્ન કરનારી, કોઇપણ વ્યક્તિ કે કોઇપણ સંસ્થા સામે એઓ કડકમાં કડક પગલાં લેતાં અચકાયા નથી.

હિન્દુ મહાસભા, જનસંઘ, રાષ્ટ્રીય સ્વયંસેવક દળ, અકાલી દળ, મુસ્લિમ લીગ, જેવી કટ્ટર કોમવાદી સંસ્થાઓને જવાહરે સખત હાથે દાબી દઈને, કોમવાદથી થતી પારાવાર હાનિથી દેશને બચાવ્યો છે. પરિણામે, આજે કોમવાદી સંસ્થાઓની ઈજ્જત ઘટી ગઈ છે. એમની વાત સાંભળનારાઓની સંખ્યા ઘટી છે. જવાહરની સચ્ચાઈની, એમની નીતિની યોગ્યતાની, આમજનતાને પૂરેપૂરી પ્રતીતિ થઈ ગઈ છે. એટલે, કોમવાદને, દાબી દેવામાં જવાહરને જનતાનો પૂરો સાથ છે.

જવાહરનું રાજકારણ, ગાંધીવાદી રાજકારણ એક દૃષ્ટિએ કહી શકાય. ગાંધીજીએ રાજકારણમાં નીતિ, સત્ય, ઈમાનદારી, સિદ્ધાંતનું કડક પાલન, ભાઈચારો, અન્યાયની સામે પોકાર, અને અન્યાયીનો સામનો, માનવહિત, વગેરે સિદ્ધાંતો આપણને આપ્યા. રાજકારણમાં, અનીતિ વિના ચાલે જ નહિ, કે, એમાં સાચું હોય જ નહિ, એવો આપણો ભ્રમ એમણે ભાંગ્યો. જવાહરે એ નીતિનું અક્ષરશઃ પોતાના રાજકારણના પિતા કે ગુરુનું પાલન કર્યું. અને એમની રાજકીયનીતિની પ્રણાલિ જાળવી રાખી. રાજકારણની શુદ્ધિ જાળવી. તટસ્થતા એટલે તટસ્થતા. મોઢે તટસ્થતાની વાત કરવી, અને પછી, પરોક્ષ રીતે, એક વખત, આનો પક્ષ લેવો અને બીજી વખત, બીજાનો પક્ષ લેવો, અને સત્તાની તુલાને સમતોલ રાખવી, એવી એમની નીતિ નથી.

જવાહર યુદ્ધકેદીઓની બાબતમાં પણ પોતાની તટસ્થ અને સ્વતંત્ર નીતિને અનુસરે છે. કોમનવેલ્થમાં રહ્યા છતાં, એઓ બ્રિટનની શેહમાં તણાતા નથી. આથી જ પદભ્રષ્ટ જગતને આવકાર આપે છે; ચાંગ-કાઈ-શેકનો પ્રતિનિધિ, સંયુક્ત રાષ્ટ્રસંઘની બેઠકમાં બેસે, તેનો વિરોધ જવાહર, ચાંગ-કાઈ-શેકના મિત્ર હોવા છતાં કરે છે. મૈત્રીનો કે સગાઈનો સંબંધ રાજકારણમાં એઓ વચ્ચે આવવા દેતા નથી. આ કડક તટસ્થતાને લીધે, જવાહરને કાંઈ ઓછું સહન કરવું પડતું નથી. એમને કેટલાક છૂપા સામ્યવાદી કહે છે, કેટલાક એમને અમેરિકા-પક્ષી કહે છે, કારણ કે, એઓ અમેરિકાની આર્થિક મદદ સ્વીકારીને દેશની આર્થિક પ્રગતિ સાધે છે. કેટલાક એમને સર મુખત્યાર કહે છે, અને હીટલર તથા મુસોલિનીની જોડે સરખાવી, એમની નીતિને ફાસીવાદી નીતિ કહે છે. એક તરફ સામ્યવાદીઓ એમનો વિરોધ કરે. બીજી તરફ, અમેરિકાપક્ષીઓ, જેવા કે, વૉલેસ, સ્ટીવન્સન, અને સીંગ્મેન રી, એમનો વિરોધ કરે, એ એકજ વાત આખરે તો સાબિત કરે છે, કે, જવાહરની નીતિ સત્યની છે, તટસ્થતાની છે.

આમ, ગાંધીજીના રાજકીય સિદ્ધાંતોને અને એમની નીતિને એઓ આગે બઢાવતા હોવા છતાં, ગાંધીજી જીવતા હતા, ત્યારથી એઓ ગાંધીજીના બધા સિદ્ધાંતોને સ્વીકારતા નહોતા. ગાંધીવાદી તત્વ જોડે થોડી પશ્ચિમની અસર આપણને જવાહરમાં મિશ્રિત થયેલી લાગે છે. એથીજ, ગાંધીજીની નીતિમાં મોટાપાયાપરના ઉદ્યોગીકરણને સ્થાન નહોતું, ત્યારે જવાહર રાષ્ટ્રના ઉદ્યોગીકરણથી જ રાષ્ટ્રની ઉન્નતિ થશે, એમ માનનારા છે અને તેથી ઝડપભેર એઓ રાષ્ટ્રના ઉદ્યોગીકરણની પ્રવૃત્તિમાં લાગી ગયા છે. એ કારણથીજ, એઓ પરદેશનું હૂંડિયામણ બચાવીને, પરદેશના નિષ્ણાતો અને પરદેશના યંત્રો મંગાવી, હિન્દનું ઔદ્યોગીકરણ કરવા લાગી ગયા છે.

જવાહર ઉપર સોવીએટ રશિયાની પંચવર્ષીય યોજનાની સારી છાપ પડેલી, અને તેથી, આપણા દેશના સર્વાંગી વિકાસની પણ પદ્ધતિસર અને શાસ્ત્રીય રીતે યોજના થાય એમ એઓ પહેલેથી માનતા આવ્યા છે. અને, તેથીજ, જ્યારે એમણે હોદ્દાનો સ્વીકાર કર્યો નહોતો, ત્યારે પણ, હિન્દી રાષ્ટ્રીય મહાસભા તરફથી એમણે એક 'આયોજન પંચ'ની સ્થાપના કરેલી. અને એણે મહાસભાના આશ્રયે પોતાનું કાર્ય આરંભી પણ દીધેલું. હવે તો એમની પંચવર્ષીય યોજનાઓ જગજાહેર છે. અને જવાહર એ યોજનાને વિષે રોજ-બ-રોજ બોલે છે, એ પણ જવાહરની જ-કહી શકાય એવી રાજકીય વિશેષતા છે.

જવાહરનું રાજકારણ એ જેટલું રાષ્ટ્રીય છે, તેટલુંજ આંતરરાષ્ટ્રીય છે. એક બીજી રીતે કહીએ તો એ પહેલું આંતરરાષ્ટ્રીય છે અને પછી એ રાષ્ટ્રીય છે.

કારણ કે, કોઈપણ રાષ્ટ્રીય પ્રશ્નનો ઉકેલ પણ એઓ આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિને લક્ષમાં રાખીને, એના આંતરરાષ્ટ્રીય આઘાતપ્રત્યાઘાતોનો વિચાર કરીને જ એઓ કરે છે. કાશ્મીરનું જ દૃષ્ટાન્ત લઈએ તો, કાશ્મીરના પ્રશ્નનો ઉકેલ જવાહરે શસ્ત્રના જોરથી કરવાને બદલે, સંયુક્તરાષ્ટ્ર પાસે ફરિયાદ નોંધાવી ન્યાય માંગ્યો. જવાહરે હૈદ્રાબાદમાં પણ જે પોલીસખાતું લીધું તે એક દૃષ્ટિએ જોઈએ તો ઘણું મોડું લીધું. કારણ કે, જવાહર, આંતરરાષ્ટ્રીય દૃષ્ટિએ એના આઘાતપ્રત્યાઘાતો અનિચ્છનીય આવે એમ ઇચ્છતા નહોતા. એક બીજી રીતે જોઈએ તો જવાહર એટલા માટે આંતરરાષ્ટ્રીય છે, કે, એમણે બધા પરદેશો જોડે સંબંધ રાખ્યા છે. મોટા મોટા દેશોમાં, પોતાનાં એલચીખાતાં સ્થાપ્યાં છે. અને પરદેશો જોડે સારો સંપર્ક રાખ્યો છે. રાધાકૃષ્ણન જેવાને મોકલી રશિયા જોડે મીઠો સંબંધ બાંધ્યો, સરદાર પાણીકર જેવાને મોકલી, ચીન અને ઇજિપ્ત જોડે પ્રેમસંબંધ બાંધ્યો, ડૉ. તારાચંદ જેવા માનવીને પસંદ કરી અફઘાનીસ્તાન અને ઈરાન જોડે ગાઢ સંપર્ક સાધ્યો અને પાકીસ્તાનના હિન્દ સામેના અવળા પ્રચારની અસરને એમણે નાબૂદ કરી.

જવાહરનું માનસ જ એવું છે, કે, જેટલા આઘાત પ્રત્યાઘાતો એમને રાષ્ટ્રીય બનાવથી થાય, તેટલા જ આઘાત પ્રત્યાઘાતો એમને હિન્દની બહાર બનતા બનાવોથી પણ થાય. આથી, ટ્રીએસ્ટ, મોરોક્કો, સાઉદી–અરબસ્તાન, બ્રિટીશ ગિએના, કોરિયા, વગેરે સ્થળના બનાવોની પણ એમની પર એ પ્રદેશો જાણે પોતાનું વતન હોય, તેની જ અસર થાય છે. અને એ બનાવોના પહેલા પ્રત્યાઘાત આપણને જવાહરનાં છાપાંજોગાં નિવેદનો, કે, અખબારી મુલાકાતો કે લોકસભામાં એમની જાહેરાતોથી જાણવા મળે છે. આથી, બીજા દેશોને પણ હિન્દ અનુસાર વિચારવાની તક સાંપડે છે. પરિણામે આજે હિન્દ, પાકીસ્તાનને ગમે કે ન ગમે, કે, અમેરિકાને રુચે કે ન રુચે તો પણ એ એશિયાનું નેતા બન્યું છે. આમ જવાહરના નેતૃત્વને પરિણામે, પરદેશોમાં એક પ્રકારની જાગૃતિ કે વૈચારિક ક્રાન્તિ આવી છે. મીસરમાં નગીબે, ત્યાંની જનતા જોગ સંદેશો આપતાં, ગાંધીજીની જેમ નિષ્કામભાવે દેશને માટે કુરબાની કરવા કહ્યું હતું, તે જવાહરની સફળ રાજનીતિનું પરિણામ છે.

જવાહરની રાજનીતિની બીજી વિશેષતા તે, એઓ આંતરરાષ્ટ્રીય વ્યક્તિ હોવાને લીધે, અંગ્રેજી તથા ફ્રેંચને એઓ મહત્વ આપે છે તે છે. ગાંધીજી તો અંગ્રેજીની વિરુદ્ધ હતા. હિન્દની પ્રજાની પ્રગતિ અંગ્રેજી શિક્ષણથી રૂંધાઈ જાય છે, એમ માનતા હતા. જ્યારે, જવાહર હિન્દીને રાષ્ટ્રભાષા તરીકે સ્વીકારે છે. છતાં, એઓ અંગ્રેજીનું મહત્વ ઓછું આંકતા નથી. અને આંતરરાષ્ટ્રીય સંપર્ક માટે

અંગ્રેજી અનિવાર્ય છે અને એની અવગણના આપણને હાનિકર્તા થઈ પડશે એમ કહે છે.

જવાહરની રાજનીતિમાં અદ્યતન વિજ્ઞાનની પ્રગતિને પણ મહત્વનું સ્થાન છે. એઓ શસ્ત્રઉત્પાદનમાં માને, મોટું લશ્કરી બળ રાખે, તેને હથિયારોથી અને અદ્યતન યુદ્ધપદ્ધતિથી સુજ્જ રાખે. એઓ, ગાંધીજી જેટલા આમજનતાની જોડે ઓતપ્રોત નહિ. એક રીતે કહીએ તો જવાહર આમજનતાની જોડે તદ્રૂપ ખરા પણ તન્મય નહિ, એટલે, આલીશાન મકાનમાં, અદ્યતન સાધનોનો ઉપયોગ કરીને રહે, વિમાનમાં મુસાફરી કરે. એઓ એમ માને છે, કે દુનિયાની પ્રગતિમાં આપણે પાછળ ન પડી જવા જોઈએ. આ પ્રમાણે એઓ ગાંધીજીના અનુયાયી ને શિષ્ય ખરા, પણ આંધળા શિષ્ય નહિ. ગાંધીજીના રાજકીય સિદ્ધાંતો, ગુલામ હિન્દની દશાને અનુરૂપ હતા, જ્યારે, હવે એ સિદ્ધાંતો, હિન્દ આઝાદ થયુ હોવાને લીધે, બદલવા પડે, અને તે, જવાહર આમજનતાના હિતને લક્ષમાં રાખીને બદલે છે. આઝાદ હિન્દ આજે જે ગૌરવ ભોગવે છે, જે પ્રતિષ્ઠા પામ્યું છે, જગતમાં બીજા નંબરનું રાષ્ટ્ર બન્યું છે તે જવાહરને પ્રતાપે.

હિન્દમાં આમજનતાએ ચૂંટેલી લોકસભા છે. પુખ્ત મતાધિકાર પ્રમાણે એની ચૂંટણી થઈ છે. લોકોએ પરોક્ષ રીતે ચૂંટેલા રાષ્ટ્રપતિ છે. વરિષ્ટ અદાલત છે, જ્યાં સરકારની જરાય દરમિયાનગીરી નથી. સરકારના નિર્ણયોને ગેરકાયદેસર એ અદાલત ખૂબ આસાનીથી ઠરાવી શકે છે. સરકારે પકડેલા માણસોને છોડાવી શકે છે. બંધારણમાં આપેલા મૂળભૂત હકો—Fundamental Rights-નું સંરક્ષણ કરે છે અને વૈયક્તિક તેમજ સામુદાયિક સ્વતંત્રતા જાળવે છે.

હિન્દના ભિન્ન ભિન્ન રાજ્યોમાં સ્વરાજ્ય છે. રાજ્યોના પ્રધાનમંડળ પર મધ્યસ્થ સરકારનું કોઈ પણ જાતનું દબાણ નથી. રાજ્યોના પ્રધાનમંડળોને પોતાના આંતરવહીવટની સંપૂર્ણ સ્વતંત્રતા છે. અને, તેથી જ જવાહરને મદ્યનિષેધથી જે આવક ડૂબે છે, તે પસંદ નથી, છતાં, એઓ પ્રાંતિક પ્રધાનમંડળો પર મદ્યનિષેધને હાલતુરત મોકૂફ રાખવાનું ખોટું દબાણ લાવતા નથી, એ એમના લોકશાહી માનસનો, ને, એમની લોકશાહી નીતિનો પૂરાવો છે.

જવાહરની છત્રછાયા નીચે આજે લગભગ ૬૦–૭૦ દેશોમાં આપણાં એલચી મંડળો છે. હિન્દની સર્વદેશીય પ્રગતિ માટે, નિષ્ણાતોએ ખૂબ જહેમતથી કરેલી ૨૨૦૦ કરોડ રૂપિયાની પ્રથમ પંચવર્ષીય યોજના સફળ થઈ છે. અને તેનાથી વધુ યે કરોડ રૂપિયાની દ્વિતીય પંચવર્ષીય યોજના અમલમાં આવી છે. હિન્દની

આ સયુક્તરાષ્ટ્ર પરિષદના પ્રમુખ થયા છે આ પરિસ્થિતિમા, જે નમનુના જોઈએ, જે વિચારશીલતા જોઈએ, તે સર્વાંગી વિચારસરણી, અને પરિસ્થિતિનુ યોગ્ય પૃથક્કરણ કરીને તે પ્રમાણે વર્તવાની હામ અને દૂરંદેશી જોઈએ તે જવાહરમા છે એમ છતા, એમની આસપાસ, જૂથબંધીનો, ખટપટનો, વેરઝેર અને ઈર્ષા, તથા અવિશ્વાસ ને ઝેરીલાપણાનો જે દાવાનળ સળગતો રહ્યો છે, તેની આચ પણ એમને સ્પર્શી નથી, એ એમની રાજપુરુષ તરીકેની મહત્તા છે

જવાહર તો ગાધીજીને પગલે પગલે ચાલીને, રાષ્ટ્રમ ધમા ભળ્યા છે અંગ્રેજો જોડેના જૂના વેરઝેર એઓ વીસરી ગયા છે એથી તો, જે ચર્ચીલ એમની નફરત કરતો હતો, તે ચર્ચીલને એમણે પોતાનો મિત્ર અને ચાહક બનાવી દીધો છે ચર્ચીલ જેવો કટ્ટો વૈરી, એમનો પ્રશસક બને, એ અદ્ભુત પરિવર્તન જગતના રાજકારણમા એક આશ્ચર્યજનક ઘટના છે આજથી દશ વર્ષ પહેલા કોઈએ એવી આગાહી કરી હોય, કે ચર્ચીલ અને જવાહર એકબીજા જોડે મિત્રભાવે બેસીને લડનમા ખાણુ ખાશે તો કોઈ એવી આગાહી કરનારને જનતા પાગલ જ ગણે પણ ગાધીજી જેમ દુશ્મનને સાધતા હતા, તેવીજ રીતે, ગાધીજીના આ અનુયાયીએ પણ ચર્ચીલ જેવા માંધાતાને બરાબર નાથ્યો છે

કોમનવેલ્થમા રહી, જવાહરે હિન્દનુ કલ્યાણજ સાધ્યુ છે જવાહરે, પોતાની શરતે, કોમનવેલ્થમા જોડાણ કર્યું છે અને, હિન્દની પ્રતિષ્ઠા એટલી વધારી કે હિન્દની સગવડને ખાતર, અગ્રેજોએ પોતાની કોમનવેલ્થની આખી ભાવના પલટી, હિન્દને અનુકૂળ બની ગયા, એ આપણો એક મહાન નૈતિક વિજય લેખી શકાય

જવાહરની રાજકીય દૂરદેશી જોઈએ તો, જવાહર અને સરદાર પટેલનુ માનસ એકબીજાથી અત્યત ભિન્ન હોવા છતા, જવાહર લોકશાહી માનસવાળા, સરદાર સરમુખત્યારી માનસવાળા, છતા, જવાહરે એમની જોડે ફાવડાવ્યુ અને એમની જોડે હિન્દનુ સુકાન સફળતાથી ચલાવ્યુ એ દર્શાવે છે કે જવાહર જડ કે જક્કી નથી, પણ ક્યારે અને કેવી રીતે વર્તવુ તેની સમજવાળા છે

ઘણાને એમ લાગે છે, કે, જવાહર તકવાદી છે પણ વસ્તુત એમ નથી માનવીનો વિચાર વિકાસ તો જીવનના અત સુધી થતો જ રહેતો હોય છે એટલે જવાહરમા આપણને ફેરફાર લાગે તો એ માટે જવાહરનો તકવાદ નહિ, પણ જવાહરનો વિચાર વિકાસ જવાબદાર છે આઝાદી પૂર્વે, જવાહર માન લાગણીના દોર્યા દોરવાતા હતા, હવે, રાષ્ટ્રની જવાબદારી શિર પર પડી, ત્યારે, એઓ બુદ્ધિથી દોરવાય છે અને એ કારણથી, આપણને આઝાદી પૂર્વેના જવાહર અને

આઝાદી પછીના જવાહરના ભાષણોમા, એમના વિચારોમા, એમની દૃષ્ટિમા આસમાન અને જમીન જેટલુ અતર લાગે, પણ, આપણે આ દૃષ્ટિએ વિચારીએ તો એ અતર એ વિચારની ઉત્ક્રાન્તિનુ સ્વાભાવિક પરિણામ આપણને લાગશે

જવાહર પહેલાં કેવળ આદર્શવાદી હતા, પણ હવે એમની બુદ્ધિ, રાજ્યધુરા એમણે લીધા પછી વ્યવહારુ બની છે છે અને એઓ આદર્શ અને વ્યવહાર વચ્ચેનો સુમેળ સાધી શક્યા છે આથીજ જવાહરે એક વખત બુલદ અવાજે પોકાર કરેલો કે 'હમ મુસ્લીમોકી સાથ સમઝોતા કરેગે લેકિન મુસ્લિમ લીગકી સાથ કભી ભી સમઝોતા નહિ કરેગે', અને પછી એઓ મુસ્લિમ લીગ જોડે વાટાઘાટ કરે, કેવલ એમને પ્રધાનમડળ રચવાનુ આમત્રણ આપે, ત્યારે, એઓ શ્રી જીન્નાને મળીને, મુસ્લીમ લીગને પણ પ્રધાનમડળમા પોતાના પ્રતિનિધિઓ મોકલવાનુ કહે, એ શુ બતાવે છે? એ બતાવે છે, કે જવાહરની બુદ્ધિ કેવળ આદર્શની ભૂમિ પરથી વાસ્તવિકતાની ભૂમિ પર આવતી જતી હતી એઓ ક્રમશ વધુ અને વધુ દીર્ઘદૃષ્ટિવાળા બનતા હતા પાકીસ્તાનનો વિરોધ કરનાર જવાહર પાકીસ્તાનનો સ્વીકાર કરી લે, એ પણ એમની દૃષ્ટિની ઉત્ક્રાન્તિ થતી હતી તેનો જ પૂરાવો છે

આઝાદી પૂર્વે જવાહરની વિચારસરણીમા સમાજવાદનો નશો હતો. જવાહર મૂડીવાદના વિનાશની કે વર્ગવિગ્રહની વાતો કરતા હતા, શાહીવાદ, મૂડીવાદ અને ધર્મને રોજ રોજ શાપતા હતા તે જવાહર આજે ગાધીજીના અસ્થિ ત્રિવેણીમા પધરાવે છે, ગગાસ્નાન કરે છે, કુભમેળામા યાત્રાળુઓને રાહત મળે તેની તકેદારી રાખે છે, હિન્દની આઝાદીને માટે જોશી પાસે મુહૂર્ત જોવડાવે છે એ જવાહર યુવાન મટીને પીઢ વિચારસરણીના થતા ગયા તેના જીવત દૃષ્ટાન્તો છે

જવાહરના મનમા આઝાદી પૂર્વે સઘર્ષ હતો બ્રિટીશ પાર્લામેન્ટરી પદ્ધતિ માટેનો અત્યત આદર ને બીજી તરફ હિન્દમાની બ્રિટીશની શાસન પદ્ધતિ પ્રત્યે નફરત આજ કારણે, એમણે ૧૯૨૮ ની કલકત્તા કોંગ્રેસમા, સાસ્થાનિક સ્વરાજ્યની ભાવનાનો વિરોધ કરીને મુકમ્મીલ આઝાદીની માગણી કરેલી પરન્તુ, એજ જવાહરે ૧૯૪૭ની ઑગસ્ટની ૧૫ મી તારીખે, સાસ્થાનિક સ્વરાજ્યનો સ્વીકાર કર્યો, તે જવાહરના મનનો સઘર્ષ દૂર થઈ, એમનુ મન સ્થિર થયુ તે દર્શાવે છે અત્યારસુધી અનેક રાહોમાથી કયે રાહે જવુ, તે માટેની ગભરામણ હતી, મૂઝવણ હતી, પણ હવે એ અકળામણ રહી નથી. હવે દૃષ્ટિ સ્પષ્ટ બની છે હવે રાહ નિશ્ચિત છે હવે ગાધીવાદ સારો કે પશ્ચિમનો લોકશાહીવાદ એની મૂઝવણ નથી બન્નેનો સમન્વય એજ સારો માર્ગ છે, તેની સમજ છે

જવાહરના રાજકારણમા હવે ત્રણ તત્ત્વો ભળ્યા છે સામ્યવાદ, બ્રિટનનો લોકશાહીવાદ ને ગાધીવાદ આથી એક તરફ એઓ બ્રિટનની પાર્લામેન્ટરી પદ્ધતિને આદર્શ માનીને એને અપનાવે છે, તો, બીજી તરફ સત્યાગ્રહ અને અસહકારમા શ્રદ્ધા રાખે છે, ને, ત્રીજી તરફ, અહિંસામા માનનારા હોવા છતા, એમને હિંસા તરફ નફરત નથી એમને રાજકારણમા દક્ષિણ પ્રવૃત્તિ પસદ નથી આમ જવાહરમા ગાધીવાદ ને સમાજવાદના તત્ત્વોનુ મિશ્રણ હોવાથી એમને "ગાધીવાદી સમાજવાદી" કહી શકાય

જવાહરના રાજકીય ઘડતરમા એક તરફ નાનપણમા એમને વિજ્ઞાનનુ શિક્ષણ મળ્યુ તો, બીજી બાજુ, એમના ઇતિહાસ અને સસ્કૃતિના અધ્યયને, અને ત્રીજી તરફ, ગાધીજીના પ્રત્યક્ષ સપર્કે એમા અગત્યનો ભાગ ભજવ્યો ગાધીજીનો સપર્ક ન હોત તો એઓ સુભાષ બાબુની જેમ કંઈ કંઈ પગલામા ઉગ્ર ને હિંસાત્મક રીતિને અપનાવી ગયા હોત જો જવાહરને વિજ્ઞાનનુ શિક્ષણ ન મળ્યુ હોત, તો, એઓ મશરૂવાળા કે માપ્પાની જેમ પૂરા ગાધીવાદી બની ગયા હોત

આમ જવાહરનુ રાજકારણ એમનુ જ કહી શકાય એવુ છે એમા સરદારની ખડપી મુત્સદ્દીગીરી નથી, ગાધીજીની વાણિયાવૃત્તિ નથી, ચર્ચિલનો દભ, ઘમડ અને ગુમાન નથી તથા આઇઝન હોવરની લશ્કરી કડકાઈ નથી એમનુ રાજકારણ સમાનતા ને ભ્રાતૃભાવનુ રાજકારણ છે સમાન હકને માટેની લડતનુ રાજકારણ છે એમા રગદ્વેષને સ્થાન ન હોય યુરોપ ને એશિયાની પ્રજાને સમાન હક હોય એમા પરદેશની દરમ્યાનગીરી ન હોય એવુ એશિયાવાસીઓ માટે નિયત ન હોય તેવુ રાજકારણ છે

એક રીતે જોઈએ તો જવાહરનુ રાજકારણ એશિયાઈ છે, પણ કેવળ એશિયાઈ જ નથી એ વ્યાપક છે એમને હિન્દમા જેટલો રસ છે, તેટલો જ અમેરિકા, એશિયા કે યુરોપના દેશોમા બનતા બનાવોમા છે જર્મનીનુ ઉત્થાન જાપાનનુ શસ્ત્રીકરણ ફ્રાન્સની ચૂટણી, એ સર્વેમા એમને જીવત રસ છે જવાહર એ યુગદર્શી રાજપુરુષ છે જવાહર એ નૂતન હિન્દના રાજકીય અરમાનોના ને ભાવનાના, હિન્દની ભાવિ ઉજ્જવળ કારકીર્દીના જ્યોતિર્ધર રાજકીય પુરુષ છે એમના હાથમા માત્ર હિન્દનુ જ નહિ, પણ જગતની રાજકીય પ્રવૃત્તિનુ સુકાન સલામત છે.

[ ૧૮ ]

# જવાહરનું કુટુંબજીવન

સામાન્ય રીતે, જે લોકો જાહેરજીવનમાં પડ્યા હોય તેમને કુટુંબજીવન હોતું નથી, કારણ કે કુટુંબનું સુખ માણવાનો તેમને મોકો મળતો નથી, એવી ફરિયાદ વારંવાર થતી હોય છે અને તેમાં ઘણે ભાગે તથ્યાંશ છે. પુરાણ સમયમાં જેમ રાજાઓ ધરતીને વરેલા છે, એમ કહેવાતું તેમ હાલના સમયમાં જાહેર સેવક પોતાના કાર્યને અથવા જનતાને વરેલો હોય છે. અને તેથી એ પોતાનો લગભગ બધો સમય જનતા જાણે એની માનીતી પટરાણી હોય એમ એની પાછળ ખર્ચે છે. જેમ એક હાથીપગલાંમાં અન્ય સર્વે પગલાંઓ સમાઈ જાય છે, એમ કહ્યું છે, તેવીજ રીતે, એક દેશસેવામાં, કુટુંબની સેવા પણ સમાઇ જાય છે એવી દલીલો કરવામાં આવતી હોય છે. જવાહર જેવો દેશસેવાને સમય આપી શક્યા છે તેવોજ સમય કુટુંબ પ્રત્યે પણ આપી શક્યા છે. એઓ દેશસેવા કરે છે, તો દેશસેવા પ્રત્યે પોતાના કુટુંબને સ્વેચ્છાથી વાળે છે.

જવાહરના કુટુંબજીવનમાં પ્રથમ આપણે એમના દાંપત્ય જીવન પ્રત્યે નજર નાંખીએ. એમના દાંપત્યજીવન વિષે ઘણાને એવો ખ્યાલ છે કે, કમળા નેહરુ બિચારાં, ચિરવિરહિણી રહેતાં હોવાથી એમને કુટુંબનો સંતોષ નહોતો. પરંતુ, એ વાત સદંતર ખોટી હતી. પ્રથમ તો, જવાહર વિલાયત જઇ આવ્યા પછી, એમણે માતાપિતાની અનુજ્ઞાથી સ્વેચ્છાથી લગ્ન કરેલાં હતાં, એટલે એમાં અસંતોષનો પ્રશ્ન હોય જ નહિ. લગ્ન પછી એકવીસ મહિને, એમના દાંપત્યપ્રેમનું પ્રતીકસમું એક બાળક અવતર્યું. એ પણ એમના સુખી અને સંતોષી લગ્નજીવનનું જ્વલંત દષ્ટાંત છે. વળી, પોતાના કુટુંબજીવન વિષે આપણે જવાહરના જ શબ્દો જોઈએ. જવાહર કહે છે: "૧૯૨૩ પછી કુટુંબજીવનમાં મેં ઠીક ઠીક સુખ અને સંતોષ માણ્યાં છે, જોકે, હું બહુ ઓછો સમય કુટુંબને આપી શકતો. સુભાગ્યે મને મારાં સ્વજનો એવાં મળ્યાં છે, કે, સંકટ ને મૂંઝવણને અવસરે તેમની પાસેથી

હમેશાં મને સાંત્વન અને હૂંફ મળ્યાં છે. ૧૯૨૦ પછી મારી પત્ની જે અનુપમ ઉદારતાથી વર્તી તેથી મેં જેટલું મેળવ્યું છે, એનો વિચાર કરું છું, ત્યારે મને મારી પોતાની અયોગ્યતા માટે શરમ છૂટે છે. કમળા માની હતી......તો પણ તે મારા બધા ઢોંગ સહન કરતી. એટલું જ નહિ, પણ હું થાકતો, કંટાળતો, ત્યારે મને એ સમજાવતી અને સાંત્વના આપતી." જવાહરની આ ઉક્તિ, એમની પત્ની પ્રત્યેની અમોઘ પ્રીતિ અને સ્નેહમયતા દર્શાવે છે, અને સાથે સાથે કમળા જવાહરને કેવાં અનુકૂળ થઈ ગયાં હતાં તેનો પણ સાક્ષાત્કાર કરાવે છે.

આર્યપત્નીની જેમ કમળા જવાહરના પ્રેરણામૂર્તિ હતાં, જવાહરના સુખદુઃખના સાથી હતાં, મિત્ર હતાં, માર્ગદર્શક હતાં, દિલસફ હતાં અને આદર્શગૃહિણી હતાં. હિન્દના સ્વાતંત્ર્યસંગ્રામનું કમળા અદ્દોવરમણીય અને સૌની સહાનુભૂતિ ઉપજાવે એવું જ્વલંત પાત્ર છે. સીતા અને દ્રૌપદીની માફક કમળા આ જગતમાં દુઃખ સહન કરવા માટે જ જન્મી હતી અને આદિથી અંત સુધી પતિપરાયણ, કુટુંબપરાયણ, વતનપરાયણ, અને ધર્મપરાયણ રહી છે. સંપત્તિની છોળો વખતે એ ગર્વિષ્ઠ કે મદોન્મત્ત થતી નથી અને દુઃખના દિવસોમાં એ હિંમત હારતી નથી. નેહરુ કુટુંબની કુલવધૂ, જવાહરની અર્ધાંગના, ઇન્દિરાની માતા, મહાત્મા ગાંધીજીની વિશ્વાસપાત્ર અને સારા હિન્દનાં સ્ત્રીત્વની જ્વલંત પ્રેરણામૂર્તિ : એવી કમળા, જીવનના મધ્યાહ્નને, આવી પડતાં દુઃખો ધીરજથી સહન કરે છે અને સંજોગાનુસાર પોતાનું જીવનધોરણ સ્વેચ્છાપૂર્વક નક્કી કરી લે છે. અને એ આદર્શ સતી કોઈને પણ આ દુઃખપરંપરા, જેલજીવન, ચિરવિયોગ, દેહદમન, માટે ઠપકો આપતી નથી

ચારિણી બની રહ્યા કમળા સારા હિન્દનુ અમોલ રત્ન હતુ અને એણે પોતાના આદર્શજીવનથી નેહરુકુટુ બનેજ નહિ પણ સારા હિન્દના જીવનને અજવાળ્યુ

કમળા અને જવાહરનુ દાપત્ય એક સુખી અને આદર્શ દાપત્ય હતુ જ્યારે વિલાસવૈભવની માઝા નહોતી ત્યારે પણ જવાહરને એમણે સાથ આપ્યો જ્યારે વિલાસવૈભવ પરવાર્યા, ત્યારે પણ એમણે જવાહરને સપૂર્ણ સહકાર આપ્યો એમણે અમીરીમાથી ફકીરીમા નેહરુકુટુબનુ જે પરિવર્તન થયુ, તે અત્યત આસાનીથી સહ્યુ અને એમનામા એ માટે જરા જેટલો પણ રજ નહોતો, કારણ કે, એમને તો પતિની જોડે કાટાની મેજ પણ ગુલાબની સેજ જેવી લાગતી

આમ છતા, કમળાનુ પોતાનુ એવુ સ્વતત્ર વ્યક્તિત્વ હતુ જવાહરની હામાં હા ભણનારી એ નિષ્પ્રાણ પૂતળી નહોતી અને એથી જવાહર જોડે એમને ઘણીવાર સઘર્ષ થતો વિચારોની આપલે થતી, ત્યારે તણખા પણ ઝરતા આ સબધે જવાહર પોતાની આત્મકથામા જણાવે છે કે "અમારા લગ્નને સાડાઅઢાર વર્ષ થયા હતા મારી ઉમર તે વખતે છવ્વીસ વરસની હતી અને કમળાની સત્તર વરસની 'દુનિયાદારી'ના મારા દેખાવ છતા હુ બહુ છોકરવાદ હતો અને તેથી આ કોમળ લાગણીવશમાળા—જેની બુદ્ધિ ખીલતી કળીની જેમ ધીમે ધીમે ઉઘડતી હતી–તેને બહુ નરમાશથી અને કાળજીપૂર્વક સભાળની જરૂર હતી એનો મને ભાગ્યેજ બરાબર ખ્યાલ હતો અમારી વચ્ચે પરસ્પર આકર્ષણ હતુ અને તેથી અમારુ ગાડુ ઠીક ચાલતુ હતુ, પણ અમારા બન્નેના માનસ વચ્ચે બહુ ભેદ હતો અને તેનો મેળ બેસતો નહોતો આ અભાવને લીધે ક્યારેક ક્યારેક અમારી વચ્ચે ઝઘડો થઈ જતો નજીવી નજીવી બાબતોમા અમે લડી પડતા અવશ્ય એ છોકરવાદ લડાઈઓ હતી અને લાબો વખત ચાલતી નહિ થોડીજ વારમા અમે પાછા મનાઈ જતા બન્ને જરા ગરમ મિજાજના, લાગણીપ્રધાન અને પોતાના સ્વાભિમાનનો છોકરવાદ ખ્યાલ રાખનારા હતા આમ છતા અમારી વચ્ચેનો પ્રેમ વધતો ગયો, પણ માનસનો મેળ ઉત્પન્ન થતા વાર લાગી" પતિપત્નીના મીઠા સબધનુ તથા ક્ષણિક રિસામણા અને મનામણાનુ જવાહરે સુભગ ચિત્ર દોરી, કમળાના વ્યક્તિત્વને એમણે સપૂર્ણ ન્યાય આપ્યો છે

કમળાની તબિયત પ્રથમથી જ નરમ હતી આ નાદુરસ્ત તબિયતને લીધે જવાહર ઇચ્છતા કે કમળાએ જેલજીવન બને ત્યા સુધી ત્યજવુ આમ જવાહરની અનિચ્છા છતા, કમળાએ તો સ્વાતત્ર્યયજ્ઞમા જોરશોરથી પોતાની તબિયતની જરાય પરવા રાખ્યા વિના જ પઝાવ્યુ અને એ જ્યારે માદા પડ્યા અને

જવાહરને દેહરાદૂન જેલમાંથી એમને મળવા લાવવામાં આવતા હતા, ત્યારે એમણે જવાહરને પેરોલ પર છૂટવાનો સ્પષ્ટ ઇન્કાર કર્યો હતો, તે દર્શાવે છે કે, એઓ જવાહર પર શાસન પણ કરી શકતાં. ૧૯૩૪ થી કમળાની તબિયત બગડવા માંડી હતી અને પછીથી દાક્તરોની સલાહથી કમળાને સ્વિટ્ઝર્લૅન્ડ લઈ જવામાં આવ્યાં અને ત્યાં એમની તબિયત વધુ બગડતાં, અંતિમ ઘડીએ જવાહર કમળાની મુલાકાત લઈ શકે, તે માટે એમને કારાવાસમાંથી મુક્ત કરવામાં આવ્યા. અને ૨૮ મી ફેબ્રુઆરિ ૧૯૩૬ ને દિવસે, થોડા અંતિમ દિવસો જવાહર જોડે ગાળી, કમળા નેહરુએ પતિના સાન્નિધ્યમાં, પ્રાણ છોડ્યા.

આ રીતે, જવાહરનું દાંપત્ય એક રીતે સુખમાં વીત્યું, બીજી રીતે કરુણામાં, કારણ કે, પોતાની વ્યસ્તતાને લીધે, જવાહર એમની જોડે ઝાઝો સમય ગાળી શકતા નહિ. દાંપત્ય સુખ ભોગવવાને એમની પાસે સમયજ નહોતો એમ કહીએ તો ચાલે. આ વિષે જવાહર સત્યજ કહે છે કે :

"અમારાં લગ્ન વખતેજ રાજકારણમાં નવા ફેરફારો થયા હતા, અને મારું મન તેમાં એકાગ્ર થતું હતું.........રાજકારણમાં હું એટલો બધો મશગૂલ થઈ ગયો કે સાવ અજાણપણે હું કમળા તરફ બેદરકાર રહ્યો. અને જે વખતે એને મારા સહકારની સૌથી વધારે જરૂર હતી તેજ વખતે મેં તેને તેનું ફોડી લેવા છોડી. એના પ્રત્યેનો મારો પ્રેમ તો ચાલુ જ હતો. બલ્કે વધતો ગયો, અને એ પોતાનાં પ્રેમકિરણોથી મને સદા હૂંફ આપવાને તૈયાર છે, એ જ્ઞાનથી મને બહુ આશ્વાસન રહેતું. મને તો એ બળ આપતી, પણ પોતે તો ખૂબ માનસિક વ્યથા ભોગવી હશે, અને એના પ્રત્યે હું કંઈક બેદરકાર છું એમ પણ એને લાગ્યું હશે. આ અર્ધ-ભૂલકણા, ઉપલકિયા વર્તન કરતાં હું દુઃખ આપતો હોત તે કદાચ વધારે પોસાત......અને પછી તો એની વારંવાર આવનારી માંદગીઓ અને મારી લાંબી જેલયાત્રાઓ શરૂ થઈ, તેમાં અમે કેવળ જેલની મુલાકાતોમાં જ એકબીજાને મળી શકતાં. સવિનયભંગની ચળવળે એને આપણા સૈનિકોની પ્રથમ પંક્તિમાં મૂકી દીધી, અને એને જેલ જવાનું થયું ત્યારે એને આનંદ થયો. અમે વધારે ને વધારે નિકટ આવતાં ગયાં, અમારી વિરલ મુલાકાતો અમોલ બની, અને તેની રાહ જોતાં અમે વચ્ચેના દિવસો ગણ્યા કરતાં. એકબીજાથી કંટાળવાની તો વાત જ ન હતી, પણ જ્યારે મળતાં ત્યારે નવાં જ મળતાં હોઈએ એમ લાગતું; કારણ કે, અમારી મુલાકાત વખતે જે ઘડી સાથે ગાળવાની મળતી તેમાં તાજગી અને નવીનતા અમે અનુભવતાં."

આ રીતે જ્વાહરનું દાંપત્યજીવન સુખી હતું. જ્વાહર અને કમળા બન્ને એકબીજાથી સંતુષ્ટ હતાં. બન્નેને એકબીજામાં પૂરો ઇતબાર હતો, છતાં બન્નેનું અલગ વ્યક્તિત્વ હતું. એકનું પ્રબળ વ્યક્તિત્વ અન્યને દબાવી દે એવું એમનામાં નહોતું. બન્ને પોતાનું વ્યક્તિત્વ જાળવી રાખી એકબીજાને અનુકૂળ થતાં, અને સમજતાં. એમનો દાંપત્યપ્રેમ બીજાની જેમ વિષયમાંથી નહોતો જન્મ્યો, પણ સાત્વિકપૂર્ણ હતો અને તેથી એ વિશેષ સત્વશીલ હતો. આમ જ્વાહર કમલાનું દાંપત્યજીવન આપણને સ્વાતંત્ર્યયજ્ઞ પર બલિદાન આપનારાં ગાંધીજી અને કસ્તૂરબા જેવાં રાષ્ટ્રપ્રેમી દંપતીનું સહજ રીતે સ્મરણ કરાવે છે. એમ છતાં, ગાંધી દંપતી કરતાં નેહરુ દંપતીનું દાંપત્ય વિરલ હતું. કારણ કે, કમળા જ્વાહરની જોડે તદ્દન તદ્રૂપ થઇ ગયાં નહોતાં. એ તો પોતાનું અલગ વ્યક્તિત્વ જાળવીને પછી જ્વાહરને અનુસરતાં. એ અંધ અનુકરણ કરનાર નહોતાં, પણ સ્વમાની અને જ્વલ્યમાન હતાં. અને તેથી બન્ને વચ્ચે ક્યારેક ઘર્ષણ થતું, અને ઘર્ષણ થતું તેથીજ એમનુ દાંપત્યજીવન ભર્યું ભર્યું લાગતું. અને આથીજ જ્વાહર યુવાન વયે વિધુર થવા છતાં એમણે ફરીવાર લગ્ન ન કર્યાં અને પોતાનું બધું ચિત્ત પોતાની પ્રિય પુત્રી ઇન્દિરાના ઉછેરમાં જ પરોવ્યું. જ્વાહર પોતાની આત્મકથામાં જણાવે છે કે: "અઢાર વર્ષના વિવાહિત જીવન પછી પણ કમળાનો મુગ્ધ કુમારિકાનો દેખાવ કાયમ રહ્યો હતો. પ્રૌઢપણું એના દેખાવમાં જરાયે નહોતું. પહેલે દિવસે જેવી નવવધૂ અમારે ત્યાં આવી હતી તેવી જ તે હજુયે હતી. પણ મારામાં ઘણો ફેર પડી ગયો હતો...છેલ્લાં ચાર વર્ષની હાડમારીયો અને જંજાળો મારા શરીર પર ઠીક ઠીક સંસ્કારો મૂકતી ગઈ હતી. આ વરસોમાં કમળા અને હું કોઈ અજાણી જગ્યાએ જઇએ તો ઘણીવાર લોકો એને મારી દીકરી માની લઈ મને મૂંઝવણમાં નાંખતા. તે અને ઇન્દિરા બે બહેનો જેવી દેખાતી." આમ જ્વાહર પતિ તરીકે ખૂબ પ્રેમાળ હતા, કોમળ હતા, વફાદાર હતા, સહૃદયી હતા અને ગુણજ્ઞ હતા.

કમળાને છેલ્લા દિવસોમાં મૃત્યુ તરફ પ્રયાણ કરતી જોઇને એમનાથી સહ્યું જતું નહિ, અને પ્રતિપળ એમનો અંતરાત્મા પીડાતો. જ્વાહર આ પ્રસંગે પોતાનું હૃદય ઠાલવતાં જણાવે છે કે: "અને જ્યારે મને કમળાની વધારેમાં વધારે જરૂર ભાસે છે, ત્યારે જ શું તે મને છોડી જશે? અરે, હજી તો હમણાં અમે એકબીજાને બરાબર ઓળખતાં અને સમજતાં થયાં હતાં; અમારું સહજીવન હમણાંજ બરાબર શરૂ થતું હતું! એકબીજા ઉપર અમે કેટલો આધાર રાખતાં અને અમારે કેટલું બધું સાથે કરવાનું હતું!". અને કમળા સ્વિટ્ઝર્લૅન્ડમાં મૃત્યુ પામી. જ્વાહરે ભારે હૈયે આ કારમી ઘા સહન કર્યો. એક ફિલસૂફની અદાથી જ્વાહરે જણાવ્યું કે:

"સ્વિટ્ઝર્લેન્ડમાં કમળાના મૃત્યુથી મારા જીવનનો એક અધ્યાય પૂરો થયો, અને મારા જીવનમાંથી એવા તત્વો ચાલી ગયા કે જે મારા જીવનના એક અંશરૂપ બની ગયા હતા એ હવે નથી જ એમ માનવું જ મારે માટે મુશ્કેલ બની ગયું, ને હું આસાનીથી પરિસ્થિતિને અનુકૂળ બની શક્યો નહિ"

આ જવાહરની પોતાની માનસિક પરિસ્થિતિનું અને દૂર હોવા છતાં એમના જીવનમાં કમળા જે નિષ્ટસ્થ હતી, તેનું દર્શન કરાવે છે જવાહરના અંતરતમ સ્થાનમાં કમળા કેવી ગૂંથાઈ ગઈ હતી, તેનું ચિત્ર પણ ઉપરના અવતરણોમાંથી મળી રહેશે આ રીતે, પતિ તરીકે જવાહર પોતાની ફરજ ચૂક્યા નથી, કે, દેશસેવા કરવા છતાં પત્નીને ભૂલ્યા નથી

જવાહર પતિ તરીકે જેવા પ્રેમાળ હતા, તેવા જ પિતા તરીકે પ્રેમાળ હતા જવાહર એમની આત્મકથામાં લખે છે, કે એમણે પોતાની પિતા તરીકેની ફરજો બરાબર અદા કરી નથી, પરન્તુ, એ હકીકત સાચી નથી પિતા તરીકે પોતાની ફરજો બરાબર અદા કરી શકે એ જવાહરનું ફરી લગ્ન ન કરવાનું એક મહત્વનું કારણ હતું એમણે એમની એકની એક પુત્રી પ્રિયદર્શિની ઇન્દિરાને સારામાં સારું શિક્ષણ મળે તે માટે પૂરતી કાળજી રાખેલી અને સારામાં સારી શિક્ષણ સંસ્થાઓ જેવી કે શાંતિનિકેતન ઓક્સફર્ડ વિદ્યાપીઠ વગેરેમાં એમને ઉચ્ચ શિક્ષણ મળે એનો તો પ્રબંધ કરેલો જ પરન્તુ સાથે સાથે, પોતે પણ પ્રથમથીજ એને શિક્ષણ આપવા માંડેલું અને એ શિક્ષણ પત્રરૂપે આપેલું જવાહરે ઇન્દિરાને સામાન્ય જ્ઞાન આપવા માટે જે પત્રો લખેલા તે પત્રો 'ઇન્દિરાને પત્રો' એ નામે પ્રગટ થયા છે તે પરથી જગતની ઉત્પત્તિથી માંડીને જગતનો વિકાસ શી રીતે થતો ગયો તેનું સવિસ્તર બયાન આપ્યું છે અને એ પણ કુમળી વયના બાળકને આસાનીથી સમજાય એવી સરળ રીતે, એટલું જ નહિ, પણ જવાહરે જગતના ઇતિહાસનું જ્ઞાન પણ પુત્રીને પત્રદ્વારા આપવા માંડ્યું અને એ રીતે પુત્રીને, સર્વ સંસ્કારો માટે, એનું જ્ઞાન શક્ય તેટલું વ્યાપક બને એ માટે એમણે દેશસેવા કરતા કરતા પણ તનતોડ મહેનત કરી, અને જ્યારે પુત્રી ઉંમર લાયક થઈ ત્યારે પુત્રીને એની સ્વેચ્છા પ્રમાણે જવાહરે પરણાવી આપી

જવાહર, ઇન્દિરાના બે પુત્રો—સંજય અને રાજીવ—ને પણ ખૂબ પ્રેમથી જાળવે છે, અને ગમે તેવા અથાગ કામથી કંટાળ્યા હોય, ત્યારે પણ, એમની જોડે ખેલીકૂદીને પોતાનો થાક ઉતારે છે અને એમની જોડે લાડ કરે છે તથા એમની જોડે મુક્ત મને રમે છે ત્યારે જ જવાહરને ચેન પડે છે આ રીતે જવાહર માત્ર પિતા તરીકેજ

નહિ પણ પિતામહ તરીકે પણ એ પોતાની ફરજ સંપૂર્ણતઃ અદા કરે છે. જવાહરને પોતાની પત્ની પ્રત્યે પૂરતું લક્ષ અપાયું નથી એવો જે ડંખ રહી ગયો છે, તે એમની પુત્રી અને દોહિત્રોને પ્રેમ અર્પી, એ ડંખ હળવો કરે છે. એનું સાટું ન વાળતા હોય એમ લાગે છે. જવાહરે એમની પુત્રીને માત્ર પુસ્તકિયા કેળવણી નહિ, પરન્તુ, નૃત્ય, સંગીત, ચિત્રકળા વગેરે કળાઓનું પણ જ્ઞાન આપ્યું છે. અને તેથી એને ઊંચામાં ઊંચી સર્વદેશીય કેળવણી મળે તેની એમણે સંપૂર્ણ કાળજી રાખી છે. જવાહરે પોતાના દોહિત્રોને પણ આદર્શ કેળવણી મળે તે હેતુથી સ્વિટ્ઝર્લૅન્ડની એક ઉત્તમોત્તમ શાળામાં થોડો વખત રાખ્યા હતા એટલું જ નહિ, પણ આજે પણ તેઓને સંગીત, વ્યવહારુ અને શાસ્ત્રીય શિક્ષણ મળે તેની પૂરતી તકેદારી રાખે છે.

જવાહરની પુત્રી ઇન્દિરા પણ પિતા પ્રત્યેની ફરજ પૂર્ણ રીતે અદા કરે છે અને પિતાના અત્યંત વ્યવસાયપૂર્ણ જીવનમાં એઓ એમનું ઘર સંભાળે છે, એમની ઝીણામાં ઝીણી વાત તરફ ખૂબ પ્રેમથી ધ્યાન આપે છે. આખો દિવસ પ્રવૃત્તિપરાયણ પિતાની ખાવાપીવાની, આરામની બધી સગવડો એ જાણે જવાહરની માતા હોય એટલા પ્રેમથી કરે છે. જવાહરના અનેક સમારંભોમાં યજમાન બની સમારંભની વ્યવસ્થા જાળવે છે અને પોતાના બાળકોની પૂરતી કાળજી રાખે છે. આમ જવાહરે એક હાથે પુત્રી પર પ્રેમ વર્ષાવ્યો છે તો બીજી તરફ જવાહરે પુત્રીનો ચાહ પણ પૂરતા પ્રમાણમાં મેળવ્યો છે. અને જવાહરને જેમ પત્ની તરફથી સંતોષ હતો, તેટલો જ સંતોષ એમની ઘડપણની લાકડી સમી પુત્રીથી છે.

ઇન્દિરા જવાહરના ઘરમાં સોળે કળાએ દીપી ઊઠે છે, અને પોતાના મોહક વ્યક્તિત્વથી, આકર્ષક પ્રતિભાથી, સુજનતાથી તથા સર્વતોમુખી જ્ઞાનથી સર્વેને મુગ્ધ કરે છે. ઇન્દિરા એ એક જ સ્ત્રી નથી, પણ એક સ્ત્રીમાં એ ત્રણ સ્ત્રી સમાયલી છે. એ પુત્રી તો છે જ, પરન્તુ, જવાહરની ઝીણામાં ઝીણી કાળજી લેવામાં એ એની માતા સ્વરૂપરાણી છે. જવાહરને ત્યાં આવતા અનેક મહેમાનોનું આતિથ્ય કરવામાં, એમની જરૂરિયાતો સંતોષવામાં, અને ઘર સંભાળવામાં એ જવાહરની પત્ની કમળાનું સ્થાન લે છે. અને પુત્રી તરીકેની પણ બધી ફરજો સંતોષકારક રીતે બજાવે છે. અને તે પણ જવાહર જેની પર પોતાનું વાત્સલ્ય હરહમેશ વર્ષાવી શકે એવી વ્યક્તિ બનીને. એ એક સ્ત્રી ત્રિગુણાત્મક સ્વરૂપે અથવા ત્રિનારી તરીકે વ્યક્ત થાય છે. જવાહર આવી પુત્રી મેળવવામાં ખરેખર વિધાતાની કૃપા અનુભવી રહ્યા છે. જવાહરે જે પોતાની

પત્ની કમળાના અકાળ અવસાનથી ગૂમાવ્યું તે એમણે પોતાની પુત્રી ઇન્દિરામાંથી મેળવ્યું છે. અને ઇન્દિરાની જવાહરને જબરી ઓથ છે.

ભારત સંઘના મુખ્યપ્રધાન થયા બાદ ઇન્દિરાએ પિતાને એમની સર્વદેશીય પ્રવૃત્તિઓમાં સક્રિય સહકાર આપ્યો છે. પિતા સાથે યુરોપ, અમેરિકા અને એશિયા ખંડના મુખ્ય મુખ્ય દેશોનીમુસાફરી કરી છે, પ્રત્યેક મુસાફરીમાં પ્રસંગોપાત્ વ્યાખ્યાનો આપી પોતાની વિદ્વત્તાની અને સંસ્કારિતાની સુંદર છાપ પાડી છે, કોંગ્રેસ કારોબારીના સભ્ય તરીકે સંગીન કાર્ય કર્યું છે અને અખિલભારત ચૂંટણી સંઘ ના આગળ પડતા સભ્ય તરીકે સારા દેશનો વિજળીક પ્રવાસ કરીને જનતામાં અને તેમાંય ખાસ કરીને સ્ત્રીવર્ગમાં અસાધારણ જાગૃતિ આણી છે. જવાહર ઇન્દિરાના કાર્યથી સંતોષ પામે છે અને હિન્દના જાહેર જીવનમાં વધુ અને વધુ ભાગ લેવાની એને અનુકૂળતા કરી આપે છે. વર્તમાન હિન્દના જાહેરજીવનમાં આ પિતા પુત્રની બેલડીએ સારા દેશનું ધ્યાન ખેંચ્યું છે અને સૌ કોઈ એમના ત્યાગની, દેશસેવાની, કર્તવ્યભાનની અને સહૃદયતાની મુક્ત કંઠે તારીફ કરે છે.

જવાહર ભાઈ તરીકે પણ વિજયાલક્ષ્મી અને કૃષ્ણા તરફ ખૂબ પ્રેમાળ છે. વિજયાલક્ષ્મી પ્રત્યેનો જવાહરનો બંધુપ્રેમ આખું જગત જાણે છે. જવાહરમાં જેમ દેશપ્રેમ ઉતર્યો છે, તેમ તેનો વારસો પણ બન્ને બહેનોને મળ્યો છે. ઉચ્ચ સંસ્કારિતા, જ્વલંત સ્વદેશાભિમાન, ઉચ્ચ શિક્ષણ, પિતાની પ્રતિભા અને આકર્ષક વ્યક્તિત્વ, ત્રણે ભાઈબહેનોમાં થોડે વત્તે અંશે છે. જવાહર પોતાની બહેનોને ખૂબ ચાહે છે અને બહેનો પણ વડિલ બંધુને તેટલાજ પ્રેમથી ચાહે છે. જ્યારે કૃષ્ણાને હઠીસીંગ પ્રત્યે પ્રેમ બંધાયો, ત્યારે જવાહરની બહુ ઇચ્છા ન હોવા છતાં, જવાહરે એનાં લગ્ન કરાવી આપ્યાં. નાનપણમાં પણ કૃષ્ણા ને વિજયાલક્ષ્મીનો પક્ષ લઈ જવાહર ક્યારેક પિતાની સામા થતા તેના દૃષ્ટાન્તો મળે છે. જવાહરે પોતાના બનેવીઓ પ્રત્યે પણ મીઠો સંબંધ રાખ્યો છે અને પોતાના ભાણેજો તથા ભાણુજીઓ પ્રત્યે પણ એકધારો પ્રેમ વર્ષાવ્યો છે. એક રીતે જેમ જવાહર વસુધાને પોતાનું કુટુંબ લેખે છે, તેમ બીજી તરફથી પોતાના કુટુંબીઓ કહી શકાય એવા આપ્તજન તરફ પણ એઓ ઉપેક્ષાવૃત્તિ રાખતા નથી, પરન્તુ, એમને નજીકના કુટુંબીઓ જ ગણે છે. એમના બનેવી રણજીત પંડિત જેઓ ઉચ્ચ કક્ષાના સંસ્કૃત પંડિત હતા, તેઓ વારંવાર એમના જેલજીવનના સાથી હતા અને જવાહર એમની જોડે બહુ આનંદથી સમય વ્યતીત કરતા.

આમ જવાહરનું કુટુંબજીવન ખૂબ પ્રેમાળ હતું. પુત્ર તરીકે પણ પિતાની

જોડે અનેક મતભેદો હોવા છતાં, ક્યારેક ઘર્ષણ થતું હોવા છતાં, પુત્ર તરીકે એમના પ્રેમમાં જરાય કચાશ નહોતી. જવાહર અને મોતીલાલજી જ્યારે નૈની જેલમાં હતા, ત્યારે, જવાહર પિતાની પ્રેમપૂર્વક ચાકરી કરતા, અને ૧૯૩૦ માં, જ્યારે એમના પિતાની માંદગી વખતે જવાહરને છોડ્યા, ત્યારે પણ, રાતની રાત ઉજાગરા કરતા એઓ પિતાની પાસે બેસી રહેતા. એમની વ્હાલસોયી માતા પ્રત્યેનો એમનો પક્ષપાત તો જાણીતો જ છે.

આ રીતે જવાહર પર કુટુંબપ્રેમની વર્ષા મુસળધાર વર્ષી છે, કારણ કે, જવાહરે એ વર્ષા વર્ષાવી છે, અને પોતે એ મધુર વર્ષામાં નાયા છે અને સ્વજનોને એઓ પરિતૃપ્ત થાય એવી રીતે નવડાવ્યા છે.

## [૧૯]

# હિન્દના સ્વાતંત્ર્યયજ્ઞમાં નેહરુ કુટુંબનો ફાળો

હિન્દના સ્વાતંત્ર્યયુદ્ધની તવારીખ જ્યારે લખાશે, ત્યારે, એમા નેહરુ કુટુંબની લગભગ એકેએક વ્યક્તિના નામ અત્યંત ઉજ્જ્વળ અક્ષરે લખાશે ઘણાએ દેશને માટે કુરબાની કરી છે કેટલાકએ તો પોતાનુ સમગ્ર જીવન રાષ્ટ્રદેવને ચરણે ધર્યું હશે, પરન્તુ, દેશને માટે આખા કુટુંબે ભેખ લીધો હોય, અને કુટુંબની એકેએક વ્યક્તિએ રાષ્ટ્રના યજ્ઞમા કુરબાની કરી હોય, તેવા કુટુંબો આપણને આગળીને વેઢે ગણાય એટલા જ મળે છે અને તેમા જવાહરનુ અથવા તો નેહરુનુ કુટુંબ મોખરે આવે છે

જન્મભૂમિનો ત્યાગ દુ ખ સહન કરવાની તૈયારી, જીવનની લીલીસૂકી જોઈ હોય એવી પરિસ્થિતિ, નિર્વાસિત જેવી સ્થિતિ, એ બધુ, તો નેહરુના કુટુંબમા, જ્યારે એમણે ધન અને કીર્તિ કમાવા કાશ્મીર છોડ્યુ, અને, નીચે ઉતર્યા ત્યારથી જ શરૂ થયુ હતુ એટલે જ, એ કુટુંબના લોહીમા કુરબાનીનુ તત્વ હતુ ૧૮૫૭ ના સ્વાતંત્ર્યયુદ્ધ વખતે પણ એ કુટુંબને સારી પેઠે સહન કરવુ પડેલુ, એમ જવાહર એમની આત્મકથામા નોંધે છે આમ દુ ખ સહન કરવાની એ કુટુંબની વૃત્તિને લીધે જ, જવાહરનુ કુટુંબ સ્વાતંત્ર્યયજ્ઞમા પ્રથમપંક્તિએ આવ્યુ

આમ છતા, પોતાના સમગ્ર કુટુંબને કુરબાનીને રંગે રંગનાર જવાહર હતા એમણે જ રાજ કરતા ત્યાગમા ખરો આનંદ છે, મોજશોખ કરતા ભેખમા વધારે મજા છે, એ વાત શીખવી અને દેશની આઝાદીને ખાતર પોતાના સર્વસ્વ ને હોમી દેવામા, દેશબાંધવોને સુખી કરી, એમના સુખમા સુખ માનવામા જ સાચી આત્મીયતા રહી છે, એ પાઠ એમણે એમના સારા કુટુંબને પઢાવ્યો એટલે જવાહર એમના કુટુંબને રાષ્ટ્રોપદીક્ષા આપનાર ગુરુ હતા, એમ કહીએ તો એમા કશુ અતિશયોક્તિ વા અનુચિત નથી

આટલું જ નહિ, પરન્તુ, સ્વાતંત્ર્ય માટે ઝઝૂમનારી અને સ્વાતંત્ર્યયુદ્ધ લડનારી સંસ્થા કોંગ્રેસ, તેના મોતીલાલજી અને જવાહર બન્ને કર્ણધારો રહ્યા છે. અને એમની રાહબરી નીચે, કોંગ્રેસે લડાયક કાર્યક્રમ અપનાવ્યો છે, એ હકીકત પણ આપણા સ્વાતંત્ર્યના ઇતિહાસમાં મહત્વની છે.

જવાહરનું પોતાનું વલણ તો પહેલેથી જ ઉદ્દામવાદી હતું. અને તે એટલે સુધી કે, જવાહર જ્યારે, વિલાયત ભણતા હતા, ત્યારે ત્યાંથી હિન્દમાં ચાલતી ક્રાન્તિવાદી ચળવળની તરફેણ કરતા, ત્યારે, જવાહરના વિચારો ક્રાન્તિવાદી છે, એવી ફરિયાદ કરી મોતીલાલજીએ એવા વિચારો માટે પોતાનું દુઃખ વ્યક્ત કરેલું. જો કે, મોતીલાલજીને પણ કોંગ્રેસનો શોખ ખરો. અને જવાહર વિલાયતમાં ભણતા હતા ત્યારે પણ એઓ કોંગ્રેસના અધિવેશનમાં હાજરી આપતા, અને એમાં રસ પણ લેતા. જો કે, એ રસ સક્રિય રસ નહોતો.

જવાહર હિન્દમાં આવ્યા, અને, એમણે રાષ્ટ્રીય કાર્ય પ્રત્યે દિલચસ્પી દર્શાવી, અને પિતાના ધંધા પ્રત્યે લક્ષ ન આપ્યું, ત્યારથી મોતીલાલજી નવી દૃષ્ટિએ વિચાર કરતા થયા, એમ કહીએ તો ચાલે. જવાહરની તો બ્રિટીશ હકૂમતની વિરુદ્ધ ઉગ્ર રાષ્ટ્રીય આંદોલન જાગે, એવી ઇચ્છા હતી. એટલે તત્કાલીન કોંગ્રેસ અધિવેશનો એમને મોળાં લાગતાં. જવાહર તેથીજ ટિળક જેલમાંથી છૂટ્યા તેવા એમના ને શ્રીમતિ એની બિસેન્ટના હોમરૂલલીગમાં શામિલ થયા. મોતીલાલજીમાં પણ એ સમયે, પ્રસુપ્ત રીતે, દેશ માટે લાગણી તો હતીજ અને તેથી જ શ્રીમતિ બિસેન્ટની ગિરફતારી થતાં એઓ હોમરૂલ લીગમાં જોડાયા, એટલું જ નહિ, પણ જ્યારે બીજા નેતાઓ વાતાવરણ નરમ બનતાં, હોમરૂલ લીગમાંથી નીકળી ગયા, ત્યારે મોતીલાલજી એને વળગી રહ્યા અને હોમરૂલ લીગની અલાહાબાદ શાખાના એઓ પ્રમુખ બન્યા.

જે સત્તા હિન્દીઓ તરફ ગેરવર્તાવ રાખતી હતી અને હિન્દીઓને શરમજનક રીતે દબાવતી હતી, તે સત્તાને વિનંતી કરવી, એ મોતીલાલજી જેવા સ્વમાની અને સિદ્ધાંતવાદી રાજનીતિજ્ઞને જરાય પસંદ નહોતું. એમનામાં જે પ્રખર અભિમાની વૃત્તિ હતી, તે એવી વિષમ સ્થિતિ બરદાસ્ત કરી શકતી નહિ. એથી બિસેન્ટની ગિરફતારીથી મોતીલાલજી સમસમી રહ્યા હતા. પણ આગેકદમ રાખવાની એમની હામ ચાલતી નહોતી. મોતીલાલજીમાં રાષ્ટ્રભાવના એટલી પ્રબળ હતી કે એઓ વારંવાર કહેતા, કે, જો, કોઈને કોઈ રીતે, હિન્દુ અને મુસ્લિમ વચ્ચે સમાધાન થાય, તો એઓ પ્રખરમાં પ્રખર ઉદ્દામવાદી જોડે કદમ મિલાવવા તત્પર હતા. એથી જ મોતીલાલજી કોમી પ્રશ્નને ઉકેલવા પ્રયત્નશીલ રહ્યા, અને, ૧૯૧૬ માં,

કૉંગ્રેસ-લીગની સમજૂતીની યોજના લખનૌમાં થઈ, તેનાં બીજ મોતીલાલજીને ત્યાં રોપાયાં હતાં.

આમ છતાં, જવાહર અને મોતીલાલજી વચ્ચે ઘરમાં જે રાજકીય ચર્ચા થતી તે ઉપરથી મોતીલાલજીને લાગતું કે જવાહર હિંસાત્મક પ્રવૃત્તિ તરફ વળી રહ્યા છે. જવાહર ચૂપચાપ બેસી રહેવાનું પસંદ કરતા નહિ. એમનાથી દેશની તત્કાલીન પરિસ્થિતિ બરદાસ્ત થતી નહિ.

જવાહર આમ તો ઉદ્દામવાદી હતા જ. એમને તો કોઈ લડાયક કાર્યક્રમ જોઈતો હતો જ, અને, મોતીલાલજી પણ પ્રવર્તમાન પરિસ્થિતિથી સંતુષ્ટ તો નહોતા જ. એમના હૃદયમાં પણ શું કરવું જોઈએ તે વિષે તીવ્રમંથન ચાલી રહ્યું હતું, અને, ૧૯૧૯ માં જ્યારે પંજાબમાં હત્યાકાંડ થયો, ત્યારે ગાંધીજી જોડે જોડવું એમણે નક્કી કર્યું. જવાહરને તો ગાંધીજીની કાર્યરીતિ ગમી હતી, અને તેથી, ચંપારણમાં ગાંધીજીએ લડાયક કાર્યક્રમ ઉપાડ્યો, એટલે, જવાહરને તો પોતાનો રાહબર મળી ગયો છે એમ લાગ્યું. જવાહરે પોતે ગાંધીજીના લડાયક કાર્યક્રમ તરફ આકર્ષાય છે અને એ માર્ગે જવાનો પોતાનો નિર્ણય જણાવ્યો, એટલે મોતીલાલજીએ ગાંધીજીને પોતાને ત્યાં બોલાવ્યા. ને એમની જોડે ખૂબ ચર્ચા કરી છતાં, મોતીલાલજીનું મન હજી સંપૂર્ણ કુરબાનીના માર્ગે વળ્યું નહોતું.

જલીયાંવાળા બાગનો હત્યાકાંડ થયો, એમાં ગાંધીજી જોડે તપાસસમિતિમાં મોતીલાલજી જોડાયા, અને ગામડાના, નિર્દોષ લોકોની કરુણ કહાણી એમણે કાનોકાન સાંભળી, ત્યારે મોતીલાલજી પણ કુરબાનીને પંથે વળ્યા. અને એમની ધગશ જોઈને, એમની રાષ્ટ્રોદ્ધારની તમન્ના જોઈને, એમને એ સમયે, અમૃતસરના કૉંગ્રેસ અધિવેશનનું પ્રમુખપદ સોંપાયું. અને તે વખતે એમના પ્રમુખના ભાષણમાં એમણે વીરવાણી ઉચ્ચારી ને બ્રિટીશ હકૂમતને પડકાર કર્યો. નેહરુ કુટુંબની કુરબાનીનાં મૂળ ત્યારથી નંખાયાં. એ વખત થીજ, દેશને માટે સર્વસ્વ હવન કરવાની એમણે માનસિક તૈયારી કરી. એમણે રાજશાહી વૈભવ સંકેલી લીધો અને ત્યાગનો અંચળો પહેર્યો. એઓ અમીર મટી સ્વેચ્છાએ ફકીર બન્યા. એનું કારણ એમનું પ્રબળ સ્વદેશાભિમાન અને સ્વાભિમાન હતું. એઓ હિન્દીઓની બેઇજ્જતી સહન કરી શકતા નહોતા, અને તેથીજ એઓ, સોએસો ટકા સત્યાગ્રહી બન્યા.

૧૯૨૧ માં, બ્રિટનના પાટવીકુંવર હિન્દ આવવાના હતા. તેની વિરુદ્ધ આંદોલન કરનાર સ્વયંસેવકોનાં નામ છપાયાં તેમાં મોતીલાલજીનું નામ સૌથી આગળ હતું,

અને એ નામ એમણે જ સરકારની સામે પડકારરૂપે આપ્યું હતું. અને, તરત જ, મોતીલાલજી ને જવાહરની એકીસાથે જ ૧૯૨૧ માં ગિરફતારી થઈ. આમ ગાંધીજીએ શરૂ કરેલ અસહયોગ આંદોલનમાં, પિતાપુત્ર સાથે જેલમાં ગયા ને આ નેહરુ કુટુંબનો રાષ્ટ્રયજ્ઞમાં પહેલો ફાળો હતો.

મોતીલાલજી જેલમાંથી છૂટયા પછી એમણે સ્વાતંત્ર્યયુદ્ધનો એક નવો તરીકો શોધી કાઢ્યો. અને તે, ધારાસભામાં પ્રવેશ કરી, અંદરથી અંગ્રેજોને લડત આપવાનો, અને એમની જ ધારાસભામાં એમને ઉઘાડા પાડી તંગ કરવાનો. આ નવા પ્રકારના યુદ્ધ માટે એમણે ગાંધીજીની સંમતિ મેળવી અને સ્વરાજ્યપક્ષની સ્થાપના કરી. અને ધારાસભામાં સરકારને અનેકવાર શિકસ્ત આપી.

વારંવાર બ્રિટીશ સરકાર કહ્યાં કરતી હતી, કે, હિન્દને સ્વરાજ્ય આપીએ તો પણ એ સ્વરાજ્ય ચલાવી કેવી રીતે શકશે ? એમની પાસે કાંઈ બંધારણ તો છે નહિ. અને બંધારણ ઘડવાની એમનામાં તાકાત નથી ? સ્વાતંત્ર્યપ્રેમી મોતીલાલજીએ બ્રિટીશસરકારનો એ પડકાર ઝીલી લીધો, અને એમણે, થોડા સમયમાં સ્વતંત્ર હિન્દનું એક સંપૂર્ણ બંધારણ ઘડી આપ્યું, અને બ્રિટીશ મુત્સદ્દીઓને મોંમાં આંગળાં ઘલાવ્યાં. આ એમની એક મહત્વની દેશસેવા હતી, અને આપણી સ્વાતંત્ર્યકૂચમાં એક આગેકદમ હતું. જો કે, પરિસ્થિતિ પલટાતાં એ બંધારણ અમલમાં ન આવ્યું એ જુદી વાત છે. છતાં, આજે જે કાર્ય આટઆટલી મહેનતથી જવાહર અને કોંગ્રેસના મોવડીઓએ કર્યું, તે કાર્ય એ પરિસ્થિતિમાં મોતીલાલજીએ એકલે હાથે કરીને આપણા રાષ્ટ્રને ઈજ્જત અપાવી.

૧૯૨૯ માં, કોંગ્રેસના કલકત્તા અધિવેશન વખતે, કોંગ્રેસનું પ્રમુખપદ સ્વીકારવાની એમને વિનંતી કરવામાં આવી ત્યારે એમને ખબર હતી, કે જવાહર મહાસભાની ખુલ્લી બેઠકમાં એમણે ઘડેલા નેહરુ રિપોર્ટનો વિરોધ કરવાના છે, તો પણ એમણે ખેલ દિલીથી પ્રમુખપદ સ્વીકાર્યું; અને ઘણા વિકટ સંજોગોમાં એમણે કામગીરી બજાવી. અને પછી બીજે વર્ષે ૧૯૩૦ ની લાહોરની ઐતિહાસિક કોંગ્રેસમાં એમણે પોતાનેજ હાથે પોતાના પુત્રને માથે મુગટ પહેરાવ્યો. ૧૯૩૦ ના સત્યાગ્રહમાં એમની તબિયત નાદુરસ્ત હોવા છતાં, એમણે કોંગ્રેસની આજ્ઞા અનુસાર ધારાસભામાંથી રાજીનામું આપ્યું. ને નમક સત્યાગ્રહમાં ભાગ લીધો ને જેલમાં ગયા. જેલમાં એમની તબિયત લથડતી હોવા છતાં એમણે સહન કર્યું. અને તબિયત ગંભીર બનતાં, સરકારે એમને મુક્ત કર્યા, ત્યારે, પોતાની હાજરીમાંજ કોંગ્રેસકારોબારીની સભા ભરાય અને સ્વતંત્ર હિન્દની ભૂમિકા રચાય એમ ઈચ્છયું.

અને એમની મનીષા ફળી, અને દેશની આઝાદીનો વિચાર કરતાં કરતાં જ એઓ રાષ્ટ્રને માટે શહીદ થયા. એમણે મરતાં મરતાં કહ્યું હતું કે એમને મોટામાં મોટું દુઃખ મૃત્યુનું નહિ પણ આઝાદી જોયાં વિના મૃત્યુ થાય તેનું હતું.

આ રીતે, મોતીલાલજીએ, પોતાના જીવનનાં છેલ્લાં દશવર્ષો તો રાષ્ટ્રને સ્વતંત્ર બનાવવાની તમન્નામાં ને કામગીરીમાં જ ગાળ્યાં. પછી એ સ્વાતંત્ર્ય પ્રાપ્તિ માટે એમણે જેલવાસ સેવ્યો હોય, અથવા તો, ધારાસભામાં જઈને લડ્યા હોય, યા તો હિન્દને માટે સંપૂર્ણ બંધારણ ઘડીને આપ્યું હોય, યા તો કોંગ્રેસના પ્રમુખ તરીકેની કામગીરી બજાવી હોય. એ દાયકામાં એમણે બે વાર જેલવાસ સેવ્યો અને બે વાર કોંગ્રેસનું સુકાન સંભાળ્યું. મરતાં મરતાં તેમણે ગાંધીજીને જણાવ્યું કે: "મહાત્માજી, હું તો હવે તુરતમાં ચાલ્યો. સ્વરાજ જોવાનું મારા નસીબમાં નથી. પરંતુ હું જાણું છું કે તમે તો તે જીતી ચૂક્યા છો, અને થોડા જ સમયમાં તે તમારા હાથમાં આવશે."

જવાહરના માતા સ્વરૂપરાણી પણ વીરાંગના હતા, તેમ જ વીરપુત્રની વીરમાતા હતાં. એમનામાં પણ પતિ અને પુત્રની જેવીજ જ્વલંત કુરબાનીની ભાવના ઝળકતી હતી. ૧૯૩૦ ના સત્યાગ્રહમાં, એમણે, વિદેશીવસ્ત્રોની દુકાને તથા દારૂની દુકાને પીકેટીંગ કર્યું, અને પોલીસની લાઠીના ઘા પોતાના માથા પર ઝીલ્યા ને લોહી લુહાણ થયાં, પણ હઠયાં નહિ. એ વખતે એમના મુખમાં એક જ સૂર હતો: 'ઈન્કીલાબ ઝીંદાબાદ'. ૧૯૩૨ માં જ્યારે ફરીથી સ્વાતંત્ર્યયુદ્ધ શરૂ થયું, ત્યારે આ વીરમાતાએ માતૃભૂમિની હાકલ સાંભળી, ને પતિના મૃત્યુનો શોક ફગાવી લોક લાજ દૂર કરી ને સ્વાતંત્ર્યયજ્ઞમાં પોતાનું બલિદાન આપવા એ નીકળી પડ્યાં. એમણે પીકેટીંગ કરવા માંડ્યું, ગેરકાયદેસર મીઠું વેચવા માંડ્યું ને સત્યાગ્રહની લડતમાં એઓ કૂદી પડ્યાં. આ વખતે પણ પોલીસે એમના માથામાં સખત લાઠીમાર માર્યો, જ્યાં એમણે બીજી સ્વયંસેવિકાઓને કહેલું કે: "મારે તો લોહીના આખરી બુંદ સુધી લડવું છે, પાછી પાની કરવી નથી." અને દેશને આઝાદ કરવાની તમન્નામાં જ એમનું મૃત્યુ થયું.

જવાહરના પત્ની કમળા સાચે જ વીરાંગના હતા. સીતા અને દ્રૌપદી, પદ્મિની અને લક્ષ્મીબાઈ જેવી વીરાંગનાઓની ભવ્ય પરંપરા એમણે ચાલુ રાખી, ભારતના સ્ત્રીત્વને ઉજ્જવળ કર્યું. જવાહરના પત્નીત્વને શોભાવે એવી પ્રબળ એમની દેશભક્તિ હતી. જાણે એ સમજ્યાં હોય કે પોતાના કરતાં ભારતમાતાને પોતાના પતિની વધારે જરૂર છે તેમ, એમણે જવાહરને દેશને અર્પ્યા ને એ રીતે એમણે

મોટામાં મોટી દેશસેવા પરોક્ષ રીતે બજાવી. આમ છતાં પ્રત્યક્ષ રીતે પણ એમનો ફાળો કાંઈ નાનો સૂનો નહોતો.

જવાહરની માતાની જેમ, એમણે પણ ૧૯૩૦ ના સત્યાગ્રહમાં ઝંપલાવ્યું. એમણે સ્વયંસેવિકાને તાલીમ આપવાનું ને પીકેટીંગનું કામ ઉપાડી લીધું. એમની તબિયત નાદુરસ્ત હોવા છતાં, એ સવારનાં પાંચ વાગે ઊઠતાં, સ્વયંસેવિકાઓ પાસે કવાયત કરાવતાં ને આઠ વાગે વિદેશીવસ્ત્રોની ને દારૂની દુકાને પીકેટીંગની વ્યૂહરચના ગોઠવી, સ્વયંસેવિકાને મોકલી દેતાં એટલુંજ નહિ પણ પોતે પણ પીકેટીંગ કરવા લાગી જતાં. એઓ સવારના આઠથી સાંજ પર્યંત પીકેટીંગ કરતાં, અને, સ્વયંસેવિકાનું નિદર્શન કરતાં. એમને શિયાળો કે ઉનાળો કશું નડતું નહોતું. પરિણામે, અલ્લાહાબાદમાંથી એમણે વિદેશી કાપડ અને દારૂને જાકારો દીધો.

૧૯૩૦ માં જ્યારે જવાહર નૈની જેલમાં ગયા અને મોતીલાલજીનું સ્વાસ્થ્ય બગડયું અને પૂર્વ એશિયામાં હવાફેર જવા માટે મોતીલાલજી કલકત્તે ગયા, ત્યારે એમની જોડે ઘરનાં સર્વે ગયાં. પણ કમળાને તો દેશકાર્ય હતું. તેને એ છોડી શકે એમ હતું નહિ. એટલે અલ્લાહાબાદમાં મહાસભાનું સૂત્ર સંભાળવાં એ તો અલ્લાહાબાદમાં એકલાં રહ્યાં ને કોંગ્રેસનું સુકાન સંભાળ્યું. ૧૯૩૧ માં જ્યારે મોતીલાલજીને સરકારે એમની ખરાબ તબિયતને કારણે છોડ્યા ત્યારે કમળા ઉપર અલ્લાહાબાદના સત્યાગ્રહ સંચાલનનો સમગ્ર ભાર હતો. અને સરકારે એમને ગિરફ્તાર કર્યાં. પોતાના કુટુંબનાં બધાં જેલમાં જાય અને પોતે રહી જાય તેનું પ્રબળ મનદુઃખ એમને રહ્યાં કરતું હતું. એટલે એમની એ મનીષા પૂરી થઈ. એ પકડાયાં ત્યારે એક અખબારી પ્રતિનિધિ ઊભો હતો. તેમણે કમળા પાસે સંદેશો માગ્યો, ત્યારે એમણે કહ્યું:

"મારા પતિને માર્ગે ચાલતાં મને અત્યંત ગર્વ ઉપજે છે, અને ઘણો આનંદ થાય છે. મને આશા છે કે લોકો આપણો ઝંડો ફરકતો રાખશે." આ સંદેશોજ કમળાનો દેશપ્રેમ વ્યક્ત કરે છે. છવ્વીસ દિવસ એમણે જેલયાત્રા ભોગવી. કોંગ્રેસ કારોબારી ગેરકાયદેસર ઠર્યાં પછી જે નવી કારોબારી રચાતી જતી હતી, તેમાં કમળા નેહરુ સભ્ય હતાં એટલે સરકારે બધા નેતાઓની જોડે એમને મુક્ત કર્યાં.

૧૯૩૨ માં જ્યારે ફરીથી સત્યાગ્રહ સંગ્રામ શરૂ થયો, ત્યારે, એમની તબિયત ખરાબ હોવાને કારણે એમનાથી સક્રિય ભાગ લેવાયલો નહિ તેનું એમને પ્રબળ દુઃખ રહેતું હતું.

પછી તો કમળાને બહુ સખત બિમારી આવી, અને એમની તબિયત ગંભીર થતાં, જવાહરને કમળાના બિછાના આગળ પખવાડિયે એકવાર લઈ જવામાં આવતા, તે વખતે, એમણે જવાહરને સ્પષ્ટ શબ્દોમાં કહેલું કે : 'સરકાર કહે તો પણ તમે મારે ખાતર પેરોલ પર છૂટશો નહિ. એથી મને વિશેષ દુઃખ થશે." પછી એમને ઉપચાર માટે યુરોપ લઈ જવામાં આવ્યાં, અને જવાહરને એમના અંતિમ દર્શન માટે છોડવામાં આવ્યા. ત્યાં સ્વિટ્ઝર્લૅંડમાં જવાહરની ગોદમાં એમનું મૃત્યુ થયું. આ રીતે, દેશના સ્વાતંત્ર્યયજ્ઞમાં, વીરાંગના કમળાએ પણ પોતાનો મહામૂલો ફાળો આપી, નેહરુકુટુંબને અજરામર કર્યું, ભારતનાં સ્ત્રીત્વને ઉજ્જ્વળ કર્યું અને હિન્દની આઝાદીની જ્વલંત અહિંસાત્મક લડતને અસાધારણ વેગ આપ્યો.

કમળા નેહરુ એ આદર્શ તપસ્વિની હતી. વીસમી સદીની એ સાક્ષાત્ જગદંબા હતી. સીતાની માફક એ દુઃખો સહન કરવાને માટે જ આ જગતમાં અવતરી હતી. આઝાદીને કાજે એણે દેશના સ્વાતંત્ર્યયજ્ઞમાં પોતાનું સર્વસ્વ સ્વાહા કર્યું. કમળાના ભવ્ય અને જ્વલંત બલિદાનને અંજલિ અર્પતાં જવાહર જણાવે છે કે : "અઢાર વરસનું વિવાહિત જીવન! પણ એમાંનાં કેટલાંયે લાંબાં વરસો મેં જેલની કોટડીમાં અને કમલાએ ઈસ્પિતાલો અને આરોગ્ય ભવનોમાં ગાળ્યાં છે!...પોતાની તબિયત વિષે બેકાળજી રહેવા બદલ મને તેના ઉપર ચીડ ચડતી હતી. પણ હું એનો વાંક શું કાઢું? એ બાપડી માંદગીને લીધે કાંઈ કરી શકતી ન હતી અને રાષ્ટ્રની લડતમાં પોતાનો પૂરો હિસ્સો આપી શકતી ન હતી તેથી તેનો તેજીલો સ્વભાવ શરીરે અશક્ત બનવાથી કકળાટ કરતો. તે ન તો બરાબર કામે ચડી શકતી અને ન ઉપચાર લેતી; અને તેના મનનો પરિતાપ તેના શરીરને બાળી રહ્યો હતો." અહીં જવાહરે કમળાની પ્રતિભાને, જ્વલંત દેશસેવાને, કર્તવ્યભાનને તથા પારદર્શક સ્વદેશાભિમાનને કેવી ભવ્ય અંજલિ અર્પી છે! જવાહર કમળાનું દાંપત્ય આપણને ગાંધીજી અને કસ્તૂરબાનાં દાંપત્યનું તેમજ રાષ્ટ્રયજ્ઞમાં એમણે સ્વેચ્છાપૂર્વક કરેલા બલિદાનનું સ્મરણ કરાવે છે. કસ્તૂરબાએ જેમ જીવનભર ગાંધીજીની પડખે રહી, ગાંધીજીની સર્વદેશીય પ્રવૃત્તિઓમાં સક્રિય સહકાર અર્પી, ગાંધીજીના કાર્યને હળવું બનાવ્યું તેવી જ રીતે વીરાંગના કમળાએ પણ અઢાર વરસના પરિણીત જીવનમાં, સુખ તથા આરામને તિલાંજલિ આપી, જવાહરને એમની અનેકદેશીય પ્રવૃત્તિઓમાં પ્રેરણા આપી, જવાહરના કાર્યને સફળ બનાવ્યું. હિન્દના સ્વતંત્રતાના ઇતિહાસમાં કસ્તૂરબાની પડખે જ કમળાનું નામ સુવર્ણ અક્ષરે લખાશે.

જવાહરની બન્ને બહેનો પણ વીરબંધુની વીરબહેનો તરીકે મશહૂર છે. બન્ને બહેનો દેશપ્રેમના જ્વલંત રંગે રંગાયેલી છે. બન્ને બહેનોએ નેહરુકુટુંબની કુરબાનીની ભવ્ય પરંપરા અણીશુદ્ધ જાળવી રાખી છે. એમનાં બહેન વિજ્યાલક્ષ્મી, ૧૯૩૦ પછીની સર્વે સત્યાગ્રહ લડતોમાં મહત્ત્વનો ફાળો આપતાં આવ્યાં છે. એમના પિતા અને ભાઈની જેમ એ પણ દેશને આગે બઢાવવાની લેહમાં જ પોતાના જીવનની એકેએક ક્ષણ ખર્ચે છે. એમણે ૧૯૩૦, ૧૯૩૨ અને ૧૯૪૨ નાં ત્રણે સત્યાગ્રહ સંગ્રામોમાં અગ્રગણ્ય ભાગ લઈ, પીકેટીંગ કરી, લાઠીઓ સહન કરી, સ્વયંસેવિકાની રચના કરી, સ્વાતંત્ર્ય લાવવામાં પોતાનો હિસ્સો આપ્યો, એટલું જ નહિ, પણ, ૧૯૩૭ માં એમને ઉત્તરપ્રદેશમાં પ્રધાનપદ સોંપવામાં આવ્યુ, ત્યારે પ્રધાન તરીકે એમણે દેશની સેવા કરી અને પોતે રચનાત્મક ક્ષેત્રમાં પણ દેશસેવા કરી શકે છે, તે દર્શાવી આપ્યું.

૧૯૪૨ માં જેલમાંથી છૂટીને એઓ વિલાયત ગયાં અને અમેરિકામાં ઝફરુલ્લાખાન અને રામસ્વામી મુદલીયાર બ્રિટીશ સરકાર તરફથી હિન્દવિરુદ્ધ ગંદો પ્રચાર કરતા હતા, ત્યારે એ પણ અમેરિકા પહોંચ્યાં અને એમણે પેલાઓને ઉઘાડા પાડ્યા અને પરદેશીઓ આગળ બ્રિટીશ જુલમનું સાચું ચિત્ર રજૂ કરી, અમેરિકાવાસીઓની હિન્દ પ્રત્યે હમદર્દી જગાડી એમણે હિન્દની ઇજ્જત વધારી અને દેશની શાન રાખી.

દેશ આઝાદ બન્યો, ત્યારે, રશીયામાં રાજદૂત તરીકે, અમેરિકામાં રાજદૂત તરીકે અને હવે ઇગ્લેંડમાં રાજદૂત તરીકેની યશસ્વી કામગીરી બજાવીને, એમણે હિન્દને જગતના નકશામાં મહત્ત્વનું સ્થાન અપાવ્યું. એ રીતે, એ સંયુક્ત રાષ્ટ્રપરિષદની સામાન્ય પરિષદના પ્રમુખ તરીકે ચૂંટાયાં, એ જગતના દેશોમાં હિન્દે સ્વાતંત્ર્યપ્રાપ્તિ પછી કેવી શાન સંપાદિત કરી છે, તેનો સચોટ પૂરાવો છે. વિજ્યાલક્ષ્મી એટલાં વિનમ્ર છે કે, એમણે એ માન મળ્યું ત્યારે તરતજ કહ્યું: "આ માન મને નહિ પણ મારા દેશને મળ્યું છે". એ પ્રસંગને રાજેન્દ્રબાબુએ આપણા દેશના દુનિયામાં બહુમાનના પ્રસંગ તરીકે વર્ણવ્યો હતો. વિજ્યાલક્ષ્મીએ એ કાર્ય દરમ્યાન અમેરિકા કે રશીયાથી ન અંજાતા પોતાની સ્વતંત્ર દૃષ્ટિ રાખી હતી. અને એ રીતે દેશને ગૌરવ અપાવ્યું હતું. જેમ મોતીલાલ અને જવાહરની પિતાપુત્ર તરીકેની જોડી જ્વલંત દેશસેવા, ત્યાગ અને પારદર્શક સ્વદેશાભિમાન માટે ભારતના ઇતિહાસમાં મશહૂર છે, તેવી જ રીતે, જવાહરની ને વિજ્યાલક્ષ્મીની ભાઈબહેનની જોડી પણ ભારતની તવારીખમાં દેશની બેનમૂન સેવા માટે તેજથી અંકિત રહેશે.

વિજયાલક્ષ્મીના પતિ શ્રી રણજીત પંડિત પણ એમના સાસનની કુરબાનીની ભાવનામાં પૂરેપૂરા ભળ્યા હતા એમણે પોતાની બેરીસ્ટર તરીકેની પ્રેક્ટીસ છોડી દેશસેવામાં ઝંપલાવ્યું અને વર્ષો સુધી કોંગ્રેસની કચેરીમાં અવેતન કાર્ય કર્યું પ્રત્યેક સત્યાગ્રહમાં એઓ આગળ પડતો ભાગ લેતા ૧૯૨૨ થી ૧૯૪૦ સુધીના બધા સત્યાગ્રહોમાં રણજીત મોખરે હતા અને જવાહરની જોડે બે વાર તો એમના સાથી તરીકે જેલમાં હતા ૧૯૩૨ માં તો એઓ ઘણો મોટો ભાગ જવાહરના જેલસાથી હતા ૧૯૪૨ ના આંદોલન દરમ્યાન જ એમનું મૃત્યુ થયું હિન્દના સ્વાતંત્ર્યયજ્ઞમાં એઓ શહીદ થયા અને ભવ્ય સ્વાર્પણની જ્વલંત પરંપરા પોતાની પાછળ મૂકતા ગયા

જવાહરના બીજા બહેન કૃષ્ણાએ પણ પિતા તેમજ ભાઈની જેમ, જેલવાસ સેવ્યો છે, પીકેટીંગ કર્યું છે ૧૯૩૦ માં એઓ વિજયાલક્ષ્મીના સ્વયંસેવિકાદલમાં દાખલ થયા અને પછીના સત્યાગ્રહમાં જોડાયા ૧૯૩૨ માં એમને અને વિજયાલક્ષ્મીને એક વર્ષની કેદની સજા થયેલી તે એમણે પૂરેપૂરી ભોગવેલી એટલું જ નહિ પણ કૃષ્ણા એક ઉચ્ચ કોટિના લેખિકા છે, અને આજ વર્ષોથી મુંબઈના સમાજસેવાના કાર્યમાં, પત્રકારત્વમાં અને બાળકોના પ્રશ્નોમાં ઘણો ઉત્કટભેર ભાગ લે છે

જવાહરની દીકરી ઇન્દિરા, એ તો ગળથૂથીમાંથીજ દેશસેવાના સંસ્કાર પામેલી હતી, એમ કહીએ તો ચાલે એમણે હિન્દમાં તેમજ યુરોપમાં ઉચ્ચોચ્ચ શિક્ષણ સંપાદન કર્યું છે જવાહરનો ઇતિહાસપ્રેમ, સ્વદેશાભિમાન, કુરબાનીની ભાવના અને માનવતા ઇન્દિરામાં સંપૂર્ણપણે ઉતર્યાં છે ૧૯૪૨ ના સત્યાગ્રહ આંદોલનમાં ઇન્દિરાએ પિતાને પગલે ચાલીને ઝંપલાવ્યું ને જેલવાસ સેવ્યો જ્યારે હિન્દ આઝાદ થયું ને નિરાશ્રિતોનો પ્રશ્ન ઉદ્ભવ્યો, ત્યારે નિરાશ્રિતોની છાવણીમાં દિનરાત કાર્ય કરી, એમણે અનાથ અને દુખી સ્ત્રીઓના આંસુ લૂછ્યા, એટલું જ નહિ, પણ હિન્દ સ્વતંત્ર થતાં, એમણે જવાહરને છેલ્લા દશ વર્ષોથી જે સક્રિય સહકાર આપ્યો છે તે અદ્વિતીય છે એમના પિતા સાથે એમણે યુરોપની, અમેરિકાની અને સારા એશિયાખંડની મુસાફરી કરી છે, અને એઓ જ્યાં જ્યાં ગયા છે ત્યાં ત્યાં પોતાની મોહક પ્રતિભાની, વિરલ માનવતાની અને જ્વલંત કામગીરીની સુંદર છાપ પાડી છે નેહરુ કુટુંબની એ વિશિષ્ટતા છે કે દરેક વ્યક્તિએ સ્વાતંત્ર્યયજ્ઞમાં પોતાનો ફાળો આપ્યો છે અને ઇન્દિરાનો ફાળો પણ અનેક દૃષ્ટિએ મહત્વનો છે

ઇન્દિરાના પતિ શ્રી ફીરોજ ગાંધી પણ જેલવાસ ભોગવી, સત્યાગ્રહમાં ભાગ લઈ, પોતાની રીતે દેશસેવા કરી રહ્યા છે આજે પણ લોકસભાના સભ્ય તરીકે

એઓ દેશસેવા કર્યે જાય છે અને ઇન્દિરા પણ કોંગ્રેસ કારોબારીના સભ્ય તરીકે, ચૂંટણીપંચના સભ્ય તરીકે, તથા પિતાની સેવા કરીને દેશસેવા પરોક્ષ તેમજ પ્રત્યક્ષ રીતે કરી રહ્યાં છે.

જવાહરની ભાણજીઓએ પણ ૧૯૪૨ નાં આંદોલનમાં અગત્યનો ભાગ ભજવ્યો છે અને નેહરુકુટુંબની કુરબાનીની ભવ્ય પરંપરા અણીશુદ્ધ ચાલુ રાખી છે.

હિન્દના સ્વાતંત્ર્યયજ્ઞમાં, પોતાના સર્વસ્વનું સ્વાહા કરી, અનેક ઐતિહાસિક કુટુંબો ફના થઈ ગયાં છે. ગાંધી કુટુંબ, દાસ કુટુંબ, ખોઝ કુટુંબ, પટેલ કુટુંબ, બજાજ કુટુંબ વગેરેએ રાષ્ટ્રયજ્ઞની વેદિ પર ભવ્ય બલિદાનો આપ્યાં છે પણ એ બધાંમાં નેહરુ કુટુંબનો ફાળો સૌથી વિશેષ છે. કારણ કે, એ સમગ્ર કુટુંબમાં એવી એક પણ વ્યક્તિ નથી કે જેણે રાષ્ટ્રની અહિંસક લડતમાં પરોક્ષ તેમજ પ્રત્યક્ષ રીતે મહત્વનો તેમજ અગત્યનો ભાગ ભજવ્યો નહિ હોય! એટલું જ નહિ, પણ એ કુટુંબના પ્રત્યેક માનવીએ કુરબાની કરી છે, લોહી રેડ્યાં છે, અને દેશની તવારીખ ઘડી છે.

[૨૦]

## જવાહરનું મિત્રમંડળ

જવાહર એ આંતરરાષ્ટ્રીય વ્યક્તિ છે એટલે એમનું મિત્રમંડળ પણ આંતરરાષ્ટ્રીય હોય એ સ્વાભાવિક છે દેશવિદેશમાં, મજહબ મજહબમાં, જવાહરને આજે જેટલા મિત્રો છે તેટલા એમના કોઈ સમકાલીન રાજકીય પુરુષને નહિ હોય પૌર્વાત્ય અને પાશ્ચાત્ય, હિન્દુ, મુસ્લિમ, પારસી, શીખ, ખ્રિસ્તી, યહૂદી, આરબ, અમેરિકન, યુરોપિયન એમ એમના મિત્રોનો પાર નથી આખી દુનિયા એક છે, માનવના દિલ એક છે, પ્રેમ બધાને બાંધી શકે છે, તેની પ્રતીતિ જવાહરનું વ્યાપક અને સર્વદેશીય, મિત્રમંડળ જોતા થાય છે

જવાહરના જીવનની એ ખુશનસીબી છે કે એઓ જીવનના પ્રત્યેક ક્ષેત્રમા જેમ ભાગ્યશાળી છે તેમ મૈત્રીની બાબતમા પણ અત્યંત ભાગ્યશાળી છે શરૂઆતમા મિત્રપણાનો વારસો એમને એમના પિતા મોતીલાલજી તરફથી મળેલો મોતીલાલજીનું મિત્રમંડળ અત્યંત વિશાળ—આંતરજાતીય તેમજ આંતરપ્રાંતીય—હતું. ધંધાદારી અને બીનધંધાદારી, સરકારી અમલદારો અને ચુસ્ત રાષ્ટ્રવાદીઓ, હિન્દીઓ અને અંગ્રેજો, એમ જાતજાતના, ભાતભાતના અને પ્રાંતપ્રાંતના મિત્રો મોતીલાલજીને હતા આ વિશાળ મિત્રમંડળનો, મળતાવડાપણાનો, ઉદારતાનો વારસો જવાહરને સહજ રીતે પિતા તરફથી એક મહામૂલી ભેટ રૂપે મળ્યો

જવાહરની મિત્રતામા બીજો એક વિશેષાંશ એ હતો, કે, એમને નાનપણમા, એવું શિક્ષણ મળેલું કે એમને મિત્રો થાય જ નહિ સામાન્ય બાળકની જેમ એ કોઈ શાળામા ભણવા જતા નહોતા પરન્તુ, એમને માટે ઘેર જ શિક્ષણનો વિશેષ પ્રબંધ કરવામા આવ્યો હતો એટલે, પોતાના ઘરની બહારના—શિક્ષકો સિવાય—બાળકોના સંપર્કમા આવવાનો, એમની જોડે ગાઢ મૈત્રી બાંધવાનો જવાહરને મોકો ન મળ્યો આથી જવાહરને તો ફક્ત એઓ વિલાયત ગયા, તે પછી જ મિત્રો બનાવવાની સુવર્ણ તક સાંપડી

જ્વાહરના વ્યક્તિત્વનો સાચો વિકાસ આપણને એઓ વિલાયત ગયાં પછીજ, પોતાના કુટુંબથી સ્વતંત્ર એવા વાતાવરણમાંજ થતો લાગે છે. કુટુંબમાં એમનું મન એટલું બધું જકડાયલું હતું કે એઓ એ દીવાલને અહીં હતા ત્યા સુધી ઠેકી શક્યા નહિ.

અહીં હતા, ત્યારે એમના શિક્ષક મિ. બ્રુક્સ એમનાથી વયે ઘણામોટા હોવા છતાં, મિત્રની જેમજ વર્તતા, અને એથીજ એઓ પોતાની થિયૉસૉફીનો રંગ જવાહરને લગાડી શકેલા. એમની મૈત્રી એ એક રીતે જ્વાહરને વિશેષ ફળદાયી નીવડી. કારણ કે, જવાહરને બહારની દુનિયાનો પરિચય બ્રુક્સ દ્વારાજ થયો, એમ કહીએ તો ચાલે.

જ્વાહર વિલાયત ગયા, અને ત્યાં એઓ અનેક પૌર્વાત્ય અને પાશ્ચાત્ય યુવાનો–એમના શાળા અને કૉલેજજીવનના સહાધ્યાયીઓ–ના સંપર્કમાં આવ્યા. એ મિત્રોમાં પણ એક હકીકત આપણું ધ્યાન ખેંચે એવી છે, અને તે એ કે, જ્વાહરનું મિત્રમંડળ, મોટે ભાગે રાષ્ટ્રવાદી યુવકોતુંજ બનેલું હતું. ત્યાં એમને જે મૈત્રી થઈ, તેમાંના ઘણા, અને એક રીતે કહીએ તો લગભગ બધાજ જ્વાહરની જોડે આપણા સ્વાતંત્ર્યસંગ્રામોમાં મોખરે રહેલા. કૉંગ્રેસની સસ્થાદ્વારા એમણે પોતાની સેવા રાષ્ટ્રને અર્પેલી અને પોતાની જિંદગી માભોમને ચરણે અર્પણ કરેલી.

જ્વાહરના વિલાયતના શાળાજીવનના મિત્રોમાં, જાણીતા એવા હૅરો અને કેમ્બ્રિજમાં એમની જોડે ભણતા શ્રી. જીતેન્દ્રમોહન સેનગુપ્તા હતા. શ્રી સેનગુપ્તા જ્વાહરની જોડેજ બેરીસ્ટર થયા હતા અને એઓ બંગાળના અગ્રગણ્ય કૉંગ્રેસી નેતા અને ધારાશાસ્ત્રી થયા હતા. બંગાળના પ્રતિનિધિ તરીકે એઓ કૉંગ્રેસની કારોબારીમાં હતા અને રાષ્ટ્રના સ્વાતંત્ર્યસંગ્રામની વેદિ પર એમણે પોતાનું ભવ્ય બલિદાન આપ્યું હતું. એમના બીજા મિત્ર ડૉ. સફીઉદ્દીન કીચલુ હતા. એઓ પણ સ્વાતંત્ર્ય સંગ્રામના શૂર સૈનિક હતા. કૉંગ્રેસમાં વર્ષો સુધી રહી એઓ કૉંગ્રેસની કારોબારીમાં અગ્રગણ્ય ભાગ લેતા હતા, એટલુંજ નહિ, પણ, અનેકવાર જેલયાત્રા ભોગવેલી. એમના એવા અન્ય જાણીતા વિલાયતના મિત્ર ડૉ. સૈયદ મહમુદ હતા. સૈયદ મહમુદ એ પણ કૉંગ્રેસના અગ્રગણ્ય નેતા છે. વર્ષો સુધી કૉંગ્રેસ કારોબારીના સભ્ય હતા અને બિહારના કૉંગ્રેસ પ્રધાનમંડળમાં વર્ષો સુધી કામ કર્યા પછી હવે એઓ, મધ્યસ્થ સરકારના પ્રધાનમંડળમાં છે. જ્વાહરના ચોથા વિલાયતના મિત્ર, જનાબ તસદ્દુક અહમદ શેરવાની હતા. એ પણ ઉત્તર પ્રદેશમાં કૉંગ્રેસના પહેલી હરોળના નેતા હતા, તથા કૉંગ્રેસ કારોબારીમાં હતા, જેમણે પણ સ્વાતંત્ર્ય સંગ્રામમાં જેલયાત્રાઓ ભોગવેલી અને એઓ દેશને માટે

લડત લડતાં જ મૃત્યુ પામ્યા હતા. આ રીતે, જવાહરે પોતાના રાષ્ટ્રવાદની જોડે જેનો પૂરેપૂરી રીતે મેળ ખાય એવાજ મિત્રો શોધ્યા હતા.

જવાહર વિલાયતથી આવ્યા, પછી, તો એમને માટે વાતાવરણ મુક્ત બની ગયું હતું, એટલે ધીમે ધીમે એમના મિત્રમંડળમાં વધારો થવા માંડ્યો. છતાં એક વાત તો સ્પષ્ટ હતી, કે જવાહરને માટે સમાનશીલવાળા જોડે જ મિત્રતા શક્ય હતી, રાષ્ટ્રવાદી ન હોય એવા એમના મિત્રો નહોતા. એમનો કોઈપણ મિત્ર તમને મુસ્લિમ લીગવાળો કે હિન્દુ મહાસભાવાળો, અથવા તો જેનામાં રાષ્ટ્રવાદી ઉત્કટ તમન્ના ન હોય એવો નહિ મળે.

શરૂઆતમાં જવાહરે ઉત્તરપ્રદેશના રાજકારણમાં ભાગ લેવો શરૂ કર્યો હોવાથી એમનું મિત્રમંડળ થોડા સમય માટે ઉત્તરપ્રદેશ પૂરતું મર્યાદિત રહ્યું. એમાં, પંડિત બાલકૃષ્ણ શર્મા, પંડિત ગોવિંદ વલ્લભ પંત, શ્રી. કૈલાસનાથ કાટ્જુ, શ્રી. ગણેશશંકર વિદ્યાર્થી, શ્રી. શ્રીપ્રકાશ, રફી અહમદ કીડવાઈ, પંડિત સુંદરલાલજી, રાજર્ષિ ટંડનજી વગેરે જોડે એમની મૈત્રી બંધાઈ અને દૃઢ થતી ગઈ. પરન્તુ, જલીયાંવાળા બાગની કરુણ કહાની સમયે એઓ એમના પિતાના મિત્ર દેશબંધુદાસના ગાઢ સંપર્કમાં આવ્યા અને એઓ જવાહરની જોડે મિત્રની જેમ વર્તતા. ઉત્તર પ્રદેશમાં કામ કરતાં, એઓ પંડિત મદન મોહન માલવીયજીના સંપર્કમાં આવ્યા અને એમની જોડે પણ ગાઢ સંપર્ક બંધાયો, તેમ છતાં, જવાહર તો ધારાસભાપ્રવેશની વિરૂદ્ધ હોવાથી, ધારાસભાદ્વારા લડત આપવાની નીતિ અખત્યાર કરતા સ્વરાજ્યપક્ષીઓ જોડે એમનો ઝાઝો મેળ ખાતો નહોતો. એમનો બુઝર્ગ કોંગ્રેસનેતા અને મહાન ધારાશાસ્ત્રી શ્રી. રાસબિહારી ઘોષ જોડે પણ મૈત્રીનો નાતો હતો. જવાહરનું વ્યક્તિત્વજ એવું લોહચુંબક જેવું હતું, કે, જેથી એમની મૈત્રી કરવા અનેક વ્યક્તિઓ તલસે.

જવાહર જેમ જેમ આંતરપ્રાંતીયક્ષેત્રમાં પ્રવેશ કરતા ગયા, તેમ તેમ, એમની મૈત્રીનું ક્ષેત્ર વધતું ગયું. મૌલાના મહમદઅલી એમની પર એટલા બધા મુસ્તાક હતા, કે એઓ જ્યારે કોંગ્રેસ પ્રમુખ થયા ત્યારે, એમણે જવાહરને કોંગ્રેસના સામાન્યમંત્રી બનાવ્યા. અને જવાહરની આંતરપ્રાંતીય ક્ષેત્રમાં મૈત્રી ઉત્તરોત્તર વધવા માંડી. પછી તો સન્તનમ, ગીડવાની, રાજગોપાલાચારી, રાજેનબાબુ, સુભાષબાબુ ને વલ્લભભાઈ, ડૉ. અન્સારી ને શ્રીનિવાસ આયંગર, સત્યમૂર્તિ ને સુબ્રહ્મણ્યમ, શાંબમૂર્તિ ને ડૉ. અભ્યંકર, અણે ને ડૉ. પટ્ટાભી, નરીમાન ને મહાદેવ દેસાઈ, ડૉ. મહમદ આલમ, મૌલાના અબુલકલામ આઝાદ ને બાબુ વ્રજકિશોર, હકીમ અજમલખાન, ખાન અબ્દુલ ગફુરખાન ને ડૉ. ખાનસાહેબ, આસફઅલી ને

આચાર્ય કૃપલાણી, ડૉ. રંગા ને શંકરરાવ દેવ, ગંગાધરરાવ દેશપાંડે તથા શિવનાથ બેનરજી વગેરે અનેક કોંગ્રેસવાદીઓ જવાહરના અંગત મિત્રો હતા.

પરન્તુ, જવાહરનું ક્ષેત્ર હવે ધીમેધીમે કોંગ્રેસની બહાર પણ વિસ્તરતું જાય છે અને જવાહર પોતાની રાજકીય નીતિની જોડે સંમત નહોય એવી વ્યક્તિઓ પ્રત્યે પણ મૈત્રીનો હાથ લંબાવવા લાગ્યા, એટલું જ નહિ, પરન્તુ, એઓ કોંગ્રેસબહારના વર્તુલમાં પણ એમની પ્રેમળતાથી, એમના સ્પષ્ટ વક્તૃત્વથી બધાને જીતી શકતા હતા. એઓ યુરોપયાત્રાએ ગયા, તો ત્યાં, એઓ આપણા નિર્વાસિત ક્રાન્તિવાદીઓ, શ્યામજી કૃષ્ણવર્મા, રાજા મહેન્દ્રપ્રતાપ, મૌલવી ઓબેદુલ્લા, મૌલવી બરકુતુલ્લા, ચંપકરમન પિલ્લાઈ, તથા શ્રી. વીરેન્દ્ર ચટ્ટોપાધ્યાય વગેરેના ગાઢ સંપર્કમાં આવ્યા, અને એમની જોડે મૈત્રી કેળવી. પોતાની રાજનીતિથી એમની રાજનીતિ વિરુદ્ધ હોવા છતાં, પ્રેમથી પોતાના મતભેદો વીસરીને, એમને સ્વજનો તરીકે સાચવ્યા. શ્યામજી કૃષ્ણ વર્મા, પોતાની મિલકતનું ટ્રસ્ટ કરવા ઇચ્છતા હતા, અને જવાહરને એના ટ્રસ્ટી નીમવા ઇચ્છતા હતા, એટલે થોડા જ સમયમાં એમની વચ્ચે મૈત્રી જામી હતી.

હિન્દમાં પણ જવાહર હવે કોંગ્રેસબહારના ક્રાન્તિવાદીઓ જોડે પ્રેમસંબંધ કેળવવા લાગ્યા. એમાં વિશેષે કરીને, પોતાની હિંસાવાદ તરફથી પલટાતી મનોવૃત્તિને જવાહર સમક્ષ એકરાર કરનાર અને જવાહરની રાહબરી ઇચ્છનાર, અને આખરે, પોલીસ જોડેની ઝપાઝપીમાં પોલીસની ગોળીથી વીંધાઈ જનાર શહીદ ચંદ્રશેખર આઝાદ, લાહોર જેલમાં પોતાના હક માટે ઉપવાસ આદરનાર અને માથું હાથમાં લઈને ફરનાર, ક્રાન્તિવાદીઓ જતીનદાસ અને સરદાર ભગતસિંહ, એ બધાનો જવાહર જોડે, થોડા જ સમયમાં પ્રેમસંબંધ બંધાયો હતો.

જવાહરનું ચિત્ત, એક તરફ ગાંધીજીની રચનાત્મક દિશા તરફ ખેંચાતું હતું, કારણકે, એમાં બ્રિટીશ સામ્રાજ્યને ઉથલાવી નાંખવાની તાકાત હતી, એની જવાહરને પૂર્ણ પ્રતીતિ થઈ હતી. બીજી તરફ, એમને રશીયાનો ક્રાન્તિવાદ, અને એને પરિણામે એ દેશની સામાજિક રચનામાં થયેલા ઝડપી સુધારા જવાહરને ખેંચતા હતા. પરન્તુ, એક ફાયદો એ થયો કે, જવાહર રાજેન્બાબુ, સરદાર વલ્લભભાઈ, રાજાજી, કૃપલાણી, ખાન અબ્દુલ ગફાર ખાન, ડૉ. અન્સારી વગેરે, જોડે મૈત્રી જાળવી શક્યા, તો, બીજી તરફ, એઓ કોંગ્રેસના ઉદ્દામવાદી તત્વો જેવાં કે, સુભાષ બોઝ, અચ્યુત પટવર્ધન, જયપ્રકાશ નારાયણ, ડૉ. રામમનોહર લોહિયા, આચાર્ય નરેન્દ્ર દેવ જેવા જોડે પણ મૈત્રીનો નાતો રાખી શક્યા, એટલું જ

નહિ, પણ પોતાની કારકિર્દીમાં એ બન્ને તત્ત્વોનો એમણે સમન્વય સાધવા પ્રયત્ન કર્યો અને બન્ને પક્ષના એઓ લાડીલા બન્યા

કોંગ્રેસમાં રહેલા ઉદ્દામવાદી તત્ત્વો જોડે જેમ જવાહરે મૈત્રી સાધી, તેવી જ રીતે કોંગ્રેસવિરોધી તત્ત્વો પણ જે દેશની પ્રગતિ માટે પ્રયત્ન કરતા હતા, તે તત્ત્વો જોડે પણ એમનો સંબંધ અત્યંત નિકટ હતો આથી જ દેશના સામ્યવાદી નેતાઓને જ્યારે ગિરફતાર કરવામાં આવ્યા, અને એમની ઉપર મીરતમાં સરકારની સામે કાવતરું કર્યાનો મુકદ્દમો કરવામાં આવ્યો ત્યારે એમની સહાય માટે વકીલોની મદદ મળે તે માટે જવાહરે સારા પ્રમાણમાં પ્રયત્ન કર્યા અને એથી જ, સામ્યવાદીઓ, કોંગ્રેસના દુશ્મન હોવા છતાં, જવાહરના સાચા મિત્રો રહ્યા છે

જવાહરને, વીસમી સદીના ત્રીજા દશકામાં, મજૂર પ્રવૃત્તિ અને યુવક-સંઘની પ્રવૃત્તિમાં ખૂબ રસ પડ્યો, એટલું જ નહિ, પણ મજૂર પરિષદો અને યુવક પરિષદોના એઓ લગાતાર પ્રમુખ બનતા ગયા અને એથી દેશના નવયુવાનો અને મજૂર નેતાઓ જોડે જવાહર મૈત્રીની ગાંઠથી સંકળાયા 'સજ્જાદ' ઝહીર, નીલકંઠ પાઠક, સ્વામી સહજાનંદ સરસ્વતી, પૂરણચંદ જોશી, રણદીવે, પ્રો રંગા, શૌકત ઉસ્માની વગેરેની જોડે જવાહર ગાઢ સંબંધમાં આવ્યા અને પ્રેમબંધનથી બંધાયા બીજી તરફ યુવકદળના નેતાઓ ડૉ હાર્ડીકર, યુસુફ મહેરઅલી, મીનુ મસાણી, કમળાદેવી ચટ્ટોપાધ્યાય, નરીમાન વગેરે જોડે એમની મૈત્રી થઈ આ રીતે જવાહરનું મિત્રમંડળ વ્યાપક અને વૈવિધ્યશીલ બનતું ગયું

જવાહર ફક્ત રાજકીય વ્યક્તિ જ નથી, પરન્તુ, રસિક, સંસ્કારી અને કલાપ્રેમી વ્યક્તિ છે અને તેથી એમને ગુરુદેવ ટાગોર પ્રત્યે મમતા બંધાઈ, નૃત્યકાર ઉદય શંકર પ્રત્યે એમને પ્રેમની લાગણી ઉભરાઈ, ચિત્રકાર નંદલાલ બસુ અને દેવીપ્રસાદ રાયચૌધરી જોડે દોસ્તીનો નાતો બંધાયો શિલ્પકાર સુધીર ખાસ્તગીર અને ઈપ્સિગાઈન જવાહરના સારા દોસ્ત બન્યા જાણીતા નાટ્યકાર શિશિર ભાદુરી પ્રત્યે એમણે મૈત્રીનો સ્નેહભર્યો હાથ લંબાવ્યો અને એ સ્વીકારાયો હિન્દીના લબ્ધપ્રતિષ્ઠ કવિ શ્રી મૈથિલીશરણ ગુપ્ત, કવિ દીનકર, તથા બંગાળના જાણીતા સાહિત્યકાર હુમાયુન કબીર વગેરે જોડેનો જવાહરનો સંબંધ પણ એમની વચ્ચે જે સાંસ્કૃતિક સમાનભૂમિકા છે, તેની ઉપર અવલંબે છે

જવાહરની લોકપ્રિયતા અને એમની મૈત્રીનું ક્ષેત્ર એઓ જ્યારે વડાપ્રધાન નહોતા બન્યા ત્યારે પણ અત્યંત વિસ્તૃત હતું, આંતરરાષ્ટ્રીય અને આન્તર્ધર્મી હતું ચીનના એક વખતના સરમુખત્યાર અને હાલ રાષ્ટ્રીય ચીનના વડા



સ્વાવિયગ ફરામરોઝ એડનવાલા અને જવાહરલાલ

એડનમા ૧૯૩૭

નહિ, પણ પોતાની કારોબારીમાં એ બન્ને તત્વોનો એમણે સમન્વય સાધવા પ્રયત્ન કર્યો અને બન્ને પક્ષના એઓ લાડીલા બન્યા.

કોંગ્રેસમાં રહેલાં ઉદ્દામવાદી તત્વો જોડે જેમ જવાહરે મૈત્રી સાધી, તેવી જ રીતે કોંગ્રેસવિરોધી તત્વો પણ જે દેશની પ્રગતિ માટે પ્રયત્ન કરતા હતા, તે તત્વો જોડે પણ એમનો સંબંધ અત્યંત ઘનિષ્ટ હતો. આથીજ દેશના સામ્યવાદી નેતાઓને જ્યારે ગિરફતાર કરવામાં આવ્યા, અને એમની ઉપર મીરતમાં સરકારની સામે કાવતરું કરવાનો મુકદ્દમો કરવામાં આવ્યો ત્યારે એમની સહાય માટે વકીલોની સગવડ મળે તે માટે જવાહરે સાગ પ્રમાણમાં પ્રયત્ન કરેલા. અને એથીજ, સામ્યવાદીઓ, કોંગ્રેસના દુશ્મન હોવા છતાં, જવાહરના સાચા મિત્રો રહ્યા છે.

જવાહરને, વીશમી સદીના ત્રીજા દશકામાં, મજૂર પ્રવૃત્તિ અને યુવક દલની પ્રવૃત્તિમાં ખૂબ રસ પડ્યો, એટલું જ નહિ, પણ મજૂર પરિષદો અને યુવક પરિષદોના એઓ લગાતાર પ્રમુખ બનતા ગયા. અને એથી દેશના નવયુવાનો અને મજૂર નેતાઓ જોડે જવાહર મૈત્રીની ગાંઠથી ગંઠાયા. સૈયદ ઝહીર, શીલભદ્ર યાજી, સ્વામી સહજાનંદ સરસ્વતી, પૂરણચંદ્ર જોશી, રણદીવે, પ્રો. રંગા, શૌકત ઉસ્માની વગેરેની જોડે જવાહર ગાઢ સબંધમાં આવ્યા અને પ્રેમસંબંધથી બંધાયા. બીજી તરફ યુવકદલના નેતાઓ ડૉ. હાર્ડીકર, યુસુફ મહેરઅલી, મીનુ મસાણી, કમળાદેવી ચટ્ટોપાધ્યાય, નરીમાન વગેરે જોડે એમની મૈત્રી થઈ. આ રીતે જવાહરનું મિત્રમંડળ વ્યાપક અને વૈવિધ્યશીલ બનતું ગયું.

જવાહર ફક્ત રાજકીય વ્યક્તિજ નથી, પરન્તુ, રસિક, સંસ્કારી અને કલાપ્રેમી વ્યક્તિ છે. અને તેથી એમને ગુરુદેવ ટાગોર પ્રત્યે મમતા બંધાઈ, નૃત્યકાર ઉદય શંકર પ્રત્યે એમને પ્રેમની લાગણી ઉભરાઈ, ચિત્રકાર નંદલાલ બસુ અને દેવીપ્રસાદ રાયચૌધરી જોડે દોસ્તીનો નાતો બંધાયો. શિલ્પકાર સુધીર ખાસગીર અને ઈપ્સટાઈન જવાહરના સારા દોસ્ત બન્યા. જાણીતા નાટ્યકાર શિશિર ભાદુરી પ્રત્યે એમણે મૈત્રીનો સ્નેહભર્યો હાથ લંબાવ્યો અને એ સ્વીકારાયો. હિન્દીના લબ્ધપ્રતિષ્ઠ કવિ શ્રી. મૈથિલીશરણ ગુપ્ત, કવિ દીનકર, તથા બંગાળના જાણીતા સાહિત્યકાર હુમાયુન કબીર વગેરે જોડેનો જવાહરનો સંબંધ પણ એમની વચ્ચે જે સાંસ્કૃતિક સમાનભૂમિકા છે, તેની ઉપર અવલંબે છે.

જવાહરની લોકપ્રિયતા અને એમની મૈત્રીનું ક્ષેત્ર એઓ જ્યારે વડાપ્રધાન નહોતા બન્યા ત્યારે પણ અત્યંત વિસ્તૃત હતું, આંતરરાષ્ટ્રીય અને આંતરધર્મી હતું. ચીનના એક વખતના સરમુખત્યાર અને હાલ રાષ્ટ્રીય ચીનના વડા

ચાંગ-કાઈ-શેક અને એમનાં પત્ની મેડમ ચાંગ-કાઈ-શેક, જવાહરના વર્ષોથી ખાસ મિત્રો છે. જવાહર ૧૯૩૯ માં પહેલવહેલા ચીન ગયા, ત્યારે પણ એમનું આદરપૂર્ણ આતિથ્ય એમણે માણ્યું હતું. અને એ યુગલ જ્યારે ૧૯૪૨ માં હિન્દ સરકારના મહેમાન તરીકે હિન્દ આવ્યું ત્યારે પણ જવાહરનો એમની જોડેનો સંબંધ એટલો મીઠો હતો, કે, જવાહરની જોડેજ એમણે દિવસો આનંદમાં વીતાવેલા એટલું જ નહિ પણ જવાહર જોડે જ એમણે દિલ્હીથી શાંતિનિકેતન સુધીની રેલ્વે મુસાફરી કરેલી,

રોમાં રોલાં જોડેનો પણ જવાહરનો સંબંધ એઓ યુરોપની યાત્રાએ ગયેલા તે વખતનો હતો. એ બન્ને વચ્ચે સાહિત્ય અને ઉચ્ચ સાંસ્કૃતિક પ્રવાહો જોડેનો આત્યંતિક સંપર્ક એજ સમાનભૂમિકા હતી. જવાહર વિલાયત ગયેલા ત્યારે જાણીતા આંગ્લ નાટ્યકાર બર્નાર્ડ શૉ જોડે પણ એમની જે સાહિત્યિક ભૂમિકા પર મૈત્રી બંધાયલી અને એ લોકો જે જાતજાતની ચર્ચા કરતા હતા તે જવાહરની આકર્ષણશક્તિ કેવી પ્રબળ હતી તે દર્શાવે છે. જવાહરની આયર્લૅન્ડના ક્રાન્તિવાદી નેતા ડી વેલેરા જોડેની મૈત્રી પણ જાણીતી છે. જવાહર અને જાણીતા વૈજ્ઞાનિક આઈન્સ્ટાઈન સારા મિત્રો હતા; જવાહરની એમની જોડેની મૈત્રી દૃઢ હતી. આ મૈત્રીની વિશાળતાનું એક કારણ જવાહરની રસવૃત્તિ અનેકવિધ હતી તે છે.

ફિલ્મ જગતના મશહૂર નટ ચાર્લી ચેપ્લીન પણ જવાહરના અંગત મિત્ર છે અને જવાહર જ્યારે યુરોપ જાય છે ત્યારે સ્વિટ્ઝર્લૅન્ડમાં એ જગતના લોકપ્રિય નટનું ગેથિરું આતિથ્ય સ્વીકારે છે અને આનંદમાં વિચાર વિનિમય કરી દિવસો પસાર કરે છે. એડનના સુપ્રસિદ્ધ શાહસોદાગર અને સખાવતે-બહાદુર સ્વાલિયર ફરામરોઝ એડનવાળા પણ જવાહરના મિત્ર છે અને એમણે જવાહર જ્યારે ૧૯૩૭ માં પોતાની પુત્રી ઇન્દિરા સાથે હિન્દ પાછા ફરતા હતા ત્યારે એડનમાં એક ભવ્ય સત્કારસમારંભ ગોઠવી, એ સત્કારસમારંભના પ્રમુખ તરીકે, જવાહરને માનપત્ર વાંચી સંભળાવ્યું હતું, એટલુંજ નહિ, પણ એમણે એમના પ્રારંભિક પ્રવચનમાં જવાહરની જ્વલંત દેશભક્તિ, અપૂર્વ ત્યાગ, નીડર નેતૃત્વ, પ્રતિભાશાળી વ્યક્તિત્વ વિરલ માનવતા, અને આંતરરાષ્ટ્રીય દૃષ્ટિબિન્દુને ભવ્ય અંજલિ અર્પી હતી અને જવાહરે એનો ઉત્તર આપતાં સ્વાલિયર ફરામરોઝે એમની જે ઉમદા શબ્દોમાં કદર કરી હતી તે માટે આભારની લાગણી પ્રદર્શિત કરી હતી. આજે પણ સ્વાલિયર ફરામરોઝ બબ્બે દાયકા બાદ પણ એ ઐતિહાસિક પ્રસંગનાં રમ્ય મધુર સંસ્મરણો સંભારે છે અને પ્રસન્નતા અનુભવે છે.

જવાહરને માત્ર હિન્દમાંજ નહિ પણ જગતના રાજકારણમાં, જગતની વૈજ્ઞાનિક પ્રગતિ અને સામાજિક ક્રાન્તિમાં જ્વલંત રસ હોવાથી, એઓ, જગતના સર્વે ક્ષેત્રોમાં વિહરતા માનવીઓ પ્રત્યે આકર્ષાય છે, અને તેમને આકર્ષે છે. આર્થિક ક્ષેત્રમાં, શ્રીયુત્ ખુશાલ શાહ, શ્રી. કુમારપ્પા, શ્રીમન્નારાયણ અગ્રવાલ અને શ્રી. દત્તાત્રય ગાડગીલ વગેરેએ એમને આઝાદી પૂર્વેની આયોજન સમિતિમાં સક્રિય સહકાર અર્પ્યો હતો અને એઓ એમના મિત્રો બન્યા હતા. વૈજ્ઞાનિકોમાં, ડૉ. શાંતિસ્વરૂપ ભાટનાગર. ડૉ. બીરબલ સહાણી, ડૉ. મેઘનાદ શહા, ડૉ. કાલિદાસ નાગ, ડૉ. બી. સી. રૉય, ડૉ. સી. વી., રામન, ડૉ. ભાભા, એ એમના મિત્રોમાં મોખરે હતા.

ફિલસૂફોમાં, હિન્દના પ્રથમ પંક્તિના ફિલસૂફ ડૉ. રાધાકૃષ્ણન જોડેની એમની મૈત્રી જૂની હતી. બન્ને ગાંધીજીના અનન્યભક્ત છે અને ગાંધીવાદનો પાશ્ચાત્ય દેશોમાં પ્રચાર કરવામાં એમણે ભગીરથ પ્રયાસો આદર્યા છે. રાધાકૃષ્ણન ફિલસૂફ હોવા છતાં, એમનામાં રહેલી પ્રચ્છન્ન શક્તિ જવાહરે યોગ્યતઃ પિછાની હતી, એટલેજ જવાહરના હાથમાં સત્તાનાં સૂત્રો આવતાં, જવાહરે પ્રથમ એમને રશીયામાં હિન્દના એલચી તરીકે નીમ્યા અને ત્યાં એમણે ઉત્તમ કામગીરી બજાવી હિન્દની પ્રતિષ્ઠા વધારી એટલે જવાહરે એમને હિન્દીસંઘના ઉપ-પ્રમુખ બનાવ્યા, એ જવાહરની મિત્રો માટેની કદરદાની સૂચવે છે.

જવાહર ઉત્કૃષ્ટ કોટિના સાહિત્યસર્જક છે, અને તેથી સાહિત્યકારો અને લેખકો પ્રતિ એમની સમદૃષ્ટિ છે, અને જગતના લેખકોની મૈત્રી એમણે સંપાદિત કરી છે. શ્રીકૃષ્ણ કીરપાલાની, શ્રી. મુલ્કરાજ આનંદ, શ્રી. હરીન ચટ્ટોપાધ્યાય એ બધા જોડે જવાહરને પ્રીત સંબંધ છે. આ ઉપરાંત, અપ્ટન સીંકલેર, જવાહર કર્મવીર છે એટલા માટે એમની જોડે મિત્રતા રાખે છે. જાણીતા સાહિત્યકાર સ્ટીફન સ્પેન્ડર, જવાહર એકમાત્ર સુસંસ્કૃત રાજનીતિજ્ઞ એમને લાગે છે એટલે જવાહરને ચાહે છે. જાણીતા ફ્રેન્ચ સાહિત્યના ઉત્કૃષ્ટ લેખક અને યુરોપ તથા એશિયામાં મશહૂર થયેલા આન્દ્રે ઝીદ જવાહરમાં રહેલા સહજ આભિજાત્યને ચાહે છે. મશહૂર લેખક વીલ ડ્યુરાન્ટ જવાહરને એમની અચલનિષ્ઠા માટે એઓ પ્રેમને પાત્ર છે એમ માને છે. એડમન્ડ પ્રીવા, જવાહર વિશ્વનાગરિક છે, એટલે એમને મિત્ર તરીકે સ્વીકારે છે. જાણીતા ઇતિહાસવિદ અને ઓક્સફર્ડ યુનિવર્સિટીના પ્રોફેસર, શ્રી. ગીલ્બર્ટ મરે, જવાહર આ તુફાની યુગના એક ઉજ્જ્વળ મહાપુરુષ છે એટલે એમની પ્રત્યે પ્રેમ વર્ષાવે છે.

તુર્કીસ્તાનની પ્રથમ પંક્તિની લેખિકા ને ઇસ્તંબુલ વિશ્વવિદ્યાલયમાં અંગ્રેજી સાહિત્યની પ્રાધ્યાપિકા ખાલિદા અદીબ જવાહરની ત્યાગવૃત્તિને પ્રશંસે છે

અને તેથી એમની મિત્રતાને પાત્ર ગણે છે મશહૂર અમેરિકન નવલકથાકાર શ્રીમતિ પર્લબક જવાહરમા રહેલી માનવતા અને સહૃદયતાને આવકારે છે અને એમની મૈત્રીની કદર કરે છે એટલુ જ નહિ પણ એમના આદર્શોનો ઉત્સાહભેર પાશ્ચાત્ય જગતમા પ્રચાર કરે છે કેનેડાના લેખક ક્રેવેન, જવાહર જગતના એક મહાન દેશના ભાગ્યવિધાતા છે એટલા માટે એમની ઉપર વારી જાય છે રશીયાની વિખ્યાત લેખિકા અને ભારતીય સસ્કૃતિની અભ્યાસી વિદુષી એના કોમેન્સકી, જવાહરજ પૂર્વ અને પશ્ચિમનુ મિલન કરાવી શકે એવી વ્યક્તિ છે એમ માનીને એમની તરફ મિત્રાચારીનો સબધ ધરાવે છે ઉમર ખય્યામના અનુવાદ માટે જાણીતા થયેલા આગ્લલેખક ફીટ્ઝરેલ્ડ પણ જવાહરની પૂર્વ તથા પશ્ચિમની સમન્વયશક્તિને પૂજે છે આમ અનેક પાશ્ચાત્ય સાહિત્યસર્જકો જવાહરની જોડે, એમની જુદી જુદી શક્તિને લીધે, મુગ્ધ બની એમની મૈત્રી ગણે છે આ બધા નામો તથા એ સાહિત્યકારો જુદા જુદા દેશના છે તે હકીકત જ જવાહરની મિત્રભાવના કેટલી વ્યાપક, કેટલી વિશ્વભરને સ્પર્શનારી છે તેનો આછો ખ્યાલ આપશે

જવાહરે હિન્દનુ રાજ્યતત્ર સભાળ્યુ તે પૂર્વે લુઈ ફીશર, જોન ગથર, સર સ્ટેફર્ડ ક્રીપ્સ વગેરે જોડે એમને મૈત્રી થયેલી, પરતુ, રાજ્યતત્ર સભાળ્યા પછી જવાહરની આન્તરરાષ્ટ્રીય મૈત્રી સારા પ્રમાણમા વધી ગઈ જવાહર એ એવો પારસમણિ નીવડ્યો કે જે જે એમના સપર્કમા આવતુ જાય તેને એ સુવર્ણથી રસતો જાય આ રીતે, જવાહર ૧૯૪૨ ના સત્યાગ્રહ આદોલન અગેની ગિરફતારીમાથી છૂટ્યા તેવાજ એમણે વિરોધીઓને પણ મિત્રસ્નેહથી અપનાવ્યા ગુલામરસૂલખાનના ભાઈ શગ્દ બોઝ કે જેમની અને જવાહરની વચ્ચે ખટરાગ હતો, તેમના જવાહર મિત્ર બન્યા અને તેમને એમણે પોતાના પ્રધાનમડળમા સ્થાન આપ્યુ એ ઉપરાત, જવાહરને જાણીતા રાજપુરુષ લોર્ડ માઉન્ટબેટનની જોડે એવી ગાઢ મૈત્રી બધાઈ કે, જવાહર જ્યારે જ્યારે ઇગ્લેડ જાય છે, ત્યારે માઉન્ટબેટનને ઘેર આરામ કરવા અવશ્ય જવાના જ અને માઉન્ટબેટનની પત્ની પણ થોડે થોડે સમયે હિન્દ આવીને જવાહરને મળવાની જ માઉન્ટબેટન દંપતી જવાહરના આજે ઉત્તમોત્તમ મિત્રો છે અને પૂર્વ અને પશ્ચિમ સમાનભૂમિકા પર કેવી રીતે આસાનીથી મળી શકે છે તેનુ આ જ્વલત દષ્ટાત છે

ઇગ્લેન્ડના મજૂર પ્રધાનમડળમાના એટલી, બેવિન, લેરેન્સ વગેરે તો જવાહરના મિત્ર બન્યા જ, પરન્તુ જવાહરના પ્રબળ આર્થિક આગળ જવાહરના જીવન ભરના દુશ્મન અને જવાહરની સામે એક સમયે જેહાદ જગાવનાર, તથા જવાહરની

આમંત્રણને માન આપી રશીયન વડાપ્રધાન બુલ્ગેનીન અને શ્રી. ક્રુશ્ચેવ હિન્દ આવ્યા અને હિન્દની પ્રજાના અસાધારણ આતિથ્યથી ગળગળા થઈ ગયા. રશીયાનો વડોપ્રધાન માર્શલ બુલ્ગેનીન પણ જવાહરનો પરમ પ્રિયમિત્ર છે. રશીયામાં જે લોખંડી પડદો હતો તે જવાહર માટે દૂર થયો અને 'રુસી-હિન્દી-ભાઈ-ભાઈ'નું સૂત્ર અસ્તિત્વમાં આવ્યું. હિન્દની એ ખુશનસીબી છે કે એને માથે જવાહર જેવો કર્ણધાર અને પથપ્રદર્શક છે કે જેનાં પુરુષાર્થના બળે હિન્દ આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે નવા નવા મૈત્રી સંબંધો વિકસાવતું જાય છે. આ રીતે, જવાહરે રાજ્યતંત્ર સંભાળ્યું, ત્યારથી એઓ પીડિત શોષિત રાજ્યોના તો મિત્રો બન્યા છે, પણ પીડક અને શોષક રાજ્યોના વડાઓને પણ જવાહરે મિત્રો બનાવ્યા છે. એમાંજ એમની ખરી ખૂબી રહેલી છે. વળી, જે જે નવા મિત્રો જવાહર બનાવે છે, તેમની જોડે એઓ સંબંધો જાળવી રાખે છે અને ઉત્તરોત્તર એ સંબંધોને દઢ કરતા જાય છે.

રાજ્યતંત્ર સંભાળ્યા પછી એક બીજું તત્વ પણ જવાહરમાં દૃષ્ટિએ પડે છે અને તે એ કે, જવાહર માત્ર કોંગ્રેસ સંસ્થા પૂરતા જ મર્યાદિત ન રહેતાં, બહારના નવા શક્તિશાળી લોકોને પણ મિત્ર બનાવે છે અને અપનાવે છે. એમણે પોતાના પ્રધાનમંડળમાં બીન કોંગ્રેસી એવા ચિંતામણ દેશમુખ, ડૉ. જોન મથાઈ, રાધાકૃષ્ણન, ડૉ. આંબેડકર, ગોપાળ સ્વામી આયંગર, બળદેવસિંહ, સ્યામપ્રસાદ મુકરજી, કેશવચંદ્ર નિયોગી, ગીરી વગેરે અનેકને લીધા. મિત્રતાનો હાથ લંબાવ્યો અને મૈત્રી જાળવી રાખવા પોતાથી બનતા પ્રયાસો કર્યા, એટલું જ નહિ, પણ જવાહર તો પ્રથમ પ્રધાનમંડળ રચતાં પહેલાં શ્રી. ઝીન્નાને પણ મળેલા.

જવાહરની મૈત્રીની ગાંઠ એટલી બધી પ્રબળ હોય છે કે એમના પક્ષમાંથી નીકળી વિરોધપક્ષમાં ભળી ગયેલા માણસો પણ પાછા એમની પાસે જ આવ્યા ત્યારે એમને ચેન પડ્યું છે. અને એમાં શ્રી. રફી અહમદ કીડવાઈ મુખ્ય હતા. રફી સાહેબ જવાહરના મિત્ર હોવા છતાં, રાજકીય મતભેદ પડતાં, એઓ જવાહરના પ્રધાનમંડળમાંથી નીકળી આચાર્ય કૃપલાણીના પ્રજાસમાજવાદી પક્ષમાં ભળ્યા, પરન્તુ, જવાહરનું ખેંચાણ એટલું બધું જબરું હતું કે જવાહરે જરાક પાછા બોલાવ્યા એટલે કૃપલાણીને છોડીને જવાહરની જોડે એમણે હાથ મીલાવ્યા. જવાહર પણ વિરોધપક્ષની જોડે મૈત્રી સાધવા હમેશાં તત્પર હોય છે. એથી તો એમણે જયપ્રકાશ નારાયણને એમના પ્રધાનમંડળમાં જોડાવા, આમંત્રણ આપ્યું હતું અને એ સંબંધી ચર્ચા કરવા બોલાવ્યા હતા. વળી, કોંગ્રેસ છોડીને જેઓ ગયા તેમને પણ જવાહરે વારંવાર આમંત્રણ આપીને બોલાવ્યા હતા. આ જ જવાહરની 'ઉદારતા તથા ખેલદિલી પૂરવાર કરે છે.

જવાહરના મિત્રો જગતનાં પાંચે ખંડોમાં છે, પણ એમની મૈત્રીનું સર્વોચ્ચ શિખર તો મહાત્મા ગાંધી ગણી શકાય. મહાત્મા ગાંધી એ જવાહરના ગુરુ, સલાહકાર, પથ પ્રદર્શક, પિતા અને મિત્ર હતા. જવાહર આજે જે છે તે મહાત્મા ગાંધીજીની સતત પ્રેરણાને આભારી છે. જવાહરના જીવનને જો ગાંધીજીનાં જીવનનો અને આદર્શોનો સ્પર્શ ન થયો હોત તો જવાહર આજ કોઈ જુદી જ વ્યક્તિ હોત! નેહરુકુટુંબમાં મોતીલાલજી ગુજરી જતાં ગાંધીજી જ એ કુટુંબનાં વડિલ બન્યા. જવાહરને એમણે જીવનભર દોરવણી આપી, પોતાના રાજકીય વારસદાર કહી, જવાહરમાં અખૂટ શ્રદ્ધા વ્યક્ત કરી, અને 'મનુષ્યોમાં જવાહર' તરીકે જાહેર કરી, એમને સારા હિન્દમાં તેમજ જગતમાં અદ્વિતીય સ્થાન આપ્યુ. જવાહર–ગાંધીજીની બેલડી એ વીસમી સદીની એક વિસ્મયતા છે, અજાયબી છે અને આશ્ચર્ય છે. આ પ્રકારની મૈત્રી વિરલ છે, અનેક દૃષ્ટિએ અભૂતપૂર્વ છે અને જગત ઇતિહાસમાં મેળવવી મુશ્કેલ છે.

હિન્દના વડાપ્રધાન થયા બાદ જવાહરનું મિત્રમંડળ ચન્દ્રકલાની માફક ઉત્તરોત્તર વિકસતું જ ગયું છે. એમના ખાસ મિત્રોમાં મુંબઈના વડા પ્રધાન અને કોંગ્રેસ કારોબારીના ખજાનચી શ્રી મોરારજીભાઈ, કોંગ્રેસના પ્રમુખ શ્રી. ઢેબરભાઈ, આયોજનપંચના પ્રમુખ શ્રી. ગુલઝારીલાલ નંદા, મજૂર પ્રધાન શ્રી. ખંડુભાઈ અને મદ્રાસના ગવર્નર શ્રી. શ્રીપ્રકાશ ગણાવી શકાય. ધારાશાસ્ત્રીઓમાં હિન્દના પ્રથમ એૅટર્નીજનરલ શ્રી. મોતીલાલ સેતલવાડ તથા કાનુનપંચના સભ્ય શ્રી જી. એસ પાઠક ગણાવી શકાય. કેળવણીકારોમાં શ્રી. અમરનાથ ઝા તથા ડૉ. ઝકીર હુસેન ગણાવી શકાય. સનદી નોકરોમાં શ્રી. ચિંતામણ દેશમુખ, શ્રી. ચંદુલાલ ત્રિવેદી, શ્રી. ગિરીજાશંકર બાજપાઈ, શ્રી. રામરાવ, શ્રી. પિલ્લાઈ વગેરે ગણાવી શકાય, એલચીઓમાં શ્રી. મેનન તથા શ્રી. ગગનવિહારી મહેતા કહી શકાય. આમ જવાહરને જીવનના દરેક ક્ષેત્રમાં રસ છે અને અને દરેક ક્ષેત્રમાં એમને સખ્યાબંધ મિત્રો છે. જવાહરના સ્ત્રીમિત્રોમાં લેડી માઉન્ટબેટન, મેડમ સનયાટસેન, દુર્ગાબાઇ દેશમુખ, કમળાદેવી ચટ્ટોપાધ્યાય, સુચેતા કૃપલાણી, લક્ષ્મીમેનન, અમૃત કોર, પદ્મજા નાયડુ, મૃદુલા સારાભાઈ ખાસ ગણાવી શકાય. મૂડીવાદીઓમાં કસ્તુરભાઇ, ટાટા તથા બિરલાની પણ એમના મિત્રોમાં ગણના કરી શકાય. જવાહરનું વ્યક્તિત્વ જેમ પ્રગતિશીલ અને વિકાસશીલ છે તેમ એમનું મિત્રમંડળ પણ ઉત્તરોત્તર વિકાસશીલ છે. આજે જવાહરનુ હિન્દના તેમજ જગતના રાજકારણમા અદ્વિતીય સ્થાન છે તેને પરિણામે એમના મિત્રમંડળમાં દિવસે દિવસે ગણનાપાત્ર ઉમેરો થતો જ જાય છે.

જવાહરની મૈત્રીની એક વિરલ વિશેષતા એ છે, કે એઓ ગમે તે હોદ્દા પર હોવા છતા, એમના મિત્રોને ભૂલતા નથી, તરછોડતા નથી આજે પણ એઓ પોતાના અભ્યાસ ને પૂર્વજીવનના મિત્રોને સભારે છે અને તક મળતા જૂના સબંધો તાજા કરે છે નવા મિત્રો થતા, જવાહર જૂના મિત્રોને ત્યજતા નથી પણ તેમની જોડે પૂર્વવત્ સબધ કાયમ રાખે છે ને એમની મૈત્રી એવી પ્રબળ છે કે એમને કોઈ મિત્રે છોડ્યા નથી કે કોઈએ એમને છેહ દીધો નથી જવાહર ગુણજ્ઞ છે, કદરદાન છે અને જ્યા જ્યા એમને ગુણદર્શન થાય છે ત્યા એઓ મૈત્રીનો હાથ લબાવે છે અને આથીજ એમની મૈત્રીનુ ક્ષેત્ર વ્યાપક, વિસ્તીર્ણ અને સર્વવ્યાપી છે આ પ્રમાણે જવાહરનુ મિત્રમડળ વસુધૈવ કુટુમ્બકમ જેવુ છે દુનિયામા તમને એક પણ પ્રદેશ નહિ જડે કે જ્યા એમનો મિત્ર નહિ હોય એક પણ એવો મજહબ નહિ હોય કે જેના પાળનાર જવાહરના દોસ્તો નહિ હોય અને મજહબની વાત જવા દઈએ તો એથી પણ આગળ વધીને આપણે કહી શકીએ કે એક પણ પથ એવો નહિ હોય કે જ્યા જવાહરે મૈત્રીનુ થાણુ ન જમાવ્યુ હોય જવાહરની મૈત્રીનુ પ્રધાન આકર્ષણ એમની રસિકતા, સસ્કારિતા, ખેલદિલી, ઉદારતા, સમદૃષ્ટિ, સર્વધર્મસમભાવ, અને વિશ્વ માનવતા છે અને આથી જ જન સમાજના દરેક થરમાથી આપણને જવાહરના સખ્યાબધ મિત્રો મળી રહે છે, અને આમા જ જવાહરની મૈત્રીની વિશેષતા છે આજ કારણથી નામદાર આગાખાન અને મહમદ ઉસ્માન જેવા એમના મિત્રો હોય, કેથોલિક ધર્મના વડા નામદાર પોપ તથા રશિયાના મુખ્ય પ્રધાન બુલ્ગેનીન જેવા એમના મિત્રો હોય, ઇગ્લેન્ડના વડા પ્રધાન સર એન્થની ઇડન કે ચીનના વડા પ્રધાન ચાઉ-એન-લાઈ એમના મિત્રો હોય તો સાથે સાથે સામાન્ય કોટિના છતા સસ્કારી અને ચારિત્ર્યશીલ પુરુષો પણ એમના મિત્રો હોય, એમના સુખદુઃખમા ભાગ લેતા હોય એટલુ જ નહિ પણ એમની સાથે સાસ્કારિક વિચાર વિનિમયમા સક્રિય સહકાર અર્પતા હોય

જવાહરનુ મિત્રમડળ મહાત્મા ગાધીજીના મિત્રમડળ જેવુ આતરરાષ્ટ્રીય, સર્વવ્યાપી અને વિસ્તૃત તેમ જ વ્યાપક છે એમની મૈત્રી એ માનવ જીવનનો એક અમૂલ્ય લહાવો છે એમની મૈત્રી એ લોહચુબક સમાન છે એ સૌને એમના તરફ આકર્ષે છે એ મૈત્રી અનેક પ્રકારની છે એમની મૈત્રી સમાનકક્ષા પર જ આધાર રાખે છે કારણ કે સમાનતા અને ખેલદિલી એ જવાહરના જીવનસૂત્રો છે મૈત્રી કરવી સરળ છે પણ મૈત્રીને નભાવી રાખવી એ ઘણુ મુશ્કેલ છે જવાહરના જીવનની એ ખુશનસીબી છે કે એઓ પ્રાણાન્તે પણ મૈત્રીને ટકાવી રાખે છે મિત્ર તરીકે જવાહર મહાન છે, લોકોત્તર છે મિત્રોની પાછળ પોતે જાન આપવા તૈયાર

થાય તો એમને માટે પણ જાન ન્યોછાવર કરનાર મિત્રો જવાહરને છે. જવાહરે જીવનમાં મિત્રોને ખાતર અકલ્પ્ય, અવર્ણનીય ભોગો આપ્યા છે અને જવાહરના જીવનનું આ પાસું જેટલું પ્રેરક છે તેટલુંજ રોમાંચક છે, અને એ જવાહરના ચારિત્ર્ય, ખાનદાની અને ઉમદાસ્વભાવની ઝાંખી કરાવે છે. અહીં તો કેવળ અંગુલિનિર્દેશ જ કરાવવામાં આવ્યો છે.

જવાહરની મૈત્રી એ વીસમી સદીની એક વિલક્ષણ ઘટના છે. જવાહર અજાતશત્રુ છે. સક્રિય રાજકારણમાં વર્ષોથી ગળાડૂબ રહેવા છતાં, જવાહરને આજે એક પણ દુશ્મન નથી. બધાજ એમના મિત્રો છે એ નક્કર હકીકત છે. જવાહરના વિશાળ મિત્રમંડળ પર વિહંગદષ્ટિ નાંખતાં, આપણને કુરુક્ષેત્રના સમરાંગણમાં, ધનુર્ધર અર્જુનને વિશ્વરૂપ જોઇને જેવી આશ્ચર્યની લાગણી થઈ હતી, તેવીજ અદ્ભુત વિસ્મયની લાગણી થાય છે.

આ રીતે, જવાહરને કોઇપણ બિરુદ આપવું હોય તો એમ કહી શકાય કે એઓ ' વિશ્વના મિત્ર ' છે.

[ ૨૧ ]

# જવાહરના જીવનના વિશિષ્ટ પ્રસંગો—૧

## (૧)

જવાહર બાલ્યવયમા હતા, ત્યારે, એમના પિતાના મેજ પર, એકવાર એમણે બે ફાઉન્ટનપેન જોઈ. ભવિષ્યના સમાજવાદી જવાહરને લાગ્યું, કે, એક માણસ માટે એક ફાઉન્ટનપેન પૂરતી છે. બેની શી જરૂર? એટલે એમણે એક ફાઉન્ટનપેન ઉપાડી લીધી. જ્યારે, એમના પિતાએ એ વિષે પૂછ્યું, ત્યારે જવાહરનો ઉત્તર બહુ સ્પષ્ટ હતો, કે : ' એક માણસ માટે એક ફાઉન્ટનપેન પૂરતી છે. તમારી પાસે બે પેન હોય, ને, મારી પાસે એક પણ ન હોય, એ કેવું? હવે આપણા બન્ને પાસે એક એક પેન થઈ ગઈ."

મોતીલાલજી પુત્રની દલીલથી રાજી થયા. ને, એમણે ભવિષ્ય ભાખ્યું: " તું યે મારી જેમ વકીલ થવાનો લાગે છે."

## (૨)

જવાહરના નાનપણનો જ પ્રસંગ છે. એમના પિતા કોઈ રાજકીય પુરુષ જોડે વાતમાં હતા. એટલે એમણે જવાહરને કહ્યું : " હું કામમાં છું. કોઇને અંદર આવવા દઇશ નહિ."

થોડો સમય થયો હશે, એટલામાં એક મોટા જમીનદાર બહુ અગત્યના કામ માટે મોતીલાલજીની સલાહ લેવા આવ્યા. જવાહરે તેમને અંદર જતાં અટકાવ્યા, ને કહ્યું : " બાપાજી કામમાં છે. અંદર જવાની મનાઈ છે. અહીં બહાર બેસો," કહીને જવાહરે પેલાને ખુરશી બતાવી. પેલા ભાઈ ખુરશીપર બેઠા.

અર્ધો, પોણો, કલાક થયો, એટલે પેલા જમીનદાર ઊંચા નીચા થવા લાગ્યા. જવાહરે કહ્યું : “ બેસવું પડશે.” પેલાનો દિમાક્ ગયો. એણે જવાહરને કહ્યું : “તમને ખબર છે કે તમે કોની જોડે વાત કરો છો ?”. જવાહર કહે : “ હા, આપ મોટા હો, ખૂબ મોટા માણસ હો, તો, તમને એકને બદલે બે ખુરશીઓ આપું. બીજું શું થાય ? પણ તેથી અંદર તો નહિજ જવા દઇ શકાય. ”

જમીનદારભાઇ જવાહરનો દિમાક્ જોઇ ટાઢા થઈ ગયા.

(૩)

૧૯૧૧ નો ડીસેમ્બર મહિનો હતો. લંડનમાં તે વખતે જવાહર કાયદાનો અભ્યાસ કરતા હતા. શ્રી પ્રકાશ પણ તે વખતે વિલાયતમાં અભ્યાસ કરતા હતા. શ્રી પ્રકાશ જ્યાં રહેતા હતા, ત્યાં પાસેજ ઉત્તરપ્રદેશના શ્રી. ભગવાનદીન દુબે અને એમની પત્ની રહેતાં હતાં. શ્રી. દુબે લંડનમાં વકીલાત કરતા હતા. જવાહર અને શ્રી. પ્રકાશ બન્ને અવારનવાર દુબેને ત્યાં જતા આવતા. એક વાર શ્રીમતી રામદુલારી દુબે શ્રી. પ્રકાશને રસ્તામાં મળી ગયાં અને બીજે દિવસે એમને જમવાનું નિમંત્રણ આપ્યું. પરન્તુ, બીજે દિવસે જ્યારે શ્રી. પ્રકાશ ત્યાં ગયા, ત્યારે, એ લોકોએ તો જમી લીધું હતું, ને ગપ્પાં મારતા હતા. અને શ્રી. પ્રકાશને પણ ગપ્પા મારવા બોલાવ્યા. શ્રી. પ્રકાશ મૂંઝવણમાં પડી ગયા અને કચવાતે મને ગપ્પા મારવા બેઠા.

થોડીવારમાં જ ત્યાં જવાહરલાલ આવી પહોંચ્યા. એમણે કોઈ અત્યંત ધનિક વર્ગના વિલાયતના અમીરો પહેરે તેવો કિમતી વિદેશી પોશાક પહેર્યો હતો. જવાહર આવીને બરાબર વિલાયતી ઢબે તાપવા મંડી ગયા. પછી જવાહરની ને શ્રી. પ્રકાશની ઓળખાણ કરાવાઈ. પછી જવાહરે જાતજાતની વાતો કરી. રાજકારણ, ફિલસૂફી, ઇતિહાસ, વગેરેની ચર્ચા કરી, જવાહરે સ્વાભાવિકતાથી જરાય સંકોચ વિના કહ્યું : “ મને ખૂબ ભૂખ લાગી છે, થોડું ખાવાનું આપશો ?” એટલે, રામદુલારીએ, ભોજનની વ્યવસ્થા કરી અને શ્રી. પ્રકાશનું પણ કામ થઈ ગયું.

ત્યાંથી, શ્રી. પ્રકાશ અને જવાહર મધરાત પછી બહાર નીકળ્યા. જવાહરે નિરાંતે ખાધું હતું. વાહનવ્યવહાર બંધ થઈ ગયો હતો. કોઈ ટેક્સી કે ઘોડાગાડી નજરે પડતી નહોતી.

શ્રી પ્રકાશે જવાહરલાલને પૂછ્યુ "મારુ ઘર તો અહીંથી ખૂબ નજદીક છે પણ તમારુ ઘર તો ખૂબ આઘે છે તમે શી રીતે આટલી મોડી રાતે આટલે દૂર એકલા જઈ શકશો ?"

જવાહરે નચિંત જીવે કહ્યુ "મારી ચિન્તા ન કરો હુ તો ચાલતો જઈશ સાત આઠ માઈલ ચાલવુ એમા તે શુ ?" એમ કહીને ખરેખર જવાહરે ચાલવા માડ્યુ

(૪)

૧૯૨૫ ની સાલનો ઉનાળો હતો ઉત્તરપ્રદેશના રાજકીય વાતાવરણમા ખૂબ ગરમી આવી હતી ઉત્તર પ્રદેશમા કારોબારીની નિમણૂક થવાની હતી અને તેમા ભાઈ હિન્દી આવનાર હતો, એવી અફવા હતી સરકારની આ નીતિનો વિરોધ જાહેર કરવા માટે અલાહાબાદમા રાજકીય પરિષદ ભરવામા આવી ઉત્તરપ્રદેશનો ભરઉનાળો એટલે સખત ગરમી હતી એટલે, પરિષદ તરફથી પાણીનો તથા શરબત વગેરેનો, સ્વયસેવકો દ્વારા બહુ સારો બદોબસ્ત કરવામા આવ્યો હતો

જવાહરલાલ, તાજાજ વિલાયતથી બેરીસ્ટર થઈને આવ્યા હતા એ આ પરિષદમા, એક સામાન્ય સ્વયસેવક બન્યા હતા અને બીજા સ્વયસેવકોની જેમજ, અતિથિઓને પાણીના પ્યાલા આપતા હતા, શરબત આપતા હતા ખાલી પ્યાલા પાછા લઈ જતા હતા, ને, પાણીથી ભરેલા પ્યાલા લઈ આવતા હતા એમને પોતાના પદનુ પોતાના જન્મનુ, પોતાના પિતાની નેતાગીરીનુ લવલેશ પણ અભિમાન નહોતુ

(૫)

૧૯૨૪ મા, ગાધીજીને જ્યારે પુનાની હોસ્પિતાલમા એપેન્ડીસાઈટીસ માટે ઓપરેશન કરાવ્યુ હતુ, ત્યારે મોતીલાલજી ગાધીજીની ખબર લેવા અલાહાબાદથી પુના આવ્યા હતા ગાધીજી જોડે વાત કરતા કરતા, મોતીલાલજીએ જવાહરલાલની વાતો કરી મોતીલાલજી કહે "હુ જાણુ છુ કે રાજકીય બાબતમા તો એ તમારો ચેલો છે એટલે, હુ કહુ તોયે તમે એને સમજાવવાના નહિ પણ, બીજી બાબતમા જવાહરને તમારે એક બે વાત જરા સખતાઈથી કહેવી પડશે"

ગાંધીજી કહે : "હા. એમાં હું તમને પૂરેપૂરો સંતોષ આપી શકીશ."

એટલે મોતીલાલજી કહે : "એક તો એ કે એ કોઈ વાતમાં મારું કહ્યું તો માનતો જ નથી. ગમે ત્યારે, ગમે ત્યાં, ચણા મમરા ફાકી લે છે. સખત ગરમીમાં પણ ત્રીજા વર્ગમાં મુસાફરી કરે છે, એ બધું મારાથી કેમ સહન થાય ? મારાથી આ જોયું જતું નથી. ત્યાગ ને સહિષ્ણુતા તો મને ગમે છે, પણ આ તો જડતાઈ છે. માઘમેળામાં પોલીસે વાડ કરી હતી, ત્યાં એ વાંદરા જેમ વાડ કૂદી ગયો ને સંગમમાં નહાવા પડ્યો. એટલે મેં ઈન્દુને કહ્યું કે તારો બાપ તો વાંદરો છે. પછી આમ જ તબિયત બગડે ને હેરાન થાય."

ગાંધીજીએ મોતીલાલજીને વચન આપ્યું કે : "હું જવાહરને સમજાવીને ઠેકાણે લાવીશ." ને સંતોષની સાથે મોતીલાલજીએ ગાંધીજીની વિદાય લીધી.

(૬)

ગયા કોંગ્રેસના અધિવેશન પછી, મુંબઈમાં કોંગ્રેસની અખિલ ભારત મહાસભા સમિતિનું અધિવેશન હતું. સ્વ. દેશબંધુ દાસ પ્રમુખપદે હતા. જવાહર મંત્રી હતા. કોઈ ચર્ચાસ્પદ વિષય પર ઘણી ગરમાગરમ ચર્ચા ચાલી રહી હતી. શ્રી. અણે બોલવા ઊભા થયા. એમણે ખૂબ ઉગ્રતાથી ભાષણ કરવા માંડ્યું.

શ્રી. અણે પાઘડી પહેરે છે. એમના એક હાથમાં પાઘડી હતી અને બીજા હાથમાં ચમચી હતી. એઓ હાથ હલાવતા હલાવતા જોરશોરથી બોલતા હતા. એટલે એક હાથમાં પાઘડી વીંઝાતી હતી, બીજા હાથમાંથી ચમચી વીંઝાતી હતી. એટલે, લોકો હસતા હતા. અણેને ખબર ન પડી કે લોકો પોતાને હસે છે.

પણ જવાહર જેવા સંસ્કારી પુરુષથી, આ જાતનો અસંસ્કારી વ્યવહાર સહન થયો નહિ. એટલે એમણે અણે બોલતા હતાં, ત્યાં જ વચ્ચે ઊભા થઈને પ્રમુખને ઉદ્દેશીને કહ્યું કે : "કોઈપણ વક્તાએ, જે સામાન્ય સભાના શિષ્ટતાના નિયમો છે તે જાળવવા જોઈએ કે નહિ ? અને એ વ્યક્તિ જો એ નિયમો ન જાણતી હોય તો પ્રમુખે તેને એ નિયમોનું પાલન કરાવવાની ફરજ પાડવી જોઈએ." તરત જ અણેએ પોતાની તરફ જોયું, ને પાઘડી પહેરી લીધી. ને ચમચી ખિસ્સામાં મૂકી દીધી.

દેશબંધુ દાસે જવાહરને કહ્યું : "હવે તમારા મુદ્દાનો ચુકાદો આપવાની જરૂર નથી. તમે ભદ્રતાનું શિક્ષણ આ સભાના એક સભ્યને આપ્યું તે બદલ તમને ધન્યવાદ ઘટે છે."

## ( ૭ )

૧૯૨૫ માં, જવાહર જ્યારે યુરોપ ગયા હતા, ત્યારે કોલ-ડી-વોઝા નામના પર્વતપર આરોહણ કરવા, પર્યટન પર ગયા હતા. એ પર્યટનમાં અમેરિકનો હતા, સ્વીસલોકો હતા અને ત્રણ હિન્દીઓ હતા : જવાહર, એમની બહેન કૃષ્ણા અને એક સિંધી ભાઈ પેલા સિંધીભાઈ ખૂબ વરણાગિયા હતા. અદ્યતન કપડામાં સુસજ્જ હતા અને જ્યાં ત્યાં પોતાનાં કપડાની ખૂબ બડાશો હાંકતા. જવાહરે અને એમની બહેને તો પર્વતારોહણનાં કપડાં પહેર્યાં હતાં. ખીલાવાળા બૂટ પહેર્યા હતાં. બ્રીચીસ પહેર્યાં હતાં. જ્યારે પેલા સિંધીભાઈ સામાન્ય કપડાં ને રબરની ડીસના જોડા પહેરીને આવ્યા હતા.

પહેલાં, એ લોકો ટ્રેનમાં બેઠા, અને ટ્રેનમાં થોડું અંતર કાપ્યાં પછી, પર્વત ચઢવા માંડ્યા. થોડો વખત તો ઠીક ચઢાણ થયું. પણ એવામાં વરસાદ પડ્યો, બરફ પડ્યો અને આખા ભીંજાઇ ગયા. પેલા સિંધીભાઈ તો ઉપર પગ મૂકવા જાય ને લપસે, એમ ક્યાં સુધી ચાલ્યાં કર્યું. એનાથી એક ડગલું યે ઉપર ચઢાય જ નહિ. જવાહરે પોતાના જોડા કાઢીને એને આપ્યા. અને પોતે અડવાણા પગે ચઢવાનું જોખમ વહોર્યું જવાહર આથી ઘણીવાર સરકવા લાગ્યા. પણ એ સરકતા જાય, પાછા બેઠા થાય, ને પાછા ચઢવા મંડે. એમ કરતાં કરતાં જવાહર ચઢ્યા, ને બેઠા. ત્યાંજ પેલા સિંધીભાઈ બેસવા ગયા. ને, એમનાથી અજાણતાં જવાહરને ધક્કો વાગ્યો ને જવાહર ગબડવા લાગ્યા.

નીચે ભયાનક ઊંડી ખીણ હતી, બધાના હોશકોશ ઊડી ગયા. જવાહર જાણે એ ગયા, એ ગયા, એમ થતું હતું. ત્યાં જવાહરે કોઇ વીરની અદાથી, પડતાં પડતાં, એક ઝાડનું ઠૂંઠું વચમાં આવ્યું, તેને ખૂબ જોરથી બાથમાં લીધું ને સ્વસ્થતા જાળવી. જો કે જવાહર લોહીલુહાણ થયા, પણ, એમણે કોઇની મદદ વિના મોતના મુખમાંથી પોતાની જાતને બચાવી.

(૮)

૧૯૨૭ ની સાલ હશે. ગોરખપુરમાં એક વિરાટ સભા ભરાઈ હતી. એ સભામાં, જવાહરે એમનો જનતા પર કેટલો બધો પ્રભાવ છે, તે દર્શાવી આપ્યું. શરૂઆતમાં તો જવાહરે અંગ્રેજ સરકારના વિરોધમાં ભાષણ કર્યું. ગુલામીનો ઇતિહાસ, અંગ્રેજોની કપટનીતિ, અને જુલમી રાજ્યનીતિના વિગતવાર વ્યાખ્યાનો આપ્યાં, અને કહ્યું કે: "જો હથિયાર હોય તો, તલવારથી લડીને, અને અંગ્રેજ હકૂમત સામે હથિયાર ઉઠાવીને પણ આઝાદી લાવવાની તરફેણ જે કરતા હોય તે હાથ ઊઠાવે." જવાહરનું ભાષણ એટલું ચોટદાર હતું કે આખી સભા એટલી ઉત્તેજિત થઈ ગઈ કે બધાએ પોતાના હાથ ઊંચા કર્યા.

ત્યારબાદ, જવાહરે આપણી પાસેથી હથિયાર છીનવી લેવાયાં છે, તે વખતે આપણે આઝાદીની પ્રાપ્તિ માટે શું કરવું તેનું ધ્યાન આપ્યું. ગાંધીજીના પ્રભાવની ને ગાંધીજીની અહિંસાની ભાવના વિસ્તારથી સમજાવી. પછી, પહેલા જે મતની તરફેણમાં લોકોએ હાથ ઊંચા કર્યા, તેની વિરુદ્ધમાં જો તલવાર હોય, કે બીજાં શસ્ત્રો હોય, તો પણ એ શસ્ત્રો ફેંકી દઈને, ખાલી હાથે સ્વરાજ્ય મેળવવાનું ને અહિંસાત્મક યુદ્ધ કરવાની તરફેણમાં જેઓ હોય તેમને હાથ ઊઠાવવા કહ્યું. એટલે પુનઃ આખી સભાએ હાથ ઊંચા કર્યા. આમ બે વિરોધી વાતો કરી બન્ને પર લોકોના મન એમણે લઈને બતાવી આપ્યું કે, પોતે જેમ વાળવા ચાહે તેમ એઓ જનતાને વાળી શકે છે. જવાહરની આ શક્તિની વાત જયારે ગાંધીજીએ સાંભળી, ત્યારે ગાંધીજી પણ જવાહરની આ શક્તિ પર મુગ્ધ બન્યા.

(૯)

૧૯૨૮ નું વરસ છે. જવાહર કંઈ કામસર લખનૌ, "પ્રતાપ" માં તંત્રી અને એમના મિત્ર શ્રી. ગણેશ શંકર વિદ્યાર્થીની કચેરીમાં ગયા. કચેરીમાં જ અંદર શ્રી. વિદ્યાર્થી રહેતા હતા. જવાહરે જોયું તો, કચેરીમાં બધું અસ્તવ્યસ્ત પડ્યું હતું. ટેબલપર ખૂબ ધૂળ હતી. અને જાતજાતનાં કાગળિયાં વેરવિખેર પડ્યાં હતાં. જવાહરલાલે એ જોયું.

શ્રી. ગણેશ શંકર વિદ્યાર્થી અંદર નાહવા ધોવા ગયા, એટલે, જવાહરે, એમની બેગમાંથી એક નેપકીન લીધો અને તે વડે કચેરીની ધૂળ સાફ કરી. એકેએક

પુસ્તક વ્યવસ્થિત રીતે ગોઠવ્યું. કાગળિયાં પણ બધાં વિષયવાર ગોઠવી દીધાં. અને એક નોકરની જેમ બધું સાફસૂફ કરીને, ટેબલને અને પુસ્તકોને, જાણે એમણે નવે અવતારે આણ્યાં.

નાહીધોઇને, શ્રી. વિદ્યાર્થી જ્યારે બહાર આવ્યા, ને એમણે આ પરિવર્તન જોયું, ત્યારે એ બિચારા ખૂબ મૂંઝાઇ ગયા ને બહુ ગળગળા સાદે જવાહરની માફી માગવા લાગ્યા.

આ રીતે, જવાહર અમીર કુટુંબના નબીરા હોવા છતાં, એક નોકરનું કામ કરતાં, એમને નાનમ લાગતી નથી. અને એઓ સૌન્દર્યપ્રેમી અને કલાપ્રેમી હોવાથી જરાય અસ્વચ્છતા કે અસુંદરતા બરદાસ્ત કરી શકતા નથી.

## ( ૧૦ )

જવાહરના જીવનની એ વિશેષતા છે કે એઓ એમના સહકાર્યકરોને તથા તેમની કામગીરીને વીસરતા નથી. જવાહર ગુણજ્ઞ છે, કદરદાન છે અને મનુષ્યપરીક્ષામાં પાવરધા છે.

૧૯૨૮ માં, જવાહર ઉત્તરપ્રદેશ કોંગ્રેસ સમિતિના પ્રમુખ તરીકે ચૂંટાયા. અને લખનૌના અધિવેશનમાં જવાહરે શ્રી. પ્રકાશને હાજર, ન હતા, છતાં, તેમને મંત્રી તરીકે પસંદ કર્યા. જવાહર એમની કામગીરી જાણતા હતા. અને એ કાર્ય શ્રી. પ્રકાશ બરાબર સંભાળી શકશે એવી એમને પ્રતીતિ હતી.

જવાહરે પછી શ્રી. પ્રકાશને પત્ર લખીને જણાવ્યું કે: "તમને પ્રધાનમંત્રી તરીકે મેં પસંદ કર્યા છે. મને ખબર છે કે એ કામ તમને પસંદ નહિ પડે, તેમ છતાં, મને ખાતરી છે કે મારી પસંદગીનો તમે ઇન્કાર તો નહિ જ કરો. હું તમને ના કહેવા દેવાનો નથી."

આખરે શ્રી. પ્રકાશ સંમત થયા, અને એ પ્રાંતીય કોંગ્રેસ સમિતિની કચેરી, લખનૌથી કાશી લઈ આવ્યા. ને, જે બધું અસ્તવ્યસ્ત દશામાં હતું, તેને સુવ્યવસ્થિત કરી દીધું. અને એમાં જવાહરે, એક સામાન્ય કાર્યકર તરીકે એમને મદદ કરી.

(૧૧)

જવાહરના પિતા મોતીલાલજી જવાહરથી ઘણા ડરતા જવાહર, ક્યારે શુ કરશે તે કહી શકાય એમ નહોતું

૧૯૨૮ મા, જવાહરે 'નેહરુ રિપોર્ટ' નો વિરોધ કર્યો, કલકત્તા અધિવેશનમા, જવાહરે સાસ્થાનિક સ્વરાજ્યનો વિરોધ કર્યો, એટલુ જ નહિ પણ પૂર્ણ સ્વાતત્ર્ય વિષે પણ પિતા–પુત્રને તીવ્ર મતભેદ થયો હતો, અને ગરમાગરમ ચર્ચા થઈ હતી કલકત્તામા, જવાહરે સુભાષ બાબુની સાથે, પોતાની પૂરેપૂરી શક્તિથી મોતીલાલજીનો વિરોધ કર્યો

મોતીલાલજી જવાહરની આ વિરોધશક્તિથી પૂર્ણપરિચિત હતા અને કેટલીયવાર એ વિરોધ એટલુ ઉગ્ર સ્વરૂપ પકડતો કે પિતા પુત્ર દિવસો સુધી એકબીજાની સાથે બોલતા નહિ

કોઈ કોઈ વાર આ કૌટુબિક કલહ એટલો બધો વધી પડતો કે કુટુબમા વાતાવરણ ઘણુ તગ રહેતું અને દિવસો સુધી સૌના મન ઊંચા રહેતા આવા નાજુક પ્રસગોએ ઘણીવાર બાપુને દરમ્યાનગીરી કરવી પડતી, અને બાપુની વ્યવહારકુશળ દરમ્યાનગીરીથી પિતા–પુત્ર વચ્ચે અનુસધાન અનિવાર્યપણે થઈ જતુ અને એનું સુભગ પરિણામ આવતુ

આવા પ્રસગોથી, અમીરી ખાનદાનના, સિદ્ધાતપ્રિય, કડક સ્વભાવના અને પોતાનો જ કક્કો ખરો કરાવવામા માનનાર મોતીલાલજી ખૂબ જ બેચેન રહેતા એઓ હરહમેશ કહેતા "મને સૌથી વધારેમા વધારે ચિંતા તો એ વાતની છે, કે, હુ જવાહરનો બાપ છુ"

(૧૨)

૧૯૨૯ ની સાલ હતી જવાહર અને શ્રી પ્રકાશ મસૂરીની એકજ હોટલમા રહેતા હતા રાત્રે દશ વાગ્યાનો સમય હશે શ્રી પ્રકાશનુ માથુ ખૂબ દુ ખતુ હતુ વેદના અસહ્ય હતી શ્રી પ્રકાશનો નોકર એમનુ માથુ દબાવતો હતો જવાહર ઓરડામા આવ્યા ને એમણે આ 'શિરચપી' ની ભવ્ય વિધિ સગી આખે નિહાળી ને કઈ બોલ્યાચાલ્યા વગર એઓ એકદમ બહાર ગયા

ખૂબ ઠંડી હતી. બહાર મોઢું કાઢવું એવી કોઇની હિંમત નહોતી. ત્યાં, જવાહર ત્રણ માઇલ ચાલતા ગયા. ને 'વેરેમન' નામની માથાના દુઃખાવા માટેની ટીકડી લઇ આવ્યા, ને, શ્રી. પ્રકાશને એ આપી. શ્રી. પ્રકાશ ખૂબ શરમિંદા બની ગયા. જવાહરનો આભાર માનવા માંડ્યા. એટલે જવાહર કહે : " આવું નાટક કરશો તો અહીંથી ચાલ્યો જઇશ."

કેટલી નિઃસ્વાર્થ સેવાવૃત્તિ !

## (૧૩)

૧૯૩૦ ના સત્યાગ્રહ આંદોલનમાં, મુંબઈમાં, મોટું સ્વયંસેવક દલ મુંબઈ કોંગ્રેસે ઊભું કરેલું. એ સ્વયંસેવકોને કોંગ્રેસ ખાવાપીવાનું, પહેરવા ઓઢવાનું આપતી. ૧૯૩૧ માં તહકુબી થઈ. એટલે લડત માટે સ્વયંસેવકદળની જરૂર રહી નહિ. એથી એ દલને વિખેરી નાંખવાનો મુંબઇ કોંગ્રેસ પ્રાંતીય સમિતિએ નિર્ણય કર્યો.

આ નિર્ણયથી, કોંગ્રેસના સ્વયંસેવકો, જેમને મફતનું ખાવાપીવાનું ને પહેરવાનું મળતું હતું, તે લોકો બેકાર બન્યા. એટલે, એમણે, તે વખતના મુંબઇની કોંગ્રેસ પ્રાંતીય સમિતિના પ્રમુખ શ્રી. નરીમાનને હેરાનપરેશાન કરવા માંડ્યા. એટલા હેરાન કર્યા કે નરીમાન ને ભાગતાં ફરવું પડે. નરીમાનની મોટર પર પથ્થર ફેંકવા માંડ્યા. નરીમાનને મારવાની કોશિશો કરવા માંડી.

આ કટોકટીને સમયે, મુંબઇના સદ્ભાગ્યે, જવાહર મુંબઇ આવ્યા હતા. એમને આ વાતની ખબર પડી. જવાહર તરત જ સ્વયંસેવકોની વચમાં ગયા. અને, એમને પોતાની જોડે વાતચીત કરવા માટે પાંચ પ્રતિનિધિઓ મોકલવા માટે કહ્યું અને જણાવ્યું કે એમની યોગ્ય માગણીનો સ્વીકાર થશે. પણ સાથે સાથે જવાહરે એમના લાક્ષણિક રોષથી એ પણ સુણાવ્યું કે : "જો તમે ચાહતા હો, તો તમારી મુસ્કેલીઓ દૂર કરવા હું તમને મદદ કરું તો મેં કહ્યું તે રસ્તો છે. પણ જો તમારે આમ દાદાગીરીનો ને મારામારીનો રસ્તો લેવો હોય, ને ગુંડાગીરી કરવી હોય, તો યાદ રાખજો કે હું કોઈ ડરપોક ગુજરાતી વાણિયો નથી. તમને બરાબર બધી રીતે પહોંચી વળું એમ છું."

જવાહરના શબ્દોની તાત્કાલિક અસર થઈ. અને સ્વયંસેવક પ્રશ્નનું બધાને સંતોષકારક એવું સમાધાન થયું.

## (૧૪)

૧૯૩૦ માં, અમદાવાદમાં, કોંગ્રેસ કાર્યવાહક સમિતિની સભા હતી. જવાહર એ સભામાં હાજરી આપી પાછા આવતા હતા. જવાહર તે વખતે કોંગ્રેસના પ્રમુખ હતા. હિન્દના લાડીલા નેતા હતા. એમની જોડે એક કોંગ્રેસ કાર્યકર હતા.

જવાહર અમદાવાદથી અજમેર જતા હતા. રસ્તામાં આબુરોડ સ્ટેશન આવ્યું, એટલે, જવાહર બારણું ઉઘાડી પ્લેટફોર્મ પર ઉતર્યા. અને સ્ટેશનપરના ફેરીવાળા પાસે, મીઠાઈ, પૂરી ને બટાટાનું શાક લીધું. ને, પછી જવાહરે પૈસાનું પેલા ફેરીવાળાને પૂછ્યું. ફેરીવાળાએ જવાહરને ઓળખ્યા હતા. જવાહર પોતાની પાસેથી નાસ્તો ખરીદે એને એ ધન્યભાગ્ય સમજતો હતો. એટલે એણે જવાહરને હાથ જોડીને કહ્યું : "આપે મારી પાસેથી ખરીદ્યું એજ મારું ધન્યભાગ્ય છે."

જવાહરે જવાબમાં કડક આવાજે કહ્યું : "એવી ખોટી વાત નહિ જોઇએ. પૈસા ન લેવા હોય તો લે પાછું." આખરે જવાહરે પેલાને ધમકાવી પૈસા આપ્યા, ને, પછી પ્લેટફોર્મ પરજ કશી શિષ્ટાચારની પરવા કર્યા વિના ખાવા મંડી ગયા.

## (૧૫)

૧૯૩૨ ની સાલ હતી. ગાંધીજી ગોળમેજી પરિષદમાં વિલાયત ગયા હતા. યુક્તપ્રાંતમાં પરિસ્થિતિ અત્યંત તંગ હતી. જવાહરલાલ મુંબઈ ગયા હતા. ત્યાંથી પાછા ફરતાં, એમની પર મેજીસ્ટ્રેટની પરવાનગી વિના અલાહાબાદ ન છોડવાનો હુકમ હતો. એ હુકમથી જવાહરના રોષનો પાર ન રહ્યો. જવાહરે મેજીસ્ટ્રેટના એ હુકમનો જવાબ ખૂબ કડક ભાષામાં આપ્યો. જવાહરે પોતાનો બધો રોષ એ પત્રમાં ઠાલવ્યો.

જવાહરે મેજીસ્ટ્રેટને સ્પષ્ટ લખ્યું કે : "હું આજે રાતેજ મહાત્માજીનું સ્વાગત કરવાને મુંબઇ જનાર છું. અને મને તમારા હુકમની કોઇ પરવા નથી." જવાહરે મેજીસ્ટ્રેટને એમને આપેલા હુકમ પર એમનું નામ બરાબર લખ્યું નહોતું, તેથી એ બેદરકારી માટે મેજીસ્ટ્રેટને સખત ઠપકો આપ્યો. એમાં જવાહર અને લાલ, બન્ને શબ્દો જુદા લખ્યા હતા, તે તરફ મેજીસ્ટ્રેટનું ધ્યાન ખેંચી, જેને હુકમ મોકલે તેનું શુદ્ધ નામ એને ખબર હોવું જોઇએ, એમ કહ્યું. પછી, જવાહરલાલનું સાચું નામ કેમ લખાય તે એ પત્રમાં જણાવ્યું. ને ફરી ભવિષ્યમાં એવી ભૂલ ન

કરવા મેજીસ્ટ્રેટને ચેતવણી આપી. આમ જવાહરને દબાવવા જતાં, ઉલટું સામેથી મેજીસ્ટ્રેટને જવાહરે દબાવ્યો.

જવાહરે, કાર્યકારિણી સમિતિ સમક્ષ એ પત્ર વાંચી સંભળાવ્યો, એટલે, એમના સાથીઓએ કહ્યું, કે : 'આ પત્ર પહોંચતાં જ, મેજીસ્ટ્રેટ તમને ગિરફતાર કરશે અને તમને મુંબઈ પહોંચવા નહિ દે.' પણ, જવાહર મક્કમ હતા. એ કહે : "હું જરૂર મુંબઈ જઈ શકીશ, તમે બધા જોજો."

આખરે મેજીસ્ટ્રેટને આ પત્ર પહોંચતાં વેંત જ એણે, જવાહરને ગાડીમાં બેસતાં જ ગિરફતાર કર્યા, ને, કડક ભાષામાં જવાહરે પોતાના કરેલા અપમાનનું વેર લીધું.

(૧૬)

૧૯૩૧ માં જવાહર જ્યારે એમના પિતાના મૃત્યુ પછી લંકાની યાત્રાએ ગયા, ત્યારનો પ્રસંગ છે. આખે રસ્તે, જવાહરનાં દર્શન માટે, લોકોની ઠઠ પર ઠઠ જામી હતી. માનવમહેરામણ ઉમટતો હતો. જવાહરને ત્રાસ થશે, એમ માનીને ફૂલોથી શણગારેલી બંધ ગાડીમાં, જવાહરને બેસાડ્યા. એટલે જવાહરનો પિત્તો ઉછળ્યો. એમણે કાર્યકર્તાઓને પૂછ્યું : "આવી રીતે સલૂન ગાડીમાં મને બંધ કરવાની શી મતલબ છે ?"

"પંડિતજી ! લંકામાં વૈશાખ મહિનાની ગરમી એટલી સખત હોય છે, કે ખુલ્લામાં માથું ફરે, ને લૂ લાગે, એથી આપનું કે આપના કુટુંબીઓનું રક્ષણ કરવા માટે જ, સ્વાગતસમિતિએ બંધ સલૂનગાડીની વ્યવસ્થા કરી છે," કાર્યકર્તાઓએ અત્યંત શાંતિથી જવાબ આપ્યો.

"ઠીક છે. તમારા લોકોનીકાળજી માટે મહેરબાની. પણ આ ગાડીમાં બંધબારણે જવાથી ન લોકોની ભીડ ઓછી થશે, ન એમને સંતોષ થશે, ન મને. એ લોકો મને નહિ જોઈ શકે, હું એમને નહિ જોઈ શકું. ને તાપ મને લાગે, તો એ લોકો કલાકોથી તાપમાં ઊભેલા છે તેમનું શું ? એમને તાપ નહિ લાગતો હોય ?" એમ કહીને, જવાબની રાહ જોયાં વિનાજ, એક ઝટકેથી ફૂલની માળાઓને તોડી, જવાહરે મોટરનું બારણું ઉઘાડી નાખ્યું. ને એક કૂદકો મારીને બીજાની વચ્ચે જઈને ઊભા. એટલે લોકોએ એમને જયનાદથી વધાવ્યા. ને, ઘડી પહેલાનું, જવાહરનું ક્રોધભર્યું વદન જનતાના હર્ષથી અને ઉત્સાહથી પ્રફુલ્લિત બન્યું.

(૧૭)

જવાહર ઉત્તરપ્રદેશનો પ્રવાસ કરતા હતા કામ ખૂબજ રહેતુ હતુ બે રાતથી એ બિલકુલ ઉઘ્યા નહોતા ત્રીજે દિવસે ભરચક કાર્યક્રમ હતો એમણે આ' તો ભાષણો કર્યા હતા જમવાનો પણ સમય નહોતો

રાત્રે દશ વાગ્યે, એ કાર્યક્રમથી પરવાર્યા પછી જમ્યા ત્યાં પછી, એ જ્યા ઉતર્યા હતા, તે એમના મિત્રે કહ્યુ "આપ હવે આરામ લો બે રાતથી ઉઘ્યા નથી, ને, જરાય આરામ નથી લીધો કાલે સવારથી પાછો કાર્યક્રમ છે"

"તમે શુ કરવાના?" જવાહરે સહજ રીતે પોતાના યજમાનને પૂછ્યુ

"અહીં પાસે, એક મિત્રને ત્યા એક બહુજ સરસ, સિતારનો બજવૈયો ઉસ્તાદ આવ્યો છે એને ત્યા જવુ પડશે'

"તો હુ પણ આવીશ ઘણા દિવસથી મે સિતાર સાભળી નથી"

"પણ આપણને ઉંઘની જરૂર છે આપ સૂઈ જાઓ

"ના, ઉંઘથી થાક નહિ ઉતરે સિતારથી જ ઉતરશે એમ કહી જવાહર સિતાર સાભળવા ગયા સિતાર સાભળતા સાભળતા જ મળસકુ થયુ

(૧૮)

જવાહર પોતાના સ્વજનોને, એમની લગ્ન જેવી બાબતમા પૂરતી છૂટ આપે છે, અને એમા વચ્ચે દરમ્યાનગીરી કરતા નથી આમ છતા, એઓ પોતાની વડીલ તરીકેની ફરજ પૂરેપૂરી બજાવીને, યોગ્ય તકેદારી રાખે છે, પૂરતી ચોકસાઈ કરે છે, ખૂબ ઝીણવટભરી પરીક્ષા કરે છે

૧૯૩૩મા જવાહર જેલમાથી છૂટ્યા હતા, ત્યારે, જવાહરને શ્રીમતી વિજયાલક્ષ્મીએ જણાવ્યુ કે, એમની બહેન કૃષ્ણા કોઈ રાજા નામના પુરુષ જોડે પરણવા માગે છે એટલે જવાહરે કૃષ્ણાને બોલાવી, ને પૂછ્યુ "તારો રાજા જોડે લગ્ન કરવાનો વિચાર છે તે મે જાણ્યુ પણ એ રાજા વિષે મને માહિતી આપ'

કૃષ્ણા જરા મૂઝવણમા પડી, એટલે જવાહરે પૂછ્યુ "એ રાજા શુ કરે છે?"

"એ બેરીસ્ટર છે અને એમણે હમણા જ મુબઈ હાઈકોર્ટમા પ્રેકટીસ શરૂ કરી છે"

"એ રાજાનાં સગાંવહાલાંઓ કોણ છે, અને તેમને તું ઓળખે છે?"

"ના."

"એમના કુટુંબ વિષે તું કશું જ જાણતી નથી?"

"ના"

"રાજાને કેટલા ભાઇઓ અને કેટલી બહેનો છે?"

કૃષ્ણાએ જવાબ ન આપ્યો. કૃષ્ણા ધ્રુજવા લાગી. જવાહરનો ક્રોધ વધવા માંડ્યો. એ રાતાપીળા થઈ ગયા. કૃષ્ણાને લાગ્યું કે જવાહર મારી તો નહિ બેસેને? જવાહરનો ગુસ્સો હાથમાં રહેતો નહોતો. કૃષ્ણાને થયું, કે, એણે રાજા જોડે પરણવાનું નક્કી કર્યું તે પહેલાં એણે આ બધું જાણવું જોઈતું હતું.

ઓક્સફર્ડમાં રાજા કઈ કોલેજમાં ભણેલા?" જવાહરનો પ્રશ્ન આવ્યો.

"મને ખબર નથી."

"એ ઇંગ્લેંડમાં કેટલા વર્ષો રહ્યા?"

"ખબર નથી."

"ત્યારે તારા ભવિષ્યના પતિ વિષે તને શી ખબર છે?" જવાહર તડૂક્યા.

"જ્યારે એનું નામ ગુણોત્તમ છે, તો પછી બધા એને રાજા શા માટે કહે છે?" કૃષ્ણાએ નકારમાં માથું ધૂણાવ્યું.

"આ નહિ ચાલે, સમજી. જેની જોડે પરણવા તૈયાર થઈ છે, તેને વિષે આ બધી ખબર તો હોવીજ જોઇએને? આ તો કશીજ ખબર નથી," એમ કહીને ગુસ્સામાં ને ગુસ્સામાં જવાહર તે વખતે તો ચાલી ગયા. પણ પાછળથી એમણે બધી તપાસ કરાવી. ગાંધીજીને પૂછ્યું. અને જવાહરને માણસ યોગ્ય છે, એવી બધી તરફથી ખાતરી થઈ પછીજ એમણે લગ્ન માટે સંમતિ આપી.

આ દર્શાવે છે કે જવાહર કેટલા ચોક્કસ અને દૃઢ મનના છે?

(૧૯)

પાસે પૈસો હોવા છતાં, જવાહર કરકસર કરતાં પણ સારી રીતે જાણે છે. એ ટેવ ગાંધીજીની અસરથી જવાહરમાં આવી છે. જવાહર, જ્યારે ૧૯૨૫ માં યુરોપ હતા, ત્યારે એમની જોડે એમની નાની બહેન કૃષ્ણા પણ હતી.

જવાહરને નાનપણથી જ કલાનો ખૂબ શોખ. એટલે, જવાહર, ચિત્રશાળાઓ, સંગ્રહસ્થાનો, અજાયબગૃહો વગેરે જોવા નીકળતા.

આવે પ્રસંગે, બને ત્યાં સુધી, જવાહર પોતે પગપાળા જ બધે મુસાફરી કરતા, કે જેથી પૈસા ખરચાય નહિ. અને ચાલવાથી કસરત પણ થાય. પણ આવે સમયે, ચાલતાં ચાલતાં, કૃષ્ણા થાકી જાય અને પરિણામે કંટાળી પણ જાય. અને જવાહરને કહે : "ચાલોને આપણે ટેક્સી કરી લઈએ."

જવાહર કહે : "ટેક્સી કરવામાં વાંધો નથી. પણ ટેક્સીનો ખર્ચ થશે. એટલે આપણે બીજા કોઈ ખર્ચમાં કાપકૂપ કરવી પડશે. એટલે સાંજે સીનેમા જોવાનો કાર્યક્રમ છે, તે જો તું રદ કરે તો આપણે ટેક્સીમાં જઈએ." ઘણીવાર કૃષ્ણા 'હા' કહીને ટેક્સીમાં બેસતી ને પછી સાંજ પડે કે સીનેમામાં જવાની જીદ કરે, કે, જવાહર તરત જ કહે : "ના, એવી જીદ મારી આગળ નહિ ચાલે. પૈસો એમ ઊડાવવાનો નથી. પૈસો કંઈ ઝાડે ઊગતો નથી."

## (૨૦)

૧૯૩૬ ની સાલ હતી. દિલ્હીના રેડીયો મથકના વડા મિ. લાયોનલ ફીલ્ડન નામના એક ગુલાબી અને સહૃદયી અંગ્રેજ અમલદાર હતા. એઓ જવાહરના મિત્ર અને પ્રશંસક હતા. અને જવાહરની ઉપર ખૂબ પ્રેમ રાખતા.

એક વખતે રાત્રે જવાહરનો એમની પર ટેલીફોન આવ્યો. જવાહરે એમને કહ્યું : "જુઓ, અમે એવી જગ્યાએ આવી પહોંચ્યા છીએ જ્યાં કંઈજ ખાવાનું નથી. અને હું ગઈ કાલનો ભૂખ્યો છું. એટલે જો તમે ખાવાનું આપી શકો એમ હો, અને તમારી સરકારી નોકરીને કશો વાંધો આવે એમ ન હોય, તો, તમારે ઘેર અમે આવીએ."

ફીલ્ડન આ સમાચારથી ખૂબ રાજી થયા. એમણે તરત જ કહ્યું : "સરકારની નારાજી બારાજીની વાત જવાદો ને. તમારા જેવો મહાપુરુષ આવી વખતે મને સંભારે એજ પૂરતું છે. જરૂર આવો, જોકે, નોકર ચાકર બધા ઊંઘી ગયા છે. પણ મારાથી બનશે તે બધું હું કરીશ."

જવાહરે કહ્યું : "હાં, અમે આવીએ છીએ, પણ એ વાત લક્ષમાં રાખજો, કે રાજનીતિની કંઈજ વાત હું કરવાનો નથી. એટલે એ વાત જ કાઢશો માં"

ફીલ્ડન જરા નિરાશ થયા, પણ સંમત થયા. એઓ રેડિયો સ્ટેશનની ઉપર જ રહેતા. જવાહર આવ્યા. ફીલ્ડન એમને સ્ટેશન પર લઈ ગયા ને કહે : " આ સામે માઇક રહ્યું. તમે ફાવે તે બોલો. રાજ્યદ્રોહનો પ્રચાર કરો. એનાં પરિણામ માટે હું તૈયાર છું. તમારે માટે આ રેડીયો હું પાંચ મિનીટ માટે પણ આપી શકું તો હું મારી જાતને ભાગ્યશાળી માનીશ. "

જવાહર કહે : " તમે મારી ઉપર આટલો બધો પ્રેમ રાખો છો, તેના બદલામાં હું તમને ખતમ કરી દેવા ઇચ્છતો નથી. ને મારે કહેવાનું પણ શું હોય ?"

ફીલ્ડન કહે : " સરકાર મને કાલે કાઢી મૂકે તેની મને પરવા નથી, પણ જો તમને હું રેડીયો પરથી ભાષણ કરાવી શકું, તો, મારી આ નોકરી સાર્થક થયેલી હું માનીશ ને, અત્યારે નહિ, તો તમને ફાવે ત્યારે મને જણાવીને આવજો. હું તમારી સન્મુખ રેડીયો હાજર કરી દઈશ. પછી જે થવાનું હોય તે થાય. "

જવાહરે ફીલ્ડનના ખભા પર હાથ મૂકી એના ખભાને જોરથી દબાવતાં કહ્યું : મારો નિર્ણય તો અફર છે. પણ તમારી આ લાગણીને હું મારા જીવનની એક મીઠી સ્મૃતિ તરીકે સંઘરી રાખીશ. "

( ૨૧ )

૧૯૨૬ ની સાલ હતી. કોંગ્રેસનો ચૂંટણીનો ખરડો તૈયાર કરવાનો હતો. મુંબાઈમાં અખિલ ભારત કોંગ્રેસ સમિતિની બેઠક મળી હતી. ચૂંટણી અંગેનું જાહેરનામું તૈયાર કરવા કોંગ્રેસે એક સમિતિ નીમેલી હતી. તેણે જાહેરનામું તો તૈયાર કર્યું, પરન્તુ એ જાહેરનામું જાણીતા સમાજવાદી નેતા આચાર્ય નરેન્દ્રદેવને ઘણું નાપસંદ પડ્યું.

થોડા સુધારાવધારા સાથે એ જાહેરનામું મંજૂર પણ થઈ ગયું. પણ એની ભાષામાં તેજ નહોતું, શક્તિ નહોતી. વાંચતાં વેંત હૃદયને હલમલાવી નાંખે એવું કશું એમાં નહોતું. આથી નરેન્દ્રદેવે જવાહરને નવું જાહેરનામું તૈયાર કરવાની વિનંતિ કરી.

જવાહરે કહ્યું : " વખત બહુજ થોડો છે, છતાં, હું વચન નથી આપતો, પણ મારાથી બનતા પ્રયત્નો કરી જોઇશ. "

નરેન્દ્રદેવજી જવાહરલાલને રાતના દશ વાગે તો મળ્યા. સવારે, અખિલ ભારત કોંગ્રેસ સમિતિ સમક્ષ, કોંગ્રેસની ધારાસભા સમિતિ જાહેરનામું રજૂ કરવાની હતી. સવારે નરેન્દ્રદેવ વહેલા જવાહર પાસે ગયા. જવાહર પાસે જાહેરનામું તૈયાર ઘડેલું હતું. નરેન્દ્રદેવજી જાહેરનામું વાંચી પ્રફુલ્લિત થયા.

જવાહરે કહ્યું: "નરેન્દ્રદેવજી! આખી રાત જાગીને મેં આ તૈયાર કર્યું છે. આજે જરા મીટ માંડી નથી."

એ જાહેરનામું જ્યારે અખિલ ભારત કોંગ્રેસસમિતિ સમક્ષ રજૂ થયું, ત્યારે, એ સર્વાનુમતિએ મંજૂર થયું. એક પણ સુધારો એની પર રજૂ થયો નહિ.

[૨૨]

# જવાહરના જીવનના વિશિષ્ટ પ્રસંગો—૨

(૨૨)

**૧૯૩૭ની** સાલ હતી. ડીસેમ્બર મહિનો હતો. બુંદેલખંડમાં ચરખારી ગામના એક ઠાકોરના દરબારગઢમાંથી જવાહર જવાના હતા. ત્યાંના દિવાને જવાહરને માટે ખાસ બંદોબસ્ત કરાવ્યો હતો. જવાહરને જવાને રસ્તે તોરણો ટંગાવ્યાં હતાં. દિવાનને જવાહર ચોક્કસ કયે સમયે આવશે તેની ખબર નહોતી. એટલે એ પોતાના દફતરમાં બેઠા હતા.

એવામાં જવારની ગાડી બીજી બે ગાડીઓ સાથે દરબારગઢ આગળથી પસાર થતી હતી. ત્યાં દરબારગઢનો દરવાન હતો. તે જરા દોઢ ડહ્યો હતો. એને ખબર હતી કે આપણા દરબારસાહેબ ધોળી ટોપીવાળા અને કોંગ્રેસવાળાથી વિરુદ્ધ છે. એને બિચારાને ખબર નહિ કે દરબારગઢમાં કોના સ્વાગતની તૈયારી થતી હતી. એવામાં જવાહરની ગાડીનો ત્રિરંગી ઝંડો જોઈને, એણે જવાહરની ગાડી અટકાવી ને કહ્યું: "આપકી મોટર યહાંસે નહિ જા શકતી." જવાહર જોડેના બીજા લોકોએ એને સમજાવ્યો કે: "જવાહર તો મહાન નેતા છે. એની જોડે આમ ન વર્તાય. એથી તો ઉલટી તારા દરબારની કુસેવા થશે."

પણ દરવાન એકનો બે ન થાય. એને એમ હતું કે એ કોઈ મોટી બહાદુરીનું કામ કરી રહ્યો છે. અને એના કામથી દરબાર સાહેબ તો ઉલટા રાજી થશે. જવાહર ખૂબ ગુસ્સે થયા. એમણે દરવાન જોડે ખૂબ જીભાજોડી કરી. ખૂબ દલીલ ને ધાંધલ બાદ પેલાએ, મોટર સીધા હંકારી જવા કહ્યું. ને દરબારગઢ તરફ ન જવા જણાવ્યું.

મોટર ગઈ, એટલે પેલો, પોતાની બહાદુરીની વાત દિવાન સાહેબને જણાવવા ગયો. અને દિવાને જ્યારે એની બહાદુરી સાંભળી, ત્યારે દિવાને એની આ બહાદુરી

માટે, એને તાત્કાલિક નોકરીમાંથી બરતરફ કર્યો. કારણ કે, દરવાનની નાદાનિયતથી, દરબારગઢમાં, જવાહરને માટે સ્વાગતની કરેલી બધી તૈયારીઓ ફોગટ ગઈ.

દિવાને દરવાનને કહ્યું : "તેં દરબારનાજ મહેમાનને કાઢી મૂક્યા. આ તો ઠીક છે. તને બરતરફ કરું છું, નહિ તો જેલમાં જ બેસાડત." તરતજ દિવાને પોતાની મોટર જવાહરની મોટર પાછળ દોડાવી. જવાહરને પકડી પણ પાડ્યા. પણ જવાહરનો દિમાગ એટલો બગડેલો હતો, કે દિવાનની કેટલીયે વિનવણી છતાં, જવાહરે પાછા આવવાની સાફ ના પાડી.

## (૨૩)

જવાહર અલમોડા જેલમાં હતા. એમની પત્ની કમલા મરણપથારીએ હતાં, એમ કહીએ તો ચાલે. જવાહર ચિંતાગ્રસ્ત રહેતા હતા. એવામાં એક દિવસ જવાહરના એક અંગ્રેજ મિત્ર અને તેમનાં પત્ની, જેલરની જોડે, જેલજોવાને બહાને જવાહરને મળવા આવ્યાં.

જવાહરને એમને જોઈને આશ્ચર્ય થયું. પરન્તુ, જેલના અધિકારીઓ હતા, એટલે જવાહરે એમની જોડે વાત કરતાં જરા સંકોચ અનુભવ્યો. એવામાં, કમળાની તબિયતની બાબતના સમાચાર જેલના એક અધિકારી પાસેથી બીજા અધિકારી પાસે, એમ પસાર થતા થતા, જવાહરના હાથમાં એક અમલદારે આવીને આપ્યા.

આ સમાચારથી, જવાહરના મુખ પર અત્યંત ક્રોધની અને દુઃખની લાગણીઓ એકી સાથે દૃષ્ટિએ પડી. એમને કમળાના સમાચાર જાણવાની ઈંતેજારી ઘણી હતી, પરન્તુ, અમલદારના દેખતાં એમને પોતાની લાગણીવશતા જણાવવા દેવી નહોતી. તેથી, એઓ તો, કાગળ લઈ ગયા સીધા, પોતાની ઓલીમાં. અને ત્યાં જઈને એમણે કાગળ વાંચ્યો. આમ જવાહર લાગણીવિવશ હોવા છતાં, લાગણીને ક્યારે સંયમમાં રાખવી તે સારી રીતે સમજે છે.

## (૨૪)

કમળા નહેરુની બિમારી ખૂબ વધવાથી જવાહરને જેલમાંથી મુક્ત કરવામાં આવ્યા. એઓ તરત છૂટીને અલમોડામાં રહેતા પોતાના અંગ્રેજ મિત્રને ત્યાં ગયા.

જવાહરે ત્યાં પોતાનું ખાણું લીધું. જવાહરની સ્થિતિ બહુ વિષમ હતી. યુરોપમાં પત્ની મરણપથારીએ હતી. હજારો માઈલનું અંતર હતું. એમણે પેલાં દંપતી સમક્ષ પોતાની વાતજ કર્યા કરી.

જવાહરને ઠીક ઠીક તાવ પણ હતો. અને મન પણ ખૂબ જ અસ્વસ્થ હતું. જવાહર કહે: "આ જેલમુક્તિ પણ અજબ છે. શારીરિક દૃષ્ટિએ નહિ પણ માનસશાસ્ત્રની દૃષ્ટિએ."

જવાહરને એમના યજમાનોએ ખૂબ આગ્રહ કર્યો, ત્યારે, રાત્રે બાર વાગે એ માંડ સૂવા ગયા. સૂવા જતાં પહેલાં જવાહરલાલે કહ્યું: "મને બરાબર ત્રણ વાગે ઉઠાડજો."

"વારુ" યજમાનોએ કહ્યું.

ત્રણ વાગે જ્યારે યજમાનની પત્ની એમને ઉઠાડવા ગયાં, ત્યારે જવાહર દાતણ વગેરે પતાવી તૈયાર થઈ ઓરડાની બહાર જ નીકળતા હતા. એમના ચહેરા પરથી લાગતું હતું કે એઓ બિલકુલ સૂતાજ નથી.

## (૨૫)

૧૯૩૬ ની સાલ હશે. જવાહર અલાહાબાદના આનંદભવનમાં હતા. એમના મિત્ર અને અલાહાબાદ યુનિવર્સિટીના પ્રોફેસર શ્રી. ધૂર્જટિપ્રસાદ મુકરજી એમને મળવા આવ્યા હતા. ધૂર્જટિપ્રસાદે વાતવાતમાં ગાંધીજી આંતરરાષ્ટ્રીય પ્રવાહોથી અપરિચિત છે, તેથી દેશને હાનિ થાય છે, એવું સૂચન કર્યું. એટલે, જવાહરનો ઉશ્કેરાટ વધી ગયો. પોતાને ગાંધીજી જોડે ભલે ગમે તેટલો મતભેદ હોય પણ, બીજા ગાંધીજી વિષે કંઈ બોલે તો એઓ સહી શકતા નહિ.

આ કારણથી જવાહરલાલ ધૂર્જટિપ્રસાદને કહે: "તમે ગાંધીજીને સમજ્યાજ નથી. તમે એમ માનતા હો કે ગાંધીજીનો યુગ પૂરો થયો છે, તો તમે ભયંકર ભૂલ કરો છો. હિન્દુસ્તાનને કોઈ પણ સાચી રીતે સમજી શક્યું હોય તો તે ગાંધીજી જ છે. બીજું કોઈ નહિ. એમની દૃષ્ટિ હમેશાં તલસ્પર્શી ને સાચીજ હોય છે. ભારતનો સાચો અવાજ ગાંધીજી જ છે."

પછી જવાહરના બેઠકખંડમાં એઓ ગયા. રાજકારણ પરથી વિજ્ઞાન, ને પછી સાહિત્યની વાતચીત પર બન્ને જણ ઉતરી પડ્યા. જવાહરે કબાટમાંથી, કવિતાનાં

પુસ્તકો કાઢવા માંડ્યાં. વોલ્ટર ડ્લા-મેર, સ્પેન્ડર, ઈલિયટ, ઑડેન, વગેરે કવિઓની કવિતા, સાહિત્યરસિકની અદાથી, ભાવપૂર્ણ અને સાભિનય રીતે એમણે સંભળાવવા માંડી. જ્યાં કાવ્યમાં ઉત્તેજના આવે, ત્યાં એ ઉત્તેજિત થઈ જતા. આમ ઉત્તમ કવિઓની કવિતાનો પાઠ દોઢેક કલાક ચાલ્યો. અર્ધી રાત્રી વીતી, પણ એ કવિઓ વિષેની જવાહરે ચર્ચા કરવા માંડી. એમની કવિતા વિષેની વિવેચનશક્તિનો જવાહરે પૂર્ણ પરિચય કરાવ્યો.

ટાગોર વિષે જવાહર બોલતાં થાકેજ નહિ. ધૂર્જટિપ્રસાદને લાગ્યું કે જવાહર નો આત્મા સાહિત્યકારનો છે, સર્જકનો છે. રાજકારણના ક્ષેત્રમાં તો એઓ ભૂલથી–અકસ્માત્ થી–પડ્યા છે.

( ૨૬ )

૧૯૨૬ માં જ્યારે જવાહર સીલોન ગયા હતા, ત્યારે એઓ ખૂબ પરિશ્રમ કરતા. ઉંઘવાનો પણ પૂરતો સમય મળતો નહિ. રોજના લગભગ વીશ કલાક કામ કરતા હશે.

એક વાર જવાહરે એક મુલાકાતીને રાતના દશ વાગ્યાનો સમય આપ્યો હતો. એ મુલાકાત રાતના દોઢ વાગ્યા સુધી ચાલી. મુલાકાતીઓને થાક લાગ્યો, પણ જવાહર તો રાત્રે દોઢ વાગ્યે પણ હમણાંજ ઉંઘમાંથી ઊઠ્યા હોય એવા પ્રસન્ન ને તાઝગીભર્યા લાગતા હતા. મુલાકાતીઓ જોડે વાત પૂરી થતાં, જવાહર પોતાના શયનગૃહમાં ગયા અને હાથ મોં ધોઈને ટોપી પહેરીને બહાર આવ્યા. મુલાકાતીઓને આશ્ચર્ય થયું. જવાહરે જણાવ્યું કે એક અખબારના કાર્યાલયમાં મધરાત પછી જવાનું એમણે વચન આપ્યું હતું, એટલે એમણે ત્યાં જવું જ જોઇએ. અને જવાહર ત્યાં ગયા.

( ૨૭ )

જવાહર ઉર્દુ શાયર સર મહમદ ઇકબાલના સારા એવા મિત્ર થતા હતા. જવાહરને ઇકબાલની કવિતાની ખૂબ દિલચસ્પી હતી. એટલે, આમ રાજકીય મતભેદ હોવા છતાં, જવાહર અને ઇકબાલની મૈત્રી સારી હતી.

જવાહર ઇકબાલની છેલ્લી માંદગી વખતે, એને મળવા ગયા હતા. ઘણી વખત સુધી બન્નેએ જાતજાતની વાતો કરી. અને પછી, જવાહરની તારીફ કરતાં, ઇકબાલે પૂછ્યું: "જવાહર! તમારી વચ્ચે અને જીન્ના વચ્ચે શો ફેર છે?"

જવાહર મૂંઝાયા. જવાહરને માટે આ પ્રશ્નનો ઉત્તર આપવો બહુ મુશ્કેલ કામ હતું.

એટલે ઇકબાલે જ એમની લાક્ષણિક, કાવ્યમય, લાઘવયુક્ત ભાષામાં જવાબ આપ્યો: "જીન્ના એ મુત્સદ્દી છે, જ્યારે તમે દેશભક્ત છો."

જવાહરની કેટલી સાચી અને તલસ્પર્શી પિછાન!

( ૨૮ )

૧૯૪૨ માં અલાહાબાદમાં અખિલ ભારત મહાસભા સમિતિનું અધિવેશન હતું. એ વખતે એમાં ભાગ લેવા શ્રી. રાજગોપાલાચારી અલાહાબાદ આવતા હતા. રાજાજીએ ત્યાં જતાં પૂર્વે એક નિવેદન પ્રગટ કર્યું હતું, કે, મુસ્લિમોની પાકીસ્તાનની માંગણી મંજૂર કરી, કોંગ્રેસ અને મુસ્લિમ લીગે, બ્રિટીશ સરકારની ફાટફૂટ પડાવવાની નીતિને ઊંધી વાળવી.

આ કારણથી દેશભરના લોકો રાજાજી પર ખૂબ ગુસ્સે થઈ ગયા. રાજાજી આવવાના હતા, ત્યારે હિન્દુમહાસભાના કેટલાક સ્વયંસેવકો કાળાવાવટા લઇને આવ્યા હતા. અને 'રાજાજી પાછા જાવ' 'રાજાજી પાછા જાવ', એવો પોકાર કરતા હતા.

જવાહર રાજાજીનું સ્વાગત કરવા અલાહાબાદ સ્ટેશને આવ્યા હતા. એમણે આ ધાંધલિયા સ્વયંસેવકોને જોયા તેવાજ તેમની પાછળ દોડ્યા. અને તેમની જોડે મારામારી કરીને, એમણે કાળા વાવટા ઝૂંટવી લીધા. અને એ વાવટા કોંગ્રેસ સ્વયંસેવકોને સોંપી, હિન્દુ મહાસભાના સ્વયંસેવકોને સખત શબ્દોમાં ઠપકો આપ્યો.

( ૨૯ )

૧૯૪૫ માં જવાહર જેલમાંથી છૂટ્યાં પછી પહેલીવાર બનારસ ગયા હતા. ત્યાં, એમના દર્શનાર્થે, માનવોની અપરંપાર ભીડ હતી. આખા દિવસના ભરચક

કાર્યક્રમ પછી, ત્યાના ટાઉનહોલની વિરાટ સભામા દોઢેક કલાક સુધી ભાષણ કર્યા પછી, જ્વાહર કલાભવન તરફ મોટરમા જતા હતા કલાભવનમા એમનુ ભાષણ ને સ્વાગત થયુ

મોટરમાથી એમણે જોયુ કે થોડી સ્ત્રીઓ, ટોળામા ફસાઈ ગઈ છે, અને ભીડમા ધક્કા ખાયા કરે છે એટલે એમના સ્વભાવ પ્રમાણે, જ્વાહર મોટરમાથી કૂદી પડ્યા, ને ભીડમા ગયા ને સ્ત્રીઓને બચાવી

ભીડ એટલી હતી, કે જ્વાહર ગાડીમાથી કૂદી પડ્યા, તેની મોટર હાકનારને ખબર ન પડી એટલે ગાડીવાન તો ખાલી ગાડી લઇને કલાભવન પહોચ્યો એટલે, કલાભવનના સચાલક મોટરને જોતા, મોટર પર ચઢીને પૂછવા લાગ્યા "જ્વાહર ભાઈ, મને કેટલો સમય આપશો' પણ એ ગાડીમા જ્વાહરભાઈજ નહોતા ગાડીવાન કહે "મોટરમા બેઠા છે બધા મૂઝાયા શુ થયુ? એટલામા તો જ્વાહર આવી પહોચ્યા

જેવી રીતે, જ્વાહરને ભીડમા ઘૂસતા આવડે છે તેવીજ રીતે ભીડમાથી નીકળતા પણ આવડે છે લોકોને ધક્કા મારતા, ધમકાવતા, ગુસ્સો કરતા, તીરની જેમ એ નીકળી આવે છે જ્વાહર આવ્યા, ત્યારે એમનો ગુસ્સો ચાલુ જ હતો એમની લોકો પરની ચીઢ તે દિવસે તો ગઈજ નહિ જો કે એમણે સ્ત્રીઓને ભીડમાથી બહાર કાઢી, બચાવી હતી, તેનો આત્મસતોષ હતો છતા પણ એમનો રોષ, એમનો ગુસ્સો, એમનો દિમાગ્ જેવો ને તેવો જ હતો જ્વાહર આમ તો ઠરેલ અને વિવેકશીલ છે છતા એઓ ઉગ્ર સ્વભાવના અને વધુ પડતા લાગણી પ્રધાન છે

## (૩૦)

૧૯૪૬ ની ગરમીની મોસમ હતી વિલાયતથી મત્રીમડળના પ્રતિનિધિઓ હિન્દ જોડે સ્વરાજ્ય વિષે વાટાઘાટ કરવા આવ્યા હતા જુદા જુદા રાજકીય પક્ષો વચ્ચે વાક્યુદ્ધ ચાલ્યા કરતા હતા વાતાવરણ ઘણુ જ તગ હતુ એ સમયે એક બ્રિટિશ અમલદારે જ્વાહરને મળવા ઇચ્છા દર્શાવી

જ્વાહરે દિવસ અને સમય નક્કી કરીને મોકલ્યા પરન્તુ વાતાવરણ રોજ બ રોજ નવો નવો પલટો લેતુ હતુ આથી પેલા અમલદાર જે વિષય પર વાતચીત કરવા ઇચ્છતા હતા, એ વિષયે એવા પલટા લીધા, કે એ વાતચીત હવે

હિન્દના રાજદૂત બનીને જવાનું કહ્યું હતું ને, તે તમારું વચન પાળો. ને, ૧૪ મી તારીખે, હિન્દના રાજદૂત તરીકે કરાંચી પહોંચી જાઓ. તમે મને જબાન આપી છે."

શ્રી. પ્રકાશ દિલ્હી ગયા, અને પોતે તો મજાકમાં કહ્યું એમ જણાવી પોતાની મુશ્કેલીઓ જણાવી, ત્યારે જવાહરે એકજ વાક્યમાં શ્રી. પ્રકાશ ને મનાવી લીધા. એમણે કહ્યું : "મારી મુશ્કેલીના વખતમાં તમારા જેવા મિત્રોની મદદ પર ભરોસો ન રાખું, તો, બીજા કોણ પર ભરોસો રાખું?"

શ્રી. પ્રકાશ પાસે આનો જવાબ નહોતો. એઓ હિન્દના પ્રથમ રાજદૂત તરીકે કરાંચી ગયા.

## (૩૪)

૧૯૪૭ ના ઑગસ્ટની આખરમાં ને સપ્ટેંબરમાં હિન્દમાં અને પાકીસ્તાનમાં જે અત્યંત શરમજનક બનાવો બન્યા અને ભીષણ હત્યાકાંડ થયો, જે નાદીરશાહીનું પુનરાવર્તન થયું, તેણે ભલભલાનાં હૈયાંને ટાઢાં કરીને, નિશ્ચેતન બનાવી દીધાં. નિર્દોષ સ્ત્રીઓ ને નિરાધાર બચ્ચાંઓ પર જે રાક્ષસલીલા ને હેવાનિયત ગુજરી, એ નજરે જોનાર માનવીને પાગલ બનાવી દે એવી હતી.

એ વખતે, જવાહર અને પાકીસ્તાનના રાજદૂત શ્રી. પ્રકાશ, સંકટગ્રસ્ત વિસ્તારોમાં જાતતપાસ માટે નીકળ્યા હતા. એમની સાથે પાકીસ્તાનના વડાપ્રધાન લીયાકતઅલીખાન પણ હતા. શ્રી. પ્રકાશ તો આ બધું જોઈને, જાણે હમણાં રડી પડશે, હમણાં રડી પડશે, એવા બની ગયા હતા. એમનું હૃદય ખૂબ ભરાઈ આવ્યું હતું. માનવની હેવાનિયત ને શરણાર્થીઓની હૃદયવિદારક અવદશા જોઈને, એમનું હૃદય આખું જાણે પીગળીને, આંસુ મારફત વહી જવા ઇચ્છતું હતું.

પ્રવાસ પૂરો કરી, જવાહર, લિયાકત અને શ્રી. પ્રકાશ ગવર્નરના મહેલમાં ગયા. જવાહર પણ અત્યંત દુઃખી હતા. છતાં, એમણે હિંમત અને ગાંભીર્ય જાળવી રાખ્યાં હતાં. શ્રી. પ્રકાશમાં તો એક પણ અક્ષર બોલવાની શક્તિ નહોતી. એઓ તો એક ખૂણે જઈ માથું નીચું કરી, મોઢે રૂમાલ દઇને બેસી ગયા. જવાહર થોડે દૂર હતા. પણ શ્રી. પ્રકાશની દશા સમજીને, તરત એમની પાસે ગયા.

જવાહરનું હૈયું ભારે હતું. આ અણચિંતવ્યી પરિસ્થિતિથી એઓ આકુળ વ્યાકુળ થઈ ગયા હતા, પણ એમનામાં ખામોશવૃત્તિ તથા સહનશીલતાની માત્રા શ્રી. પ્રકાશના કરતાં પ્રમાણમાં વધુ હતી. જવાહરની આખી જિંદગી જ આવા

હૃદયવિદારક બનાવો જોવામાં પસાર થઇ હતી. જવાહરને આમાં ખાસ અસાધારણ જેવું હતું જ નહિ. જવાહર ધીમેથી શ્રી. પ્રકાશની પાસે બેઠા ને અત્યંત પ્રેમથી એમની પીઠ પર હાથ ફેરવતાં બોલ્યા: "ભાઇ પ્રકાશ! હવે શોક કરીને બેશી રહેવું કેમ પરવડે? આપણી પાસે બે રસ્તા છે: કાં તો આપણે હારી બેસીએ ને પરાજય કબૂલ કરીએ, અથવા તો પરિસ્થિતિ આપણા સહિયારા પ્રયત્નથી કાબૂમાં લાવીએ. બોલો, હાર કબૂલવી છે? શેતાનિયતની સામે શિર ઝૂકાવવું છે? કે, મર્દની જેમ એનો સામનો કરીને એનું નિયંત્રણ કરવું છે?"

જવાહરના આટલા શબ્દો નાસીપાસ થયેલા શ્રી. પ્રકાશને ઉત્સાહિત કરવા ને એમની નિરાશા હટાવવા માટે પૂરતા હતા. એમના પડતા હૃદયમાં જોમ આવ્યું, ને, એમણે જવાહરને કહ્યું: "બસ! મને હવે હિંમત આવી છે. તમારા પ્રેમાળ વચનો માટે ધન્યવાદ."

## (૩૫)

૧૯૪૭નો ઓગસ્ટ મહિનો હતો. દિલ્હીમાં મુસ્લિમવિરોધી રમખાણો પૂરબહારમાં હતાં. શીખ અને હિન્દુ નિરાશ્રિતોનાં ટોળાં મુસ્લિમને પકડી પકડીને મારતા. મુસ્લિમ ઓરતો પર અત્યાચાર થતો. બાળકો મરતા. મુસ્લિમો ત્રાહ્ય ત્રાહ્ય પૂકારતા હતા. આખું દિલ્હી કોમી ઝનૂનથી પાગલ બનેલા માણસોની જાણે સરાઈ હતી. લોહીતરસ્યાં ટોળાંઓ સારું નરસું કાંઈ જોતાં નહોતાં. ભયગ્રસ્ત મુસ્લિમો, ટોળાંથી બચવા મધરાતે જમના નદીમાં કૂદી પડતા, પોતાનાં બાળબચ્ચાંને મૂકીને. એમનાં ઘરો જલાવાતાં. જેટલી જેટલી દિલ્હીની મુસ્લિમ સંસ્થાઓ હતી, તે સઘળી ભયમાં આવી પડી હતી. કારણ, મુસ્લિમ જોડે સંકળાયલું મકાન પણ ધિક્કારપાત્ર બન્યું હતું. ક્યારે, હજારોનું ટોળું આવીને સંસ્થાને તારાજ કરી નાંખશે એ કહેવાતું નહોતું.

દિલ્હીની રાષ્ટ્રીય શિક્ષણસંસ્થા જામીયા મીલીયા, જે ડૉ. ઝકીર હુસેન જેવા આદર્શ કેળવણીકારના સતત પ્રયત્નથી ઘડાઈ હતી, અને જેણે અનેક રાષ્ટ્રીય મુસ્લિમોને જન્મ આપ્યો હતો, એ સંસ્થાના પ્રોફેસરો અને વિદ્યાર્થીઓ, રાતની રાત એ સંસ્થાની જાગતા ચોકી કરતા અને નિઃસહાય અવસ્થામાં ભયભીત ચહેરે બેસી રહેતા. ક્યારે લોકો આવશે, ને માણસોને મારી સંસ્થાને જમીનદોસ્ત કરી નાંખશે, તેની રાહ એઓ જોતા હતા. યમદૂતોની રાહ જોતા જોતા એ જાણે પાગલ બની ગયા હતા.

જવાહરને આ વાતની ખબર પડી એટલે એઓ પ્રથમ તકે ત્યાં જવા તૈયાર થયા. પણ જવાહરના મોટરવાળાએ ત્યાં જવાની ચોખ્ખી ના પાડી. એટલે જવાહર એક ટેક્સી કરીને, ત્યાં આવી પહોંચ્યા, ને જણાવ્યું: "હું હવે અહીંજ રહેનાર છું."

"ક્યાં સુધી ?" ડૉ. ઝકીર હુસેને સાનંદાશ્ચર્ય પૂછ્યું.

"જ્યાં સુધી તમારી સંસ્થા પરથી ભય નાબૂદ ન થાય ત્યાં સુધી."

પછી, જવાહર બે ત્રણ દિવસ, એ સંસ્થામાં રહ્યા. ને એ રીતે, પોતે સાહસ ખેડીને, પોતાના પવિત્ર જાનને હોડમાં મૂકીને, એમણે એ સંસ્થાને બચાવી.

(૩૬)

૧૯૪૭ ની ૨૭ મી જાન્યુઆરિએ, શ્રી. પ્રકાશ પર એકાએક દિલ્હીથી જવાહરનો ટેલીફોન આવ્યો. શ્રી. પ્રકાશ તે વખતે, કરાંચીમાં હિન્દના રાજદૂત હતા. જવાહર હિન્દીમાં બોલતા હતા.

"પ્રકાશ !" દિલ્હીથી અવાજ આવ્યો.

"જવાહરલાલ ! તમે બોલો છો. શું છે ?"

"શિલોંગ જશો ?"

"ના. હું શિલોંગ શા માટે જાઉં ? અહીં ઘણું કામ છે."

"ગવર્નર બનીને"

"તમને ખબર તો છે કે હું અહીંનું કામ પૂરું કરીને ઘેર જવા ઇચ્છું છું. બહુ થયું. મારે ગવર્નર નથી બનવું."

શિલોંગ બહુ સુન્દર સ્થળ છે. તમને જરૂર પસંદ પડશે."

"શું તમને એમ લાગે છે કે આ બુઢાપામાં હું સુંદર જગ્યાની ખોજમાં છું ? હું હવે બહુ ઘરડો થયો. હવે મારે આરામ ને શાંતિની જરૂર છે."

"પણ હું તમારા કરતાં બુઢ્ઢો છું. હું તમારા જેમ કરવા બેસું તો કેમ ચાલે ? કામ તો કરવું જ જોઈએને ! તમારા જેવા કાર્યકર ટાંટિયા વાળે તે કેમ ચાલે ? તમારે જવું પડશે."

"આ બત્રીશ વર્ષ તો તમારી જોડે કાઢ્યાં. તમે કહેશો ત્યાં જઈશ. તમારા હુકમનો અનાદર શી રીતે થાય ?"

"વારુ ત્યારે."

આમ જવાહર સારા કાર્યકર્તાઓને છોડતા નથી. એમને એમની શક્તિ અનુસાર યોગ્ય કાર્યમાં પરોવે છે.

## ( ૩૭ )

જવાહર જે બંગલામાં રહે છે, ત્યાં પૂર્વે, મોટા અંગ્રેજ અધિકારીઓ રહેતા. એટલે એમાં મોટો બાગ હતો. ફૂલોથી જોનારને નજરે એમના બંગલાનો બાગ આકર્ષતો. પરન્તુ, જવાહર જેમણે ગાંધીજી પાસે તાલીમ લીધી છે, જેઓ આમજનતાના નેતા છે, તેમને એવા, કેવળ દર્શન માટે સુશોભિત એવા મોજશોખ પરવડે નહિ.

એટલે જવાહરે, હળ મંગાવ્યું. બે બળદ મંગાવ્યા. ત્યાંથી ફૂલઝાડ ઉખેડાવી નાંખ્યાં, અને બાગનું ખેતર બનાવી દીધું. પોતે જાતે હળ ચલાવવા લાગ્યા અને જોતજોતામાં એમણે રંગબેરંગી સુશોભિત ફૂલોથી લચી પડતા બાગને સ્થાને, મકાઈના લીલાછમ છોડો જાત મહેનતથી ઉગાડી દીધા.

આમ જવાહર, ગાંધીજીની જેમ કાંતે પણ ખરા, પણ, અનાજનું ઉત્પાદન પણ એમણે જાતે કરીને શરીરશ્રમનો મહિમા વધાર્યો.

## ( ૩૮ )

૨૪૨ મહેમાનોની પંગત બેઠી છે. જવાહરલાલ વડા પ્રધાન હોવા છતાં, હાથમાં મીઠાઈનું ઠામ લઈને પીરસવા નીકળ્યા છે. પોતાની બહેનની દીકરીનાં—વિજયાલક્ષ્મીની દીકરી નયનતારાનાં-લગ્ન હોય, ને, મામા, કંઈ સાહેબની જેમ બેસી થોડા રહે! જવાહર એટલે મહેમાનોને પીરસતા હતા. આગ્રહ કરતા હતા.

એ લગ્ન નવી દિલ્હીમાં ઉજવવાનું કેટલાક મિત્રોએ સૂચવ્યું ત્યારે જવાહર રાતાપીળા થઇ ગયા. અને એમણે મક્કમતાથી કહ્યું: "એ લગ્ન મારા વતન અલાહાબાદમાં જ ઉજવાશે." લગ્નમાં બેંડવાજાં નહોતાં. કોઇ તડકભડક નહોતી. મહેમાનોના મનોરંજન માટે, શરણાઇનવાઝ બીસમીલ્લાખાં બોલાવાયા હતા. જાનૈયાઓને જવાહરલાલે ખૂબ સાદું ભોજન આપ્યું હતું. બધાને આપણી ભારતીય

પ્રણાલિ અનુસાર બાજઠ પર બેસાડી, ભોજન પીરસવામાં આવ્યું હતું. સાહેબશાહી ખુરશીટેબલ નહોતાં. બધાંને માટીની કુલડીમાં પાણી આપવામાં આવ્યું હતું.

આખું નહેરુ કુટુંબ પગરખાં કાઢી પીરસવા લાગી ગયું હતું. લગ્નવિધિમાં પુરાણા કાશ્મીરી રિવાજ અનુસાર વરવધૂને કાશ્મીરી શાલથી ઢાંકવામાં આવ્યાં હતાં, ને, જવાહરે એમની પર પુષ્પવૃષ્ટિ કરી હતી.

જવાહરની સાદી અને નિરાડંબરી વિધિ અને આર્યસંસ્કાર પ્રત્યેની પ્રીતિ અને અભિરુચિ આ નાનકડા પ્રસંગે જણાઈ આવે છે.

(૩૯)

૧૯૪૭ની સાલ હતી. ઑગસ્ટ મહિનો હતો. દિલ્હી શહેર, પંજાબથી આવેલા નિરાશ્રિતોથી ખીચોખીચ ભરાઇ ગયું હતું. નિરાશ્રિતો, મુસ્લિમોની જુલમશાહીની, નાદાનિયતની, અને હેવાનિયતની વાતો કરી દિલ્હીના તંગ અને કલુષિત વાતાવરણને વધુ તંગ બનાવતા હતા.

નગ્ન સ્ત્રીઓનું સરઘસ કાઢયું, માસુમ બચ્ચાંઓને માની સામે જીવતાં માર્યાં, જીવતા માનવીને સળગાવી દીધાં, તલવારથી, માબાપનાં દેખતાં, બચ્ચાંનાં એક એક અંગો કાપ્યાં, એવી એવી વાતોથી દિલ્હી શહેરનું વાતાવરણ ખૂબ તંગ બની ગયું હતું. હવામાં ઉશ્કેરાટ હતો.

એવામાં, એકાએક ભડકો થયો. મુસ્લિમો અને હિન્દુઓ વચ્ચે દિલ્હી શહેરમાં અપૂર્વ એવું રમખાણ થયું. પોલીસ જાણે અદશ્ય થઈ ગઈ હતી. દિલ્હી પર જાણે ગુંડા ને લૂંટારુઓની સત્તા પ્રવર્તતી હતી. પણ જવાહર હિંમતથી બધે ફરતા હતા. દિલ્હીના જાણીતા લતાઓમાં, છડેચોક લૂંટારુઓ, મુસ્લિમોની દુકાનો તોડી માલની લૂંટ કરતા હતા. જવાહરે એ જોયું, ને પોતાની ગાડીમાંથી એ નીચે કૂદી પડ્યા. ને એક લૂંટારુની પાછળ દોડયા, ને એને પકડયો. પેલાએ છટકવા માટે બહુ ફાંફાં માર્યાં, પણ જવાહરની લોખંડી પંજાની પકડ એટલી મજબૂત હતી, કે જરાય છટકાય એમ નહોતું. જવાહરે તરતજ એને પોલીસને હવાલે કર્યો.

એ રમખાણ વખતે, એક બીજે પ્રસંગે, જવાહર એક લતામાંથી પસાર થતા હતા. ત્યાં એમણે એક શીખને ખુલ્લી તલવારે મુસ્લિમને ઘા કરવા જતાં

જોયો. શીખની જોડે ઉશ્કેરાયલું ટોળું હતું, ને એ શીખને ઉત્તેજન આપતું હતું. જવાહર તરત ગાડી ઊભી રાખી કૂદી પડ્યા, ને, ટોળામાંથી માર્ગ કરી, સીધા પેલા, શીખ પાસે જઈ, એક ઝાપટ મારી એના હાથમાંથી તલવાર ખૂંચવી લીધી. ને, પેલા શીખને ચોચીમાંથી પકડ્યો.

જવાહરનું સાહસ જોઈ આસપાસના લોકો તાજુબ થઈ ગયા. જવાહરે પોતાના જાનનું જોખમ વહોર્યું હતું. પેલો શીખ જવાહરને તલવાર મારી બેસત તો? પણ જવાહર જાનને જોખમે પણ નિર્દોષની સહાય્ય કરે છે.

(૪૦)

જવાહર ઘણીવાર, અમુક મત બાંધી બેસતા. પણ સામાપક્ષની ચર્ચા ને દલીલો સાંભળી પોતાનો મત ફેરવતા. જ્યારે ગાંધીજીએ યરવડા જેલમાં હરિજન ઉપવાસો કર્યા, ત્યારે જવાહર તો જેલમાં હતા, તેમ છતાં, એમને ગાંધીજી એક મોટી ભૂલ કરી રહ્યા છે, એમ લાગેલું. પરન્તુ, પછી જવાહરે જેમ જેમ ગાંધીજીનાં નિવેદનો વાંચ્યાં, તેની પર શાંત ચિત્તે વિચાર કર્યો, ત્યારે જવાહરને, ગાંધીજીની મુત્સદ્દીગીરી અને ગાંધીજીની અવનવી કાર્યશક્તિની સમજ પડી.

તેવી જ રીતે, ૧૯૪૨માં, ગાંધીજીએ જ્યારે 'હિન્દ છોડો' નું આંદોલન ઉપાડ્યું, અને ક્રીપ્સ દરખાસ્તને કોંગ્રેસે નકારી છતાં, જવાહર સરકાર સામે કોઈ પણ સીધાં પગલાં લેવાની કે સામુદાયિક સત્યાગ્રહ કરવાની સદંતર વિરુદ્ધ હતા. એમને એમ થતું હતું કે, વાટાઘાટથી જરૂર પ્રયત્ન કરીએ તો સમજૂતી થઈ જાય અને જાપાનવિરોધી મોરચો મંડાય. પરન્તુ, જવાહર વર્ધા ગયા. અને ગાંધીજીએ સામુદાયિક સત્યાગ્રહ વિષે દલીલો કરી, ત્યારે જવાહરને સત્યાગ્રહ અનિવાર્ય લાગ્યો, તે એટલે સુધી કે મુંબઈમાં ગાંધીજીએ વાઈસરૉયની મુલાકાત માગી, ત્યારે પણ જવાહર કહે: "ના, ના, આપણે કંઈ મુલાકાત જોઈતી નથી. એમની જોડે વાટાઘાટ કેવી. આપણે આપણું (સત્યાગ્રહનું) કામ કરીને."

તેજ પ્રમાણે, આઝાદ હિન્દ ફોજ એ જાપાનના એજંટો છે, એમ માની જવાહર એ વિષે ઉત્સાહી નહોતા, એટલુંજ નહિ, પણ એનો વિરોધ કરતા. પણ સાચી હકીકતની જાણ થતાં, જવાહરે, આઝાદ હિન્દ ફોજના સૈનિકોનો દિલ્હીના લાલ કિલ્લામાં બચાવ કર્યો, અને એમની દેશભક્તિની તારીફ કરી.

[૨૩]

# જવાહરના જીવનના વિશિષ્ટ પ્રસંગો—૩

(૪૧)

**જવાહર** કુદરતના અને ઊંડા અને વિશાળ જળમાં તરવાના એટલા બધા શોખીન છે, કે, આજે પણ જ્યારે જ્યારે એઓ કાશ્મીર જાય છે, ત્યારે તરવામાં પણ નિષ્ણાત એવા લોકો પણ જે વેગવાન ઝરણામાં, તરવા જતાં ડરે છે, ત્યાં એઓ અચૂક જઇને ભૂસકા મારે છે અને તરવા પડે છે.

આવા બહાદુર જવાહર, આટલા સાહસિક અને હિંમતબાજ પુરુષ પણ ક્યારેક, પુષ્પકોમળ અને દયાર્દ્ર બની જાય છે. એક વાર જવાહર શિકાર કરવા બંદુક લઇને ઉપડ્યા હતા. તે વખતે એક હરણ કે જેને અનેક ઘા થયા હતા, અને જે ગોળીઓથી છિન્નભિન્ન થઇ ગયું હતું, એ દોડતું આવીને જવાહરના પગમાં પડયું, અને કરુણાર્દ્ર નયનો વડે જવાહર તરફ દયાની ભીખ માગી રહ્યું, ત્યારે જવાહરનું હૃદય એટલું દ્રવ્યું, કે, એમણે હાથમાંની બંદુક દૂર ફેંકી દીધી. અને ત્યારથી, એમણે પોતાને અત્યંત પ્રિય એવો શિકારનો શોખ છોડી દીધો.

(૪૨)

૧૯૪૦ ના વ્યક્તિગત સત્યાગ્રહ વખતે સત્યાગ્રહ વિષે સૂચનાઓ આપવા, અને જવાહરને, ત્રીજા સત્યાગ્રહી તરીકે પસંદ કર્યા હોવાથી, સત્યાગ્રહની વિગતો સમજાવવા ગાંધીજીએ એમને સેવાગ્રામ બોલાવ્યા હતા. એ વખતનું વાતાવરણ જરા શોકજનક હતું. કારણ કે, બધાને ખબર હતી, કે જવાહર અચૂક પકડાવાનાજ છે.

ગાંધીજી જોડે જવાહર વાત કરતા હતા, ત્યાં બા આવ્યાં. અને એમણે જવાહરને આશીર્વાદ આપતાં કહ્યું : “ભગવાન, તમારું રક્ષણ કરે.”

જવાહર તરત જ બા તરફ ફર્યા અને બોલ્યા: "બા, ક્યાં છે તમારો ભગવાન? અને જો એ હોય તો એ ઘસઘસાટ ઊંઘતો હોવો જોઈએ."

ગાંધીજી ઇશ્વરવિષયક આ ઉલ્લેખ સાંભળીને ખડખડાટ હસ્યા, અને પછી એમણે રાજકુમારી અમૃતકૌર ત્યાં બેઠાં હતાં, તેમને કહ્યું: "જવાહર તો કહ્યાં જ કરે છે, કે એ ઇશ્વરમાં માનતા નથી. પણ ઇશ્વરમાં માનવાવાળા ઘણાના કરતાં એઓ ઇશ્વરની વધારે નજદીક છે," એમ કહીને બાપુએ જવાહરની પીઠ થાબડી.

(૪૩)

જવાહર કેવા તેજ દિમાગના છે તે નીચેના બે પ્રસંગોથી પૂરવાર થાય છે.

એકવાર અલાહાબાદના જીલ્લા મેજીસ્ટ્રેટે જવાહરને અલાહાબાદની મ્યુનિસિપલ હદની બહાર ન જવાનો મનાઈ હુકમ મોકલ્યો હતો. તેમાં એમના નામની જોડણી ખોટી લખી હતી. આથી જવાહરે દિમાક ગૂમાવ્યો, અને એમણે મેજીસ્ટ્રેટને જણાવ્યું કે: "તમારા હુકમનો હું ભંગ તો અવશ્ય કરવાનો છું જ, પણ, તમે મારા નામની ખોટી જોડણી લખી છે, તે સામે હું સખત વિરોધ જાહેર કરું છું. અને ભવિષ્યમાં કદિ ફરી એવી ભૂલ ન થાય તે માટે સાવચેતી રાખવા જણાવું છું."

એકવાર, જવાહર મુંબઇમાં ગાંધીજીને મળવા જતા હતા. એ મોટરમાં હતા. પણ એમના દર્શનાર્થે, લોકોનાં ટોળેટોળાં ઉમટ્યાં. એટલે જવાહરની મોટરની ગતિ રૂંધાઈ ગઈ. આસપાસની મોટરોની ગતિ પણ અટકી પડી. અને આસપાસની મોટરવાળાઓ પણ જવાહરના દર્શનમાં તલ્લીન થઈ ગયા. આમ, આખો રસ્તો એટલો બધો માણસો અને મોટરોથી ખીચોખીચ ભરાઈ ગયો, કે ક્યાંય ગતિ જ શક્ય નહોતી.

જવાહરનો પિત્તો આથી ઉછળ્યો, અને એમણે મોટરમાં ઊભા થઈ, શક્ય તેટલા બુલંદ અવાજે, લોકોને ધમકાવ્યા. આસપાસની અને આગળની મોટરવાળાઓને ખખડાવ્યા, અને ગુસ્સામાં, નાનું સરખું, તીખું તમતમતું ભાષણ આપ્યું. લોકો અને મોટરવાળાઓ શરમાયા, અને માર્ગ મોકળો થયો.

(૪૪)

ગાંધીજીની માફક જવાહર પણ માંદાંની માવજત કરવામાં ખૂબ કુશળ છે. ૧૯૪૨ ના જેલવાસ દરમ્યાન, જ્યારે, ડૉ. સૈયદ મહમુદ માંદા પડ્યા, ત્યારે, જવાહર ખૂબ કાળજીથી એની સુશ્રુષા કરતા. મોડી રાત સુધી જાગતા. વહેલા ઉઠીને, એમના દર્દીને જોઈતી બધી સગવડ કરી દેતા. નિયમિત દવા આપતા.

માત્ર માનવીઓની જ નહિ, પણ પશુપક્ષીઓની પણ શુશ્રુષા કરવાનો એમને પ્રબળ શોખ છે. એઓ દહેરાદૂન જેલમાં હતા, તે દરમ્યાન એક કૂતરી એમના રહેઠાણ આગળ આવ્યાં કરતી. તેની તરફ જવાહરને મમતા થયેલી. એટલે એની ઝીણામાં ઝીણી કાળજી એઓ રાખતા.

એકવાર એ કૂતરીએ કુરકુરિયાં જણ્યાં. અને તેમાં એક કુરકુરિયું સખત માંદું પડ્યુ, ત્યારે જવાહરે ઊંઘ્યા વિના, એની સુશ્રુષા કરી, એનું જતન કર્યું. અને કુરકુરિયાંને સાજું કર્યું.

(૪૫)

૧૯૩૭ ની સામાન્ય ચૂંટણી વખતે જવાહરે દેશનો વિદ્યુત્વેગી પ્રવાસ આરંભેલો. એમાં એક દિવસે, સવારના આઠ વાગ્યાના, એમના ભાષણથી, એમનો દિવસનો કાર્યક્રમ શરૂ થયો. અને એમનો છેલ્લો કાર્યક્રમ, જે સંજોગવશાત્ સાત કલાક મોડો થયો હતો, તે સવારે ચાર વાગ્યે હતો.

એ કાર્યક્રમ પૂરો કરીને, આરામ કરવા માટે જે સ્થળે જવાનું હતું, તે હજી સિત્તેર માઈલ દૂર હતું. એ સ્થળે જ્યારે જવાહર પહોંચ્યા, ત્યારે સવારના સાત વાગ્યા હતા. આમ જવાહરે જરાય આરામ લીધાં વિના ત્રેવીસ કલાક સતત કામ કર્યું હતું.

(૪૬)

જવાહર હવાઈ જહાજના ખૂબ શોખીન છે. અને એમાં સાહસો ખેડવાનું, એમને ખૂબ ખૂબ ગમે છે. એમને વિમાન ચલાવતાં પણ આવડે છે, અને એને વિષે ઝીણવટભર્યું જ્ઞાન ધરાવે છે. એમણે વિમાનવિષયક શાસ્ત્રીય પુસ્તકો પણ

વાંચ્યાં છે. એઓ વિમાનચાલકની પાસે બેસી, એને નાની મોટી ઉડ્ડયન વિષેની વાતો રસથી પૂછતા જાય અને જવાબોની માનસિક નોંધ લેતા જાય. ઊંચાં હિમાચ્છાદિત શૃંગો પરથી વિમાન ઉડાવવાનું એમને ખૂબ ગમે.

૧૯૪૮ માં, જ્યારે કાશ્મીર પર પાકીસ્તાનનું આક્રમણ ચાલુ હતું અને જંગ ચાલુ હતો, ત્યારે જવાહરને તાત્કાલિક શ્રીનગર જવું હતું. હિન્દી વિમાન-દળનું વિમાન લઈને એઓ ઉપડ્યા. પણ જ્યાં એમનું વિમાન જમ્મુ પહોંચ્યું, ત્યારે હવામાન ખૂબ બગડ્યું. ઘેરું ધુમ્મસ છવાઈ ગયું હતું. ઊંચાં હિમાચ્છાદિત શૃંગો ધુમ્મસથી ઢંકાયાં હોવાને લીધે માર્ગ દીસતો નહોતો. આગળ ધસવું એ મોતના મુખમાં જવા જેવું હતું. માત્ર ધુમ્મસ સિવાય, કાંઈજ દેખાતું નહોતું. એટલે વિમાનચાલકે જવાહરને કહ્યું: "આગળ જવું બહુ મુશ્કેલ છે." પણ જવાહરને તો જરાય વિલંબ પરવડે એમ નહોતું. એમણે પેલાને ઉત્સાહિત કરવાનો ઘણો પ્રયત્ન કર્યો, પણ બધો વ્યર્થ ગયો.

એવામાં જમ્મુના વિમાનઘર પર એક વિમાન દેખાયું. એ કોઈ હવાઇ જહાજ કંપનીનું જહાજ હતું. એમાં ૧૬ મુસાફરો હતા. એ વિમાન કોઈ વિદેશી ચલાવતો હતો. આગળ હવામાન ઘણું ખરાબ હોવાની એ વિમાનને ચેતવણી આપવા છતાં, એ ચેતવણીની કશી અસર થઇ નહિ એટલે, જવાહર એ વિમાનમાં જવા માટે અત્યંત અધીરા બન્યા. કારણ કે, એમને તો જલદી પહોંચવું હતું. પણ એમના વિમાનચાલકે એમને પગે પડીને ન જવાની આજીજી કરી. આખરે પેલું વિમાન જવાહરને લીધાં વિના ગયું. થોડાજ કલાકમાં બરફનાં શૃંગ જોડે અથડાઈ વિમાનના ભૂકેભૂકા ઊડી ગયા, અને ૧૬ માંથી ૧૩ પ્રવાસીઓ માર્યા ગયા.

(૪૭)

જવાહર રાજકારણમાં જેવા ખેલદિલીવાળા છે, તેવાજ જીવનમાં પણ ખેલદિલીવાળા છે. જવાહરે વડાપ્રધાન થયાં પછી, ૧૯૫૩ ના સપ્ટેમ્બરની ૧૩ મીએ, દિલ્હીમાં જે ક્રીકેટમેચનું સંચાલન કર્યું હતું, તે, એમના હૃદયમાં રહેલા રમતશોખનું એક અચ્છું દૃષ્ટાન્ત પૂરું પાડે છે. બે પ્રતિસ્પર્ધી ટીમના એકના કર્ણધાર જવાહર હતા. બીજાના ઉપ-પ્રમુખ રાધાકૃષ્ણન હતા. એ મેચ રેલપીડિતોના લાભાર્થે રમાઇ હતી.

## ( ૪૮ )

જવાહરનો બાળકો પ્રતિનો પ્રેમ જાણીતો છે. પણ એમને બાળકો પ્રત્યે જેટલો પ્રેમ છે તેટલોજ નાના પ્રાણીઓ પ્રત્યે પણ છે. રાષ્ટ્રીય અને આંતર રાષ્ટ્રીય પ્રશ્નોની વિચારણામાં, અને ઉકેલમાં, દિવસના અઢાર અઢાર કલાક કામ કર્યા બાદ, જવાહર બાળકો સાથે રમવાનો, નાના પ્રાણીઓ સાથે ગેલ કરવાનો સમય કાઢી લે છે.

૧૯૫૧ માં, જવાહર જ્યારે આસામને પ્રવાસે ગયા હતા, ત્યારે, આસામના પાર્વત્યવિભાગમાં, પેરીઘાટના આદિવાસીઓએ, જવાહરના માનમાં ખાસ નૃત્ય કર્યું. અને જવાહર એ નૃત્યથી એટલા પ્રસન્ન થયા કે એમણે એ નૃત્યમાં એમની સાથે ભાગ લીધો. પછી, ત્યાંના આદિવાસીઓએ જવાહરને, હિમાલયનું કહી શકાય એવું એક વિશિષ્ટ રીછ, જે ત્યાં 'પેન્ડા' ના નામથી ઓળખાય છે તે ભેટ તરીકે આપ્યું. જવાહરે એમની એ મહામૂલી ભેટ સહર્ષ સ્વીકારી.

રીંછ જાતનું આ વિશિષ્ટ પ્રાણી હિમાલય પ્રદેશમાંજ જોવા મળે છે. એ પ્રાણી એક ફૂટથી વિશેષ ઊંચું નથી હોતું. વાંસના રેસાઓ, મીઠી દ્રાક્ષ અને દૂધ પર એ મોટે ભાગે રહે છે. જવાહરને એ નવીન પ્રાણી ખૂબ ગમી ગયું અને તરતજ આસામથી વિમાનમાં, દિલ્હી પોતાને ત્યાં એને લઈ ગયા. એને માટે દિલ્હીમાં એક ખાસ 'ગ્રીષ્મગૃહ' બનાવ્યું

જવાહર ત્યારથી એ જાણે પોતાનો મહેમાન હોય એટલી એની કાળજી રાખે છે. એને જાતેજ દ્રાક્ષ ખવડાવે, દૂધ પાય, વાંસના રેસાઓ ખવડાવે. જવાહર ગમે તેટલા થાક્યા હોય, છતાં પેન્ડાને જોયાં વિના કે રમાડ્યાં વિના એમને ઊંઘ આવતી નથી. ભલેને જવાહરે અઢાર કલાક દિવસમાં કામ કર્યું હોય, ભલેને દિવસમાં છ છ સભાઓ સંબોધી હોય છતાં, પેન્ડાને રમાડ્યા વિના તથા એની સાથે ગેલ કર્યા વિના જવાહરના આત્માને ચેન પડતું નથી. એની જોડે નિર્દોષ આનંદ કરતાં અને ખેલતાં જવાહરનો બધો થાક ઉતરી જાય છે.

જવાહરે એનું નામ 'ભીમસ' રાખ્યું છે. ભીમસની બધી સગવડો જોવાય છે. જવાહરના દોહિત્રો, રાજિવ અને સંજિવ માટે તો આ ભીમસ એક રમકડું થઈ પડ્યું છે અને તેમના જ સૂચનથી જવાહરે આ પેન્ડાનું નામ 'ભીમસ' રાખ્યું છે.

'ભીમસ' હાલતાં ચાલતાં લોકો પર હુમલો કરે કે તોફાને ચડે એવું પ્રાણી નથી. છતાં યે એના પર બરાબર નજર રાખવામાં આવે છે. જવાહરની નિકટના માણસો જ જાણે છે કે 'ભીમસ'ની તેઓ કેટલી કાળજી રાખે છે. જવાહરની મુલાકાતે જનારને સાધારણતઃ 'ભીમસ'ની મુલાકાતે લઈજ જવામાં આવે છે.

દિલ્હીના ઉનાળામાં જ્યારે 'ભીમસ' હેરાનપરેશાન થઈ જાય છે અને ખૂબ અકળાઈ જાય છે, ત્યારે જવાહર હમેશા એની ખાવાની વ્યવસ્થા પર દેખરેખ રાખવા માટે અડધો કલાક ફાજલ પાડે છે. તેઓ જાતેજ વાસણમાં દૂધ કાઢે છે. 'ભીમસ'ને પ્રેમથી તેમજ લાડથી એની સંતાવાની જગ્યાએથી બહાર નીકળવા સમજાવે છે અને એને રાહત આપવા માટે શું થઈ શકે એનો વિચાર કરે છે.

એક ઉનાળામાં, જ્યારે મિત્રોની ખાસ સલાહને પરિણામે, 'ભીમસ' ને નૈનીતાલ લઈ જવામાં આવ્યુ ત્યારે માનવપ્રેમ અને પ્રાણીપ્રેમથી છલોછલ ભરેલા જવાહરને આ મિત્રનો વિયોગ અસહ્ય થઈ પડ્યો હતો આસામના આદિવાસીઓએ જ્યારે આ વાત સાંભળી ત્યારે તેઓ જવાહરની માનવતાની કદર કરવા લાગ્યા અને જવાહરના હૃદયને સાંત્વના અર્પવા બીજા બે પેન્ડા દિલ્હી મોકલ્યા

આમ આઝાદ હિન્દના ઘડવૈયાના દિલમાં માનવ પ્રેમ, પ્રાણી પ્રેમ, કેટલો પ્રબળ છે, માનવતા કેટલી ઊંડી છે, તેનો સાક્ષાત્કાર કરાવે છે જવાહરનુ જીવન આપણને સ્મરણ કરાવે છે કે.

" વિશાળે જગવિસ્તારે નથી એક જ માનવી,
પશુ છે, પક્ષી છે રૂડા, છે વનોની વનસ્પતિ "

## ( ૪૯ )

જવાહરનો ગાંધીજી માટેનો અથાગ પ્રેમ જગ જાહેર છે. એ પ્રેમજન્ય નીચેનો બનાવ, જવાહરના ગાંધીપ્રેમનુ એક લાક્ષણિક દૃષ્ટાંત પુરું પાડે છે

૧૯૪૬–૪૭ માં જ્યારે આઝાદીની આશા બંધાઈ ત્યારે ગાંધીજીનું હૃદય તો કોમી રમખાણોને લીધે દ્રવતુ હતુ બાપુ દિલ્હી છોડીને, નોઆખાલીની કોમી આગ બૂઝાવવા ધાયા પંડિતજીની તે વખતની દશા બહુ કરુણ હતી ગાંધીજીનું શુ થશે, એ ચિન્તા એમના હૃદયને કોરી ખાતી હતી ગાંધીજીએ નોઆખાલીમા એકલા પગપાળા ફરવાનો નિર્ણય લીધો, ત્યારે બાપુના એ માનસપુત્રનુ હૃદય ખૂબ અકળાયુ અને જવાહર પ્રથમ તકે નોઆખાલી પહોચ્યા એમનુ દિલ દર્દભર હતુ જવાહર નોઆખાલીના શ્રીરામપુર નામના ગામડામાં પહોચી ગયા

ત્યા સવારના સાડાસાત વાગે, જવાહરે બાપુને, વાસનો પૂલ ઓળગવાની તાલીમ લેતા જોયા બાપુને ખુશમિજાજમાં જોતા જ જવાહરના હૃદયપરથી જાણે હિમાલય જેટલો ભાર ઉતરી ગયો અને એમનુ હૃદય હળવુ થઈ ગયુ બાપુને

જોતાંજ જવાહર ખૂબ ઉલ્લાસમાં આવી ગયા અને એક જંગે વાંસનો પુલ ઓળંગી ગયા. ગાંધીજીએ પણ જવાહરને ગાઢ આલિંગનમાં જકડી લીધા.

વાતો કરતાં કરતાં, બધા બાપુને ઉતારે પહોંચ્યા. જવાહરે બાપુની તબિયત વિષે ઝીણામાં ઝીણી વિગતો પૂછી. પૂછતાં પૂછતાં જવાહરને ખબર પડી, કે બાપુનું જે કમોડ ત્યાં લાવવામાં આવ્યું હતું તે જવાહરને આપ્યું, એટલે જવાહર ગુસ્સે થઈને મનુ ગાંધીને કહે : "તને આટલી અક્કલ નથી કે બાપુને કેટલી તકલીફ પડશે? બાપુનું કમોડ હું શી રીતે વાપરી શકું? હું કંઈ એવો નાજુક આદમી થોડો છું?"

મનુ ગાંધી પોતાનો બચાવ કરતાં કહે: "બાપુએજ મને આ લાવવા કહ્યું છે, એટલે તો હું લાવી છું."

એટલે જવાહર તો વધારે ચીઢાયા. એમણે વિશેષ દુઃખભર્યા અવાજે કહ્યું: "બાપુની નારાજી તારે સહી લેવી જોઈએ. બાપુને સંભાળવાની જવાબદારી તારી છે. એને ક્યારે શાની જરૂરિયાત છે, એ જોવાની ફરજ પણ તારીજ છે ને? બાપુ તો એવા છે કે, પોતે તકલીફ સહન કરી લે, પણ બીજાની બધી જરૂરિયાતો તરફ ધ્યાન આપશે. આવી રીતે બાપુની જરૂરિયાતની ચીજો તારે બીજા કોઈને ન આપવી જોઈએ. હું રહ્યો જુવાન આદમી. હું તો ક્યાંક પણ ચાલી જાઉં. ભલેને બાપુ તને મારી નાંખે. તેથી ડરવાનું કામ નથી. પણ બાપુ તને મારી નહિ નાંખે તેની તું ખાતરી રાખજે." છેલ્લું વાક્ય બોલતાં જવાહરની નારાજી ચાલી ગઈ. અને વડીલો જે રીતે બાળકો પર ગુસ્સો કરી પછી તેને મનાવી લે છે, તેવી રીતે, મનુ ગાંધીને મનાવતાં કહે: "જા, બાપુ ને કહે જે કે જવાહરેજ મને મના કરી છે. એટલે હું લાચાર છું."

કેટલો અગાધ પ્રેમ! બાપુને માટે કેવી ઝીણવટભરી ચિંતા!

બે દિવસ ત્યાં રહી, બાપુની પાસે પ્રેરણા લઈ જવાહર દિલ્હી ગયા. ગાંધીજી અર્ધે રસ્તે એમને વળાવવા ગયા. અને જતી વખતે ખૂબ પ્રેમથી પોતાના માનસ પિતાને જવાહર ભેટ્યા અને આંસુ ભરી વિદાય લીધી.

(૫૦)

જવાહરે ગાંધીજીને એશિયાઇ પરિષદમાં ભાગ લેવાને દિલ્હી બોલાવ્યા. ગાંધીજી ત્યાં આવ્યા. બધાને મળ્યા. અને દેશવિદેશના પ્રતિનિધિઓ જવાહરનો જે રીતે

આદર કરતા હતા તેથી એ ખૂબ પ્રસન્ન થયા. ત્યાંથી આવીને પોતાના અંતેવાસીઓને બાપુ કહેઃ " આ બધા દૂરદૂરથી એશિયાના પ્રદેશોમાંથી ચર્ચા કરવા અહીં ભેગા મળ્યા છે. એ બધા જવાહર જોડે કેટલા પ્રેમથી વાતો કરે છે ! બધા એની પર ફિદા છે. ભગવાનની મહેર છે, કે આપણી પાસે જવાહર જેવો આદમી છે, જે આખી દુનિયાને અપનાવવા તૈયાર થયો છે. તો જવાહરને શોભા આપવા માટે આપણે શાંતિથી ન રહેવું જોઈએ ?"

ચીનના એક પ્રતિનિધિ જોડે વાતો કરતાં બાપુ એને કહેઃ " અમારા દેશમાં એક જવાહર છે. જેવું એનું નામ છે, તેવા એના ગુણ છે. એક દિવસ જરૂર એવો આવશે જ્યારે એ દુનિયાનું અમૂલ્ય રત્ન બની રહેશે અને હિન્દુસ્તાન તે માટે હમેશાં મગરૂર બનશે."

આ શબ્દો દર્શાવે છે, કે બાપુને જવાહરમાં કેટકેટલી આશાઓ હતી અને જવાહરનું કેવું ઉજ્જ્વળ ભાવિ એઓ દેખતા હતા. ગાંધીજીની જવાહર વિષેની આ આર્ષવાણી હતી.

## ( ૫૨ )

આઝાદી મળ્યાં પછી, થોડાજ સમયમાં હિન્દમાં નિરાશ્રિતોનો ધસારો થયો. અને ઠેરઠેર નિરાશ્રિત છાવણીઓ સ્થપાઈ. આવી મોટી છાવણીઓ હરદ્વારમાં હતી. નિરાશ્રિતોને બાપુનાં દર્શન કરવાની તીવ્ર ઇચ્છા હતી. બાપુ તો નિરાશ્રિતોને કોઇ પણ રીતે શાંતિ મળે, તો આપવા તત્પર હતા. એટલે બાપુએ અને જવાહરે હરદ્વાર જવાનું નક્કી કર્યું.

સવારના પાંચ વાગે, ગાંધીજી જવાહર અને એમનાં થોડાં અંગત માણસો હરદ્વાર જવા દિલ્હીથી નીકળ્યાં. પહેલી મોટરમાં ગાંધીજી, ડૉ. સુશીલા, મનુ ગાંધી અને બ્રીજકિસનજી હતા. પાછળની મોટરમાં જવાહર અને એમની પુત્રી ઇન્દિરા હતાં. દિલ્હીથી હરદ્વાર જતાં ઠેરઠેર માનવસમુદાય એ મહાપુરુષોનાં સુભગ દર્શન માટે ઉભરાતો. અને જ્યારે જ્યારે માનવસમુદાય વધે, ત્યારે બાપુ વિષે જવાહર એટલા ચિન્તાગ્રસ્ત બનતા, કે મોટરમાંથી કૂદીને બાપુનું રક્ષણ કરવા આગળ વધતા. એ પોતાની પરવા ન કરતાં, બાપુને શી રીતે આરામ મળે તેનો જ ખ્યાલ રાખતા.

હરદ્વારમા આખા દિવસનો ભરચક કાર્યક્રમ પતાવી, બાપુ સાજે સાત વાગે દિલ્હી પાછા જવા રવાના થયા પાછા ફરતા જવાહરે બાપુની મોટરમા જ જવાનો આગ્રહ રાખ્યો કે, જેથી, બાપુનુ માનવમેદનીથી એઓ રક્ષણ કરી શકે પાછળની બેઠક પર બાપુ, જવાહર અને મનુ ગાધી હતા જવાહર અને બાપુજી ખૂબ થાકી ગયા હતા શારીરિક શ્રમ ઉપરાત, નિરાશ્રિતોની દર્દભરી હાલત જોઈ બન્નેને માનસિક શ્રમ પણ પારાવાર લાગ્યો હતો રસ્તામા પ્રાર્થના કરી બાપુ અત્યત શ્રમિત થયા હતા, એટલે મનુ ગાધીના ખોળામા એમણે માથુ મૂક્યુ, અને જવાહરના ખોળામા પગ મૂકી એ સૂતા જવાહરને માટે બાપુની સેવા કરવાની આ સુવર્ણ તક હતી એટલે, એમણે હળવેથી બાપુના પગ દબાવવા માડ્યા ગાધીજીના પગ દબાવતા, એમના હાથ જે રીતે ચાલતા હતા તે પરથી સ્પષ્ટ જોઈ શકાતુ હતુ, કે જવાહરને દેશની અને નિરાશ્રિતોની જેટલી કાળજી હતી, તેટલીજ કે તેનાથી વિશેષ કાળજી બાપુની હતી પિતાપુત્રના અનુપમ પ્રેમનુ આ દિવ્યદર્શન કરવા જાણે આકાશમા ચન્દ્ર થભ્યો હતો અને પોતાના રૂપેરી કિરણો એમની પર નાખી, આ દૃશ્ય જોઈ, પોતાના ધન્યવાદ પાઠવતો હતો

## ( ૫૨ )

મૃત્યુના થોડા સમય પૂર્વે કોમી દાવાનળની પ્રચડ આગ સળગતી હોવાથી, અને પોતાનાથી એ આગ બૂઝાવાઈ નહિ, તેથી ગાધીજીએ કોમી એખલાસ માટે ઉપવાસ આદર્યા

જવાહર ના પ્રધાન હોય ત્યારે બાપુને એમના જ શહેરમા, ઉપવાસ કરવા પડે, એ જવાહરથી શે સહ્યુ જાય? એમનાથી બાપુનો રોજ-બ રોજ ક્ષીણ થતો જતો દેહ જોવાતો નહોતો એમના મનની સ્થિતિ અત્યત વિષમ હતી એઓ રોજ ત્રણચાર વાર આવીને બાપુની ખબર કાઢી જતા અને બાપુને તકલીફ ન પડે માટે, એમની જોડે ઓછામા ઓછી વાતો કરતા

ત્રીજે દિવસે ગાધીજીની સ્થિતિ સતોષકારક નહોતી જવાહર આવ્યા બાપુની દુખદ હાલત જોઈ બે મિનીટ બાપુની પાસે ઊભા રહી, એક ખૂણામા ચાલી ગયા અને રૂમાલ કાઢી પોતાના આસુ લૂછવા લાગ્યા

આવો લોખડી પુરુષ જે પોતાના દુખને માટે કદિ ન રડે, તે ગાધીજીની હાલત જોઈ રડતો હતો

જવાહર પણ બાપુની સાથસાથ ઉપવાસ કરતા હતા એમણે એ વાત કોઈને જણાવી નહોતી પરન્તુ, જે દિવસે બાપુએ પારણા કર્યા, અને બાપુએ ફળના રસનો પ્યાલો પીધો, ત્યારે ઈન્દિરાએ એ વાત કરી બાપુને એ જાણી ખૂબ દુ ખ અને આશ્ચર્ય બન્ને થયા એમણે એજ પળે, ફળના રસનો પ્યાલો બાજુએ મૂકી તરતજ જવાહરને એક કાગળ લખ્યો

"ચિ જવાહર,

ઉપવાસ છોડો ઘણા વર્ષ જીવો અને હિન્દના જવાહર બનીને રહો"
બાપુનો જવાહર પરનો, આ અતિમ પત્ર હતો પણ એ કેટલો સૂચક, હૃદયના ભાવોથી છલકાતો, પ્રેમપત્ર છે!

## (૫૩)

જવાહર એકવાર મુબઈમા, એમની બેન કૃષ્ણાને ત્યા ઉતર્યા હતા દર્શનાર્થીઓના દરોડાથી તેઓ અકળાઈ ઊઠયા હતા એવામા એક વણિક ગૃહસ્થ આવ્યા એ એમના કુટુબ જોડે જવાહરના દર્શનાર્થે આવ્યા હતા એમણે જવાહરને નમસ્કાર કર્યા જવાહરે એમને સામા નમસ્કાર કર્યા એમના કુટુબીઓએ નમસ્કાર કર્યા તે પણ જવાહરે ઝીલ્યા

એટલામા જવાહરને પોતાની ઓળખાણ કરાવતા પેલા ભાઈએ કહ્યુ "આપકો યાદ હોગા કિ મૈંને કોંગ્રેસકો પાચ હજાર રૂપીયે દિયે થે"

વણિક ગૃહસ્થની જોડે એમની પત્ની, પાચ છોકરા, એમનો નાનો ભાઈ, અને એમની સાસુ હતા એમણે પોતાના કુટુબીઓને કહ્યુ "આ સામે જવાહરલાલજી બેઠા છે એમને જોઈ લ્યો" જાણે જવાહર કોઈ પ્રાણીસગ્રહસ્થાનનુ જનાવર હોય, ને એ વણિક ગૃહસ્થ પર્યટન માટે નીકળ્યા હોય તેવુ લાગતુ હતુ

જવાહર ગુજરાતી સમજતા હતા એ વણિકે જે રીતે એમની ઓળખાણ આપી તેથી એઓ અકળાયા એમનો ગુસ્સો કાબૂમા ન રહ્યો જવાહરે એવી લાલ આખે એની તરફ જોયુ અને ગળામાથી એવો અવાજ કાઢયો કે, પેલા લોકો તો ગભરાઈને ત્યાથી પોબારા જ ગણ્યા

(૫૪)

એજ સ્થળે અને એજ દિવસે, પેલા વણિક ગૃહસ્થના ગયા બાદ, એક સાધુ મહારાજ પધાર્યા. સાધુ મહારાજ, નાશિકથી જવાહરને ખાસ મળવા ખાતર મુંબઈ આવ્યા હતા. એ સાધુએ આવીને જવાહરને નમસ્કાર કર્યા. જવાહરે રાબેતા મુજબ સાધુના નમસ્કાર ઝીલ્યા. પછી સાધુ મહારાજે જવાહરને કહ્યું :

" પંડિતજી ! મૈં આપસે મિલને, નાશીકસે યહાં આયા હું."

જવાહરે કંટાળાથી ડોકું ધૂણાવ્યું.

પેલા સાધુએ પાછું ચલાવ્યું : " આપસે એક વિનન્તિ કરની હૈ."

જવાહરે સંક્ષિપ્ત વચનોમાં કહ્યું: " કહીએ "

સાધુ કહે: " આપ પર મૈં બહુત પ્રસન્ન હું. આપ બહુત દેશકી સેવા કરતે હૈ. લેકિન આપ ઇશ્વિર ઔર ધર્મકી વિરુદ્ધ હૈ યહ બહુત બૂરી ચીજ હૈ. અગર આપ ધર્મ ઔર ઇશ્વિરકી બાતેં કરે, ઔર આપકે કાર્ય મેં ઔર વ્યાખ્યાનોમેં ધર્મ ઔર ઇશ્વિરકો સ્થાન દેં, તો સ્વરાજ્ય બહુત જલદી આજાયગા."

જવાહરે જાણે સાંભળ્યું ન સાંભળ્યું કર્યું. અને, પછી તો સાધુ સારું જેવું ભાષણ આપી ગયો, જે જવાહરે શૂન્યમનસ્ક દૃષ્ટિએ જોયાં કર્યું. એ પોતાના વિચારમાં હતા. આખરે સાધુ કંટાળ્યો. અને, એણે જવાહરની વિદાય લીધી.

એ ગયો, ત્યારે જવાહર ગુસ્સે થવાને બદલે ખડખડાટ હસી પડ્યા. અને આખો ખંડ હાસ્યથી ગજાવી મૂક્યો.

(૫૫)

જવાહર વિલાયતમાં ત્યાંની પબ્લિક સ્કૂલ હૅરોમાં ભણતા હતા ત્યારની વાત છે. જવાહર તે વખતે, પોતાના અભ્યાસક્રમની બહારનું પણ સારી પેઠે વાંચતા, અને એમનું સામાન્ય જ્ઞાન કેવળ વિસ્તૃતજ નહોતું પણ આશ્ચર્ય પમાડે તેવું હતું. અને તે એટલે સુધી કે, જવાહરના સહવિદ્યાર્થીઓમાંથી, કોઈ જવાહર જેટલા ધ્યાનથી, તથા રસથી, અખબારો, માસિકો, દૈનિકો વાંચતા નહિ.

૧૯૦૬ માં, વિલાયતમાં લિબરલ પક્ષનો ચૂંટણીમાં વિજય થયો. અને તેને પરિણામે, કૅમ્પબેલ બેનરમેનની સરકાર રચાઈ. એમના વર્ગશિક્ષકે, વર્ગના બધા

વિદ્યાર્થીઓને, એ વિષે પ્રશ્ન પૂછ્યો, ત્યારે જવાહર સિવાય, કોઈને, એ વિષે કશીજ ખબર નહોતી. અને જવાહરને તો એટલી બધી વિગતો ખબર હતી, કે, એમણે, લિબરલ પ્રધાનમંડળનાં એકેએક પ્રધાનની અને તેમની પાસે ક્યાં ક્યાં ખાતાં છે, તેની વિગતવાર યાદી આપી, વર્ગશિક્ષકને તથા એમના અંગ્રેજ સહાધ્યાયીઓને આશ્ચર્યચકિત કરી નાંખ્યા.

વિલાયતના વિદ્યાર્થીઓ પોતાના દેશની અગત્યની ખબરો ન જાણે, પોતાના દેશના રાજકારણમાં તથા રાજકીય પ્રવૃત્તિઓમાં રસ ન લે, અને એક હિન્દી વિદ્યાર્થી આટલી વિગતવાર ખબર રાખે, તથા ઇંગ્લેંડનાં રાજકારણમાં આવો સક્રિય અને સોત્સાહ રસ લે, એ જોઈ એમના અંગ્રેજ શિક્ષક ઘણા તાજુબ થયા. અને જવાહરને એમણે અત્યંત પ્રશંસાયુક્ત શબ્દોમાં શાબાશી આપી.

રાજકારણ પ્રત્યે જવાહરને આમ બચપણથી જ પ્રત્યક્ષ રસ છે.

(૫૬)

જવાહર એક જબરા પર્વતારોહક છે. જીવને જોખમે પણ ઊંચી પર્વતમાળાઓને ટોચે પહોંચવાનો એમને અત્યંત શોખ છે.

૧૯૧૬ ની વાત છે. લગ્ન પછી તરત જ, જવાહર મધુરજની માટે કાશ્મીર ગયેલા. એક દિવસ જવાહરને કાશ્મીરમાં પર્વત પર ચઢવાની પ્રબળ ઊર્મિ થઇ આવી. અને પોતાના કુટુંબને છોડીને, પોતાના એક પિતરાઇ જોડે એમણે પર્વતારોહણ કરવાનો નિશ્ચય કર્યો.

જવાહરને જોઝીલા પર્વતની ચઢાઈ કરીને અમરનાથ જવું હતું. આથી ૧૧,૫૦૦ ફૂટની ઊંચાઇએ એક તંબૂ ઠોકાયો. કેટલાક મજૂરો સાથે લીધા અને ત્યાંના સ્થાનિક ભરવાડોને ભોમિયા તરીકે લીધા. આમ કશાય અનુભવ વિના, કશીય સાધનસંપત્તિ વિના, જવાહરે ઊંચી ગિરિમાળાઓ ચઢવાનું સાહસ ખેડ્યું. એમની પાસે મૂડીમાં અદમ્ય ઉત્સાહ અને પ્રબળ સાહસવૃત્તિજ હતાં.

પર્વતનું આરોહણ ખૂબ અઘરું હતું. એની સામે ઊંચી પર્વતમાળાઓ હતી. તરત જ સરી પડાય ને સીધા ખીણમાં જ લઈ જાય એવી બરફની લીસી એ ગિરિમાળા હતી. ચઢવાનો માર્ગ નહોતો. મોટી મોટી વિકરાળ ખીણો હતી.

ચઢતાં ચઢતાં મજૂરો થાકી ગયા. કેટલાકને લોહીની ઊલટીઓ થવા માંડી. શ્વાસ લેવો મુશ્કેલ થઈ પડ્યો. જવાહરને પણ ચઢતાં મુસીબત થવા માંડી. બરફ તાજેતેજ હતો અને જેવા જવાહર ચઢવા જાય તેવોજ બરફ સરી પડે, અને જવાહર ડગલે ડગલે પડે. એકવાર તો જવાહર ગોડીમડું ખાતા ખાતા કેટલાય ફૂટ નીચે ગબડતા ગબડતા ગયા, છતાં, જવાહરે તો બહાદુર સેનાપતિની જેમ ઊઠીને પાછું ચઢવા માંડ્યું. અને ૧૬,૦૦૦ ફીટની ઊંચાઇએ એ ચઢ્યા.

બાર કલાક સતત એમણે ચઢ્યાંજ કર્યું. આમ એકસરખા બાર કલાક સુધી પર્વતપર ચઢવાની, જવાહરના સાહસિક અને નવતાપ્રિય જીવનની આ એક રોમાંચક અને અદ્‌ભુત ઘટના હતી.

(૫૭)

મહાન પુરુષોના જીવનની બધી પળો ગંભીર વિચારણા, સૂક્ષ્મ ચિંતન કે જવાબદારીભર્યાં કામોમાંજ વીતતી નથી. તેમના જીવનમાં પણ બાલ્યકાળની આનંદ ઝંખના અને યૌવનની નિર્દોષ મસ્તી હોય છે. એવી અમોલી પળો એમના વ્યવહારમાં કોઈક કોઈક વાર આવે છે, જ્યારે તેમનામાં મહાનતાના નહિ પણ માનવતાના દર્શન થાય છે, જ્યારે તેઓ પણ તેમની ગંભીરતા અને જવાબદારી ઘડીભર ભૂલી જઇને સામાન્ય માણસ જેવા બની જાય છે. જવાહર નિ:શંક મહાન છે, પણ એક માણસ તરીકે એમની શક્તિઓ અને દુર્બળતાઓ, ઇચ્છાઓ તથા ક્ષતિઓ, રોમાંચક છે, દિલચસ્પ છે, પ્રેરક છે.

જવાહરલાલજી મહાન મુત્સદ્દી અને રાજનીતિજ્ઞ છે પણ એમની કેટલીક ટેવો ઘણી મનોરંજક છે. એમની ગંભીરતા સાથે એમના મિજાજની ઉગ્રતાનો પરિચય ક્યારેક ને ક્યારેક મળી જાય છે.

એકવાર જવાહરલાલ આઝમગઢના પ્રવાસે ગયા હતા. પાસેના જ એક ગામડાંમાં એમના ભાષણનો કાર્યક્રમ રાખવામાં આવ્યો હતો. ભાષણનો સમય સવારના નવ વાગે હતો. વહેલી સવારે જવાહરલાલ સામાન્ય વિધિ પતાવીને હજામત કરતા હતા ત્યાં કોઈક વ્યક્તિએ ધીમેથી બારણું ઉઘાડી પ્રવેશ કર્યો.

આગન્તુક વ્યક્તિ એ જે ગામમાં જવાહર ભાષણ કરવાના હતા, તે ગામના નેતા હતા. જવાહર આવા સમયે, સાદાં છતાં સ્વચ્છ કપડાંમાં સજ્જ થયેલી એક ગ્રામીણ વ્યક્તિને જોઈ તરતજ અકળાઈ ઉઠ્યા.

જવાહરે એમની લાક્ષણિક ઢબે, જરા દમામથી પૂછ્યું : "કોણ છો તમે ? કોનું કામ છે ? આટલી વહેલી સવારે શા માટે આવ્યા છો ?"

બિચારા ગ્રામનેતા આવ્યા તો હતા, જવાહરના વ્યાખ્યાન અને એમના દિવસના કાર્યક્રમ વિષે વ્યવસ્થા કરવા, પણ જવાહરલાલે જે દિમાગથી, જે ઉગ્રતાથી તથા જે ઢંગથી પ્રશ્ન પૂછ્યા એનાથી એ ગ્રામનેતાના હોશકોશ ઊડી ગયા. ઊભા થઈ, ગભરાતા, ધ્રૂજતા અવાજે તેમણે હાથ જોડી, મસ્તક ઝુકાવી કહ્યું : "જી......જી......જી...... કાંઈ નહિ, આપ મહાનુભાવના જરા દર્શન કરવા આવ્યો હતો."

દર્શન કરવા ? સવારના પહોરમાં ન કામ, ન કાજ અને બસ દર્શન. જવાહરનો મિજાજ લાલ થઈ ગયો. એઓ ખૂબ ગરમ થઈ ગયા. દાઢી કરવા માટે સાબુ લગાડેલું મોં તેમણે ઝડપથી ગ્રામનેતા તરફ ફેરવ્યું ને કહ્યું: "આવ્યાજ છો તો લ્યો કરી લો દર્શન."

પેલા ભલા ભોળા, દુનિયાના કૂડકપટથી અનભિજ્ઞ, ગ્રામનેતા જવાહરનો કટાક્ષ સમજ્યા નહિ. પુનઃ નમ્ર અવાજે, હાથ જોડી તેમણે કહ્યું : "જી...... આભાર, બીજી કાંઈ આજ્ઞા ?"

જવાહરની ધીરજે હવે માઝા મૂકી. એઓ ખૂબ ઉગ્ર થઈ ગયા. અને ઉશ્કેરાટમાં બોલી ઊઠ્યા : "જાવ અહીંથી, હું કહું છું. જાવ અહીંથી, મારી સામે ન ઊભા રહો."

ગ્રામનેતા જવાહરની આ અસાધારણ વર્તણુકથી ડઘાઈ ગયા. જિંદગીમાં કદિ ન અનુભવેલો એવો માનહાનિનો અને સ્વમાનભંગનો અનુભવ એમણે પ્રથમ વાર અનુભવ્યો. શું કરવું તે એમને સૂઝ્યું નહિ. જવાહરને મસ્તક નમાવી એઓ ચૂપચાપ ચાલ્યા ગયા. જતાં જતાં એ ગ્રામનેતાએ મનમાં ને મનમાં વિચાર કર્યો : "મહાન માણસનાં દર્શન કરવાં એ શું ગુનો કહેવાય ?"

જવાહર સ્નાનાદિ નિત્યકર્મથી પરવારી વ્યાખ્યાન આપવા માટે તૈયાર થઈ ગયા. થોડીજ વાર પછી પાસેના ગામમાં એમનું જાહેર ભાષણ હતું. પણ હજુ ત્યા આવી નહોતી. જવાહર એટલા ગુસ્સે થઈ ગયા કે એક પણ શબ્દ બોલ્યા વિના તે ત્યાંથી ચાલી નીકળ્યા. ડ્રાઈવરને પણ તેમણે બોલાવ્યો નહિ અને જાતે જ મોટર હાંકીને જ્યાં ભાષણ હતું તે સ્થળે જઈ પહોંચ્યા. આ સમય દરમ્યાન તેમનો પુણ્યપ્રકોપ જરા જરા શાંત થયો હતો. પૂર્ણ સ્વસ્થતાથી તેમણે વિશાટ માનવમેદની આગળ એક કલાક સુધી અસ્ખલિત વાગ્ધારા વહેવડાવી, આમ

જનતાને મંત્રમુગ્ધ કરી દીધી. ભાષણ કરતી વખતે તો તેઓ ભાષણમાં તલ્લીન થઈ ગયા, પણ ભાષણ પુરું થતાંજ તેમને આ યાદ આવી. અકળાઈને જવાહરે એમની અનનુકરણીય રીતે કહ્યું: "કેવા વિચિત્ર અહીંના લોકો છે? આ વિષે પણ કોઈ પૂછતું નથી?"

કોણ જવાહરની પાસે જઈને કહેવાની હિંમત કરે કે આ તો તરત જ તૈયાર થઈને આવી હતી, માત્ર તમેજ ઉતાવળમાં, ગુસ્સામાં, રોષે ભરાઈને ચાલ્યા ગયા હતા!

## (૫૮)

એક વખત જવાહરલાલ આગ્રા ગયા હતા. જ્યારે જ્યારે જવાહર કોઈ પણ સ્થળે જાય છે, ત્યારે તે તે સ્થળની સંસ્થાને એમની વાણીનો કાંઈક લાભ મળે એવી અપેક્ષા રહે છે. આગ્રા કોલેજના વિદ્યાર્થીઓને પણ થયું કે જવાહરે આવ્યા છે તો કોલેજના વિદ્યાર્થીસંઘમાં આવે અને એમના આકર્ષક અને મોહક વક્તૃત્વનો લાભ કોલેજના યુવકો અને યુવતીઓને આપે.

જવાહરનો આગ્રાનો કાર્યક્રમ ભરચક હતો. સંઘના મંત્રી જવાહરને વિનંતી કરવા ગયા તો સાફ ના સંભળાવી દીધી. મંત્રીને કશી દલીલ કરવાનો અવકાશ પણ નહિ રહેવા દીધો.

વિદ્યાર્થીઓ અને સંઘ-મંત્રી ચિંતામાં પડ્યા. શી રીતે જવાહરને કોલેજમાં લાવી શકાય? આખરે એમને એક યુક્તિ સૂઝી. જવાહરને તેમણે વિનંતી કરી કે અમે તમને એક થેલી અર્પણ કરવા માગીએ છીએ. એનો સ્વીકાર કરવા જેટલો સમય તો કૃપા કરી અમને આપો.

જવાહરના માનસમાં તે વખતે તોફાન અને ગુસ્સો હતાં. તેમણે તરત એ વાતનો સ્વીકાર કર્યો. આગ્રા કોલેજના વિદ્યાર્થીઓ જવાહરના હકારથી આનંદમાં આવી ગયા.

સાંજનાં પાંચ વાગ્યાનો સમય હતો. કોલેજ હૉલ વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીનીઓથી ખીચોખીચ ભરાઈ ગયો હતો. જવાહરને સાંભળવા તથા તેમના દર્શન કરવા તેઓ આતુર થઈ રહ્યા હતા.

દરવાજા આગળ સંઘના મંત્રી તથા કૉલેજની અન્ય જવાબદાર વ્યક્તિઓ આંટા મારતી ને જવાહરના આગમનની પ્રતીક્ષા કરતી હતી. દરવાજાની પાસે સરસરાટ, કરીને આવતી એક મોટર ઊભી. અંદરથી જવાહર એકલા ઝડપથી ઉતર્યા અને ઉતાવળે પગે ચાલી કૉલેજના હૉલમાં મંચ ઉપર જઈ પહોંચ્યા.

વિદ્યાર્થીઓએ અને શ્રોતૃવર્ગે જયનાદ, જવાહરલાલકી જય, અને તાળીઓના ગડગડાટથી વાતાવરણને ભરી દીધું. પણ જવાહર એ કશા માટે તૈયાર નહોતા. એમને આમાં કશોયે રસ નહોતો. મંચ પર જઈને તેમણે તરતજ ઉચ્ચ સ્વરે કહ્યું : "ક્યાં છે મંત્રી ? ક્યાં છે થેલી ?"

અને મંત્રી થેલી લાવ્યા કે તરતજ તેમના હાથમાંથી થેલી ઝડપથી લઈ, નમસ્કાર કરી એક મિનીટમાં તો મંચ પરથી ઉતરી જવાહર મોટરમાં જઈ બેઠા અને જે વેગે મોટર આવી હતી તેજ વેગે એ ઉપડી ગઈ.

વિદ્યાર્થીઓને આ એક રોમહર્ષણ અનુભવ હતો. તેઓ એક મિનીટની અંદર વિદ્યુતવેગે આ બધું શું બની ગયું તેનો વિચાર કરી રહ્યા હતા. આખો શ્રોતૃ-વર્ગ શૂન્યમનસ્ક બની ગયો હતો.

વિદ્યાર્થીઓ વિસ્મિત થઇને જોઈ જ રહ્યા હતા. તેમને તો સમજાયું જ નહિ કે આ શું થઇ ગયું. છેવટે બધી ખબર પડી અને જવાહરની શરતનો ખુલાસો થયો ત્યારે જ્યાં થોડીક ક્ષણો પૂર્વે આશાવાદ અને ઉલ્લાસનું વાતાવરણ અવર્તમાન હતું ત્યાં નિરાશાવાદનું વાતાવરણ પ્રસરી ગયું. બધા ખુબ હતાશ અને નારાજ થઈ ગયા.

છસોં રૂપિયાની થેલીના બદલામાં આ એક મિનીટની હાથતાળી તો ખૂબ મોંઘી પડી એમ તેમને લાગ્યું. એને બદલે તેમણે અંદરઅંદર કોઈ ભોજનસમારંભ કે કોઈ નૃત્ય–સમારંભ ગોઠવ્યો હોત તો વધુ મઝા આવત.

મોડેથી જવાહરલાલને વિદ્યાર્થીઓની આ નારાજીની વાત ખબર પડી. મનમાં તેમણે એ વાતની નોંધ કરી લીધી. વખત મળ્યો એટલે તેઓ વિદ્યાર્થીઓની હોસ્ટેલ પર અચાનક જઈ પહોંચ્યા. વિદ્યાર્થીઓ બિચારા આમ એકાએક જવાહરલાલને જોઈને પ્રથમ દર્શને તો ગભરાઈ ગયા, પણ સાથે ખૂબ ખુશ પણ થયા. જવાહરે મોડીરાત સુધી વિદ્યાર્થીઓ વચ્ચે રહી તેમની સાથે વાતો કરી, ટોળટપ્પા હાંક્યાં, મસ્તીમજાક ને તોફાન કર્યાં અને છેવટે તેમણે જોયું કે વિદ્યાર્થીઓ પ્રસન્ન થઈ ગયા છે, વિદ્યાર્થીઓનો પુણ્યપ્રકોપ ઉતરી ગયો છે, ત્યારે પ્રફુલ્લમને તેમની વિદાય લીધી.

( ૬૦ )

વર્ષો પહેલાંની વાત છે. ઇ. સ. ૧૯૩૭ની એપ્રીલની ૯ મી તારીખે જવાહરલાલ પહેલવહેલા ગોવાની ભૂમિ પર ઉતર્યા હતા. એ દિવસનું એમનું ગોવાની ભૂમિ ઉપરનું રોકાણ ફક્ત પંદર મિનીટનું જ હતું, પણ એ વિરલ પંદર મિનીટમાં પણ ગોવાવાસીઓ હિન્દના લાડિલા અને લોકપ્રિય નેતા અને કોંગ્રેસના પ્રમુખ પંડિત જવાહરલાલ માટે શું ધારે છે એ છતું થઈ ગયું હતું.

ઇ. સ. ૧૯૩૭ માં કોંગ્રેસે ગાંધીજીના આશીર્વાદથી પ્રાંતીય સ્વશાસનનો સહર્ષ સ્વીકાર કર્યો હતો. અને કોંગ્રેસ પ્રમુખના હોદ્દાની રૂએ જવાહર આખા દેશના વિરાટ પ્રવાસે નીકળ્યા હતા. આવા એક ઐતિહાસિક પ્રવાસ દરમ્યાન, જવાહરલાલ, વિમાન મારફતે મલબાર જઈ રહ્યા હતા. અને એમના વિમાનને પેટ્રોલ ભરવા માટે ફરજિયાત મામાંગોવાના વિમાની મથકે ઉતરવાનું હતું.

મામાંગોવાના વિમાની મથકે જવાહરનું વિમાન સવારે દશ વાગે ઉતરવાનું હતું. પણ જવાહરનું ભવ્ય સ્વાગત કરવા ગોવાની જવાહરઘેલી જનતા તો ઠેઠ વહેલી સવારથી–મળસ્કે ચાર વાગ્યાથી–વિમાની મથકની આજુબાજુ જમા થઈ હતી.

જવાહરલાલનો આ ગોવાનો પ્રથમ પ્રવાસ હતો. ફિરંગીઓના આ થાણામાં આવવાનો જવાહરને આજસુધી મોકો મળ્યો નહોતો એટલું જ નહિ પણ ત્યાં જવાનું ખાસ પ્રયોજન નહોતું. આથી જવાહર ગોવા આવે છે એ સમાચારે ગોવાની ઉત્સાહી પ્રજાને ઉત્સાહી અને આશાવાદી બનાવી. જવાહરનાં વિરલ દર્શન માટે, વિરાટ માનવમેદની માત્ર મામાંગોવાથી જ નહિ પણ ઠેઠ જુના ગોવા, પંજીમ, માપુકા અને બીજાં દૂરદૂરનાં ગામોમાંથી પણ વિમાની મથક પર કીડીની માફક ઉભરાઈ હતી.

કોઈ મોટરમાં બેસીને આવ્યું હતું, કોઈ હોડીમાં બેસીને આવ્યું હતું, કોઈ બળદગાડીમાં અને કોઈ પગે ચાલીને આવ્યું હતું.

સવારે નવ વાગ્યા સુધીમાં તો વીશપચીશ હજાર માણસોનો મહેરામણ એ નાનકડા છતાં રળિયામણા વિમાની મથકની આજુબાજુ ઉભરાવા લાગ્યો હતો.

પોર્ટુગીઝ પોલીસે વિમાની મથકની આજુબાજુ જીવતી દીવાલ રચી દીધી હતી. મથકની અંદરનાં ભાગમાં તો ફક્ત ચાર જ અધિકારીઓને જવા દેવામાં આવ્યા હતા.

જવાહરલાલનું વિમાન દૂર ક્ષિતિજમાં જણાવા માંડ્યું ત્યાં, 'જવાહરલાલકી જય,' 'ભારતમાતાકી જય'નાં પોકારોથી ગગન ગાજવા માંડ્યું. પ્રજાના આ સ્વયંભૂ ઉલ્લાસને ખાળવા પોર્ટુગીઝ પોલીસ અસમર્થ નીવડી હતી.

અસંખ્ય માણસો તો હાર અને કલગી લઈને આવ્યાં હતાં, પણ તેમને અંદર જવા દેવામાં નહોતાં આવ્યાં. એટલે તેમના હાર કલગી તેમના હાથમાં નકામાં પડી રહ્યાં હતાં. કારણ, પોલીસ કોઈ પણ વ્યક્તિને વિમાની મથકની અંદર પ્રવેશવા દેતી નહોતી.

ગોવાની મુક્તિ ઝંખતી વીર પ્રજાને મન જવાહરલાલ વિશ્વવંદ્ય વિભૂતિ હતી, જવાહરલાલ તેઓના આરાધ્ય દેવ હતા, અને જવાહરલાલના નામ, કામ અને વિગ્લ ત્યાગ પર એ મુસ્તાક હતી, પણ ગોવાના લશ્કરી અધિકારીઓને મન જવાહર એક તિરસ્કૃત તેમજ ન ઇચ્છવા યોગ્ય વ્યક્તિ હતી. ગોવાની પ્રજાને જવાહરના દર્શનથી વંચિત રાખવા તેઓ બનતો પ્રયાસ કરી રહ્યા હતા. આમ જવાહરના દર્શન તેમજ સત્કાર માટે ગોવાના પોલીસ અધિકારીઓ અને ગોવાની પ્રજા વચ્ચે વહેલી સવારથી ગજગ્રાહ ચાલતો હતો.

આમ છતાં, આવો સખત પોલીસ પહેરો છતાં, એક નાની બહાદુર બાળા પોલીસની નજર ચૂકાવીને વિમાની મથકની અંદર ધસી આવી હતી. નિર્દોષ ઉલ્લાસથી અને એક વીરાંગનાને છાજે એવી હિંમતથી એણે જવાહરલાલને હાર પહેરાવ્યો અને પછી હસતાં હસતાં એણે જવાહરના કરકમળમાં એક નાનકડી ચિઠ્ઠી મૂકી હતી. એ પોતાનું કાર્ય પૂરું કરી ચાલી જતી હતી ત્યાંજ જવાહરે એમની લાક્ષણિક ઢબે એ બહાદુર બાળકીને ઊંચકી લીધી અને એને બચીઓ ભરીને ખૂબ વહાલ કર્યું એ પછી, જવાહરે એને જવા દીધી હતી.

ત્યારબાદ, તે બહાદુર બાળાએ આપેલી ચિઠ્ઠી જવાહર વાંચવા જતા હતા, ત્યાંજ, પોર્ટુગીઝ પોલીસના વડા અધિકારી વચમાં જ બોલી ઊઠ્યા : "તમો એ ચિઠ્ઠી નહિ વાંચી શકો."

જવાહર કહે : "શા માટે નહિ ભલા? મને લખતાં વાંચતાં તો આવડે છે."

અને જવાહરે ચિઠ્ઠી વાંચીજ. એ ચિઠ્ઠીમાં લખ્યું હતું : "પંડિતજી! ગોવાની આઝાદીને ન ભૂલશો."

એ પછી પંડિતજી મથકની બહાર ઊભેલાં ટોળાં નજીક ગયા. અને વાડની સામે બાજુ ઊભા રહી તેમણે એ માનવ મહેરામણને નમસ્તે કર્યા, અને એ મોંઘેરા મહેમાનને લઈ વિમાન મથકની દિશામાં ઉપડ્યું.

પદેથી રાજીનામું આપીને હોદ્દાનો ત્યાગ કરવાની ફરજ પાડી, એટલું જ નહિ, પણ કોંગ્રેસની પાસે પણ એઓ ધાર્યું જ કરાવે છે. દરેક કોંગ્રેસના અધિવેશનમાં જવાહરની વિદેશનીતિને અનુમોદન આપતો જવાહરેજ ઘડેલો ઠરાવ હોય જ. જવાહર રાજીનામું આપવાની ધમકી આપીને પોતાનું ધાર્યું કરાવે છે. ને, અભિમાનનું પણ મોતીલાલજીએ એમને દાન કર્યું છે. ધનિકવર્ગમાં આ તત્વ સામાન્યપણે હોય છે અને તે આ પિતાપુત્રમાં સારી પેઠે હતું.

પિતાપુત્ર બન્ને ખૂબજ શક્તિશાળી. દેશપ્રેમ બન્નેના જીવનમાં વણાઈ ગયેલો. પણ, એ દેશપ્રેમની દીક્ષા મોતીલાલજીએ જવાહર પાસે લીધેલી. એટલે એક દૃષ્ટિએ આપણે જોઈએ તો મોતીલાલજીમાં કુરબાનીની ભાવના જાગૃત કરી જવાહરે. જવાહરે મોતીલાલજીને જેલને માટે તૈયાર કર્યા, ને ગાંધીજીના અનુયાયી બનાવ્યા. મોતીલાલજી ને ગાંધીજીનો સંપર્ક થયો જવાહરને લીધે. કારણ કે, મોતીલાલજીએ જ્યારે જોયું કે જવાહર તો ગાંધીજીની ફિલસૂફીમાં માને છે, ને, ગાંધીજીના સિદ્ધાંતાનુસાર જેલમાં જવાને અને સત્યાગ્રહ કરવાને તત્પર થયો છે, ત્યારે ગાંધીજીને બરાબર સમજવા મોતીલાલજીએ ગાંધીજીને અલ્લાહાબાદ બોલાવી તેમની જોડે ચર્ચા કરી. પણ તે પછી પણ પિતા અને પુત્ર બન્ને મનસ્વી એટલે બન્ને વચ્ચે પ્રબળ સંઘર્ષણ જામ્યું. પણ તેમાંય આખરે વિજય તો, જવાહરનો જ થયો. ને, જવાહરે પિતાના સાહેબશોખ છોડાવી એમને ખાદીધારી બનાવ્યા, ને જેલમાં પણ એમને ઘસડ્યા. આમ રાષ્ટ્રની સેવાની દીક્ષા, મોતીલાલજી જવાહરને આપે તેને બદલે અહીં અવળો ક્રમ થયો. જવાહર ન હોત તો મોતીલાલજી ફક્ત પ્રથમ કક્ષાના ધારાશાસ્ત્રી હોત, ને, ધનના ઢગલા કમાઈ વિલાસ વૈભવમાં જીવન ગુજારત. પણ જવાહરને લીધે મોતીલાલજી ગાંધીજીના મિત્ર બન્યા, હિન્દના પ્રથમ પંક્તિના નેતા બન્યા, અસહયોગ આંદોલનને લોકપ્રિય બનાવવામાં કારણભૂત થયા અને રાષ્ટ્રમશહૂર બન્યા.

મોતીલાલજી ને જવાહર મહાન શક્તિઓ લઈને જ જન્મ્યા હતા. મોતીલાલજી સામાન્ય માનવીને ત્યાં જન્મીને મહાન બન્યા, જવાહર મહાપુરુષને ત્યાં જન્મીને મહાન થયા, એટલુંજ નહિ, પણ એ જેને ત્યાં જન્મ્યા તે મહાપુરુષની મહત્તા અને ગૌરવ એમણે વધાર્યાં. મોતીલાલજી આપબળે મહાન બન્યા, જ્યારે જવાહર તો આપબળે તેમ પિતાબળે પણ ખરા. એમને એમની પાછળ પિતાનું પીઠબળ હતુંજ. જોકે, જવાહરમાં એવા ગુણો હતા, કે એઓ ગમે ત્યાં જન્મ્યા હોત તોયે ઝળકી ઊઠત. અત્યારે ઝળક્યા તેવા ઝળકત કે કેમ એ વિષે ચોક્કસ અભિપ્રાય આપવો મુશ્કેલ છે. એટલે જેમ મોતીલાલજીની મહત્તામાં જવાહરનો

ફાળો છે, તેમ જવાહરની મહત્તામા મોતીલાલજીનો ફાળો પણ જેવો તેવો તો નથી જ

જવાહર અને મોતીલાલજી વિષે વિચાર કરતા, આપણને, અનેક વિચારો આવે છે જવાહરે પિતાના આદર્શો પૂરા કર્યા, ને પોતાના જ કહી શકાય એવા વિશેષ આદર્શો જવાહર પોતાના જેવો પ્રતિષ્ઠિત ધારાશાસ્ત્રી બને એ આશાએ પિતાએ એને ઉચ્ચોચ્ચ શિક્ષણ આપ્યુ પણ જવાહર બૅરીસ્ટર તો થયા, પણ પોતે વકીલાત કરવાને બદલે, પિતાની ધીકતી વકીલાત પણ છોડાવી દીધી, છતા, મોતીલાલ જવાહર પર મુસ્તાક હતા, પ્રસન્ન હતા જ્યારે એમણે લાહોર કૉંગ્રેસ વખતે સ્વહસ્તે જવાહરને કૉંગ્રેસ પ્રમુખની ગાદી આપી, ત્યારે એમના હૈયામા કેવી ઊર્મિઉછાળ ઉછળ્યા હશે ? જ્યારે 'જવાહરલાલકી જય' ના બુલદ અવાજોથી વાતાવરણ ગૂજતુ હશે, ત્યારે એમના હૈયાને કેવો અકથ્ય આનદ થતો હશે ? કૉંગ્રેસની ને રાષ્ટ્રની તવારીખમા, આમ પિતા પુત્રને કૉંગ્રેસ પ્રમુખપદનો હોદ્દો સોપે, એ અજોડ બનાવ છે

જવાહર તેમજ મોતીલાલજી બન્નેએ પોતપોતાની રીતે રાષ્ટ્રનુ બધારણ ઘડયુ મોતીલાલજીનો નેહરુ રિપોર્ટ, એ બ્રિટીશરોને પડકાર રૂપ ભારતનુ બધારણ હતુ, જ્યારે આઝાદ હિન્દનુ બધારણ જવાહરલાલે ઘડયુ એ બે હકીકત જ પિતાપુત્ર વચ્ચેનો ભેદ બતાવે છે નેહરુ રિપોર્ટ એ સાસ્થાનિક સ્વરાજ્યને લક્ષમા રાખીને ઘડેલો અહેવાલ હતો, ને, ૧૯૪૭ની ૧૫મી ઑગસ્ટે, જવાહરે પણ, ભારતનુ જે સ્વાતત્ર્ય લીધુ તે પણ સાસ્થાનિક જ સ્વરાજ્ય હતુ ને ? મોતીલાલજી જવાહર જેટલા સ્વપ્નદર્શી નહિ, પણ, નક્કર હકીકતને લક્ષમા લેનારા જવાહર જેટલા લાગણીવિવશ પણ નહિ જવાહરનો સ્વભાવ ખૂબ જ લાગણીવિવશ એકવાર ઉશ્કેરાઇ જાય, ભલે પછી તરતજ પોતાના કૃત્ય માટે પસ્તાય જ્યારે, મોતીલાલજી તો પૂરા વકીલ વિચારીને બોલે, ને વર્તે, કે પછી પસ્તાવાનો વારો જ ન આવે

જવાહરનો આદર્શ જેમ એક તરફ મહાત્માજી હતા, તેમ બીજી તરફ મોતીલાલજી હતા એઓ એમના પિતા વિષે કહે છે "મને મારા પિતા તરફ ખૂબ માન હતુ મને એઓ બળ, હિંમત અને હોશિયારીની મૂર્તિ લાગતા બીજા બધા એમની સરખામણીમા તુચ્છ લાગતા અને હુ મોટો થઇશ, ત્યારે એમના જેવો થઇશ, એવુ સ્વપ્નુ સેવતો" ને સાચેસાચ જવાહરનુ એ નાનપણનુ સ્વપ્નુ ફળ્યુ, એટલુ જ નહિ, પણ બાપના કરતા એઓ સવાઈ થયા જવાહરે એમના પિતાને બાદશાહી મિજાજના કહ્યા છે, પણ જવાહર પણ બાદશાહી મિજાજના જ

છે જવાહરનો દિમાગ તો આજે સારા ભારતસધમા કહેવત રૂપ થઈ પડ્યો છે એટલુ જ નહિ પણ એમનો એ વૈયક્તિક દિમાગ તો દતકથારૂપ બન્યો છે

મોતીલાલજી પહેલેથી જ બધારણવાદી હતા અને ધારાસભાઓ ગજવતા જવાહર પણ ધારાસભાઓ અને લોકસભાઓ ગજાવે છે, પણ, આઝાદ હિન્દની, બ્રિટીશ હિન્દની નહિ

જવાહર અને મોતીલાલજી બન્ને મનસ્વી, બન્ને ગાધીજીના અનુયાયી ખરા, છતા, ગાધીજીનો વિરોધ પણ બન્નેએ ઓછો કર્યો નથી મોતીલાલજીએ નાગપુર કોંગ્રેસ વખતે, ગાધીજીના ફરજિયાત કાતણનો સખત વિરોધ કરેલો, અને, ગાધીજીની અનિચ્છા છતા, એમણે સ્વરાજ્યપક્ષ સ્થાપીને, સ્વરાજ્યપક્ષનુ કાર્ય આગળ ધપાવેલુ જવાહર પણ ગાધીવાદી હોવા છતા, એમણે ગાધીજીની અસ્પૃશ્યતા નિવારણની રચનાત્મક પ્રવૃત્તિનો સખતમા સખત શબ્દોમા વિરોધ કરેલો અને, ૧૯૪૨ મા, બારડોલીમા કાર્યવાહક સમિતિની બેઠક મળી, ત્યારે જવાહરે સશર્ત યુદ્ધમા સહકાર આપવાનો ઠરાવ ગાધીજીને નાપસદ છતા મૂકેલો તેવી જ રીતે, ગાધીજીની અનિચ્છા છતા, ક્રીપ્સ દરખાસ્તો વિષે જવાહરે વાટાઘાટો ચાલુ રાખેલી ને આખરે ગાધીજીના પ્રબળ વિરોધ છતા દેશના ભાગના સ્વીકાર્યા આમ પિતા પુત્ર બન્ને એક જ માટીના ઘડેલા પોતાનુ ધાર્યું કરનારા

એક અન્ય લાક્ષણિકતા પણ પિતાપુત્રની આપણને દષ્ટિએ પડે છે મોતીલાલજી ને જવાહર બન્નેએ કોંગ્રેસ જોડેજ ને કોંગ્રેસની છાયામા રહીનેજ, પોતાની રાષ્ટ્રસેવાની પ્રવૃત્તિ આદરી અને બન્નેએ કોંગ્રેસની વિચારસરણી ઘડી મોતીલાલજીએ કોંગ્રેસ પાસે પોતાનો સ્વરાજ્યપક્ષ કબૂલ કરાવ્યો, ને, જવાહરે કોંગ્રેસ પાસે, વર્ગવિહીન સમાજની ભાવના, દેશના ભાગના, પોતે એટલી આગળ જઈને કરી આવેલા જૂથબધીનો અર્થ એ બધુજ કબૂલ કરાવ્યુ એક રીતે જોતા, બન્નેએ એ સસ્થાનો ઊચામા ઊચો દરજ્જો અનેકવાર સભાળ્યો અને કોંગ્રેસનો ઈતિહાસ ઘડ્યો

જવાહર ને મોતીલાલજી બન્નેએ બીનમજહબી વૃત્તિને પહેલેથીજ અપનાવી મોતીલાલજી લખનૌ કરાર માટે ઘણે અશે જવાબદાર હતાજ અને, એમણે મજહબી વલણ રાખેલુ નહિ, એટલુજ નહિ, પણ એવી વૃત્તિનો પ્રબળ વિરોધ કરેલો, તેવીજ રીતે, જવાહરના વિચારો તથા જવાહરના કાર્યો બીનમજહબી છે એ સારી પેઠે જાણીતા છે ગાધીજીને એ ક્ષેત્રમા એ બન્નેએ પૂરેપૂરો સાથ આપેલો

આમ છતા, પિતા અને પુત્રમા કેટલીક વિલક્ષણતાઓ જણાઈ આવે છે બન્નેના વિચારો પહેલેથીજ જુદા, અને તેથી બન્નેનો સઘર્ષ સતત ચાલ્યા કરતો જવાહર વિલાયત હોય, ત્યારે પણ, મોતીલાલજીને એમ લાગે, કે, જવાહર ઉદ્દામવાદી બનતો જાય છે અને હિંસાત્મક જૂથમા જોડાશે અહીં આવ્યા પછી પણ ગાધીજીના સત્યાગ્રહમા જોડાવાની જવાહરની પ્રબળ ઇચ્છાને લીધે પિતાપુત્ર વચ્ચે સઘર્ષણ જન્મેલુ અને દિવસો ને મહિનાઓ સુધી બન્ને ઉગ્ર અને ગરમાગરમ ચર્ચાઓ કરતા, ને, બન્ને પોતાનુ ધાર્યું કરાવવા મથતા ૧૯૨૮મા પણ નેહરુ રિપોર્ટનો જવાહરે પ્રબળ વિરોધ કરેલો, કારણ કે, એમા સાસ્થાનિક સ્વરાજ્યનો સ્વીકાર હતો અને કલકત્તા કોંગ્રેસમા આ મતભેદોએ ઉગ્ર સ્વરૂપ લીધુ હતુ એટલે, બન્ને રાષ્ટ્રવાદી હોવા છતા, બન્નેની વિચારસરણી ખૂબજ ભિન્ન

જવાહર અને મોતીલાલ, વચ્ચે આટલો બધો સાસ્થાનિક સ્વરાજ્યના પ્રશ્ન વિષે વિખવાદ ઊભો થયો હોવા છતા, ૧૯ વર્ષ પછી, એજ જવાહર, સાસ્થાનિક સ્વરાજ્યનો સ્વીકાર કરે, એ કેટલી આશ્ચર્યજનક ઘટના છે! ઇતિહાસની તવારીખમા આવુ બન્યાજ કરે છે ૧૯૨૮ના ઉદ્દામવાદી જવાહર ૧૯૪૭મા ઉદ્દામવાદી મટ્યા હતા, અને ત્યારે, જવાહર સાસ્થાનિક સ્વરાજ્યની તરફેણ કરનાર હતા, અને અન્ય યુવાનો–ઉદ્દામવાદીઓ– એનો વિરોધ કરનારા હતા આમ કાળચક્ર બદલાતુ જાય છે તેની જોડે માનવીનું વિચારચક્ર બદલાતુ જાય છે એની ગતિ આપણને રેંટના ચક્ર જેવી લાગે છે

પિતાપુત્ર બન્ને હિન્દના જ્યોતિર્ધરો છે મોતીલાલજી તો ગયા પણ એ જવાહર સ્વરૂપે સજીવન છે અને આપણને પ્રેરણા ને માર્ગદર્શન આપે છે કારણ કે, અત્યારના જવાહર એ મોતીલાલજીની જ આવૃત્તિ છે એમની સ્વપ્નદર્શીતા, એમની ખ્વાબી દુનિયા, એ સર્વે લુપ્ત થયા છે એ વ્યવહારકુશળ, શાત અને વિચારશીલ બન્યા છે એ અગ્રેજોના મિત્ર બન્યા છે એટલે આપણે કહીએ છીએ કે પિતાજ આજે પુત્રરૂપે હિન્દનુ શાસન કરે છે

[ ૨૫ ]

# જવાહર અને ગાંધીજી

એ તો જગજાહેર છે કે ગાધીજીએ જવાહરને પોતાના વારસદાર તરીકે ઓળખાવેલા, અને તેથી જવાહરના નામના સ્મરણની જોડે સ્વાભાવિક રીતેજ, આપણને ગાધીજીનુ તરતજ સ્મરણ થવાનુ કારણ કે, જવાહર તો લગભગ એમના પ્રત્યેક ભાષણમા ગાધીજીનુ નામ ઉચ્ચારે છે જવાહર ને ગાધીજી એટલે ૧૯૨૦ પછીની કોંગ્રેસ એમ કહીએ તો એમા કશુ ખોટુ નથી જ્યાસુધી ગાધીજી હતા, ત્યાસુધી ગાધીજીનુ હિન્દના રાજકારણમા અને કોંગ્રેસમા પૂર્ણ વર્ચસ્વ હતુ જોકે, એમના જીવનના અ તિમભાગ તરફ દૃષ્ટિ કરીએ તો જણાશે કે, એ વર્ચસ્વ મોટે ભાગે, જવાહરે પડાવી લીધુ હતુ ગાધીજીને નામે જેમ પથ્થર તરી જતા, તેવીજ રીતે ૧૯૫૨ ની ચૂ ટણી એ આપણને બતાવી આપ્યુ કે, જવાહરને નામે પણ ગમે તેવા પથ્થરો તરી જાય છે એક રીતે કહીએ તો, પૂર્વેની એટલે, ૧૯૩૫-૩૬ ની ને ૧૯૪૫-૪૬ ની ચૂ ટણીઓ ગાધીજીની જરા પણ સહાય્ય વિના જવાહરે એકલહાથેજ લડી હતી, અને જવાહર ફતેહમ દ થયા હતા

જ્યારે જ્યારે આપણે હિન્દના પ્રચડ લોકસમૂહનો વિચાર કરીએ છીએ, જ્યારે જ્યારે, એમની ઊર્મિઓને એમના ભક્તિભાવને, એમની ઘેનછાને ચકડોળે ચઢાવનાર વ્યક્તિઓને ગોતીએ છીએ, તથા જેમના દર્શન માટે હજારો ને લાખોની માનવમેદની ઉનગી પડે, એવી વ્યક્તિઓ અર્વાચીન હિન્દે તો બેજ જાણી છે એક ગાધીજી અને બીજી જવાહર વળી, નાનામા નાના ગામડા સુધી, ગ્રામજનોના અ તરતમ હૃદય સુધી જે બે પુરુષોના નામ પહોચી ગયા હોય, તો તે જવાહર ને ગાધીજી જ બીજા નેતાઓ હિન્દમશહૂર ખરા, પણ ગામડે ગામડે એઓની ખ્યાતિ નહિ

જવાહર ને ગાધીજી વચ્ચે આમ તો આસમાન ને જમીનનો તફાવત લાગે -ઉપરની દૃષ્ટિએ જોઈએ તો, જવાહરની દૃષ્ટિ આખી બુર્ઝવા અથવા સમાજના ઉપલામાં ઉપના થરના માણસની છે ગાધીજીની દૃષ્ટિ એ સમાજમા અદનામા

અદના માનવીની છે જવાહર ગામડામા ભમતા હોવા છતા, કિસાનો જોડે એમણે સતત સપર્ક રાખ્યો હોવા છતા, ગ્રામજનો જોડે એમને પૂરી હમદર્દી અને દિલચસ્પી હોવા છતા, એમનુ મન તો શહેરીનુ છે ગાધીજી શહેરમા ફરતા હોવા છતા, શહેર એમને મનથી તો અકળાવતુ હતુ એમનો આત્મા તો સદાય ગામડામા જ શાતિ શોધતો એઓ દિલ્હી જાય કે મુબઈમા હોય, છતા એમનુ ચિત્ત તો સેવાગ્રામમા જ હોય

જવાહર આપણને, જૂના લોકપ્રિય મહારાજાઓની જમાતની યાદ આપે છે ગાધીજી આપણને સ્મરણ કરાવે છે પ્રાચીન ઋષિમુનિઓની પ્રણાલિનુ જવાહર આપણને હિન્દના ભાવિની ઝાખી કરાવે છે, બાપુ ભૂતકાલીન આપણી સમૃદ્ધિની જવાહર હિન્દી હોવા છતા, એમની વિચારસરણી, એમની રીત રસમ, એમનો આત્મા, એમનુ માનસ પશ્ચિમનુ છે જ્યારે ગાધીજી સોએ સો ટકા હિન્દી છે પરદેશ જાય, ત્યારે જવાહર ને પશ્ચિમનો સાહેબશાહી પોષાક પહેરવાનો ઉમળકો થઈ આવેછે અને એ પોષાકમા એઓ રાચે છે જ્યારે ગાધીજી તો વિલાયતની કડકતી ઠડીમા પણ એમનો લગોટ પહેરીને, વિલાયત ના લોકોને વિમાસણમા મૂકી દે છે આથીજ, જવાહર ગાંધીજીને સમજી શકતા નથી, અને એમની ‘આત્મકથા’ મા ગાધીજી વિરુદ્ધ કડક ટીકા કરે છે ત્યારે એના જવાબમા મહાદેવભાઈ કહે છે કે “જવાહરની સ્પષ્ટપણે પશ્ચિમી તાલીમ છે વિલાયત અભ્યાસ માટે ગયા તે પહેલા આપણા દેશમા થોડા વર્ષ ગાળવાના મળ્યા હોત, અને આપણા દેશની વિપુલ આધ્યાત્મિક અને ધાર્મિક સમૃદ્ધિ અવલોકવાની અને તે વાતાવરણ પોતાનામા ઉતારવાની તક મળી હોત તો કેવુ સારુ થાત!” આ વાત સાચી છે જવાહરની જેમ ગાધીજી પણ વિલાયતમા અને પોતાના દેશની બહાર વર્ષો સુધી રહેલા, છતા, ગાધીજીના આર્યસસ્કાર દૃઢ રહ્યા જવાહરે પશ્ચિમના સસ્કાર ગ્રહણ કર્યા જવાહરને પોતાને પણ પોતાના દેશમા એઓ જાણે વિદેશી હોય એવુ થયા કરે છે, એમ એઓ કબૂલે છે લડન ટાઇમ્સે એકવાર જવાહરની બીનહિન્દી નીતિ વિષે ટીકા કરતા કહ્યુ હતુ કે “યુદ્ધપૂર્વેનુ હેરો અને યુદ્ધબાદના મોસ્કોની એઓ આવૃત્તિ છે” આ ટીકા સદતર સાચી નથી કારણ કે આ ટીકાનો જો આપણે સ્વીકાર કરીએ તો જવાહર પર ગાધીજીની અસર થઈજ નથી એમ આપણને સ્વીકારવુ પડે પણ વસ્તુત. એમ નથી જવાહર પર પશ્ચિમની જેટલી અસર છે, તેટલીજ અસર ગાધીજીની છે એટલેજ તો ગાધીજીએ એમને પોતાના વારસદાર ગણાવ્યા છે એ વાત સાચી છે કે ગાધીજીથી અસર થઈ હોવા છતા, એમના પશ્ચિમના સસ્કાર લુપ્ત થયા નથી અને એ પ્રત્યેનુ એમનુ આકર્ષણ સતત રહ્યુ છે

જે અર્થમા આપણે જવાહરને બીન–હિન્દી કહી શકીએ તે અર્થમા ગાધીજીને પૂરેપૂરા હિન્દી ગણી શકીએ જવાહર ગમે તે દેશમા જન્મી શકે, કારણ કે, જવાહરના જે ગુણો છે, તે કોઇપણ દેશની ભૂમિમા પ્રગટી શકે એમના ગુણો એ જગતની બધી સસ્કૃતિઓમા સામાન્ય હોય એવા ગુણો છે પરન્તુ, ગાધીજી તો પૂર્ણાશે હિન્દી હતા ગાધીજીના લોહીમાજ હિન્દની પાચ હજાર વર્ષ જૂની સસ્કૃતિના ધ્યાન ને આધ્યાત્મિકતા છે ગાધીજી એટલે હિન્દુસ્તાન એમ કહીએ તો ચાલે ગાધીજી હિન્દને ઘડે છે હિન્દને પશ્ચિમની સસ્કૃતિના નાગપાશમાથી છોડાવી પુનશ્ચ આપણી સસ્કૃતિ પ્રત્યે વાળે છે અને હિન્દત્વ પુનર્વિધાન કરે છે જ્યારે, જવાહર, હિન્દની ગાધીજીએ ઉદ્ધારેલી સસ્કૃતિને સમજવા હિન્દત્વ પુન દર્શન કરે છે સાચા હિન્દની શોધ કરે છે જો કે, જવાહરે જે હિન્દત્વ પુન દર્શન કર્યું અને જે હિન્દત્વ સશોધન કર્યું તે સર્જનાત્મક હતુ

આમ ગાધીજી અને જવાહર એક બીજાના વિરોધી છે, તો પૂરક પણ છે ગાધીજી વિના જવાહરની અસરકારકતા નથી, ને, જવાહર વિના ગાધીજી પણ કેટલેક અશે અપૂર્ણ હતા એક દૃષ્ટિએ જો આપણે વિચારીએ તો જવાહર એ ગાધીજીની સિદ્ધિ ગણી શકાય, કારણ કે જવાહરને જવાહર બનાવનાર ગાધીજી હતા જવાહર હિન્દમા વિદેશથી બેરીસ્ટર થઇને આવ્યા પછી એઓ ગુરુની શોધમા હતા જવાહર પોતેજ કહે છે, કે, તે વખતના મવાલોના રાજકારણથી એઓ વાજ આવી ગયા હતા, અને સાચા ગુરુની શોધમા એઓ હતા અને, એવામા ગાધીજી આવ્યા, ને એમને સાચા ગુરુ જડ્યા અને, એમનો ગુરુમત્ર લઇનેજ જવાહરે રાજકારણમા જપલાવ્યુ ને ગાંધીજીના એઓ સાચા શિષ્ય છે ગુરુની ગાદી એઓ શોભાવે એવા ચેલા છે ગાધીજીનુ અધૂરુ મૂકેલુ કાર્ય પૂરુ કરે એવા એઓ છે ગાધીજી જેમ નવા નવા અખતરાઓ કરતા, તેવી રીતે જવાહર પણ નવા નવા અખતરાઓ કર્યા કરે છે જવાહર ગાધીજીને ચરણે બેસીને, સ્વાતત્ર્ય, સત્યાગ્રહ ને અહિસાના પાઠ પઢ્યા તેથી જ, જે અગ્રેજોની સામે ઝઝૂમતા એમણે સારી જિંદગી વીતાવી, અને જે અગ્રેજોના અમાનુષી જુલમને એમણે સગી આખે જોયા, તે અગ્રેજો પ્રત્યે એમને દ્વેષ નથી પણ મિત્રભાવ છે વેર નથી પણ પ્રીતિ છે અને, એમણે જે કઈ કાર્ય કર્યું તે ગાધીજીના આશીર્વાદ મેળવીને કરેલુ હિન્દ આઝાદ થયા પછી, કાશ્મીરની કૂમકે લશ્કર લઈને ધાવાનુ હતુ, તે પણ જવાહરે ગાધીજીની ઇચ્છા જાણીને જ પગલુ લીધુ જવાહરે હિન્દના ભાગલા પાડતી વખતે, પણ આખરે તો, અખિલ ભારત મહાસભાસમિતિ વખતે ગાધીજી પાસેજ પોતાનુ કર્યું કરાવ્યુ અને એ

લોકોને ગળે ઉતારવા માટે નોતર્યાં. જવાહરે, ભલેને અધાર્મિક રીતે હોય પણ ગાંધીજીની અહિંસા અપનાવી એટલું જ નહિ,' પણ જગત આગળ બુલંદ સ્વરે એમણે જાહેર કર્યું, કે, એ જ સાચો અને દુનિયાના ઉદ્ધારનો માર્ગ છે. એ વાત, એમણે એઓ અમેરિકા ગયા, ત્યાં સાફ સાફ સંભળાવી દીધી.

જવાહર આજે જે વિદેશનીતિ અનુસરે છે તે પણ ગાંધીવાદી નીતિ છે, એમ કહી શકાય. હિન્દની યુદ્ધવિરોધીનીતિ અને શાંતિપ્રિયતા એ બાપુનો જ માર્ગ છે. વળી, ગાંધીજીની સાધન શુદ્ધ અને સાધ્યશુદ્ધની ભાવના જવાહરે અપનાવી છે. ગમે તેવું સાધન એમને ખપતું નથી. આમ જવાહરની મનોવૃત્તિ, ઉછેર, સંસ્કાર ને માનસ, એ બધાંથી જેટલું પચાવી શકાય તેટલો ગાંધીવાદ જવાહરે અપનાવ્યો છે. પરિણામ એ આવ્યું, કે, સમાજવાદીઓ એમને ગાંધીવાદી કહી પોતાની હરોળમાં બેસાડતા નથી, જ્યારે, ગાંધીવાદીઓ પણ એઓ ચુસ્ત ગાંધીવાદી નથી, એમ કહી એમને પોતાની ન્યાતમાં બેસાડતા નથી. પરિણામે, જવાહરની સ્થિતિ अतो भ्रष्टः ततो भ्रष्टः। જેવી બની ગઈ છે.

જવાહરને ગાંધીજી વચ્ચેનો એક ફરક એ છે કે, જવાહર ગાંધીજીની જેમ ધાર્મિક કે આધ્યાત્મિક નથી, તેમજ સત પણ નથી. એઓ, તો ભૌતિકવાદી છે. ઇહ જગતના માનવી છે. એમને દરિદ્રનારાયણ શબ્દ ગમતો નથી. એઓ દરિદ્રને આવકાર્ય ગણતા નથી. પણ દરિદ્રની દરિદ્રતા દૂર કરવાનો પ્રયત્ન તો ગાધીજી જેટલોજ કરે છે. ગાંધીજી જેમ રાજકારણના ક્ષેત્રમાં સંત હતા, તેવું જવાહરનું તો નથી જ. જવાહર ખુદાના માનવી છે, માટે માનવસેવક નથી. ત્યાગ એ એમનું જીવનસૂત્ર નથી એમણે શોખી અને ભોગપ્રધાન જીવનનો ત્યાગ કર્યો હોય તો એનું કારણ એટલુંજ કે, જવાહરને જે પરિસ્થિતિમાં એ ભોગ ભોગવવા પડે છે, તે પરિસ્થિતિ મંજૂર નથી, બાકી ભોગ તો મંજૂર છે જ. ત્યાગ થી પોતાનું ગૌરવ જળવાય છે, તેથી, એઓ ત્યાગી બને છે, વૈભવ ખોટો છે, જૂઠો છે, ભોગવવા જેવો છે, એવી કોઈ પ્રતીતિથી નહિ. ગાંધીજી એ નિરભિમાનીનો અવતાર હતા. એઓ તો "મોં સમ કૌન કુટિલ ખલ કામી" એમ કહેતા. જ્યારે જવાહર તો અભિમાનની જાણે કે પ્રતિમા છે. એ પોતાની જાતને કુટિલ ખલ કામી કહેવા જરાય તૈયાર નથી. એઓ તો પોતાના દુશ્મનને કુટિલ ખલ કામી કહેશે

જવાહર અને ગાંધીજી વચ્ચેનો ઉછેરજ જુદો છે. ગાંધીજી એક સામાન્ય, મધ્યવર્ગી, ધર્મપ્રિય, અને ભક્તિભાવભર્યા કુટુંબમાં ઉછરેલા. જે કુટુંબમાં, સચ્ચાઈ, ઇશ્વરભક્તિ, ઉપવાસ, મંદિર, વગેરે સહજ હતાં. જ્યારે જવાહર, તો

દારૂ જ્યાં રોજ પીવાતો હોય, સાહેબશાહી રીતરસમો હોય, જ્યાં રોજ અંગ્રેજો આવીને, દેશના રાજકરણની ચર્ચા કરતા હોય, જ્યાં, ધર્મનું નામનિશાન ન હોય, એવાં કુટુંબમાં ઉછરેલા, અને, તે પણુ વિલાસવૈભવમાં, રાજાને પણ ઈર્ષા આવે એવી જાહોજલાલીમાં. ગાંધીજીને નાનીસરખી રકમનું દેવું થઈ જાય તો ઘરમાં ચોરીઓ કરવી પડતી, જ્યારે, જવાહર તો, વર્ષગાંઠને દિવસે સોનારૂપાથી તોલાતા અને એ ગરીબોને દાનમાં આપી દેવાતું. ગાંધીજીને માંસ ચોરીછૂપીથી ખાવું પડતું, જ્યારે જવાહરને ત્યાં તો રોજ બબરચીઓ માંસની નિતનિરાળી વાનીઓ રાંધતા. ગાંધીજીને પોરબંદરમાં અંગ્રેજ જોવાનો મળતો નહોતો, જ્યારે જવાહર તો અંગ્રેજો વચ્ચેજ ઉછર્યા એમ કહીએ તો ચાલે. જવાહર મોટા પગારદાર અંગ્રેજ શિક્ષકો પાસે ભણતા, ગાંધીજીને છાત્ર વૃત્તિમાંથી ભણવું પડતું. જવાહરને એમના પિતાએ તરતજ વિલાયત મોકલેલા, જ્યારે ગાંધીજીને વિલાયત જતાં નવનેજા પાણી ઉતરેલાં, અને માંડમાંડ પત્નીનાં ઘરેણાં વેચીને ખર્ચજોગ પૈસા ભેગા કરવા પડેલા.

આમ બાહ્યદૃષ્ટિએ બન્નેની પરિસ્થિતિ, વાતાવરણ અને એમને ઘડનારાં તત્ત્વો પરસ્પરથી ખૂબ ભિન્ન હતાં. એ વચ્ચે આસમાન જમીનનો ફરક હોવા છતાં, એમના ઉછેરમાં કેટલુંક સામ્ય પણ દૃષ્ટિએ પડે છે. ગાંધીજીને જેમ અંગ્રેજોની ચઢતી જોઇને, અંગ્રેજો આપણા પર રાજ્ય કરે છે તે જોઈ, એમનો અંતરાત્મા કકળી ઊઠતો, અને, અંગ્રેજોની ગુલામી ફેડવાની એમને જેમ બાલ્યવયથી જ તમન્ના હતી, તેવી જ રીતે, જવાહરને પણ અંગ્રેજો તરફ ખૂબ નફરત, નાનપણથીજ હતી. અંગ્રેજો જે ઘમંડી રીતે, હિન્દીઓ તરફ વર્તતા તેના અહેવાલ વાંચી વાંચીને જવાહર ઉકળી ઉઠતા. વળી, વિલાયત ગયાં પછી પોતાનું વતન સાંભરીને, ગાંધીજી એકાંતમાં રડતા. તેમ જવાહરને પણ શરૂઆતમાં વિલાયતમાં અજાણ્યું લાગતું અને પોતાની કોલેજની હોસ્ટેલમાં એકલા બેસી રડતા. બન્નેની પ્રકૃતિ પહેલેથી જ શરમાળ. બન્ને પોતાના કોઇ પણ કૃત્યથી પોતાના દેશની નામોશી ન થાય, તેની ખૂબ કાળજી રાખતા. ગાંધીજીની જેમ હિન્દમાં આવી એમણે વકીલાત ન કરી, ને, ગાંધીજીની જેમજ એમણે પણ પોતાનું સમગ્ર જીવન રાષ્ટ્રને સમર્પ્યું. ગાંધીજી પણ જેમ રાષ્ટ્રને માટે જીવ્યા અને મર્યા, તેમ જવાહર પણ રાષ્ટ્રને માટે જ જીવી રહ્યા. એમને શ્વાસોશ્વાસે રાષ્ટ્રહિત સિવાય બીજી કોઈ નેમ નથી, દૃષ્ટિ નથી કે પ્રવૃત્તિ નથી.

જવાહર ગાંધીજીની જેમ અનેક વિરોધાભાસના બનેલા છે. ગાંધીજી જેમ પ્રાચીન તેમજ અર્વાચીન, સંત તેમજ મુત્સદ્દી, દેશને માટે કુટુંબને તજનાર, છતાં, સારાય દેશને પોતાનું કુટુંબ બનાવનાર, ક્રૂરમાં ક્રૂર તેમજ અત્યંત

દયાવાન, રાગી છતાં વિરાગી, બુદ્ધિપ્રધાન છતાં લાગણીવિવશ હતા, તેવીજ રીતે, જવાહર પણ અનેક વિરોધાભાસથી ઘડાયલા છે. જવાહરનું વ્યક્તિત્વ, સ્થિર તેમજ ચંચળ છે. એઓ ક્રાન્તિવાદી છે, છતાં, બુદ્ધિપ્રધાન છે. ને, બળવાખોર હોવા છતાં શિસ્તમાં માનનારા અને શિસ્તનો ખૂબ આગ્રહ રાખનારા છે. એઓ ગાંધીવાદનો સખતમાં સખત શબ્દોમાં વિરોધ કરે, છતાં, ગાંધીજીને અનુસરે. ભાષણોમાં, ખૂબ જુસ્સાદાર પણ કાર્ય કરવામાં નરમ, પૃથક્કરણ કરવામાં ખૂબ ઝીણવટ ભર્યા, છતાં વફાદારીમાં ચુસ્ત, દૃષ્ટિબિન્દુમાં જહાલ પણ વફાદારીમાં મવાલ. એઓ નેતા છેપણ એમનો પોતાનો પક્ષ નથી. એઓ નીતિવાદી નથી છતાં એમનું જીવન નીતિમય છે. વળી, ગાંધીજીને જેમ અનેક દગો દેનારા મળ્યા, છતાં, ગાંધીજી કોઈને દગો દેતા નથી, તેવુંજ જવાહરનું છે. એમને લોર્ડ વેવલ, ઍટલી કે આંબેડકર જેવાએ દગો દીધો, છતાં જવાહરે કોઈને દગો દીધો નથી. તેવીજ રીતે, ગાંધીજીને અલીભાઈઓ, લીનલીથગો, ખરે, વીરાવાળા એમ અનેક જણે દગો દીધો, છતાં, ગાંધીજીએ તો બધા લોકોમાં પૂરો ઇતબાર રાખ્યોજ હતો.

ગાંધીજી ધર્મમાં માનતા ને ધાર્મિક હતા, જ્યારે જવાહર ધર્મમાં ને ઇશ્વિરમાં ન માનતા હોવા છતાં ધાર્મિક છે. ગાંધીજી ને જવાહર બન્નેએ પ્રણાલિકા ભંગ કરેલી હોવા છતાં, બન્નેની નીતિમત્તા વિષે બે મત નથી. ગાંધીજી હિન્દની જ વાતો કરીને, હિન્દનો પ્રશ્ન પૂરેપૂરો છણીને દેશનેતા કે રાષ્ટ્રસેવક બન્યા. જ્યારે, જવાહર દેશ કરતાં વિદેશની વાતો વધારે કરતા હોવા છતાં દેશનેતા બન્યા, રાષ્ટ્રવિધાયક બન્યા, એ હકીકત આપણા દેશની સાંસ્કૃતિક ઉચ્ચતા સાબિત કરે છે. ગાંધીજી તો ગીતાના અભ્યાસી હતા ને ગીતાને અનુસરતા, જ્યારે જવાહર ગીતામાં શ્રદ્ધા ન રાખતા હોવા છતાં, ગીતાધર્મી છે, કારણ કે, ગાંધીજીની જેમ એઓ કર્મયોગી છે. ફળની અપેક્ષા રાખ્યા વિના એઓ કર્મ કર્યે જાય છે. બન્ને યજ્ઞ—ગીતાના અર્થમાં, યજ્ઞ એટલે સ્વાર્થ ત્યાગ—કરીને જ જમે છે. બન્ને સ્થૂલતાના નહિ પણ સૂક્ષ્મભાવનાના ઉપાસક. બન્ને આદર્શોને જીવનમાં ઉતારનારા. બન્ને સતત કાર્યરત. જો કે, કાર્યક્ષેત્ર બન્નેનાં જુદાં ખરાં.

ગાંધીજી સત્યાગ્રહને કે રાજકીય આંદોલનને જેટલું મહત્ત્વ આપે તેટલું જ મહત્ત્વ અસ્પૃસ્યતા નિવારણને આપે, ને, અસ્પૃસ્યતા નિવારણમાં જ પોતાની શક્તિ આપે. એ પ્રવૃત્તિ સારી રીતે ચાલી શકે, માટે સત્યાગ્રહ મોકૂફ રાખે. એથી, જવાહરનો ગુસ્સો હાથમાં ન રહે. અને જવાહર ધૂવાંપૂવાં થતા હોય. કારણ, જવાહરનો રસ તો રાજકીય મુક્તિમાંજ કેન્દ્રિય થયો હોય મુખ્ય આદર્શો જે પછીતમાં પાડી દે, એવી પ્રવૃત્તિમાં નહિ. એટલે, એક દૃષ્ટિએ જો આપણે કહીએ તો, જવાહર એકમાર્ગી જ્યારે ગાંધીજી અનેક માર્ગી. જવાહર રાષ્ટ્રઉદ્ધાર ને સ્વાતંત્ર્યયુદ્ધ સિવાયની બીજી પ્રવૃત્તિઓ, મુખ્ય ધ્યેયમાંથી ચ્યુત કરનારી ને

બાધક ગણે, જ્યારે, ગાંધીજી તો સત્યાગ્રહની દોરવણી પણ કરે, ને, હરિજન ઉદ્ધારનું, ગ્રામોદ્યોગ ઉદ્ધારનું ને પાયાની કેળવણીનું કાર્ય પણ સાથેસાથ કરતા જાય, ને બધામાં એકસરખો રસ લેતા જાય. કારણ કે, ગાંધીજીને મન દેશની રાજકીય મુક્તિ એજ સર્વસ્વ નહોતું, પણ સામાજિક, આર્થિક, શૈક્ષણિક, ધાર્મિક, એ સર્વપ્રકારની મુક્તિ એમને જોઈતી હતી. જવાહરને પણ એ બધું જોઈતું હતું ખરું પણ એમનું કહેવું એ હતું, કે, એકવાર રાજકીય મુક્તિ આવવા દો. પછી, બીજું બધું તો એની મેળે આવી રહેશે. અને એકવાર રાજકીય આઝાદી મેળવ્યા પછી જ, બીજા ક્ષેત્રોમાંથી મુક્તિ મેળવવાના પ્રયાસો થઈ શકે. ગાંધીજી બધું એક સાથે કરવા ઇચ્છતા હતા.

ગાંધીજી સ્વદેશી હતા જ્યારે જવાહર સર્વદેશી છે. ગાંધીજીની પ્રવૃત્તિ હિન્દ પૂરતી જ મર્યાદિત હતી, જ્યારે જવાહરને તો હિન્દની ક્રાન્તિ જેટલી જ, સ્પેનની ક્રાન્તિ કે ઇન્ડોનેશીયાની ક્રાન્તિ સ્પર્શે. જેવો હિન્દમાં એમને રસ, તેવો ને તેટલો જ રસ એમને, ચીનમાં પણ ખરો. જો કે, ગાંધીજીએ પણ ખિલાફત આંદોલન વખતે તુર્કસ્તાનમાં રસ દર્શાવ્યો હતો. પણ તે તો, હિન્દના મુસ્લિમોને જીતવા માટે, હિન્દનાં રાષ્ટ્રીય આંદોલનમાં, મુસ્લિમો ભાગ લે તેથી. બીજા વિશ્વયુદ્ધ વખતે, ગાંધીજીએ પણ જાપાનને, હિટલરને, સંદેશાઓ આપ્યા હતા. અને આક્રમણનો ભોગ બનનાર દેશોને પોતાની અહિંસાને અનુસરવાનું કહ્યું હતું. છતાં, પરદેશને માટે ગાંધીજી હિન્દ છોડવા તૈયાર નહોતા.

આમ જવાહર અને ગાંધીજી વચ્ચે સામ્ય તેમજ વૈષમ્ય બન્ને વિસ્તૃત છે. તેમ છતાં, જવાહર અને ગાંધીજી વચ્ચે કશું સામ્ય છે કે ? એવો પ્રશ્ન મહાદેવભાઇને એક અમેરિકન અખબારવાળી બાઈએ પૂછ્યો હતો. તેનો ઉત્તર મહાદેવભાઇએ આપ્યો હતો, તે અત્યંત ઔચિત્યયુક્ત, સૌષ્ઠવયુક્ત, અને સાચો હોવાથી અહીં અવતારું છું : " હા ! સત્ય માટેની ધગશ, પ્રખર દેશભક્તિ ને તેને લઈને સર્વસ્વનો ત્યાગ કરવાની શક્તિ, પ્રતિક્ષણ વિકાસનો ગુણ પણ બન્નેનો સરખો છે, ને છેલ્લું, બન્નેનો એકબીજા પ્રત્યેનો પ્રેમ. "

જવાહર ૧૯૩૯ માં લંડનની એક સભામાં ભાષણ આપવા ઉભા થયા હતા, ત્યારે એમની ઓળખાણ આપતાં, પ્રો. હેરોલ્ડ લાસ્કીએ એમને " આખા હિન્દુસ્તાનનો અવાજ " કહી સંબોધ્યા હતા. તેમના ઉત્તરમાં જવાહરે કહ્યું હતું કે : " મિત્રો ! હું હિન્દુસ્તાનનો અવાજ બેશક છું, પરંતુ, હિન્દુસ્તાનનું હૃદય હું નથી. હિન્દુસ્તાનનું હૃદય વર્ધામાં બેઠું છે. " ને, પોતાની અને ગાંધીજીની આ પિછાન કેટલી સાચી, નિખાલસ, લાક્ષણિક અને મર્મગામી છે ! સાચેજ, જવાહર હિન્દુસ્તાનનો અવાજ છે, ગાંધીજી હિન્દનું હૃદય હતા.

## [૨૬]

# જવાહર અને ટાગોર

જવાહર વિષે લખતા ગુરુદેવ ટાગોરે વર્ષો પૂર્વે કહ્યુ હતુ કે "હિન્દની ગાદીનો ખરો હકદાર જવાહરજ છે જવાહર એ આપણા ઋતુરાજ જ છે" અને, આ શબ્દો ગુરુદેવ માટે પણ એટલાજ સાચા નથી લાગતા ?

જવાહર અને ગુરુદેવ બન્ને ઋતુરાજ છે ઋતુરાજ એટલે પ્રકૃતિનો વૈભવ પ્રકૃતિ છૂટે હાથે પોતાની સુદરતા વસન્તઋતુમા વેરે છે અને આ બન્ને વિભૂતિ ઓએ પણ આપણા આ બડભાગી દેશમા, ઓછી સુદરતા પ્રસરાવી નથી હિન્દને માટે ગૌરવ વધારનાર, જેમનાથી હિન્દનુ દુનિયામા માનભર્યું સ્થાન પ્રાપ્ત થયુ છે, જેમને દેશવિદેશમા, બધી સાસ્કૃતિક જનતા પિછાને છે, તેવા એ બન્ને ભડવીર

ગુરુદેવ અને જવાહર બન્નેનો ઉછેર એક જ પ્રકારનો સમૃદ્ધિની છોળમા, જીવનની બધી જરૂરિયાતો અને સુદરતાઓ જેમને સહજલભ્ય હોય, એવી પરિસ્થિતિમા બન્નેનો ઉછેર ગુરુદેવ બચપણથી જ, પ્રકૃતિરસિયા શિક્ષણ કરતા, એમને પ્રકૃતિમાતાની ગોદ વિશેષ પ્રિય લાગે અને, એથી પ્રકૃતિમાતાની વચ્ચોવચ, પદ્માનદીની આસપાસની વનગળીમા, એમણે, એમનુ શિક્ષણ લીધેલુ, જવાહરનુ જ્ઞાન એ પ્રકારનુ નહિ કારણ જવાહરને તો નાનપણથીજ અમુક આચારવિચાર, અમુક વાતાવરણમાજ ઉછરવુ પડેલુ એટલે બચપણથી એઓ પુસ્તકરસિયા બનેલા આમ જવાહરનુ જ્ઞાન પુસ્તકો અને પડિતોની પાસે હતુ ગુરુદેવનુ જ્ઞાન પ્રકૃતિની ગોદમા હતુ

જવાહર અને ગુરુદેવનો ઉછેર જેમ સમૃદ્ધિની છોળમા હતો, તેમ તેમનો સ્વભાવ પણ એકસરખી રીતે જ એકસરખા સજોગોમાજ ઘડાયો બન્ને નાનપણથી દિમાગના તેજ હતા જરા જરામા ઉકળી પડે, એવા અસહિષ્ણુ અત્યત સવેદનશીલ. એક દૃષ્ટિએ કહીએ તો કવિપ્રકૃતિના આથીજ જવાહર લેખક બન્યા, કાવ્યરસિક બન્યા અને સાહિત્યના ઉપાસક બન્યા જવાહરે કાવ્ય ભલે ન લખ્યા હોય છતા, જવાહર પ્રકૃતિએ, પ્રકૃતિના એમના અનહદ શોખને લીધે, એમની સાદર્યપ્રિયતાને

લીધે, એમના જીવનની સંવાદિતાને લીધે કવિ છે. ગુરુદેવના જીવનની એકેએક હકીકત જેમ એમની જ કહી શકાય તેવી વિશિષ્ટ અને લાક્ષણિક હતી, તેવીજ રીતે, જવાહરની આપણે ગમે એ દૃષ્ટિએ પરીક્ષા કરીએ, કે એમનું પૃથક્કરણ કરીએ, તો આપણને એમાં નરી મૌલિકતા જણાશે. જવાહરની જ કહી શકાય એવી વિશિષ્ટતા જણાશે.

. . જવાહર અને ગુરુદેવને આપણે એક અન્ય દૃષ્ટિએ પણ સાથે સાથે યાદ કરીશું. જવાહર અને ગુરુદેવ બન્ને રાષ્ટ્રવાદી, બ્રિટનના જબરા વિરોધી છતાં બન્ને એટલાજ આંતરરાષ્ટ્રીયવાદી. ગુરુદેવ મીસીસ રૂથબોર્નને જવાબ આપે કે 'જનમનગણ' લખે, જલીયાંવાળા હત્યાકાંડ વખતે પોતાનો નાઈટહૂડનો ઈલકાબ છોડી દે, સ્વદેશીનાં આંદોલનમાં અગ્રગણ્ય ભાગ લે, આપણા પ્રાચીન સાહિત્યની વિશેષતા દર્શાવી, પૂર્વ અને પશ્ચિમ બન્નેના ઘર્ષણમાં પશ્ચિમની બરાબર ખબર લઈ નાંખે, જ્યારે જવાહર પણ અંગ્રેજોની નાનામાં નાની બાબત માટે ઝાટકણી કાઢે, અંગ્રેજોનો ઉગ્રમાં ઉગ્ર શબ્દોમાં વિરોધ કરે તેમજ રાષ્ટ્ર માટે પ્રાણાર્પણ સુધીની સર્વે તૈયારીઓ કરે. આપણું રાષ્ટ્ર આ બન્નેનું ખૂબ ઋણી છે, વિદેશમાં આપણી ખ્યાતિ વધારનાર આ બે વીરો છે.

રવિબાબુનો પ્રેમ તો વિશ્વબંધુત્વની ભાવનાવાળો છે. એને એકલા હિન્દના સીમાડા નાના પડે છે. એટલે, એઓ તો શાંતિનિકેતનમાંજ ચીનભવન સ્થાપીને ચીન વિષેનો ખાસ અભ્યાસ કરાવે છે. ચીનની સંસ્કૃતિનો આદરપૂર્વક સત્કાર કરે છે. તેવી જ રીતે, જવાહર પણ ચીન જોડે જે ઘનિષ્ટ સંબંધ રાખે છે, ચીનમાં ચાંગ–કાઈ–શેક હોય કે માઓ–ત્સે–તુંગ હોય તેની જોડે, એમને ઝાઝી નિસ્બત નથી. એમને નિસ્બત છે, ચીનની પ્રજા જોડે, ચીનની સંસ્કૃતિ જોડે. માત્ર ચીન જ નહિ પણ આખા જગતની જોડે, ગુરુદેવને મૈત્રી હતી, તેવીજ જવાહરને આજે છે. બન્નેની કદર જગતે કરી. બન્ને પોતાના સ્વબળે જ મહાન બન્યા. કારણ કે, એમાંથી એકની પણ આંતરરાષ્ટ્રીય ખ્યાતિ, બીજા કોઈની મદદથી નહિ, પણ, પોતાની જ શક્તિને જોરે ફેલાઈ છે.

રવિબાબુ અને જવાહર બન્ને આપણા મહાન લેખક છે. રવિબાબુએ નાનપણથી જ આપણી સંસ્કૃતિનો અભ્યાસ કર્યો. અને એમાં રહેલા સૌંદર્યના હાર્દને પિછાન્યું, તો, જવાહરે, બહુ મોટી ઉમરે, અહમદનગરના કિલ્લાની પાછળ, ૧૯૪૨ નાં આંદોલન વખતે, આપણી સંસ્કૃતિનો તલસ્પર્શી અભ્યાસ કર્યો. અને, એમણે આપણને 'મારું હિન્દનું દર્શન' નામનું પુસ્તક આપ્યું. વસ્તુતઃ જવાહરની જે દૃષ્ટિ છે, તે રવિબાબુને લીધે સારી પેઠે ઘડાઈ છે.

જવાહર અને રવિબાબુ બન્ને હિન્દના નથી, પણ સારાય જગતના છે બન્ને પૌર્વાત્ય અને પાશ્ચાત્ય સંસ્કૃતિના સમન્વયમાં માને છે. અને, બન્નેએ એ સમન્વય માટે, એ સંસ્કૃતિના મેળ માટે સવિશેષ પ્રયત્નો કર્યા છે. જવાહર અને ગુરુદેવ વચ્ચે એક ફેર એ છે કે, ગુરુદેવનું દૃષ્ટિબિન્દુ આધ્યાત્મિક, જ્યારે જવાહરનું વિશેષ ભૌતિક. ગુરુદેવ ઉપનિષદના જ્ઞાનથી તરબોળ હતા, ત્યારે, જવાહર, પાશ્ચાત્ય વિદ્વાનોના રાજકારણના, અર્થકારણના, ઈતિહાસના, સમાજવાદના, એમ અનેક ક્ષેત્રોના વિદ્વાનોના જ્ઞાનથી પરિપૂર્ણ છે. બીજું, જવાહર અને ગુરુદેવ બન્ને સ્વભાવે ઉદ્દામવાદી ખરા. અન્યાયને એક ક્ષણ માત્ર પણ બરદાસ્ત કરે નહિ એવા, પરન્તુ, જવાહર ઉમર વધતાં ઉદ્દામવાદી મટતા ગયા અને વિશેષ અને વિશેષ સમાધાનવૃત્તિ તરફ ઢળતા ગયા. એઓ રૂઢિચુસ્ત બનતા ગયા, ત્યારે, રવિબાબુ ઉમર વધતાં, વિશેષ અને વિશેષ ઉદ્દામવાદ તરફ ઢળતા ગયા. એક જમાનો એવો હતો કે ગુરુદેવ અને જવાહર બન્ને સામ્યવાદના પરમ પ્રશંશક હતા અને રશીયાના પ્રયોગને મમતાથી તથા ઉત્સાહથી નિરખતા હતા.

જવાહર અને ગુરુદેવ બન્ને અમીર છતાં, ગરીબો માટે એમના દિલમાં ખૂબ હમદર્દી હતી, અને તેથી બન્ને પ્રજાવાદી છે. જવાહર અને ટાગોર ઉર્મિશીલ હોવા છતાં બન્ને વિચારવાદી છે. અને તેથી જ, હિન્દની જે નવી વિચારધારા છે, તેમાં એ બન્નેએ ખૂબ મહત્વનો ફાળો આપ્યો છે.

ગુરુદેવના સાહિત્યના જવાહર ભક્ત છે. હિન્દના રાષ્ટ્રગીત તરીકે જવાહરે 'વન્દે માતરમ્' મૂકીને 'જન મન ગણ' ઉપર પસંદગી ઉતારી, તે પણ એમની ગુરુદેવ પ્રત્યેની ભક્તિનું જ પરિણામ છે. જવાહરે, ગુરુદેવના શાન્તિનિકેતનને મધ્યસ્થ સરકારને હસ્તક લઈ લીધુ અને એના કુલપતિ પોતે બન્યા. અને એને વિશ્વવિદ્યાપીઠ તરીકે અન્ય વિશ્વવિદ્યાપીઠના સમાન દરજ્જા તરીકે સ્વીકારી, એ જવાહરનું ગુરુદેવ માટેનું બહુમાન સૂચવે છે.

આમ ગુરુદેવ અને જવાહર બન્ને રાષ્ટ્રવાદી તેમજ આંતરરાષ્ટ્રવાદી હોવા છતાં, એમની વચ્ચેની કેટલી વિષમતાઓ પણ આંખે ઊડીને વળગે એવી છે. પ્રથમ તો ગુરુદેવનું સમગ્ર માનસ પૌર્વાત્ય છે, જ્યારે જવાહરનું માનસ પાશ્ચાત્ય છે. પૂર્વ માટેની ભક્તિ, આદર, પૂજ્યભાવ, પૂર્વના રહસ્યનું સ્ફોટન, પૂર્વનું સાંસ્કૃતિક ઉત્થાન, આપણી કલાઓનું પુનર્જીવન, એ શ્રી. રવિબાબુનો વિષય છે, ત્યારે, જવાહર પૂર્વના ભક્ત હોવા છતાં, એમની નિગાહ પશ્ચિમ તરફ વિશેષ છે. ગુરુદેવ ઉપનિષદ, રામાયણ, મહાભારત, અર્જુન, કાલિદાસ, ધમ્મપદ એ બધા સાંસ્કૃતિક સંપર્કથી રંગાયલા છે અને ગુરુદેવની કૃતિઓમાં એ ગ્રન્થોનોજ વારંવાર ઉલ્લેખ આવે

છે, જ્યારે જવાહરની કૃતિઓમાં, આપણને, શેલિ, બાયરન, શેક્સપિયર, આર્નોલ્ડ વગેરે લેખકોનાં અવતરણો જડશે, એટલું જ નહિ, પણ, એમના 'જગતના ઇતિહાસની રૂપરેખા' અને 'મારું હિંદનું દર્શન' જેવા ગ્રન્થોમાં પણ હિન્દને વિષે એમણે જે કંઈ વિધાનો કર્યાં છે, તેમા પણ મોટે ભાગે, એમણે, પરદેશી ગ્રન્થકારોનો જ આશરો લીધો છે. આમ હિન્દને પણ નિરખવા માટે એમને પરદેશીઓએ આપેલા ચશ્મા જોઈએ છે

ગુરુદેવ કલાકાર હતા, જવાહર કલાભક્ત છે કાવ્યો, ચિત્રો, નૃત્યો, ગીતો, એક દૃષ્ટિએ કહીએ તો એમનુ સમગ્ર શાંતિનિકેતન, એ એક પ્રકારે આપણી કલાનું મૂર્તિમન્ત સ્વરૂપ જ છે જવાહર અજન્તા ઈલોરાની કલા ને વખાણે ખરા, પણ એઓ અજન્તા ઇલોરા નીર્માં શકે નહિ કલાનુ વિવેચન કરી શકે, કલાનો મર્મ સમજે, પણ, જવાહર કલાનુ રહસ્ય સમજે તે પૂર્વે ગુરુદેવ જેવા કલાના નિર્માતા જોઇએને ?

જવાહર અને ગુરુદેવ બન્ને વિદ્વાનો, અભ્યાસીઓ, એ વાત સાચી પરન્તુ, જવાહર કેવળ પંડિત જ, જ્યારે ગુરુદેવ દ્રષ્ટા, ઋષિ, ગાયક ગુરુદેવ સર્જનાત્મક પંડિત, જવાહરલાલ વિવેચનાત્મક પંડિત ગુરુદેવનો રાજકારણ સાથે સબંધ, એઓ કવિ હોવા પૂરતો, રાજકીયજીવનમા, એવુ કઈ પ્રચંડ આંદોલન જાગે, ત્યારે સંવેદનશીલ એવા કવિ આત્મા એમા કૂદી પડે, જ્યારે જવાહર એટલે મૂર્તિમન્ત રાજકારણજ રાજકારણેજ, એમના પિંડને પોષ્યો છે, એમ કહીએ તો ચાલે

જવાહર અને ગુરુદેવ બન્ને મહાત્મા ગાંધીજીના ભક્ત હતા, જો કે, જવાહરની જેમ ગુરુદેવને પણ ગાંધીજી જોડે મતભેદો હતા, અત્યંત પ્રબળ, એમ છતા બન્નેની ગાંધીભક્તિ અંતસુધી જળવાઈ રહી હતી ગાંધીજી પ્રત્યે બન્નેનુ આકર્ષણ પ્રબળ હતુ ગાંધીજીએ હિન્દનુ જે ઉત્થાન કરેલુ, એથી ગાંધીજીની મહત્તા અને ગૌરવ બન્નેએ પૂરેપૂરા પિછાન્યા હતા મોતીલાલજીએ પોતાના પુત્રની સોંપણી ગાંધીજીને કરેલી અને ગાંધીજી પર ઇતબાર રાખીને એઓ નચિંતજીવે મૃત્યુ પામેલા, તેવીજ રીતે, પોતાના સસ્કારપુત્ર શાંતિનિકેતનને પણ ગુરુદેવ ગાંધીજીનેજ સોંપીને ગયેલા શાંતિનિકેતનની કાળજી બાપુએ જવાહરના જેટલીજ લીધેલી જવાહર અને ગુરુદેવ બન્ને એ ગાંધીજી વિષે ગ્રન્થો લખી, ગાંધીજીની મહત્તા, તથા મહાત્માપણુ સ્વીકાર્યું છે, એટલુજ નહિ, પણ ગાંધીજીને ભાવભરી વાણીમા અંજલિ આપી છે ગાંધીજી હિન્દનો અવાજ હતા અને હિન્દની શક્તિ હતા, એ વિષે બન્ને સંમત થતા આમ છતા, બન્નેના ગાંધીજી જોડેના તીવ્ર મતભેદો પણ જાણીતા છે જવાહર અનેકવાર બાપુ જોડે ઝઘડેલા તેવીજ રીતે ગુરુદેવ પણ પણ બે નદીનો સંગમ થાય, ત્યારે બે

ભિન્ન ભિન્ન દિશામાંથી વહી આવતા પ્રવાહો શરૂઆતમાં સામસામા ઉછળે, મોજાંઓ અથડાવે, ગર્જના કરે, પણ આખરે તો એકમેકમાં ભળીને પ્રવાહ આગળ ચાલે, તેવુંજ જવાહર ગુરુદેવ અને બાપુ વિષે થયું. જવાહરે અને ગુરુદેવે બાપુનો ગમે એટલો વિરોધ કર્યો હોવા છતાં, આખરે તો, એ બન્નેની બાપુ માટેની ભક્તિ, બાપુની અનન્ય દેશસેવાની ધગશજ કામયાબ નીવડી અને બન્નેએ બાપુની વિચાર-સરણીને પોતપોતાની રીતે અપનાવી.

જવાહરની પ્રવૃત્તિ મહદંશે રાજકીય, ગુરુદેવની સાંસ્કૃતિક. ગુરુદેવ એ સાચેજ ગુરુદેવ હતા. એમને હિન્દમાં નવી સંસ્કૃતિ અથવા એક રીતે કહીએ તો પુરાણી સંસ્કૃતિને નવે સ્વરૂપે જન્માવવી હતી. એમણે પાશ્ચાત્ય સંસ્કૃતિનો જે અંચળો આપણા દેશે પહેરેલો તેને દૂર ફગાવી દેવો હતો. એમને ભારતને ભારતીય બનાવવું હતું. એટલે એમણે, બીજી કલાત્મક પ્રવૃત્તિઓ કરતાં કરતાં પણ એમનું લક્ષ કેન્દ્રિત કર્યું, સાંસ્કૃતિક નવનિર્માણ તરફ, નવી પેઢીને આપણી સંસ્કૃતિનાં અમૃતને પીવડાવવા તરફ, અને એથીજ એમણે શાંતિનિકેતનની સ્થાપના કરી, પોતાની સકળ પ્રવૃત્તિને એમાં કેન્દ્રિત કરી. જવાહરને ભારતની આઝાદી જોઇતી હતી. એમની એજ તમન્ના હતી. એથી એમણે પોતાની સર્વશક્તિઓ કોંગ્રેસને ચરણે સમર્પિત કરી. એની છત્રછાયા નીચે જ, રાષ્ટ્રની આઝાદી માટેના અનેક પ્રયત્નો આદર્યા.

ગુરુદેવે અંગ્રેજી સલ્તનતને નાબૂદ કરવા માટે સાંસ્કૃતિક પુનરુત્થાનના પ્રયત્નો આદર્યા, જવાહરે રાજકીય, અને બન્ને પોતાના પ્રયત્નોમાં સફળ થયા. પોતાની માતૃભૂમિ સુજલા, સુફલા, શસ્યશ્યામલા અને મલયજશીતલા બને એ માટેબન્નેના પ્રયત્નો હતા. આપણા અભાગી દેશને બડભાગી બનાવવાનું બન્નેને શિરેલખાયું હતું.

કેટલીક રાજકીય માન્યતાઓમાં પણ ગુરુદેવ અને જવાહર સંમત હતા. બન્ને હિંસાત્મક પ્રવૃત્તિની, હિંસાત્મક રાજકીય આંદોલનની વિરુદ્ધ હતા. જવાહરે એમના અનેક ભાષણો દ્વારા, હિંસાત્મક કૃત્યોનો જાહેર વિરોધ કરેલો, જ્યારે, ગુરુદેવે એમની 'ઘરે બાહિરે' અને 'ચાર અધ્યાયો' વગેરે કૃતિઓ દ્વારા, એનો વિરોધ કરીને, હિંસાત્મક આંદોલનની મર્યાદાઓ દર્શાવેલી. આથી બન્નેની રાષ્ટ્રભક્તિ વિષે ઘણી ગેરસમજૂતી પણ ઊભી થવા પામેલી પણ તે તો અનિવાર્ય હતી.

આ રીતે, જવાહર અને ગુરુદેવ બન્ને ભારતના બે મહાન ભડવીરો. ભારતના પુનરુત્થાનમાં, રાષ્ટ્રીય, સાંસ્કૃતિક અને સર્વદેશીય જાગૃતિમાં ને અસ્મિતામાં, બન્નેનો ફાળો સક્રિય છે, એટલુંજ નહિ, પણ ભૂલ્યો ભૂલાય એવો નથી.

[૨૭]

# જવાહર અને સરદાર

એક જમાનો એવો હતો, કે જ્યારે સરદાર અને જવાહરના નામો એકીશ્વાસે બોલાતા હતા હિન્દના સ્વાતંત્ર્યના યુદ્ધના એ બે પ્રખર સેનાની હતા ને આઝાદ હિન્દના એ બે અદ્ભુત ઘડવૈયા જવાહર અને સરદાર બન્નેની લોકપ્રિયતા અસાધારણ હતી, અને સત્તાના સૂત્રો સંભાળવાની હિંમત પ્રશંસનીય સામાન્ય રીતે, સરદાર જીવતા હતા, ત્યા સુધી એમને માટે એમ કહેવાતુ કે એમની નીતિનીતિ સરમુખત્યારની છે, જ્યારે, જવાહર એ પૂર્ણત લોકશાહીમા માનનાર અને પ્રજામતને અનુસરનાર છે પરન્તુ, સરદારના વિદેહ થયા પછી, સરદારનો એ વારસો જાણે જવાહરમા ઉતર્યો હોય એમ ઘણાને યથાર્થરીતે લાગે છે

સરદારના મૃત્યુ પછી, જવાહરનુ વર્તન અને રાજકીય નીતિ ઘણાને સરમુખત્યારની લાગે છે જે રીતે, ટંડનજીને કોંગ્રેસના પ્રમુખપદેથી જવાહરે દૂર કર્યા, અને પછી એમણે જ કોંગ્રેસના એકમાત્ર પ્રમુખતરીકે વર્ષો સુધી કાર્ય કર્યું, જે રીતે, આચાર્ય કૃપાલાણીને જવાહરની સરમુખત્યારગીરી અસહ્ય બનવાથી કોંગ્રેસના પ્રમુખનુ રાજીનામુ આપવાની ફરજ પડી, એ બધુ જોતા, જવાહર પણ સરદારની જેમ એકહથ્થુ સત્તા તરફ સંક્રમણ કરતા હોય એમ લાગે છે

આમ રાજકીય નીતિમા, જવાહર અને સરદાર વચ્ચે ઘણું સામ્ય છે જેમ રાજકારણમા, સરદારને અત્યંત પ્રબળ પૂર્વગ્રહો અને પક્ષપાતો હતા, તેવુ જ જવાહરને પણ છે

ગાંધીજીના મૃત્યુ પછી દેશના રાજકારણનો હિમાલયશો ભાર સરદાર અને જવાહરે જ ઉપાડ્યો, એમ કહીએ તો ચાલે

૧૯૪૭ની ૧૫ દરમી ઑગસ્ટે આપણને સ્વાતંત્ર્ય મળ્યુ, તે સમયનો કાળ એ આપણા ઇતિહાસનો અંધકારયુગ કહી શકાય ભાગલાને પરિણામે થયેલા પાશવી

હત્યાકાંડો, નિરાશ્રિતોનો પ્રશ્ન, કાશ્મીર પરનો હલ્લો, પાકીસ્તાનને પશ્ચિમનાં રાજ્યો અને અમેરિકાનો સાથ, કોંગ્રેસની અંદર ફાટફૂટ ને નવાપક્ષો, મહાત્માજીનું મૃત્યુ, અનેક દેશી રાજ્યોથી હિન્દની એકતાની નબળી પડતી કડી, એ બધા પ્રશ્નોના સફળ ને વ્યવહારુ ઉકેલ માટે મહાન ભડવીરોની ને સાચા મુત્સદ્દીઓની જરૂર હતી. અને આપણે સારે નસીબે આપણને જવાહર અને સરદાર જેવા રાષ્ટ્રના કર્ણધારો મળી ગયા. પરિણામે જવાહરે ઉત્તરોત્તર આપણી પરદેશોમાં ઈજ્જત જમાવી અને હિન્દને મહત્વનું આંતરરાષ્ટ્રીય સ્થાન અપાવ્યું, જ્યારે સરદારે, દેશી રાજ્યોનું વિલીનીકરણ કરીને, નવાં રાજ્યોની સ્થાપના કરીને, હૈદરાબાદ વગેરેને મજબૂત હાથે દાબી દઈને, દેશને આંતરિક રીતે મજબૂત બનાવી, વિદેશમાં આપણી ઈજ્જત વધારી, અને આપણે અંદરો અંદર અંગ્રેજો આવ્યા તે પૂર્વે જે પ્રમાણે લડી મારતા હતા, તે પ્રમાણે કુસંપ ને ઝઘડા વધારીશું, એવી જે અપેક્ષા રાખતા હતા, તેમને હાથ ઘસતા કરી મૂક્યા.

જવાહર અને સરદારની તંત્રવાહનની નિરનિરાળી પદ્ધતિની સંવાદિતા જોઈને ઘણા ઈર્ષાની આગથી જલી જતા હતા. તેમણે જવાહર અને સરદારના કહેવાતા મતભેદોની વાત જોરશોરથી વહેતી મૂકી, બન્ને વચ્ચે ફાટફૂટ પડાવવાના નિષ્ફળ પ્રયત્નો આદરી જોયા. અંગ્રેજો એમની વચ્ચે ઝઘડો કરાવી પાછો હિન્દમાં પગપેસારો કરવાનો ઈરાદો રાખતા હતા, તે નાસીપાસ થયા. વિલાયતના અખબારો જવાહરની ભારોભાર પ્રશંસા કરીને સરદાર વિરુદ્ધ ઘણો ગંદો પ્રચાર કરતા હતા. આ બાબત તરફ ગાંધીજીનું લક્ષ દોરવામાં આવ્યું હતું. ને ગાંધીજીનું જે દિવસે કરુણ મૃત્યુ નીપજ્યું તે દિવસે જ ગાંધીજી બન્નેને બોલાવી સમજાવવાના હતા, પણ ત્યાં તો ઇશ્વરે એમને બોલાવી લીધા ને ગાંધીજીની મનની મુરાદ મનમાંજ રહી ગઈ.

જવાહર અને સરદાર એ બન્ને પોતપોતાના ક્ષેત્રમાં અને પોતપોતાની રીતે મહાન હતા. બેની વચ્ચે કોઈ પણ પ્રકારની તુલના હોઈ ન શકે. બન્ને ગાંધીજીના પ્રથમ પંક્તિના અનુયાયીઓ અને પટ્ટશિષ્યો હોવા છતાં, બન્નેના રાજકીય વિચારો જુદા હતા. એકજ ગુરુને ચરણે બેસીને રાજકારણ ધર્મ અને નીતિના પાઠો એઓ પઢ્યા હોવા છતાં, એ ગુરુને બન્ને ભિન્ન ભિન્ન રીતે સમજ્યા હતા. આથી જ, બીજા મહાન વિશ્વયુદ્ધ વખતે જો બ્રિટન હિન્દને સ્વરાજ્ય આપતું હોય, તો બ્રિટનની પડખે ઊભા રહીને જાપાન સામેના યુદ્ધમાં સહાય્ય આપવાની સરદાર અને જવાહર બન્નેએ તરફેણ કરી, જ્યારે ગાંધીજીએ હિંસાત્મક યુદ્ધમાં કોઈપણ પ્રકારની સહાય આપવાનો સ્પષ્ટ ઈન્કાર કર્યો.

જવાહર અને સરદાર વચ્ચે બાહ્યદૃષ્ટિએ ઘણું વૈષમ્ય છે જવાહરની મહત્તા થોડે અંશે પણ પિતૃદત્ત છે, જ્યારે સરદારની મહત્તા સ્વાયત્ત હતી જવાહર જન્મથી થોડા મહાન હતા, કર્મથી વિશેષ મહાન બન્યા, જ્યારે સરદાર કર્મથી મહાન બન્યા જવાહર માતપિતાના એકના એક પુત્ર, એટલે ખૂબ લાડકોડમા ઉછરેલા, કશી વાતની ઊણપ નહિ, પાણી માગે ત્યા દૂધ મળે એવી પરિસ્થિતિ, ઉચ્ચોચ્ચ શિક્ષણ પ્રાપ્ત કરેલુ, અંગ્રેજો જોડેનો નાનપણથી જ એમને સંપર્ક એટલે હૃદયના અજાણ ખૂણામા પણ એ લોકોની પ્રત્યે છૂપી હમદર્દી ભારી પેઠે રહેલી જવાહરનુ શિક્ષણ મોટે ભાગે વિલાયતમા થયુ હોવાને લીધે જવાહરની રહેણીકરણી, જીવનદૃષ્ટિ, વિલાયતમા ઘડાયના એ ...પુથી, એઓ રાષ્ટ્રીય પ્રશ્નોનો પણ આતરરાષ્ટ્રીય પરિસ્થિતિના અનુસંગમા વિચાર કરે છે

બીજી તરફ, સરદાર તો ગરીબ પાટીદાર ખેડૂત કુટુબના નબીરા ગામડામા જન્મેલા એમના પિતા પાસેથી પ્રાથમિક જ્ઞાન લીધેલુ અને તે પણ રસ્તે ચાલતા નિશાળો પણ વારવાર બદલેલી નિશાળમા જવાહર શરમાળ, જ્યારે સરદાર તો ખૂબ તોફાની અને સાહસપ્રિય જવાહરમા ધનિક કુટુબના એકના એક નબીરામા આવતા ગુણાવગુણો છે, જેવાકે, અસહિષ્ણુતા, જીદ્દીપણ પોતાનુજ ધાર્યું થવુ જોઈએ એવો દુરાગ્રહ પણ સાથે સાથે જવાહરમા ધનિક કુટુબની ખાનદાની અને મુલાયમતા પણ છે જ્યારે સરદારમા તો ખેડૂતની રુક્ષતા હતી, પોતાના માર્ગમા જે કોઈ આડુ આવે તેને ફગાવી દેવાની વૃત્તિ હતી, કર્કશતા હતી એમનામા શહેરની કૃત્રિમતાને બદલે ગામડાની સાદાઈ હતી

જવાહરમા અંગ્રેજો પ્રત્યે માનની લાગણી, એમના પિતાના અનેક અંગ્રેજ મિત્રો હોવાના કારણે ખરી, જ્યારે સરદારને તો પિતા તરફથી અંગ્રેજ તરફ એ દુશ્મન હોય તેવી રીતે વર્તવાની વૃત્તિનો વારસો મળેલો જવાહરનુ બાળપણ એટલે એશઆરામ, જીવનની સુદર લીલા, અને સરદારનુ બાળપણ તો પહેલેથીજ ભીષણ જીવનસંગ્રામ બન્યુ હતુ આર્થિક મુશ્કેલીને લીધે, મેટ્રિક પાસ થતા વેત જ જીવનરણમા એમણે જ પગ માંડેલુ અને સારી જેવી કમાણી કરીનેજ એઓ વિલાયત જઈને બેરીસ્ટર થયેલા જવાહરની મહત્તા પિતૃદત્ત હતી, સરદારની સ્વોપાર્જિત હતી

જવાહરનો આત્મા એટલે કલાકારનો આત્મા, એમને જેટલો રસ રાજકારણમા, તેટલોજ રસ અજટાની ચિત્રકળામા કે નૃત્યમા એમને અંગ્રેજી કાવ્યો પણ હિન્દના મુસ્લિમસમાજ જેટલાજ પ્રિય છે. જ્યારે સરદારનો આત્મા તો એકદૃષ્ટિવાળો હતો એમને તો જીવનમા રાજકારણ સિવાય બીજુ કશુ સૂઝતુજ

નહિ એમની દૃષ્ટિએ તો હિન્દના સ્વાતંત્ર્યસંગ્રામ સિવાય બીજું કશું જાણે અસ્તિત્વમા જ નહોતું

જવાહર જ્ઞાની છે એઓ જગતનો ઇતિહાસ રચે છે હિન્દનુ પુનઃ દર્શન કરીને આપણી પ્રાચીન સંસ્કૃતિનુ હાર્દ સમજે છે એ રાજકીય પુરુષ છે, પણ સાથે સાથે સાહિત્યકાર, કલાવિદ્ ને દ્રષ્ટા છે, તથા અભ્યાસી છે જ્યારે સરદાર કેવળ લડવૈયા વાચનનો એમને ઝાઝો શોખ નહિ એકવાર એક કામ હાથમા લીધુ એટલે પછી બધી શક્તિઓ એમાજ કેન્દ્રિત કરવાની અભ્યાસ તો સોળ સત્તર કલાકનો અવિરત અભ્યાસ ધંધો તો ધંધોજ ને સત્યાગ્રહ તો સત્યાગ્રહ ગૃહમંત્રી તો એમાજ એમનુ ચિત્ત સમગ્રપણે લાગેલુ હોય પણ જવાહર તો એમના લોકસભાના કામમાથી છટકીને શુભાલક્ષ્મીનુ સંગીત સાભળી આવે કે ઉદયશંકરનુ નૃત્ય જોઈ આવે કે રવીન્દ્ર શંકરની સિતાર સાભળી આવે રાજકારણ ને સત્યાગ્રહમાથી નિવૃત્તિ લઈ બે ચાર દિવસ શાંતિનિકેતન જઈ, ગુરુદેવની કલા, સંસ્કૃતિ ને ગીતમાધુરીની સંજીવની મેળવી આવે કે સૌંદર્યધામ કાશ્મીર જઈ ત્યાની વનશ્રી, રમ્ય અને આહ્લાદક સરોવરો કે હિમાચ્છાદિત શિખરો જોઈ મન બહેલાવે

જવાહરનુ રાજકારણ એટલે સાદુ સીધુ, જટિલ નહિ એમા દાવાદાવા નહિ, પોતાનો પક્ષ જમાવવાની વૃત્તિ નહિ વિરોધીઓ પ્રત્યે પણ પૂરી ખેલદિલી એથીજ, એઓ જયપ્રકાશને બોલાવીને કોંગ્રેસની બહુમતી હોવા છતા, સર્વપક્ષી સરકાર રચવા માટે મંત્રણા કરે કોંગ્રેસમાથી જેઓ નીકળી ગયા હોય તેમને કોંગ્રેસમા પાછા આવવા વારંવાર વિનંતી કરે રાજકારણના સામદામાદિ કૂડકપટ એમને આવડે જ નહિ જ્યારે, સરદાર તો પોતાના પક્ષ રચે, પોતાના વિરોધીઓને માર્ગમાથી ઉખાડીને ફેંકી દે અને નામશેષ કરી નાખે પોતાના પક્ષના માણસને પણ કસોટીથી તપાસે તેની અગ્નિપરીક્ષા કરે

સરદાર ક્ષમામા તો માનતા જ નહિ, કારણ કે રાજકારણમા એ હાનિકર્તા છે એમ લેખતા જવાહર તો ક્ષમામૂર્તિ છે એથી જ, બ્રિટીશ હકૂમત વખતે જેમણે કોંગ્રેસનો નખશિખ વિરોધ કરેલો એટલુ જ નહિ, પણ જેમણે દેશદ્રોહ કરેલો, એવાને પણ સજા ન કરતા, એમને માફી આપી, પોતાનુ તંત્ર ચલાવવામા એમની મદદ લે છે એથી જ હિન્દને ચીન જોડે ભાઈબંધી છે, રશીયા અને યુગોસ્લેવિયા જેવા યુરોપીય રાષ્ટ્રો સાથે ભાઈબંધી અને અમેરિકા પ્રત્યે પણ મિત્રાચારીનો ભાવ છે

જવાહરની દૃષ્ટિ આન્તરરાષ્ટ્રીય છે સરદારની દૃષ્ટિ રાષ્ટ્રની સીમાને ઓળંગીને દૂર જતી નહિ. જવાહર રાષ્ટ્રીય પ્રશ્નોને પણ આંતરરાષ્ટ્રીય દૃષ્ટિથી નિહાળે,

જ્યારે સરદાર આંતરરાષ્ટ્રીય પ્રશ્નોને પણ રાષ્ટ્રીય દષ્ટિથી નિરખે જવાહર જગતના નાગરિક છે, સરદાર કેવળ હિન્દનાજ નાગરિક છે

એક સમયે એમ કહેવાતું કે જવાહર આદર્શવાદી છે અને સરદાર વાસ્તવવાદી હતા. જવાહરની દષ્ટિ ભવિષ્યને જોતી, સરદારની દષ્ટિ કેવળ વર્તમાનને જ માપતી સરદારના મૃત્યુ સુધી એ માન્યતા કેટલેક અંશે સાચી હતી પરન્તુ, સરદારના મૃત્યુ પછી, જવાહરે આદર્શની જોડે વાસ્તવિકતા તરફ પણ લક્ષ આપવા માંડ્યુ છે એથી જ તો જવાહર રાષ્ટ્રસમૂહમા રહ્યા છે એજ કારણે, જવાહર કોરિયામા અહિંસક ફતેહ મેળવે છે અને હિન્દીચીનના ઝઘડામા પણ હિન્દ વ્યવહારુ ઉકેલ લાવશે, એવી સાગય વિશ્વને પ્રતીતિ કરાવે છે આદર્શવાદી જવાહર પંચવર્ષીય યોજના ઘડે છે, જ્યારે વાસ્તવદી જવાહર એ યોજનાને અમલી બનાવે છે જવાહરની દષ્ટિ વાસ્તવ પ્રત્યે હોવાથી જ, એ અમેરિકા પાસે આર્થિક મદદ સ્વીકારવા છતા, અમેરિકાનો જ્યા એને યોગ્ય લાગે ત્યા પ્રબળ વિરોધ કરે છે

જવાહરમા બુદ્ધિ પર ઘણી વખતે હૃદય પ્રભુત્વ મેળવતુ હોય એમ આપણુને લાગે છે, ત્યારે, સરદારમા તો આપણુને એની વચ્ચે સંઘર્ષ જ ન જણાય તો પછી એકના બીજા પરના પ્રભુત્વની તો વાત જ શાની હોય? એમા તો હૃદય જાણે ખોટકી ગયુ હોય એમ આપણુને લાગે જવાહરની રીતભાત, એની લાગણીવિવશતા, એમનુ મૃદુલ હૈયુ, એ આપણુને મહાપુરુષો પુષ્પથીએ કોમળ હોય એની પ્રતીતિ કરાવે છે, જ્યારે સરદારની રૂક્ષતા, કડવાશ અને કઠોરતા, આપણુને મહાપુરુષો વજ્રથીયે કઠોર હોય છે, તેનુ ભાન કરાવે છે

જવાહર રહ્યા વર્તમાન અને ભવિષ્ય બન્ને તરફ દષ્ટિ રાખનારા સ્વપ્નદ્રષ્ટા સરદાર હતા કેવળ વર્તમાનનેજ જોનારા નક્કર વાસ્તવવાદી જવાહરને આથી વર્તમાનની સમસ્યાઓ ખૂબ પરેશાન બનાવીને આકળા કરી મૂકે છે, જ્યારે સરદાર તો, ગમે તેવી પરિસ્થિતિમાથી હસતા હસતા માર્ગ કાઢતા

જવાહરે આપ ભલા તો જગભલાવાળી વૃત્તિના છે, એથી એમો માનવ પરીક્ષામાં ઘણીવાર કાચા નીવડે છે, અને તેથી એમને ઘણીવાર શોષવુ પણ પડ્યુ છે પણ સરદાર તો દરેક વ્યક્તિને એ જ્યા સુધી એની ઉચ્ચતા પૂરવાર કરી ન બતાવે ત્યાં સુધી એને દુષ્ટ જ માનવાના એટલે એમને એ જાતનો કડવો અનુભવ થયો નથી સરદાર તો માનવને સાત ગળણે ગાળીને પછીજ એની પર ઈતબાર મૂકે અને એથીજ જીવનમા એઓ ફાવતા હતા

જવાહરનું વ્યક્તિત્વ ખૂબ પ્રભાવાન્વિત, હૃદયનો ઉમળકો જન્મે એવું છે એમેમ ગોરા, ઊંચા ને સ્વરૂપવાન છે એમની વેશભૂષા, એમની રીતભાત, એમની મુખાકૃતિ, એમનું સ્નાયુબદ્ધ અને ઘાટીલું શરીર, સઘળું આકર્ષક છે જ્યારે સરદારનું વ્યક્તિત્વ, આપણને એમનાથી દૂર ધકેલનાર મુત્સદ્દીનું જવાહરને જોતાં વેંત આપણા હૃદયમાંથી પ્રેમની સરવાણીઓ સ્વયંભૂ ફૂટે સરદારને જોતાં વેંત આપણી મુલાયમ ને કુમળી વૃત્તિઓ થીજીને શોષાઈ જાય

આમ જવાહર અને સરદાર વચ્ચે પ્રબળ અંતર હોવા છતાં, બન્નેએ દેશના સ્વાતંત્ર્ય સંગ્રામમાં ત્રીશત્રીશ વર્ષ સુધી ખભેખભા મીલાવીને સાથે કામ કર્યું અને દેશ આઝાદ થયા પછી, દેશની રાજ્યધુરા ઉપાડી, દેશને અનેક આફતો, મુશ્કેલીઓ અને ઝંઝાવાતોમાંથી ઉગાર્યો જવાહર અને સરદાર વચ્ચે એવું કયું સમાન તત્વ હતું, જે બન્નેને એકીસાથે જકડી રાખતું હતું? પ્રથમ તો એ બન્ને ગાંધીજીના પટ્ટશિષ્યો બન્નેએ એકજ ગુરુને ચરણે બેસીને, સેવાની ને રાજકારણની દીક્ષા લીધેલી બન્નેનો એકજ આદર્શ બન્નેની ભક્તિનું એકજ લક્ષ્ય અને તે ભારતમાતા બન્ને સ્વાર્થત્યાગી, દેશને માટેના ભેખધારીઓ કુરબાનીમાં બન્ને એકમેકથી ચઢે એવા

બન્ને મહાપુરુષોની ભિન્નતા ગાંધીજીએ દૂર કરી, સમાનતા યુક્ત તત્વને વિકસાવ્યું ગાંધીજીનો આદર્શ જવાહરે અપનાવ્યો, એમની વ્યવહાર દૃષ્ટિ સરદારે ને એ રીતે, બન્ને એકબીજાના પૂરક થઈ ગયા ગાંધીજી એ બન્નેને સાંકળનાર મહામૂલી કડી હતા જવાહરને તો ગાંધીજીએ પોતાના વારસદાર તરીકે ઓળખાવ્યા છે જ, તેવી જ રીતે, સરદારની ૭૧ મી વરસગાંઠે, જ્યારે ગાંધીજી પાસે સંદેશો માગવામાં આવ્યો ત્યારે ગાંધીજીએ કહ્યું "પુત્રને માટે પિતાએ શો સંદેશો આપવાનો હોય?" આમ એકજ ધર્મપિતાના આ બે લાડીલા સંતાનો, ભારતના જ્યોતિર્ધર નીવડ્યા

એક તરફ જેમ બન્નેને જોડનારું તત્વ ગાંધીજી તો બીજી તરફ કોંગ્રેસ ગમે એટલા મતભેદો છતાં, બન્ને કોંગ્રેસને વફાદાર રહ્યા છે ને કોંગ્રેસના સંચાલનમાં બન્નેએ અત્યંત મહત્વનો ભાગ ભજવ્યો છે

આ રીતે જવાહર અને સરદાર બન્ને એકબીજાના પૂરક હતા હિન્દમાતાની ડાબી અને જમણી આંખ હતા

[ ૨૮ ]

## જવાહર અને રાજેન્દ્ર બાબુ

ગંગા અને યમુના જેમ ભિન્ન ભિન્ન સ્થળેથી ઉદ્દભવી, પ્રયાગતીર્થે મળે છે, તેવીજ રીતે, જવાહર અને રાજેન્દ્રબાબુ ભિન્ન ભિન્ન સ્થળે ઉછરી, કોંગ્રેસને તીર્થે ભેગા થયા, અને એ પ્રવાહ જઈને સરકારીતંત્રરૂપી સાગરે જઈ શમ્યો.

જવાહર અને રાજેન્દ્રબાબુ એ બન્નેને જોતાં આપણને એમ લાગે કે, બન્નેએ જીવનસંગ્રામ વીરતાથી ખેલ્યા છે, અને જીવનજંગમાં બન્ને વિજયી નીવડ્યા છે. વિરોધી પરિસ્થિતિનો, જટિલ સમસ્યાઓનો અને કારમી મૂંઝવણોનો બન્નેએ જીવનભર સામનો કર્યો છે.

જવાહર ને રાજેન્દ્રબાબુનું ઘડતર ભિન્ન પ્રકારનું. જવાહરને નાનપણથીજ ઉત્તમમાં ઉત્તમ શિક્ષકોનો લાભ મળેલો, રાજેન્દ્રબાબુ ક્યારેક કાજી પાસે, ક્યારેક પંડિત પાસે, એમ મહામુસીબતમાં શીખ્યા. જવાહરને જીવનની બધીજ સુખસગવડો મળી, રાજેન્દ્રબાબુએ બિચારાએ, મહામુસીબતમાં, આમ તેમ અથડાઈ કૂટાઈ, ભણવાની સાથે વિદ્યાર્થીઓને ભણાવી, શિક્ષણ લીધું. આ કારણથી, જવાહરમાં જેમ શ્રીમંતના નબીરાને જે જે સગવડો બગાડે છે, તેવાં તત્વો, જેવાં કે ઉગ્રતા, વિરોધ સહન કરવાની અશક્તિ, કાંઈક સરમુખત્યારવૃત્તિ, પોતાનુંજ ધાર્યું થાય એવી ઇચ્છા, વગેરે આવ્યાં. રાજેન્દ્રબાબુમાં, ગરીબીમાં અને પોતાની જાતેજ ઘડનારા ગરીબમાં જે નમ્રતા, વિવેકશક્તિ, ગાંભીર્ય વગેરે હોય છે તે આવ્યાં.

જવાહર હોશિયાર છતાં, વિદ્યાભ્યાસમાં એમણે ક્યાંય જ્વલંત કારકીર્દી દર્શાવી હોય એવું જાણ્યામાં નથી, પણ, રાજેન્દ્રબાબુ તો પ્રત્યેક પરીક્ષામાં પ્રથમ આવતા, ઇનામો મેળવતા, છાત્ર વૃત્તિઓ મેળવતા. પોતાના અભ્યાસકાળ દરમ્યાન જવાહરને બધીજ સગવડો મળતી, જ્યારે રાજેન્દ્રબાબુને ભીષણ જીવન સંગ્રામ ખેલવા પડેલા. ભણવાનું અને ભણાવવાનું એકી સાથે કરવું પડેલું અને વિદ્યાર્થીઅવસ્થામાંજ કુટુંબનો ભાર વહન કરવો પડેલો. પરીક્ષાઓમાં માન મેળવી,

પોતાની કાબેલિયતથી એ ધંધામાં ઊંચા આવેલા. જવાહર તો, પહેલેથીજ, ધંધામાં પડેલા નહિ. એમને પિતાની અઢળક સંપત્તિનો વારસો મળેલો, એટલે જવાહર વકીલાત ન કરે તો એમને પરવડે એમ હતું. એથી જવાહરે વકીલાતનાં સાચાં ખોટાં કરવાને બદલે, આઝાદીને માટે કુરબાનીનો કાંટાળો-માર્ગ પસંદ કર્યો.

રાષ્ટ્રપ્રેમના સંસ્કારો તો બન્નેમાં નાનપણથી હતા. પોતાનાં સ્વજનો પાસેથી આપણા રામાયણ કે મહાભારત જેવાં કથાનકો સાંભળી, આપણી સંસ્કૃતિનાં બીજ દૃઢમૂળ રીતે બન્નેનાં બાલચિત્તમાં રોપાયલાં, જે ઉંમર વધતાં, અતિકાય વિશાળવૃક્ષો બન્યાં.

પ્રયાગથી જાન્હવી વહેતી વહેતી પટણા જાય છે, એ બિહારની ભૂમિને પવિત્ર કરે છે અને બિહારને ઉત્તર પ્રદેશની જોડે જોડે છે. તેવીજ રીતે, દેશપ્રેમની જાન્હવીએ ઉત્તર પ્રદેશના જવાહરને બિહારના રાજેન્દ્રબાબુ જોડે સાંકળી દીધા. જો કે, એ બન્નેને જોડનાર, કોંગ્રેસને પણ જાન્હવી કહી શકાય. એ પતિતપાવની જાન્હવીનાં પુણ્યોદક નીરમાં આ બન્ને વિભૂતિઓની માનવસુલભ મર્યાદાઓ તણાઈ ગઈ. બન્નેની ઊણપો અટવાઈ ગઈ અને રહ્યો માત્ર દેશપ્રેમ, માતૃભક્તિનું નિર્મળ નીર. એ નીર જેણે જેણે જેણે પીધું, તે તે પાવન થયા.

જવાહરે તો દેશપ્રેમની તમન્નામાં વકીલાત કરી નહિ. રાજેન્દ્રબાબુએ તો એથી વધારે કુરબાની આપી ધીકતી કમાણીને ઠોકરે મારી અમીરમાંથી ફકીર થઈ બેઠા. એમ તો જવાહરે પણ દેશને માટે બધા વૈભવનો જાણે એ હાનિકર્તા હોય તેમ ત્યાગ કર્યો. કુરબાનીની આગે બન્નેને જલાવ્યા. એ બન્નેએ પોતાનાં સ્વજનોને છોડ્યાં, પોતાના કુટુંબનો ત્યાગ કર્યો ને રાગી મટીને ત્યાગી થયા. જવાહરે પોતાના વૈભવને તિલાંજલિ આપી, પોતાના જીવનને આશ્રમજીવન બનાવ્યું, તો, રાજેન્દ્રબાબુએ, ઘર છોડી, સદાકત આશ્રમ સ્થાપી, ત્યાં વસવાટ કર્યો.

જવાહરને તેમજ રાજેન્દ્રબાબુને દેશભક્તિ તરફ પ્રેરનાર તત્વોમાં બંગભંગ આંદોલન ને શ્રીમતિ બિસેન્ટની હોમ રૂલલીગની ક્રાન્તિકારી પ્રવૃત્તિ હતાં. જવાહર ને રાજેન્દ્રબાબુએ એકજ સૂત્રને જીવનમાં પૂરેપૂરું ઉતાર્યું કે:

"ડગલું ભર્યું કે પાછા ના હઠવું ના હઠવું," પછી, પોતે જે કઠિન માર્ગ લીધેલો તેમાં ભલે જાન ફના થઈ જાય.

જવાહરના ગાંધીજી માનસપિતા હતા, તેમ, રાજેન્દ્રબાબુએ પણ એજ ગુરુને ચરણે બેસી દેશપ્રેમનું અમૃત પીધું છે અને કુરબાનીની કથા કરી છે. બન્ને એકજ ગુરુના વિદ્યાર્થીઓ છે, એટલે એમને ગુરુબંધુ કહી શકાય. છતાં, એનો

અર્થ એ નથી, કે બન્ને વચ્ચે સમાનદષ્ટિ હતી. ના, રાજેન્દ્રબાબુ તો, ગાંધીજીના પૂરેપૂરા ભક્ત. ગાંધીજી જે કરે તેમાં શિષ્યસ્તેઽહમ્ । ની ભાવનાથી જ સંમતિ આપનારા. જ્યારે જવાહર તો સ્વતંત્ર વિચારસરણી ધરાવનારા. એમને કાંઈ ગાંધીજીની બધી બાબતોમાં, વિશેષે કરીને ગાંધીજીના રચનાત્મક કાર્યક્રમના બધા મુદ્દાઓમાં સંમતિ નહોતી એઓ અસ્પૃશ્યતાનિવારણને આઝાદીજંગની આડે આવનારું તત્વ માનતા, અને પોતાના વિચારો કડક શબ્દોમાં વ્યક્ત કરતા ગાંધીજી આપણી લડતને આધ્યાત્મિક રૂપ આપીને આડમાર્ગે વાળે છે, એવી વારંવાર ફરિયાદ કરતા જ્યારે રાજેન્દ્રબાબુ, તો, ગાંધીજીનાં અંધભક્ત. ગાંધીજીની વાણી એટલે વેદમંત્ર એમ માનનારા એથી બન્ને વચ્ચે આપણને એમની જીવનદષ્ટિમાં ભેદ દેખાવાનો

એક રીતે જોઈએ તો જવાહર દેશની આઝાદીમા માનતા, રચનાત્મક કાર્યક્રમ પણ વત્તેઓછે અંશે અપનાવતા, પણ એઓ મુખ્યત્વે તો રાજકીય પુરુષ એટલે સક્રિય રાજકારણ સિવાય બીજા તત્વોમાં એમને ઝાઝી દિલચસ્પી નહોતી. આથી એઓ ખાદી પહેરતા પણ ખાદીપ્રચારને માટે ઝાઝો ઉત્સાહ દાખવતા નહિ. એઓને અસ્પૃશ્યતાનિવારણનું આંદોલન ન ગમે તો મૂગા બેસી રહેતા. બુનિયાદી શિક્ષણમા ઝાઝો રસ દાખવતા નહિ જ્યારે રાજેન્દ્રબાબુને તો રચનાત્મક કાર્યક્રમ લડાયક કાર્યક્રમ જેટલો જ પ્રિય લાગે. અને એથી બન્નેમાં એઓ એકસરખો ઉત્સાહ દાખવી શકતા આથી જ જવાહર ગ્રામોદ્યોગને સ્વીકારે પણ સાથેસાથ ઔદ્યોગીકરણ વિના દેશનો જયવારો નથી, એમ માની, મોટા ઉદ્યોગોને પણ એટલું જ પ્રોત્સાહન આપે

એક રીતે કહીએ તો જવાહરનુ માનસ ગાંધીવાદ અને રશીયાના ક્રાન્તિવાદ વચ્ચે તથા ગાંધીવાદ અને સમાજવાદ વચ્ચે ઝોલાં ખાતુ હોય છે. અને તેમાં એમના મનનો ઝોક ઘણીવાર સમાજવાદ તરફ જ વહી જાય છે, અને એથી જ જ્યારે કોંગ્રેસ સમાજવાદી પક્ષ ૧૯૩૪માં સ્થાપાયો ત્યારે સમાજવાદીઓ માનતા હતા, કે જવાહર એમને પક્ષે છે, પણ જવાહર ગાંધીવાદી પણ ને સમાજવાદી પણ અથવા પૂરા બેમાથી એક પણ રંગથી રંગાયલા નહિ. રાજેન્દ્રબાબુ એ દૃષ્ટિએ સોએ સો ટકા ગાંધીવાદી એમાથી એક તસુ પણ ક્યારે ચલિત થતા નહિ. જવાહરે અવાડી કોંગ્રેસમાં કોંગ્રેસનુ ધ્યેય સમાજવાદી સમાજરચનાનું ઠરાવ્યું. તેમા પણ જવાહરનું માનસ સ્પષ્ટ દેખાય છે.

જવાહર એટલે પૌર્વાત્ય અને પાશ્ચાત્ય સંસ્કૃતિનુ સુભગ મિલન. એથીજ જવાહર વિદેશ જાય ત્યારે પાશ્ચાત્ય રહેણીકરણી અપનાવે, પાશ્ચાત્ય સંસ્કૃતિની કદર

કરે, વિદેશી ઢબના વિદેશી વસ્ત્રોમાં સજ્જ જણાય, અને પાશ્ચાત્ય રીતરિવાજો અપનાવતા હોય. જવાહરને જેટલો પૂર્વમાં રસ તેટલોજ પશ્ચિમમાં રસ. એમનો એક પગ પૂર્વમાં ને બીજો પશ્ચિમમાં. જવાહર આમ સારા જગતના શહેરી ગણાય. જવાહર પાશ્ચાત્ય ઢબના ખાણામાં અને પીણામાં માણે. એમને એ બાબતમાં કોઈ પણ પ્રકારના પૂર્વગ્રહો ન નડે. મંદિરો તરફ જવાહર અણગમો દર્શાવે, ધર્મને તો નેવે મૂકે, ઈશ્વરના અસ્તિત્વમાં ઝાઝું ન માને, જ્યોતિષ્ વિદ્યાને હસી કાઢે, એટલુંજ નહિ, પણ જ્યોતિર્વિદો એ સમાજપર ભારરૂપ છે એમ જણાવે. જ્યારે રાજેન્દ્રબાબુ તો પૂરા ધાર્મિક, મંદિરમાં જાય, ને વિધિસર પૂજા કરે, બ્રાહ્મણોની પણ પૂજા કરે અને સેવા કરે. કુંભમેળાઓમાં હાજરી આપે અને ગંગાસ્નાન કરી પવિત્ર થયા હોય એમ માને. રાજેન્દ્રબાબુ ચુસ્ત આસ્તિક અને ઈશ્વરના અસ્તિત્વમાં ડગલે ને પગલે માનનારા, આ સમસ્ત સૃષ્ટિ ઈશ્વરાધીન છે અને એમના આદેશ વિના એક પાંદડું પણ હાલતું નથી એવી મક્કમ માન્યતાવાળા. પાશ્ચાત્યસંસ્કૃતિની એઓ કદર કરે પણ જવાહરની પેઠે એમને પશ્ચિમની સંસ્કૃતિનો રંગ નથી લાગ્યો. વિશેષતઃ એનાથી એઓ અનભિજ્ઞ લાગે. જવાહરનું શિક્ષણ જ યુરોપીય, જ્યારે રાજેન્દ્રબાબુનું શિક્ષણ ને ઘડતર આપણા દેશનું જ.

એક અન્યદષ્ટિએ વિચારીએ તો જેમ આ બે હિન્દના મહાપુરુષોમાં વૈષમ્ય દૃષ્ટિએ પડે છે તો સામ્ય પણ એટલુંજ દષ્ટિએ પડે છે. દેશભક્તિ, કુરબાનીની ભાવના, ભયત્યાગ ને આત્મવિસર્જન બન્નેમાં ઘણા ઉચ્ચ કોટિનાં. તેથીજ બન્ને હિન્દના નેતાઓમાં મોખરાનું સ્થાન પામ્યા. બન્ને વિદ્વાન પંડિતો. પછી રાજકીય, ધાર્મિક, સામાજિક, આર્થિક, ગમે તે પ્રશ્ન હોય, તો તેનો બન્નેએ બધી દષ્ટિએ અભ્યાસ કરી એ વિષે પોતાનો મૌલિક એવો મત બાંધ્યો હોય જ. બન્નેનું વાચન ખૂબ વિશાળ. જવાહરનું 'મારું હિન્દનું દર્શન', કે, 'જગતના ઇતિહાસનું રેખાદર્શન' જોવાથી, કે રાજેન્દ્રબાબુનું 'ખંડિત ભારત', 'ખાદીનું અર્થશાસ્ત્ર' વગેરે ગ્રન્થો જોવાથી સમજાશે. બન્નેની ઉચ્ચ સાહિત્યિક શક્તિ એમની આત્મકથા જોવાથી માલૂમ પડશે. બન્નેની આત્મકથામાં સત્ય છે, આપવડાઈ નથી અને જીવનની દષ્ટિ છે. પ્રત્યેક વ્યક્તિનું ઋણ અદા કરવાની ઉદારવૃત્તિ છે.

જવાહર અને રાજેન્દ્રબાબુ બન્ને જેમ સાહિત્યકાર છે, તેમ પત્રકાર પણ છે, બન્નેએ થોડો સમય અખબારોનું સંચાલન કર્યું છે અને તેમાં પ્રતિષ્ઠા પણ સંપાદિત કરી છે.

બન્નેનું રાજકીય જીવન ઉજ્જવળ છે જ. જવાહર અને રાજેન્દ્રબાબુએ અનેકવાર કોંગ્રેસનાં પ્રમુખપદો-અણીને વખતે સંભાળ્યાં છે. જવાહર ૭ વાર

કૉંગ્રેસના પ્રમુખ બન્યા તો રાજેન્દ્રબાબુએ ત્રણ વાર એ ગૌરવપ્રદ પદને સંભાળ્યું છે, અને કુશળતાથી સંચાલન કર્યું છે. બન્ને કર્મયોગીઓ છે, સ્થિતપ્રજ્ઞો છે, ફળની અપેક્ષા રાખ્યા વિના નિષ્કામ કર્મ કર્યે જાય છે, અને ફળ તો વણમાગ્યું એમની ચરણે આવી પડે છે. એકને આઝાદ હિન્દના વડાપ્રધાનનું પદ મળે છે, બીજાને હિન્દના રાષ્ટ્રપતિનું. હિન્દના રાજકારણમાં આ બન્ને ઉત્તમોત્તમ અને ઉચ્ચોચ્ચ સ્થાનો એઓ દીપાવે છે.

એક રીતે કહીએ તો બે જ વ્યક્તિઓ અત્યારે હિન્દની કર્ણધાર છે અને એ બાહોશ અને ઠરેલ નાખુદાઓના હાથમાં હિન્દની રાજકીય નૌકા સંપૂર્ણ સલામત છે. કારણ કે, બન્ને રાષ્ટ્રદેવતાને ચરણે પોતાના સર્વસ્વનું અર્પણ કરીને જ ઊભા છે. નથી પ્રાણની ખેવના, નથી મોટાઈની ઇચ્છા, નથી કોઈને મહત્વાકાંક્ષા. ઉચ્ચોચ્ચ પદ મળ્યાં પછી માનવને બીજી મહત્વાકાંક્ષા પણ શી હોય ? બન્નેએ ભારતમાતાને ચરણે જીવનને ઢાળી દીધાં છે. બન્નેનો ત્યાગ અનેક દૃષ્ટિએ અભૂતપૂર્વ છે. અને એમાં જ એમના જીવનસાફલ્યની ચાવી છે. સાચે જ, આ બન્ને વિભૂતિઓ પોતાના જીવનના ભવ્ય શિલ્પીઓ અને સાચા કીમિયાગરો છે.

[ ૨૯ ]

## જવાહર અને રાજાજી

સામાન્ય રીતે, એક સમય એવો હતો, કે, જ્યારે જવાહર અને રાજાજી, એ, બન્નેનું રાજકીય દૃષ્ટિબિન્દુ એકબીજાથી ભિન્ન હતું. રાજાજી એ રૂઢિચુસ્ત ગાંધીજીના અનુયાયી મનાતા, જ્યારે જવાહર એ સમાજવાદ તરફી ગાંધીજીના અનુયાયી લેખાતા. રાજાજી ધારાસભા પ્રવેશની તરફેણ કરતા, ત્યારે જવાહર એનો પ્રખર વિરોધ કરતા. રાજાજી હોદ્દા સ્વીકારની વાતો કરતા, જવાહરને એ માયાજાળ લાગતી. રાજાજી જ્યારે, શુદ્ધ રચનાત્મક કાર્યમાં, ખાદી પ્રચાર, અસ્પૃશ્યતા નિવારણ વગેરેમાં રચ્યાપચ્યા રહેતા, ત્યારે જવાહર સક્રિય રાજકારણમાં ભાગ લેતા. આ કારણથી, રાજાજી અને જવાહર વચ્ચે વિરોધ ઘણાને આંખે ઉડીને વળગે એટલા પ્રમાણમાં દેખાતો.

ઈ. સ. ૧૯૩૭ ની ચૂંટણીમાં રાજાજીએ સક્રિય ભાગ લીધો, અને મદ્રાસના એઓ વડાપ્રધાન બન્યા, ત્યારે પણ હોદ્દાસ્વીકાર એ જવાહરને ગમતો નહોતો. એટલું જ નહિ, પરન્તુ, એ પ્રશ્નને અંગે જવાહર કોંગ્રેસપદનું રાજીનામું આપવાનો વિચાર કરતા હતા. રાજાજીએ તો રાજ્યતંત્ર સંભાળ્યું અને એને બાહોશીથી ચલાવ્યું. એમ છતાં, રાજાજીના એ તંત્ર સામે પણ જવાહરનો વિરોધ હતો.

એ પછી, બીજું વિશ્વયુદ્ધ શરૂ થતાં, જ્યારે હોદ્દાત્યાગનું ફરમાન કોંગ્રેસ કારોબારી તરફથી થયું, ત્યારે પણ રાજાજીએ એનો વિરોધ કરેલો, પણ એમનો વિરોધ ટકેલો નહિ. તે પછી, ૧૯૪૨ માં રાજાજીએ પાકીસ્તાનના સ્વીકાર માટે આગ્રહ કર્યો, ત્યારે પણ જવાહર અને રાજાજીના દૃષ્ટિબિન્દુમાં આસમાન અને જમીન જેટલું અંતર હતું. બીજા વિશ્વયુદ્ધ વખતે, હોદ્દા સ્વીકારીને, અંગ્રેજોને ફાસીવાદ વિરોધીયુદ્ધમાં સહાય્ય કરવી જોઇએ, એવો રાજાજીનો મત હતો. અને એમના એ મત માટે એમને ઘણે ઠેકાણેથી જાકારો મળતો, ત્યારે, જવાહર પણ ક્રીપ્સયોજના સ્વીકાર કરવાના મતના હતા. પણ જવાહરની વૃત્તિએ કોઈ ચોક્કસ સ્વરૂપ પકડ્યું નહોતું.

'નઈ તાલીમ'માં પૂર્ણ શ્રદ્ધા રાખે છે, પણ જવાહરને પશ્ચિમની શિક્ષણ પદ્ધતિ હજી ગમે છે.

જવાહર દેશના આર્થિક સુધારાનેજ મહત્વના ગણે છે, જ્યારે રાજાજી સામાજિક સુધારા, જેવા કે અસ્પૃશ્યતાનિવારણ, મદ્યનિષેધ, વગેરેને ઉદ્યોગીકરણ જેટલું જ મહત્વ અર્પે છે. રાજાજીની દૃષ્ટિ ગામડાં તરફ છે, જવાહરની શહેર તરફ. જવાહરનું દૃષ્ટિબિન્દુ મોટે ભાગે પાશ્ચાત્ય રંગે રંગાયેલું છે, જ્યારે રાજાજી એ પૂર્ણતઃ પૌર્વાત્ય છે. જવાહરનું પાશ્ચાત્યસાહિત્યનું વાંચન વિશેષ, રાજાજી પૌર્વાત્ય સાહિત્યના અભ્યાસી છે. ઉપનિષદ, વેદ, ગીતા, ભાગવત, રામાયણ, મહાભારત એ ગ્રન્થોમાં તો એઓ નિષ્ણાત છે. આમ, જવાહરની જેમ રાજાજી પણ પંડિત છે.

જવાહર જગત ઇતિહાસનું અને હિન્દનું સર્વાંગીદર્શન કરે છે, ત્યારે રાજાજી આપણને મહાભારત અને રામાયણનો સંક્ષેપ, ઉપનિષદ કથાઓ વગેરે આપે છે. જવાહરનું સાહિત્યસર્જન પ્રધાનતઃ અંગ્રેજીમાં છે, રાજાજી તો તામીલસાહિત્યમાં સારા લેખક તરીકે સ્થાન પામે છે. એઓ ટૂંકી વાર્તાઓ, નિબંધો, નિબંધિકાઓ તથા હાસ્યલેખક તરીકે જાણીતા છે. રાજાજીમાં એક પ્રકારની હાસ્યવૃત્તિ છે, જેનો જવાહરમાં આપણને અભાવ લાગે. વક્તા તરીકે, જવાહર કરતાં રાજાજી વિશેષ આકર્ષક, અને છટાદાર.

જવાહર અને રાજાજી બન્ને દેશને વકીલાતના ધંધામાંથી સાંપડ્યા, અને બન્નેને ગાંધીજીએ શોધી કાઢી એમની સેવા ભાવનાને વેગ આપી દેશને સમર્પણ કર્યા. એ બન્ને એકજ ગુરુના શિષ્યો એટલે ગુરુબંધુ છે. આમ છતાં, એ બન્નેએ પોતાના ગુરુ જોડેના મતભેદો જરાય સંકોચ વિના જનતા સમક્ષ રજૂ કર્યા છે. એથી જવાહરને સહન કરવું પડ્યું નથી, જ્યારે રાજાજીને ઘણું ઘણું સહન કરવું પડ્યું છે. આ બન્ને મહારથીઓએ કોંગ્રેસને ઘડવામાં સક્રિય અને મહત્વનો ભાગ ભજવ્યો છે.

રાજાજી આજે તો નિવૃત્ત થયા છે, તેમ છતાં, એમની દેશને ક્યારે જરૂર પડશે, અને જવાહર પાછા એમને ક્યારે હાકલ કરશે તે કહી શકાતું નથી. જવાહર એવા મહારથીઓના પીઠબળેજ દેશની આવી સાર્વત્રિક પ્રગતિ સાધી શક્યા છે.

[ ૩૦ ]

## જવાહર અને માઓત્સે

આંતરરાષ્ટ્રીય રાજકારણમા આજે બે રાષ્ટ્રો અત્યત મહત્વનુ સ્થાન લે છે હિન્દ સયુક્ત રાષ્ટ્ર સસ્થામા છે તેથી, જ્યારે સામ્યવાદી ચીન સયુક્ત રાષ્ટ્ર સસ્થામા નથી તે માટે આન્તરાષ્ટ્રીય રાજકીય પુરુષોની મીટ આ બે રાષ્ટ્રો પ્રત્યે મહાસર્વદા મડાયલી રહેતી હોય છે કારણ કે, આ બે રાષ્ટ્રો, અત્યારે નવીન એશિયાના પ્રતિનિધિ રાષ્ટ્રો છે એ બન્ને મહાન રાષ્ટ્રો છે જન સખ્યાની દૃષ્ટિએ, નેતાઓ ને રાષ્ટ્રવિધાયકોની દૃષ્ટિએ

એક સમય એવો હતો કે જ્યારે આપણે જવાહર અને રાષ્ટ્રવાદી ચીનના નેતા ચાગ-કાઈ-શેક એ બન્નેને મહાન ગણતા ચાગ-કાઈ-શેક, હિન્દમા આવે, તો જવાહર તરફથી એનુ અપૂર્વ સ્વાગત થતુ એ બન્ને વચ્ચે અગત મૈત્રી પણ ખૂબ ગાઢ હતી પરન્તુ, ચાગની રાજનીતિથી, ચીન, અમેરિકાનુ એક સસ્થાન તો નહિ બની જાય ને, એવી બીતિ, ચીનના સાચા રાષ્ટ્રવાદી નેતાઓને લાગના માડી, અને, આમ જનતાની હાલત નો દિનપ્રતિદિન બગડતી જ ચાલી પરિણામે, આમ જનતાની સાચી નાડ જાણનાર, અને ચીનની પ્રજાને અમેરિકાના મૂડીવાદના પજામાંથી મુક્ત કરનાર ચીનનો મુક્તિદાતા જાગ્યો એણે આમ જનતાને ક્રાન્તિને પથે દોરી, ક્રાન્તિનુ સુવ્યવસ્થિત સચાલન કર્યું અને એણે ચીનને મુક્તિ અપાવી ચીનને આઝાદ કર્યું એ રીતે, હિન્દ પણ અગ્રેજોનુ ગુલામ હતુ અને હિન્દને ગુલામીમાથી મુક્ત કરવા માટે જે આઝાદી જગ ખેલાયા તેમા જવાહરે આગલી હરોળને શોભાવી અને માભોમને મુક્ત કરી એટલુ જ નહિ, પણ, સ્વતત્ર ભારતના જવાહર પ્રથમ પુરુષ બન્યા તેવી જ રીતે, સ્વતત્ર ચીનના પ્રથમ પુરુષ માઓ-ત્સે-તુગ બન્યા

માઓની રગેરગમા ચીન પ્રત્યેનો પ્રેમ રહેલો છે માઓ નો પહેરવેશ, ચીની ખેડૂતને મળતો છે એનો ખોરાક, એની ભાષા, બધામા એનો ચીન માટેનો પ્રેમ જણાઈ આવશે એજ જાતનો જ્વલત હિન્દપ્રેમ આપણને જવાહરમા જણાઈ આવશે

માઓ–ત્સે–તુંગે, પોતાના હાથમા ચીનનું ગજ્યતત્ર લઈને ચીનનુ નવવિધાન એટલુ કરી નાખ્યુ, ચીનની સૂરત એવી પલટી નાખી કે જાણે વિશ્વકર્માએ નવુ જ ચીન રચ્યુ એવીજ રીતે, જવાહરની દોરવણી નીચે, હિન્દનુ પણ નવવિધાન થાય છે પચવર્ષીય યોજનાદ્વાગ, હિન્દની સૂરત પણ જવાહરને પલટાવની છે હિન્દ અને ચીન એ દુનિયામા ભરચક વસ્તીવાળા પ્રદેશો હોના છતા, આતરરાષ્ટ્રીય ક્ષેત્રમા એમની ગણના નહોતી, એમનુ સ્થાન નહોતુ, એમની પ્રતિભ નહોતી, તેને બદલે આજે નવુ હિન્દ અને નવુ ચીન એવુ રચાય છે, કે, દુનિયાને એમની તરફ મીટ માડીને, જોઈ રહેવુ પડે છે, કે કાલે ચીન કેવા પગના ભરશે, યા તો કાલે હિન્દ કઈ જાતનુ વલણ લે છે જવાહરને ચાગ–કાઈ–શેક જોડે મૈત્રી હોવા છતા, જવાહરની પરદેશનીતિની દીર્ઘદૃષ્ટિને પરિણામેજ નૂતન ચીન જોડે, આપણે મૈત્રી ભર્યો સબધ જાળવી શક્યા છીએ અને માઓ–ત્સે–તુગનો ચાગ દુશ્મન હોવા છતા, જવાહર તો એનો દોસ્તજ છે

માઓ–ત્સે–તુગ અને જવાહર એ બન્ને સ્વપ્નદ્રષ્ટાઓ છે જ, પરન્તુ, એમના દર્શનની પાછળ, એમના પાડિત્યનુ પીઠબળ છે જવાહર જેમ મહાન લેખક છે તેમ માઓ પણ સિદ્ધ હસ્ત લેખક છે સાહિત્ય વિષે અને કલા વિષે એણે ગભીર વિચારણાઓ કરી છે પરન્તુ, પોતાના જ્ઞાનને અમલી કેમ બનાવવુ તે આવડત માઓમા છે માઓનુ વાચન અને જ્ઞાન એના અનુભવથી મિશ્રિત છે માઓથી બીજા સ્થાનનો ચીનનો વડો પ્રધાન ચાઉ–એન–લાઈ માઓ વિષે કહે છે કે "અમારા પક્ષમા કેટલાક એવા માણસો છે કે, જેઓ માર્કસવાદના સિદ્ધાતોમા નિષ્ણાત છે જ્યારે કેટલાક એવા છે કે, જેમને સિદ્ધાંતોનુ પુસ્તકિયા જ્ઞાન નથી, પણ એને અમલી બનાવવાની આવડત અને કુનેહ છે પણ અમારા નેતા માઓ તો, બન્નેમા નિષ્ણાત છે સિદ્ધાતોના જ્ઞાનમા તેમજ એને કેવી રીતે અમલી બનાવવા, તેની વ્યવહારુ આવડતમા "

આપણે જ્યારે, આ દૃષ્ટિથી જવાહરને તપાસીએ, તો જવાહરના જીવનને બે વિભાગમા વહેંચી નાખવુ પડશે પૂર્વાવસ્થાનો જવાહર, એટલે આદર્શવાદી, વ્યવહારશૂન્ય અને ખ્વાબમા જ મસ્ત એવો પુરુષ ઉત્તરાવસ્થાનો જવાહર એ ખ્વાબી કે સ્વપ્નદર્શી ખરો, પણ સાથે વ્યવહારુતા પણ ખરી એટલે સોનામા સુગધ ભળ્યા જેવુ થયુ જવાહર આ દૃષ્ટિએ તો અત્યારે માઓ–ત્સે–તુંગ જેવા જ છે બન્ને આદર્શવાદી અને વ્યવહારુ છે

પરન્તુ, સદભાગ્યે, હિન્દમા મહાત્માજી જેવા જગતવદ્ય પુરુષરત્ન હોવાથી, જવાહર એમની તરફ વળ્યા, અને એ વિચારસરણી અપનાવી જો કે, આપણે

વીશમી સદીના બીજા દશકાથી, ચોથા દશકા સુધીનો જ્વાહર જોઈએ, તો, એ આપણને કટ્ટર માર્ક્સવાદી લાગે. બીજો માઓત્સે-તુંગ જ જાણે! બન્નેમાં સામ્ય કેટલું? બન્ને માર્ક્સના અઠંગ અભ્યાસી. માર્ક્સવાદી રચનાજ જગતની તારણહાર નીવડશે, એવી બન્નેને સંપૂર્ણ શ્રદ્ધા. માઓ જેમ નિરીશ્વરવાદી, તેમ, ગઈ કાલનો જ્વાહર પણ ગાંધીજીની એમની પર અસર હોવા છતાં ધર્મમાં તેમજ ઈશ્વરના અસ્તિત્વમાં ઝાઝું માનનારા નહોતા. એઓ ચુસ્ત માર્ક્સવાદી હતા. વિશેષે કરીને, એમની રશીયાની મુલાકાત પછી એઓ તેનાથી સારી પેઠે અંજાઈ ગયા હતા. અને એમના હિન્દમાં તે પછીના પ્રત્યેક ભાષણમાં વર્ગવિગ્રહનો સ્પષ્ટ સૂર સંભળાતો હતો.

આમ બન્ને પુરુષો માર્ક્સના ભક્ત ખરા. પણ, જ્વાહર, ગાંધીજીની છાયા નીચે આવવાથી, એ તત્વ ઉપર ગાંધીવાદી તત્વ વિશેષ ભળ્યું, છતાં, આજે પણ, માર્ક્સવાદીની જેમ જ્વાહર યંત્રવાદના અને દેશના ઉદ્યોગીકરણની વિરુદ્ધ નથી, પણ એના પક્ષપાતી છે. એટલું જ નહિ, પરન્તુ, જ્વાહર પૂરેપૂરા અહિંસાવાદી નથી. કારણ કે, ક્રીપ્સ યોજના વખતે, જો બ્રિટન હિન્દને આઝાદી બક્ષે તો એઓ બ્રિટનની પડખે રહી જાપાન જોડે સશસ્ત્રયુદ્ધ કરવાની તરફેણમાં હતા. કાશ્મીર યુદ્ધ, હૈદ્રાબાદનો લશ્કરી કબજો, વગેરે દર્શાવે છે કે જ્વાહર પૂર્ણ અહિંસાવાદી નથી. એટલે એ દૃષ્ટિએ પણ જ્વાહર માઓ–ત્સે–તુંગ જોડે કાંઈક સામ્ય ધરાવે છે. જ્વાહર વર્ગવિગ્રહને અપનાવતા નથી. જ્યાં, જમીનદારી નાબૂદીને પોતાના કાર્યક્રમ તરીકે એમણે અપનાવ્યો છે.

જ્વાહર જેમ સાહિત્યના, કાવ્યના ને જગતના ઇતિહાસના અનુભવી છે, અભ્યાસી છે, ઇતિહાસના ઘડવૈયા છે, તેવી જ રીતે, માઓ પણ જબરા સાહિત્યકાર છે. એ તો કવિ પણ છે. આમ કાવ્યશોખ એ તત્વ બન્નેને નવસર્જન માટે પ્રેરે છે. બન્નેને નવી દુનિયા ઘડવી છે, નવું જગત વસાવવું છે, જેમાં શોષણ ન હોય, ઊંચનીચના કૃત્રિમ ભેદ ન હોય, જેમાં પૈસાદાર ને ગરીબ ન હોય. જ્યાં સર્જનહારે સર્જેલાં મનુષ્યો બધી રીતે સરખાં હોય.

સામાન્ય રીતે, માઓમાં આ ભાવના જલદી આવે એ સમજી શકાય એવું છે. કારણ કે, માઓ તો ખેડૂતના કુટુંબમાં જન્મેલો માનવી છે. ખેડૂતની અવદશા એણે પોતાના જીવનમાં અનુભવી છે. ત્યારે જ્વાહરમાં એ ભાવના ક્યાંથી આવી? બાદશાહી વૈભવમાં ઉછરેલા એને કિસાનની હમદર્દી ક્યાંથી ઉદ્ભવી? પણ જ્વાહરની કિસાનો માટેની હમદર્દી પણ સ્વાનુભવજન્ય છે. કારણ કે, જ્વાહર મહિનાઓ સુધી, કિસાનોની ઝૂંપડીમાં એમની ભેગા રહ્યા છે. એમના પોતાના

આલીશાન મહેલો અને સ્વજનોની પ્રેમભરી હૂંફ ત્યાગીને, એમણે ગરીબો જોડે, ગરીબ બનીને મહિનાઓ ગાળ્યા છે, સખત તાપમાં ને કડકડતી ઠંડીમાં. આમ, એમાંથી એકેની ભાવના કેવળ પુસ્તકવાંચનમાંથી જન્મી નથી, પણ, એમના. આત્મા જોડે વણાઇ ગઈ છે. એ ભાવનાનો એકરાગ થઈ ગયો છે. આમ બાળપણના પોતાના અનુભવમાં, માર્ક્સવાદી સાહિત્ય ભળ્યું અને માઓ ને જવાહર બન્ને ક્રાન્તિવાદી બન્યા.

આ ઉપરાંત, જેમ જવાહર સોએ સો ટકા માર્કસવાદી નથી, તેવી જ રીતે, માઓ-ત્સે-તુંગ પણ સાચા અર્થમાં માર્કસવાદી નથી. કારણ કે, જવાહરની ક્રાન્તિમાં ને માઓની ક્રાન્તિમાં, એમના પોતાના દેશની કહી શકાય એવી આગવી મૌલિકતા છે, જે, દેશની વિશિષ્ટ પરિસ્થિતિને લક્ષમાં રાખીને આયોજવામાં આવી છે હિન્દ અને ચીન બન્ને દેશો ખેતીપ્રધાન છે. એ ઘટનાને લક્ષમાં રાખીને જ બન્નેની ક્રાન્તિનું નિર્માણ થયું છે. આથી જ, કિસાનોને જમીનદારોની ભીંસમાંથી-છોડાવવામાં બન્નેએ પહેલ કરી.

માઓ તેમ જવાહર બન્નેએ ક્રાન્તિમાં અનન્ય ભોગો આપ્યા છે. માઓએ પોતાની મા તથા પત્ની ગૂમાવ્યાં. બન્નેને, ચાંગ-કાઈ-શેકની સરકારે, માઓને એની સામ્યવાદી પ્રવૃત્તિમાં સહાય્ય કરવા માટે, જાહેરમાં ફાંસી આપી હતી. જવાહરે પણ યુદ્ધમાં જ એમના પિતા, માતા તથા એમનાં પત્નીને ગૂમાવ્યાં. માઓ ખેડૂતનો પુત્ર હોવા છતા, એણે ઉચ્ચ યુનિવર્સિટી શિક્ષણ લીધું છે. એ કોલેજમાં ઘણો જ ગરીબ વિદ્યાર્થી. જવાહરની જેમ એને સમૃદ્ધિની છોળમાં ભણવાનું નહોતું. એને તો ભણવાનું હતું, અનેક મુસીબતો અને વિટંબણાઓ વચ્ચે. પેકિંગ વિશ્વવિદ્યાલયમાં, એની બુદ્ધિપ્રતિભાએ, મહેનત કરીને પોતાના શિક્ષણનો ખર્ચ ઉપાડવાની એની તાકાતને લીધે, ત્યાંના પ્રોફેસરો એની પ્રત્યે આકર્ષાયા. અને, એની કોલેજના ગ્રન્થપાલ તરીકે નિમણૂક કરી. ત્યાં જ એ માર્કસવાદી સાહિત્યના પરિચયમાં આવ્યા. જવાહરની જેમ એણે આંગ્લ શિક્ષણપદ્ધતિ કે પશ્ચિમની શિક્ષણપદ્ધતિનો લાભ લીધો નથી. આથી એક રીતે કહીએ તો એનું માનસ ચીનની ધરતી જોડે જ ઓતઃપ્રોત થઈ રહ્યું છે. પછી તો એણે ચીનમાં સામ્યવાદી પક્ષ સ્થાપ્યો ને એનો મંત્રી બન્યો. અને મંત્રી તરીકે એણે ગામડે ગામડે ફરી લોકોમાં ક્રાન્તિનો નાદ પૂકાર્યો. લોકોમાં જાગૃતિ આણી. પરિણામે, એ, ચાંગ-કાઈ-શેકની સરકારને ઊથલાવી શક્યો અને પોતાના આદર્શ અનુસાર ચીનની નવરચના કરી શક્યો. આજ રીતે, જવાહર પણ, પોતાની મનીષા પાર પાડી શક્યા અને સ્વતંત્ર હિન્દની સ્થાપના કરી શક્યા.

જવાહર અને માઓ બન્ને આજે યુવાનોના લાડીલા છે. બન્ને એશિયા તરફ યુરપ અને અમેરિકાને મીટ માંડતા કરી શક્યા છે. એશિયાનું સ્થાન જે જગતભરમાં નીચું હતું તેને બદલે એઓ ઊંચું કરી શક્યા છે.

જવાહર અને માઓ એકબીજાને મળ્યા છે, અને એમણે શાંતિથી વિચાર વિનિમય કર્યો છે. બન્નેને એક બીજા તરફ અત્યંત આદર છે. અને, તેથી જ આજે, હિન્દનો અવાજ ચીન સાંભળે છે અને ચીનનો અવાજ હિન્દ સાંભળે છે. માઓ ને જવાહરનાં નામો અને કામો એશિયાની તવારીખમાં અમર રહેશે. એશિયાના ઇતિહાસનાં બે ઉજ્જ્વળ પ્રકરણો આ બન્નેને વિષે લખી શકાય. એશિયાના ઇતિહાસનું નવસર્જન એમણે કર્યું. પશ્ચિમનું અભિમાન ઉતારનાર, પશ્ચિમની ગુરુતા–ગ્રન્થિને છોડનાર એ બે વિરલાઓને પૂર્વ તો યાદ કરશેજ પણ પશ્ચિમ પણ યાદ કરશે. હિન્દે અને ચીને સ્વીકારેલા શાંતિભર્યાં સહઅસ્તિત્વ અને પંચશીલના સિદ્ધાંતો સારી સુધરેલી જગતનાં રાષ્ટ્રોએ સ્વીકાર્યાં છે, અને એમણે જગતશાંતિની દિશામાં સ્તુત્ય પહેલ કરી છે. અને આ સિદ્ધિ આ બન્ને રાષ્ટ્રોના વડાઓના ભગીરથ પ્રયાસોને આભારી છે એ નિર્વિવાદ છે.

[૩૨]

## જવાહર અને સુભાષ

એક જમાનો એવો હતો કે જ્યારે જવાહર અને સુભાષના નામો એકીશ્વાસે બોલાતા બન્નેના જયનાદથી વાતાવરણ ગાજી અને ગુંજી રહેતુ. બન્નેના નામમાત્રથી નવજુવાનોના શરીરમા રોમ લોહી ચઢતુ બન્નેને આદર્શ તરીકે માનીને, અનેક શહીદો હસતે મુખે ફાંસીને માચડે ચઢતા બન્નેનો પડકાર સાંભળીને બ્રિટીશ સલ્તનતના મોવડીઓ થરથરતા બન્નેને જેલમા પૂરવાની કંઈક પેરવીઓ ને કાવતરાં રચાતા બન્નેને કાયદાની જાળમા ફસાવવા અમલદારશાહી તત્પર રહેતી

દેશને માટે અનેક કુરબાની કરનાર આ બે વીરો ત્રિપુરા કોંગ્રેસ સુધી ગાઢ મિત્રો ૧૯૩૮ સુધી બન્ને વચ્ચે મેળ ઘણો સારો બન્ને એ કોંગ્રેસને ચરણે પોતાની સેવા, પોતાની શક્તિ અર્પણ કરેલી પોતાના પ્રાંતની કોંગ્રેસના તેમજ રાષ્ટ્રીય મહાસભાના બન્ને બે વાર વરાયલા પ્રમુખ બન્ને પહેલેથી જ ઉદ્દામવાદી કોંગ્રેસના મોવડીઓ જેમનાથી ડરતા અને જેમને ડરાવતા એવા આ બે વીરો મજૂર આંદોલન હોય કે હડતાળ હોય, ટ્રેડ યુનિયન કોંગ્રેસનુ પ્રમુખ પદ હોય, કે મીરત કાવતરા કેસના કેદીઓના બચાવ માટે ફાળો હોય, નજરકેદીઓ માટે લોકમત જાગૃત કરવાનો હોય, કે રજવાડાની પ્રજાનો પોકાર સૂણાવવાનો હોય, ત્યારે બન્નેનો સહકાર હોય બન્ને વચ્ચે, ક્યાંય સુધી હરીફાઈ નહોતી વર્ષો સુધી બન્ને કોંગ્રેસની કારોબારીમા ચુંટાતા લગભગ બન્ને સમવયસ્ક. બન્ને જનતાના લાડીલા, જુવાનોના નેતા, ઉદ્દામવાદના પ્રણેતા ક્રાન્તિની જ્વાળાથી દિનગત સળગતા ભડવીરો. कार्यं साधयामि वा देहं पातयामि वा। ના કે 'કરેંગે યા મરેંગે' એ સૂત્રનાં મૂર્તિમાન પ્રતીકો

જવાહર અને સુભાષ બન્નેના વ્યક્તિત્વ પણ ખૂબ આકર્ષક સામાને આંજી નાખે એવા પ્રભાવશાળી, મુગ્ધ કરે એવાં જાણે જોયાજ કરીએ એવા જો કે,

બન્નેને વિરોધીઓ પણ પ્રમાણમાં સારી પેઠે હતા, અને ઘણા હતા. પણ એ તો બધા પ્રતિભાશાળી લોકનેતાના હોય છે જ.

જવાહર અને સુભાષ બન્ને વિલાયતમાં રહી, અંગ્રેજોનો સહવાસ સેવી, ક્રાન્તિકારી બનેલા. અંગ્રેજોના અનુભવથી જ જાણે અંગ્રેજોના દુશ્મન ન બન્યા હોય!

પણ, જવાહર ને સુભાષ એ બેમાં જવાહરને તો પિતૃદત્ત મહત્તાનો વારસો હતો. જવાહરને મોતીલાલજીને લીધે અનુકૂળતા મળી. સુભાષની જે મહત્તા હતી તે આપ કમાઇની હતી. હા! એમના રાજકીય ગુરુ દેશબંધુ દાસ હતા. પણ દેશબંધુ અને સુભાષ બન્નેની વિચારસરણી ઘણી ભિન્ન. દેશબંધુ તો અંગ્રેજોની ધારાસભામાં જઈને અંદરથી વિરોધ કરવામાં માને, સુભાષ તો સીધોજ ક્રાન્તિવાદી. અંગ્રેજોનું કંઈ જ આપણને ન ખપે, એ તો ખરું જ, પણ અંગ્રેજોનું જે કંઈ હોય તે તોડી ફોડીને તેનો સર્વતોમુખી વિનાશ જ થવો જોઇએ એમ માનીને આચરનારા. એટલે, દેશબંધુની છાયામાં સુભાષ ઉછરેલા એ વાત સાચી. પણ દેશબંધુ પાસે એમણે રાજકીય દીક્ષા લીધેલી નહિ. સુભાષ મહાનદ હતા ને પોતાની મેળે જ એઓ મહાનદ બન્યા હતા.

બ્રિટીશોની જેલ આ બે વિભૂતિઓએ જેટલી શોભાવી હશે, તેટલી બીજા કોઈ નેતાએ નહિ શોભાવી હોય. જેલમાંથી છૂટયા ને થોડીવારમાં પાછા જેલમાં ગયા જ છે. જાણે, બન્ને વચ્ચે જેલ જવાની હરીફાઈ ચાલતી હતી. અને એ હરીફાઈમાં કોણ જીત્યું ને કોણ હાર્યું એ કહેવું મુશ્કેલ છે. જો કે, એ વાત સાચી કે સુભાષ મોટે ભાગે નજરકેદી હતા, જ્યારે જવાહર સજા પામેલા કેદી હતા. છતાં, બન્ને જાણે, બન્ને જણનો સ્થાયીવાસ જેલ હોય, તેમ, થોડે થોડે વખતે એઓ બહાર આવી જતા.

આમ છતાં, જવાહર અને સુભાષ એ બેની કાર્યસરણી ને વિચારધારામાં ઘણુંજ અંતર હતું. બન્ને વચ્ચેની ખાઈ ઊંડી ને પહોળી હતી. સુભાષ સાહસિક, સમાધાન ન કરવાવાળા, જીવન અને રાજકારણ જોડે જુગાર ખેલનારા ખેલાડી, જ્યારે જવાહર જુસ્સાવાળા છતાં, કોઈ મુરબ્બી જો જરા દબાવે તો દબાઈ જાય, પરિસ્થિતિ જોડે સમાધાન કરનારા, અને, સાહસવૃત્તિ જરા થોડી એવા. સુભાષ અને જવાહર ટ્રેડ યુનિયન કોંગ્રેસના પ્રમુખ થયા, અને, બન્ને કોંગ્રેસમાં માનનીય. સુભાષથી સર્વે ડરતા, એ શું કરશે, એની તરફ સર્વેની નિગાહ રહેતી જ્યારે જવાહરની બધા પ્રશંસા કરતા, એમની શક્તિની વાહવાહ કરતા, છતાં, એમનો

કોઈનેય ડર નહિ એ ગુસ્સે થઈને, ધૂઆપૂઆ થઈને બેસી રહેશે, એમ જ સર્વે કહેતા એ સામે પડીને, પોતાનો પક્ષ રચીને, કોંગ્રેસને નમગી પાડશે, કોંગ્રેસને હચમચાવી મૂકશે, એમ તો એમને વિષે કોઈ સ્વપ્નેય ધારે નહિ, કે, કોંગ્રેસની જોડે, કોંગ્રેસના મોવડીમંડળ જોડે એમને અનેકવાર તીવ્ર મતભેદો થયા હતા, જવાહરે ક્યારેય કોંગ્રેસમાંથી છૂટા થવાની નથી ઇતેજારી દર્શાવી, કે, નથી કોંગ્રેસમાં જ રહીને એવું એક પણ અલગ મંડળ કાઢ્યું જ્યારે સુભાષ! એ કોંગ્રેસમાં રહ્યા ત્યારે પણ ચાર છ મહિને એકાદ કંઈ ધાંધલ ન કરે ત્યાંસુધી એમને જંપ જ નહિ વળતો એમની પ્રકૃતિ જ એવી હતી કે જે કંઈ અવનવું માગી લે એમને પ્રવર્તમાન પરિસ્થિતિથી કદિ સંતોષ થવાનો જ નહિ પ્રવર્તમાન પરિસ્થિતિ એમના આદર્શો અનુસાર વર્તવા તૈયાર હોય તો પણ, લાગશું કે, એમનો આદર્શ તો થોડા વખતમાં ક્યાંય આગળ ધપી ગયો હોય અને તે એટલો બધો આગળ ધપેલો, કે, એમના અનુયાયીઓને જ એમની જોડે ગતિ રાખવી મુશ્કેલ પડતી અજંપો એ જાણે એમના જીવનનું એક અંગ હતું ક્રાન્તિની ફક્ત વાતો જ નહિ, પણ ક્રાન્તિને જીવનમાં ઉતારવાની એમની પોતાની તમન્ના હતી સુભાષ મોટે ભાગે તો જેલમાં જ રહેતા, પણ જ્યારે જેલની બહાર હતા ત્યારે પણ એમની ક્રાન્તિકારી પ્રવૃત્તિ તો ચાલુ જ હોય

૧૯૨૪ સુધી જવાહર અને સુભાષ એકબીજાની સાથોસાથ કોંગ્રેસમાં કાર્ય કરતા ઉદ્દામવાદી વિચારો પ્રગટ કરતા ને એકબીજાના પૂરક હતા તેવામાં ૧૯૨૪માં સુભાષને નજરકેદ કરવામાં આવ્યા ને ચાર વર્ષ સુધી એઓ નજરકેદ રહ્યા ને એ ચાર વર્ષમાં તો કોંગ્રેસ સખત પલટાઈ ગઈ મોતીલાલજીએ હિન્દનું નવું બંધારણ ઘડ્યું હતું એ બંધારણ હતું તો ઉત્તમ, પણ એમાં હિન્દનો દરજ્જો સાંસ્થાનિક સ્વરાજ્ય કલ્પીને એનું ઘડતર થયું હતું તે વખતે જવાહર એ કોંગ્રેસના સામાન્ય મંત્રી હતા લખનૌમાં, હિન્દના બધા પક્ષોની સર્વપક્ષ પરિષદ ભરાઈ અને એમાં મોતીલાલજીએ ઘડેલું હિન્દનું બંધારણ મંજૂર રહ્યું જવાહરની પરિસ્થિતિ બહુ વિચિત્ર બની કારણ કે, એમને તો દેશને માટે મુકમ્મીલ આઝાદી સિવાય બીજું કશું સ્વીકાર્ય હતું જ નહિ તો પણ એમણે પોતાની જવાબદારી ધ્યાનમાં રાખી કોંગ્રેસના મંત્રી તરીકે રાજીનામું ન આપ્યું સુભાષ પણ મુકમ્મીલ આઝાદી ચાહતા હતા એટલે એમણે પણ જોરશોરથી કોંગ્રેસના સાંસ્થાનિક સ્વરાજ્ય અનુસાર ઘડાયેલા બંધારણનો ઇન્કાર કર્યો અને પ્રચાર કર્યો

આવા તંગ વાતાવરણમાં, ૧૯૨૮ના ડીસેમ્બરમાં કોંગ્રેસનું અધિવેશન કલકત્તામાં ભરાયું મોતીલાલજી નેહરુ રિપોર્ટના ઘડવૈયા, કોંગ્રેસના પ્રમુખ હતા, સુભાષબાબુ

એ કોંગ્રેસ સ્વયંસેવકની સેનાના સેનાપતિ હતા, અને જવાહર કોંગ્રેસનાં મંત્રી હતા. જવાહર અને સુભાષ તો નેહરુ રિપોર્ટના સખત વિરોધી હતા. એમને મુકમ્મીલ આઝાદી, બ્રિટીશ જોડેના સંબંધનો સંપૂર્ણ વિચ્છેદ જોઇતો હતો. એમને કશુંય ઓછું ખપતું નહોતું. એટલે, જવાહર અને સુભાષ બન્ને, આ માગણીમાં અને નેહરુ રિપોર્ટની મંજૂરીના વિરોધમાં સહમત હતા, અને સંવાદી હતા. આ બન્ને નેતાઓની–જવાહર અને સુભાષની–નેતાગિરી પણ જબરી હતી, બન્ને યુવાનોના આદર્શ હતા, શ્વાસ અને પ્રાણ હતા. બન્ને નો પડતો બોલ ઝીલવા માટે જહાલ તૈયાર હતા. ગાંધીજી એ આ તોફાન જોયું. એમણે આ બન્ને નેતાઓને બોલાવીને, એમની જોડે સમાધાન કરવા પ્રયત્ન કર્યો. અને બન્ને જોડે ગાંધીજીએ સમજૂતી કરી પણ ખરી. ગાંધીજીએ એવું સમાધાન કર્યું કે એક વર્ષ દિવસ માટે નેહરુ અહેવાલ પર સમજૂતી કરવી. પરન્તુ, એક વર્ષમાં જો સાંસ્થાનિક સ્વરાજ્ય ન મળે તો પછી, સાંસ્થાનિક સ્વરાજ્યને ધોરણે અંગ્રેજો જોડે સમાધાન ન કરવું. જવાહર સુભાષ બન્ને આ વાતમાં સંમત થયા. પરન્તુ, જ્યારે એમણે જઈને પોતાના અનુયાયીઓને ગાંધીજી જોડે કરેલા સમાધાનની વાત કરી, ત્યારે એમના અનુયાયીઓએ એમની સખત ખબર લઈ નાંખી. આથી બન્ને જણ મૂંઝાયા, અને બન્નેએ નક્કી કર્યું કે, સમાધાનનો જે ઠરાવ આવે તેનો વિરોધ કરવો અને સંપૂર્ણ સ્વાતંત્ર્યથી કોઈ પણ ઊણી વાતનો સ્વીકાર ન કરવો. એટલે બીજે દિવસે જ્યારે, અખિલ ભારત કોંગ્રેસ સમિતિ સમક્ષ સમાધાનનો ઠરાવ આવ્યો, ત્યારે, જવાહરે એ ઠરાવમાં સુધારો સૂચવ્યો અને સુભાષે એ ઠરાવને અનુમોદન આપ્યું. આથી ગાંધીજીને ખૂબ દુઃખ થયેલું. અને વચન આપીને ફરી જવા માટે, એમણે એ બન્ને યુવાનોની સખત શબ્દોમાં ઝાટકણી કાઢેલી.

જવાહર તો ફરી કોંગ્રેસના મંત્રી ચૂંટાયા, એટલે, કોંગ્રેસે માન્ય રાખેલા ઠરાવની વિરુદ્ધ એઓ પ્રચાર કરી શક્યા નહિ. પરન્તુ, સુભાષે તો બંગાળમાં 'હિન્દ સ્વાતંત્ર્ય લીગ' સ્થાપી. સુભાષ એના પ્રમુખ બન્યા. અને, મદ્રાસમાં સંપૂર્ણ સ્વાતંત્ર્યનો ઠરાવ કરી, પછી કલકત્તા કોંગ્રેસમાં નેહરુ રિપોર્ટનો સ્વીકાર કરીને, કોંગ્રેસે આમ-જનતાને દગો દીધો છે, એવો આક્ષેપ, સુભાષે, કોંગ્રેસના મોવડીઓ પર મૂક્યો. જવાહરની વિચારસરણી પણ સુભાષને મળતી જ હતી. છતાં, સુભાષ જેટલી નૈતિક હિંમત જવાહર દાખવી શક્યા નહિ. જો કે, માનસિક રીતે તો બન્ને એક જ હતા.

ત્યારપછી ૧૯૨૯ માં લાહોર કોંગ્રેસના પ્રમુખ તરીકે જવાહરની વરણી થઈ. અને ત્યારથી એક દૃષ્ટિએ કહીએ તો જવાહર અને સુભાષનો માનસિક વિચ્છેદ

થયો કારણ, પ્રવર્તમાન પરિસ્થિતિ પ્રત્યે અસતોષ અને દુનિયાથી આગે ચાલવુ એ સુભાષનો જાણે નિયમ હતો એટલે, કલકત્તા કોંગ્રેસમા સુભાષની માગણી સપૂર્ણ સ્વાતત્ર્ય માટે હતી જ્યારે સપૂર્ણ સ્વાતત્ર્યનો ઠરાવ લાહોર કોંગ્રેસમા પસાર થયો ત્યારે સુભાષે, બ્રિટીશની સામે, આપણી પોતાની હકૂમત સ્થાપવા માટેની માગણી કરી જવાહર ત્યા સુધી જવા તૈયાર નહોતા જવાહર ક્રાન્તિવાદી ખરા, પણ ઉદ્દામ ક્રાન્તિવાદી નહિ, જ્યારે સુભાષ ઉદ્દામ ક્રાન્તિવાદી બીજી એક બાબતમા પણ સુભાષે ક્રાન્તિ ઇચ્છી કોંગ્રેસ કારોબારીની પસદગી માટે ભાગે પ્રમુખજ કરતા હતા સુભાષ તો લોકશાહી રસમમા માનનાર હતા એટલે એમણે કોંગ્રેસ કારોબારીની ચૂટણી થાય, ને, અખિલભારત મહાસભા સમિતિ એ ચૂટણી કરે એવી માગણી કરી એમણે એ વખતે આ માગણી રજૂ કરતા એ પણ સ્પષ્ટ કર્યું કે જવાહર લોકશાહીવાદી છે એટલે, એમની કારોબારી લોકશાહી રીત પ્રમાણે ચૂટાય તેનો એમને વિરોધ નહિ જ હોય પણ, જવાહર ક્રાન્તિવાદી ખરા, પણ સાથે સમાધાનમા માનતા। સુભાષ એટલા ઉદ્દામ નહિ સુભાષ તો ખૂબ જહાલ એકવાર મનમા આવ્યુ એટલે યાહોમ કરીને જ એઓ જપવાના તેમા જરાય મીનમેખ નહિ એજ એમને જીવનમત્ર આથી એમનો કારોબારીનો ઠરાવ જ્યારે નામજૂર થયો, એટલે એમણે, એમના અનુયાયીઓ જોડે સભાત્યાગ કર્યો અને 'કોંગ્રેસ લોકશાહી પક્ષ' નામના એક નવા પક્ષની સ્થાપના કરી અને શ્રીમતિ વાસતી દેવી–દેશબધુ દાસના પત્નીને તાર કરી જણાવ્યુ કે કોંગ્રેસ સરમુખત્યારીને પથે જતી હોવાથી, કોંગ્રેસને લોકશાહી રાહે લઈ જવા માટે એમણે નવા પક્ષની સ્થાપના કરી છે આ રીતે જનતાનુ ધ્યાન પોતામા જ કેન્દ્રિત રહે, એવુ કઈ ને કઈ, સુભાષ કર્યા જ કરતા એ એમના સ્વભાવમા જ હતુ

૧૯૩૦ મા જ્યારે આપણે ત્યા 'નિમક સત્યાગ્રહ' શરૂ થયો, ત્યારે, સુભાષ જેલમા હતા એમને, રાજદ્રોહી ભાષણ કરવા માટે એક વર્ષની સજા કરવામા આવી હતી પરન્તુ, એ જેલમાથી મુક્ત થયા, ત્યારે સત્યાગ્રહ આંદોલન પૂર જોશમા હતુ એટલે, સુભાષ જેવો કુરબાનીની તકની રાહ જોતો હોય, એવો સાહસિક વીર આવી તક જતી કરે કે? એટલે જેલમાથી છૂટ્યા એને બીજે જ દિવસે એઓ પ્રચડ સરઘસમા નીકળ્યા એ સરઘસમાં સુભાષબાબુને સખત માર પડ્યો એઓ બેભાન બન્યા

પછી તો સુભાષની તબિયત સારી પેઠે લથડી ૧૯૩૧ મા ગાધીજીએ જ્યારે સત્યાગ્રહ મોકૂફ રાખ્યો અને ઇરવીન જોડે સમાધાન કર્યું ત્યારે એનો વિરોધ કરનાર સુભાષ હતા જવાહરની તો એમા સમતિ હતી જવાહરને અદરથી ન ગમતુ હોય

છતાં, એમણે યુદ્ધતહકુબીનો ખુલ્લી રીતે વિરોધ કર્યો નહોતો. જ્યારે સુભાષે તો ખુલ્લી રીતે એનો વિરોધ કર્યો. સભાઓ ભરી, એ માટે જનમત કેળવવો શરૂ કર્યો અને કરાંચીમાં ભરાયલી કોંગ્રેસમાં પણ એનો વિરોધ કર્યો. આ પ્રમાણે સુભાષની ભાષામાં અંગ્રેજો જોડેના યુદ્ધમાં સમાધાનને જરા જેટલો અવકાશ નહોતો. એ તો એવા વીર યોદ્ધા હતા, જે સમજૂતી કે સમાધાન નહિ, પણ દુશ્મનની પાસે શરણાગતિ જ ઇચ્છતા હતા. જ્વાહર સમાધાન માટે તત્પર રહેતા. જ્વાહર પર ગાંધીજીની અસર હતી, જ્યારે સુભાષ પર હિંસક ક્રાન્તિવાદની. પછી તો સુભાષ જેલમાં ગયા, ત્યાં, એમની તબિયત વધારે બગડી અને સરકારે તબીબી કારણોસર એમને મુક્ત કર્યા. એટલે શસ્ત્રક્રિયા માટે એઓ ગયા, વિએના. ત્યાં, એમના જેવા જ ભારતના ભડવીર શ્રી. વિઠ્ઠલભાઈ પટેલનો એમને સાથ મળ્યો, ને, એમણે રાષ્ટ્રના ભવિષ્ય વિષે અનેક સ્વપ્નાં ઘડ્યાં. ૧૯૩૩ માં હરિજનોને કારણે ગાંધીજીએ સત્યાગ્રહને બંધ કર્યો, ત્યારે સુભાષે વિએનાથી એક નિવેદન પ્રગટ કરીને જણાવ્યું કે: "ગાંધીજીની નેતાગીરીનો હવે અંત આવ્યો છે. એમની નેતાગીરી સંપૂર્ણપણે નિષ્ફળ ગઈ છે. અને એઓ ક્રાન્તિ લાવી શકવાના નથી. હિન્દે હવે નવી નેતાગીરી અપનાવવી પડશે. અને, સ્વરાજ્ય, એમ થશે તોજ આવશે." જ્વાહર પણ ગાંધીજીએ સત્યાગ્રહ બંધ કર્યો તેથી ધૂંઆપૂંઆ થતા હતા, પણ, એઓ જાહેરમાં એનો વિરોધ કરી શક્યા નહિ, કે એ પગલાંને એઓ પ્રત્યાઘાતી પગલાં તરીકે ઓળખાવી શક્યા નહિ.

ગાંધીજીમાં એક શક્તિ હતી, કે, સમયને અને પરિસ્થિતિને બરાબર ઓળખી તે પ્રમાણે માર્ગ કાઢવાની. ૧૯૨૯ માં, એમણે જ્વાહરને કોંગ્રેસનું પ્રમુખપદ અપાવી નવજુવાનોને જીતી લીધા. વળી, જ્વાહરને, ૧૯૩૫ ને ૧૯૩૬, બે લાગલગાટ વર્ષો કોંગ્રેસનું પ્રમુખપદ આપ્યું. પછી, ગાંધીજીને લાગ્યું, કે, જ્વાહર તો કોંગ્રેસના બની ગયા છે, પણ, કોંગ્રેસે એ અરસામાં જે પ્રધાનપદાં સ્વીકારેલાં, તેનો વિરોધ કોંગ્રેસની અંદરથી ન થાય, અને એમનું કાર્ય સરળ રીતે ચાલે, તેથી ઉદ્દામવાદી નવજુવાનોનો સાથ જોઇએ. આ ઉદ્દામવાદી દલના નેતા સુભાષબાબુ હતા. એટલે, ગાંધીજીએ પ્રયત્ન કરીને, કોંગ્રેસના પ્રમુખપદ માટે સુભાષની વરણી કરાવી. અને એ રીતે, હિંસાવાદી, બ્રિટીશ તંત્ર જોડે કોઈ પણ પ્રકારના સહકારમાં ન માનનારા દલને એમણે જીતી લીધું. અને કોંગ્રેસની એકતા ને અખંડિતતા જળવાઈ રહી. સુભાષે પ્રધાનોના કાર્યમાં રસ લેવા માંડ્યો અને સમવાયતંત્રનો કોઈ પણ હિસાબે વિરોધ કરવાનો સૂર ઉપાડ્યો.

સુભાષ સમજ્યા કે હિન્દને પોતાને માર્ગે વાળવાની પ્રમુખપદ એ ઉમદા તક છે. અને એ તકને જતી ન કરવી જોઈએ. એથી એમણે લોકોને આવનાર 'જંગે આઝાદી' માટે તૈયાર થવાનો આદેશ આપ્યો. એક બાજુ, કોંગ્રેસ અહીં પ્રધાનપદાં સંભાળતી હતી, તો, બીજી બાજુ, કોંગ્રેસના પ્રમુખ લોકોને આગામી જંગ માટે તૈયાર કરતા હતા. કારણ કે, સુભાષના લોહીમાંજ યુયુત્સા વહેતી હતી. એ આજીવન લડવૈયોજ હતો. એને યુદ્ધ વિના શાંતિ કે ચેન નહોતાં. આખું વર્ષ એમણે કોંગ્રેસમાં કોઈપણ રીતે બ્રિટીશ જોડે સમાધાન ન થાય, તે માટેના પ્રયત્નો જારી રાખ્યા. સુભાષને લાગ્યું, કે, પોતાનું કોંગ્રેસમાં વર્ચસ્વ જામે એટલા માટે, બીજું વર્ષ, પોતે પ્રમુખ થાય એ જરૂરી હતું. જવાહર બે વાર જો કોંગ્રેસના લાગલગાટ પ્રમુખ થાય તો હું શા માટે નહિ, એવી હરીફાઈની ભાવના પણ એની પાછળ કારણ ભૂત હતી. પણ આખરે એઓ પ્રમુખ બન્યા. પણ, સુભાષનો સ્વભાવજ એવો હતો, કે, એ બીજા કોઇની હરીફાઈ સહન કરે જ નહિ. એમણે બીજીવારની ચૂંટણી વખતે, પોતાના કારોબારીના સાથીઓ સામે, જનતાના દ્રોહના, બ્રિટીશ જોડે સમાધાન કરવાના પ્રયત્ન કરવાના આક્ષેપો મૂક્યા. પરિણામે, એમના ભાઈ શરદબાબુ સિવાય, બીજા બધા કોંગ્રેસના કારોબારીના સભ્યોએ રાજીનામાં આપ્યાં.

તેમ છતાં, જવાહર સુભાષની વિરુદ્ધ એટલા બધા નહોતા. કારણ, જવાહરને, એક તો એમના વર્ષોથી જૂના સાથી પ્રત્યે હમદર્દી હતી, અને, બીજું, એમને એમ લાગતું હતું, કે, કારોબારીના સભ્યો સુભાષ પ્રત્યે વધારે ક્રૂરતાથી વર્તે છે. એટલે એમનામાં સ્વાભાવિક એવી માનસિક દ્વિધા, એક પ્રકારનો ઉગ્ર અસંતોષ જવાહર અનુભવતા હતા. એમને એમ લાગતું હતું કે સુભાષનું વર્તન ઉચિત નથી, તો બીજી બાજુ એમને એમ પણ લાગતું કે એમના સાથીઓનું સુભાષ પ્રત્યેનું વર્તન પણ કાવાદાવાથી, ઇર્ષા ને દ્વેષથી ભરેલું છે. સુભાષ બીજીવાર કોંગ્રેસના પ્રમુખ તરીકે લોકશાહી રસમ પ્રમાણે ચૂંટાઈ આવે તેમાં જવાહરને કશું અજુગતું લાગતું નહોતું. સ્વરાજ્ય માટે એક આખરી લડત આપવી જોઈએ એમ જવાહરને પણ લાગતું હતું. અને એ બાબતમાં સુભાષ જવાહરની જોડે સહમત હતા. જવાહરને પણ પોતાના કારોબારીના સાથીઓ પ્રત્યે ઉગ્ર અસંતોષ હતોજ. એથી એમની સુભાષ પ્રત્યે હમદર્દી હતી. ત્રિપુરા મહાસભાના અધિવેશન વખતે સુભાષબાબુ જોડે મંચ ઉપર બેસનાર નેતા એકલા જવાહરજ હતા. એ સુભાષ માટે જવાહરને જે લાગણી હતી તેનો નિર્દેશ કરે છે. ત્રિપુરામાં સુભાષને ૧૦૫° તાવ હોવા છતાં, નેતાઓ એની તરફ જે રીતે વર્ત્યા તેથી, જવાહરને ખૂબ દુઃખ થયું. અને એમણે ત્યાં સુભાષ પક્ષ

અને કારોબારીના બીજા સભ્યો વચ્ચે સમાધાન કરાવવાના ઘણા પ્રયત્નો કર્યા, પણ એમાં એમને યશ મળ્યો નહિ.

પછી તો સુભાષે કોંગ્રેસ પ્રમુખપદનું રાજીનામું આપ્યું. અને, કોંગ્રેસસમિતિ પ્રધાનો સામે સત્યાગ્રહ કરી શકે નહિ, એ ઠરાવનો વિરોધ કરી, એની વિરુદ્ધ પ્રચાર કરવા માટે, સુભાષની સામે શિસ્તભંગનાં પગલાં લેવામાં આવ્યાં. અને સુભાષે *ઉદ્દામવાદી દલ-ફૉરવર્ડ બ્લૉક-નામની કોંગ્રેસની હરીફ સંસ્થા ઊભી કરી અને,* જ્યારે રામગઢમાં કોંગ્રેસ ભરાઈ ત્યારે ત્યાંજ, એમણે અખિલ હિન્દશાહીવાદી વિરોધી અધિવેશન રાખી, કોંગ્રેસ વિરુદ્ધ પ્રચાર કર્યો. જવાહરને સુભાષનું આ કાર્ય પસંદ ન પડ્યું અને એને માટે એમણે પોતાની આત્મકથામાં કહ્યું છે કે: "કાનને રૂડા લાગતા શબ્દો તેમજ સૂત્રોનાં ઓઠાં નીચે રાજકારણના ક્ષેત્રમાં સટ્ટો ખેલવાને નીકળી પડેલા, તેમજ તક સાધી લેવાની મુરાદવાળાં તત્વો જોઈ જર્મનીમાં નાઝીનો ઉદય શી રીતે થયો તે મને યાદ આવ્યું."

પછી તો, યુદ્ધ શરૂ થયું, કોંગ્રેસ કારોબારીની સભા એ વિષે વિચારણા કરવા મળી. એમાં સુભાષને પણ આમંત્રણ આપવામાં આવ્યું. સુભાષ તો એકજ વાત કરતા હતા, કે, સ્વરાજ્ય લેવા માટે આ સુવર્ણતક છે અને એ જતી કરવી જોઈએ નહિ. કારણ કે, બ્રિટનની મુશ્કેલીનો આપણે પૂરેપૂરા લાભ ઉઠાવવો જોઈએ. સુભાષે જોયું, કે, જો અંગ્રેજો આપણને સ્વરાજ્ય આપે તો આપણા નેતાઓ તો, અંગ્રેજોને યુદ્ધમાં પણ સહાય્ય કરવા તત્પર થાય, ત્યારે સુભાષને સ્વરાજ્ય દાન તરીકે નહિ, પણ, પોતાની તાકાતથી જોઈતું હતું, છીનવી લેવું હતું, એટલે એમનો મેળ ન ખાધો.

પછી તો સુભાષની સાહસકથા, પઠાણ વેષમાં, કલકત્તાથી પેશાવર, કાબુલ ને ત્યાંથી જર્મની ને પૂર્વ એશિયાના પ્રદેશોમાં હિન્દી સૈન્ય તૈયાર કરી, અંગ્રેજોના સૈનિકોને અંગ્રેજ વિરોધી યુદ્ધમાં શામિલ કરવાની કથા તો જગજાહેર છે. સુભાષ બાબુના નેતાજી બોઝ એઓ શી રીતે બન્યા, એમણે આઝાદ સેના ઊભી કરીને, દિલ્હીનો લાલ કિલ્લો સર કરવાનું સાહસ ખેડવા તૈયાર થઈ, હિન્દને આંગણે રણાંગણ ખેલ્યા. આ પણ જો જવાહરના શબ્દોમાં કહીએ તો જુગાર હતો. પણ જવાહર એવો જુગાર ખેલવા કદિય તત્પર ન થાય.

સુભાષ ને જવાહર વચ્ચે અંતર પડ્યું તે બીજા વિશ્વયુદ્ધના સમયથી. જવાહર સશર્તે યુદ્ધમાં મદદ કરવા તત્પર હતા, જ્યારે સુભાષ તો અંગ્રેજો જોડે કોઈપણ

હિસાબે યુદ્ધમાં શામિલ થવા તૈયાર નહોતા. એમને યુદ્ધ જોઈતું હતું. અંગ્રેજોની સામે, જવાહર ફાસીસ્ટ વિરોધી હતા, એટલે, જવાહર કોઈપણ સંજોગોમાં, ફાસીસ્ટોને સાથ આપવા માગતા નહોતા. સ્વરાજ્ય મળતું હોય તો પણ. આમ જવાહર સ્વરાજ્ય મળતું હોય તો અંગ્રેજોને યુદ્ધમાં સાથ આપવા તત્પર હતા. સુભાષ સ્વરાજ્ય માટે ફાસીસ્ટોને મદદ કરવા ને એમની મદદ લેવા તત્પર હતા. જવાહર જેવા ફાસીસ્ટ વિરોધી હતા, તેવા જ સુભાષ અંગ્રેજ વિરોધી હતા. અને આમાં બન્નેનો વિરોધ સમજાઈ જાય. જવાહરને ફાસીસ્ટોને સાથ આપનાર, દેશના હિતને હાનિ કરનાર લાગે, સુભાષને અંગ્રેજોને સાથ આપનાર દેશનો દુશ્મન લાગે. આમ જવાહરની ફાસીઝમ માટેની ને સુભાષની અંગ્રેજો માટેની હાડોહાડ નફરત ને દુશ્મની બન્નેના કાર્યને ઘડનાર છે.

સુભાષ અને જવાહર બન્ને ઉદ્દામવાદી વીરો ખરા, છતાં, સુભાષમાં ઉદ્દામવાદને કોઈપણ હિસાબે ને ભોગે વળગી રહેવાની તત્પરતા હતી. જ્યારે જવાહર એને વળગી ન રહ્યા અને તેથી એઓ ધીમે ધીમે જહાલ મટીને મવાલપક્ષ તરફ ઢળતા ગયા. સુભાષ પાસે ઉદ્દામવાદ ઉપરાંત યોજનાશક્તિ ઘણી સારી. એ યોજનાશક્તિને પરિણામે જ એઓ હજારો ને લાખોની સંખ્યામાં, પરદેશમાં હિન્દીઓનાં સૈન્ય ઊભાં કરી શક્યા, અને, અંગ્રેજોની સામે મોરચો માંડી શક્યા. જ્યારે જવાહર તો હિન્દમાં પણ પોતાનો પક્ષ સ્થાપી શક્યા નહિ.

બીજું, સુભાષના જેટલી સાહસિકતા જવાહરમાં નહિ. સુભાષ જે રોમાંચક રીતે હિન્દ છોડીને ગયા, તે રીતે, જવાહરને હિન્દ છોડીને જતા આપણે ન કલ્પી શકીએ. બીજું સુભાષ ને હિંસાઅહિંસાની બહુ પડી નહોતી. સુભાષ તો અહિંસામાં માનતા જ નહોતા. જ્યારે જવાહરનો અહિંસાપ્રેમ પ્રબળ. હિન્દને માટે અહિંસા સિવાય બીજો માર્ગ નથી એવી એમની દૃઢ પ્રતીતિ. જ્યારે સુભાષ તો હિંસાવાદીઓના નેતા. એમને હિંસાનો વિરોધ નહિ. એમને તો સાધ્ય રૂડું હોય એટલે બસ, સાધનની પડી નહોતી.

સુભાષની પ્રવૃત્તિને જવાહર ૧૯૪૫ માં તો સમજી શકેલા જ નહિ. તેથી, જો સુભાષ જાપાનનું લશ્કર હિન્દ પર લઇને આવે, તો, એની સામે તલવાર લઇને લડવા જવાની જવાહરે વાતો કરેલી. પરન્તુ, પાછળથી, જ્યારે સુભાષની પ્રવૃત્તિની એમને સાચી માહિતી મળેલી, ત્યારે સુભાષની તારીફ પણ એમણે મુક્તકંઠે કરેલી.

જવાહર અને સુભાષ એ આપણને હિન્દી નેતાઓના બે પક્ષો બતાવે છે. નવજુવાન માનસનું દર્શન કરાવે છે. હિન્દની રાજકીય મનીષાના એ બે મૂર્તિમંત સ્વરૂપો છે. જવાહર જો ગાંધીજીના વારસ હોય, તો સુભાષ એ શિવાજીના વારસ હતા. જવાહરનું માનસ મુદ્દલ ધાર્મિક નહિ, જ્યારે સુભાષનું માનસ એટલું બધું ધાર્મિક કે, એઓ એકવાર હિમાલય ચાલી ગયેલા અને બીજીવાર જ્યારે ગૂમ થયા, ત્યારે અરવિન્દ આશ્રમમાં ગયા હશે, એમ કોઇએ માની લીધેલું. જો કે ધર્મના નહિ પણ રાષ્ટ્રસેવાના સંન્યાસીઓ બન્ને, ત્યાગવીરો પણ જબરા. જવાહર એ આર્યાવર્તની શાંતિનું પ્રતીક છે, જ્યારે સુભાષ આર્યાવર્તના વીરત્વના પ્રતીક હતા. બન્ને હિન્દનું ગૌરવ છે. હિન્દે એકજ જમાનામાં જે અનેક મહાપુરુષોની પરંપરા આપી છે, તેમાં આ બે રત્નોનો તેજ અંબાર ચિરંજીવ રહેશે.

[૩૨]

# પ્રવાસી જવાહર

## (૧)

આ ધરતી ફરે છે, અને ધરતી પર રહેનાર માનવી પણ ફરે છે. પ્રવાસનું માહાત્મ્ય અને જરૂરિયાત આપણા ધર્મગ્રન્થોમાં વર્ણવી છે. આપણા પૂર્વજો પ્રવાસને માનવજીવનનો એક અનેરો લહાવો માનતા. પ્રવાસ કર્યો તેનું જીવ્યું સફળ થયું મનાતું. પ્રવાસ એ તો માનવને શિક્ષણ આપનાર વિદ્યાપીઠ છે. પ્રવાસ માનવની દૃષ્ટિ વિશાળ બનાવે છે. એના જીવનને અનેકવિધ તત્વો જોડે સહજભાવે સાંકળી લે છે. પ્રવાસનું મહત્વ દર્શાવતાં આપણા એક સુભાષિતમાં યોગ્યરીતે જ કહ્યું છે કે : चराति चरतो भगः । અર્થાત્, 'ફરનારાનું કિસ્મત પણ ફરે છે.' આપણા નેતાઓ માટે તો જનતાના પ્રત્યક્ષ સંપર્કમાં આવવાનું, એમના સુખદુઃખો અનુભવવાનું એકમાત્ર સાધન પ્રવાસ જ છે. હિન્દ જેવા વિશાળ ખંડમાં, જનતાનો સાર્વત્રિક અનુભવ કરવો હોય, દેશને વિશે સર્વાંગીણ માહિતી મેળવવી હોય તો, તે પ્રવાસથી જ થઈ શકે છે. આપણા સંતમહંતો ને ઋષિમુનિઓએ, આપણી સંસ્કૃતિનાં વહેણો પ્રવાસથીજ વહેવડાવ્યાં છે. ઉત્તર હિન્દમાંના નાનક કે કબીરની અસર દક્ષિણમાં પહોંચે, ચૈતન્ય મહાપ્રભુ કેવળ બંગાળના જ નહિ, પણ સારાય હિન્દની વિભુતિ બની રહે, એ સઘળું એમના પ્રવાસનું જ પરિણામ છે.

જવાહર એ ગાંધીજી પછી આપણા એવા નેતા છે, કે જેમણે હિન્દના ખૂણે ખૂણાનો અનેક વાર, અનેક કારણે પ્રવાસ કર્યો છે. કોંગ્રેસના મંત્રી હોય કે પ્રમુખ હોય, ચૂંટણીના પ્રચારક હોય, કે, કારોબારીના સભ્ય હોય કે દેશના વડાપ્રધાન હોય, પણ જવાહરે હિન્દનો ફરી ફરી પ્રવાસ કર્યાંજ કર્યો છે. એ પ્રવાસ પછી જ, જવાહરને હિન્દનું સાચું દર્શન થયું છે, એ એમણે, 'મારું હિન્દનું દર્શન' એ

ગ્રન્થમા કબૂલ્યુ પણ છે જવાહરનુ દર્શન, એ કાઈ પૂર્વેના યાત્રિકોની જેમ, કેવળ ધાર્મિકભાવથી હતુ જ નહિ એમા તો આર્ષદૃષ્ટિ પણ હતી એમા જવાહરના અતરમા રહેલો કવિ, કળાકાર, પ્રકૃતિપ્રેમી, સસ્કૃતિનો ચાહક, એમ અનેક સ્વરૂપોના આપણને દર્શન થાય છે જવાહર, ઈશ્વરભક્તિથી પ્રેરાઈને પ્રવાસ કરતા નથી, પરન્તુ, દેશભક્તિથી પ્રેરાઈને એઓ પ્રવાસ કરે છે અને પ્રવાસ કરી કરીને જ દેશના સાચા સ્વરૂપનું એઓ દર્શન કરે છે

જવાહરને માટે કહી શકાય કે કાશ્મીરથી કન્યાકુમારી સુધી, ઉમ્ફાલથી દ્વારિકા સુધી, હિન્દના એકેએક ખૂણાનુ, એમણે સમગ્રતયા દર્શન કર્યુ છે એ પ્રવાસમા આપણી કળા ને સસ્કૃતિ, આપણી સાહિત્યિક સમૃદ્ધિ ને આર્થિક સ્થિતિ, એ સર્વેનુ જવાહરે આમૂલાગ્ર અવગાહન કર્યું છે જવાહરના પ્રવાસો મોટે ભાગે, રાજકીય પ્રવાસો હોવા છતા, એ પ્રવાસોમા, આર્થિક, સામાજિક, કલાકીય, સાસ્કૃતિક, સર્વે ઉદ્દેશો સમાયા હોય છે

જવાહર હૈદરાબાદ રાજકીય હેતુથી પ્રવાસે ગયા હોય, તો એઓ અજ તા ને ઈલોરાનો પ્રવાસ કર્યા વિના ચૂકે નહિ મૈસૂર જાય તો શ્રવણ બેલગોડાની મુલાકાત લીધા વિના એમને ચાલે નહિ આસામ જાય તો ત્યાના મણિપુરી નૃત્યો જોયા સિવાય એમને ચેન જ ન પડે એઓ મદુરા જાય, તો ત્યાની, મદિરની શિલ્પકૃતિઓ નિહાળે, ઓરીસા જાય તો ભુવનેશ્વરનુ શિલ્પમાધુર્ય નિહાળે એમ જવાહર જ્યા જાય, ત્યા એ ભૂમિમાથી જેટલો લૂટાય તેટલો રસ લૂટે

જવાહરના જીવનને તાઝગી બક્ષનાર તત્ત્વ એમની પ્રવાસપ્રિયતા છે જવાહરનુ હિન્દનુ જ્ઞાન કેવળ પુસ્તકિયા નથી પરન્તુ એમને પ્રવાસદ્વારા પ્રાપ્ત થયેલુ પ્રત્યક્ષ જ્ઞાન છે અને તેથી જ જવાહરને હિન્દભૂમિ માટે આટલી બધી મમતા છે એ ભૂમિને એમણે ખૂણેખૂણેથી અને દૃષ્ટિથી નિહાળી છે એને ભક્તિભાવે ભજી છે

જવાહરના પ્રવાસની અન્ય એક વિશેષતા એ છે કે, એમણે, વિદેશનો પ્રવાસ પણ એટલો વિસ્તારથી કર્યો છે અભ્યાસાર્થે બાળપણથી યુરોપ ગયા અને ત્યા સારા પ્રમાણમા પરિભ્રમણ કર્યું રશીયા પણ જઈ આવ્યા ત્યાથી પાછા આવી, પત્નીની માદગી વખતે પુન યુરોપભ્રમણ કર્યું અને, વળી, ચાગના આગ્રહને વશ થઇ ચીનમા મુસાફરી કરી વડા પ્રધાન થયા પછી, ઇન્ડોનેશીયા ને મલાયાની મુસાફરી કરી મીસરની મહેમાનગીરી માણી આવ્યા ને અમેરિકા જઈ ત્યાની ભૂમિને હિન્દનો સસ્કૃતિ મત્ર સભળાવી

આવ્યા. કેનેડા જઈ ત્યાંનો વિશ્વવિખ્યાત 'નાયગરાનો ધોધ' જોઈ આવ્યા. લંકાની, તો એ જાણે હિન્દની ભૂમિનો જ એક ભાગ હોય તેવી રીતે એમણે અનેકવાર સહેલ કરી છે.

ગાંધીજી પછી હિન્દની કોઈએ પણ વિશેષ મુસાફરી કરી હોય તો તે જવાહરે. જવાહરે જે રીતે, હિન્દને જોયું, તે રીતે, ઘણા થોડાએ જોયું છે. જવાહર અનેક કારણોએ ભ્રમણ કરે છે. કિસાનોની સ્થિતિ જાણવા ને એમના દુઃખમાં ભાગ પડાવવા, રેલસંકટ કે ભૂકંપસંકટગ્રસ્તોનાં આંસુ લૂછવા, મતની ભિક્ષા માગવા, લોકો બેફામ થઈને વર્ત્યા હોય તો તેમને ધમકાવી તેમની સાન ઠેકાણે લાવવા, ક્યારેક તેમને સમજવા અને તેમની જોડે તાદાત્મ્ય સાધવા, ક્યારેક તેમના ઉત્સવોમાં ભાગ લેવા, કયારેક તેમને શિક્ષણ આપવા, એ રીતે, જવાહરે અનેક રીતે, અનેક હેતુથી ભારતભૂમિનો પ્રવાસ આદર્યો છે.

જવાહરના પ્રવાસની ત્રીજી વિશેષતા એ છે કે, એમનો પ્રવાસ, અનેક પ્રકારનાં વાહનોથી ખેડાયો છે. બળદગાડું, ઘોડાગાડી, મોટરકાર, જીપ, વિમાન, હેલીકોપ્ટર, રેલગાડી, ઊંટગાડી, સ્ટીમર, હોડી, એમ એમનાં પ્રવાસના વાહનો પણ ચિત્રવિચિત્ર અને વિવિધ છે.

જવાહરની પ્રકૃતિ જ એવી છે, કે એમને થોડે થોડે દિવસે પ્રવાસ ન કરે તો જંપ જ ન વળે.

જવાહરના પૂર્વજો પ્રવાસી જ હતા. કાશ્મીરથી ઉતરી, દિલ્હીમાં, આગ્રામાં ને પછી અલ્લાહાબાદમાં આવી વસ્યા હતા. એટલે, જવાહરને પ્રવાસનો પૂર્વજોદીધો વારસો મળ્યો છે.

(૨)

જીવનની શરૂઆતનાં પંદર વર્ષ કુટુંબ સાથે લગ્ન કે મરણ પ્રસંગે બહારગામ જવું પડે તે સિવાય જવાહરે ખાસ પ્રવાસ આદર્યો નહોતો. પરન્તુ, પંદરમે વર્ષે એમને ભણવા માટે વિલાયત જવું પડ્યું. અને ત્યારથી જવાહરની પ્રવાસપોથીની શરૂઆત થઈ. પંદર વર્ષની ઉમરમાં સ્વાભાવિક રીતે, બાળકને કુતૂહલ તો હોયજ. એટલે વિલાયતમાં મુગ્ધભાવે, નવો પ્રકાશ, નવી રહેણી કરણી, નવાં માણસો એ બધું જવાહર મુગ્ધભાવે જોતા.

જવાહરને વિલાયતમાં આકર્ષનાર બે વસ્તુઓ હતી: રાજકારણ અને હવાઈસફર. ખાસ કરીને એ વયે જવાહરને હવાઈસફર ખૂબ ગમતી. વિલાયતમાં અભ્યાસ કરતાં, રજા પડે, ત્યારે એઓ યુરોપના પ્રવાસે નીકળતા. ૧૯૦૯ માં એ લંડનથી ઊડીને બર્લીન ગયા. જવાહરનો એ પ્રથમ સૌથી લાંબો આકાશનો પ્રવાસ હતો. જર્મનીથી પૅરીસ ગયા અને હવાઈ જહાજમાં ઊડીને, એમણે પૅરીસ શહેરનું દિગ્દર્શન કર્યું, સાચા અર્થમાં કહીએ તો વિહંગાવલોકન કર્યું. ૧૯૧૦ ની રજામાં એ દરિયાઈ સહેલગાહ ઉપર નોર્વે ગયા. ત્યાં પહાડી પ્રદેશોમાં એમણે ઠીક ઠીક મુસાફરી કરી. ત્યાં જવાહર ઝરણામાં નહાયા, પણ સાહસ કરવા જતાં ઝરણામાં લપસ્યા અને પ્રવાહમાં તણાયા.

આ રીતે, જવાહરે એમના અભ્યાસ દરમ્યાન કરેલા યુરોપ પ્રવાસમાં એમણે લગભગ યુરોપના મુખ્ય મુખ્ય પ્રદેશો જોયા.

હિન્દ આવીને શરૂઆતમાં તો જવાહરે ઝાઝો પ્રવાસ ન ખેડ્યો. પરન્તુ, એમના ૧૯૧૬ માં લગ્ન થતાં જ, એમને પ્રિય એવા હિમાલયના પ્રવાસે એઓ ઉપડી ગયા. અને છેક તિબેટની સરહદ સુધી ફરીને મનભરીને નૈસર્ગિક સૌન્દર્ય જોયું. હિમાચ્છાદિત શિખરો પર એ ફર્યા. અમરનાથની ગુફા સુધી ફરી આવ્યા. એમાં જીવને જોખમે પણ એમણે મુસાફરી કરી. હિમનદીની લપસણી ભૂમિમાં એઓ સર્યા. જવાહરને હિમાલયના પ્રવાસનો એટલો બધો શોખ છે કે કૈલાસ અને માનસરોવર જવાની એમની મનીષા હજી અપૂર્ણ જ રહી ગઈ છે. એના માત્ર સ્વપ્નમાં જ એમને એ દર્શન થયાં.

૧૯૧૭–૧૮ થી જવાહરનો હિન્દનો સાચો પ્રવાસ શરૂ થયો એમ કહી શકાય. ભારતના આત્માના દર્શન એ સમયથી એમણે કરવા માંડ્યાં. અમૃતસરનો હત્યાકાંડ થયો, ત્યારે કૉંગ્રેસે એને માટે જે તપાસ સમિતિ નીમી હતી, તેમાં જવાહર પણ હતા. એટલે એ કાર્યને માટે એમને ગામડે ગામડે ભટકવું પડેલું અને લોકોની જુબાનીઓ લેવી પડેલી. આથી આમ જનતાના એઓ સાચા સંપર્કમાં આવ્યા. પ્રવાસમાં જોઈએ તેવી અને તેટલી સગવડ મળે નહિ, પણ ઉત્સાહભર્યા એઓ એવી અગવડોથી ટેવાઈ ગયા. એટલે એમની પ્રવાસી તરીકેની પૂર્વ તૈયારીઓ થઈ ગઈ.

એ પછી જવાહરની માતા તથા પત્નીની બિમારીને કારણે જ્યારે એમને હવાફેર માટે મસૂરી લઈ જવાની ફરજ પડી, ત્યારે જવાહરે પ્રવાસનો કશો વિચાર જ કર્યો નહોતો, પણ એમને તાબડતોબ મસૂરી છોડવાનો હુકમ મળ્યો. તે વખતે કાનૂન ભંગનું આંદોલન તો નહોતું જ. એ વખતે હુકમનો ભંગ કરીને

સત્યાગ્રહ આંદોલનમાંથી ફરીથી મુક્ત થયાં પછી ૧૯૨૪માં જવાહર કોંગ્રેસના મહામંત્રી બન્યા. કોંગ્રેસના મંત્રીને તો ફરવાનું ઘણું હોય. એટલે આ વર્ષમાં જવાહરે ભારતની ઠીક ઠીક યાત્રા કરી એમ કહી શકાય. હિન્દના લગભગ એકેએક પ્રાંતમાં એમને કોંગ્રેસસંસ્થાઓને સંગઠિત કરવા, યા તો, કોંગ્રેસની ચૂંટણીના ઝઘડા પતાવવા, યા તો રચનાત્મક કાર્યક્રમને વેગ આપવા ફરવું પડ્યું. વળી, જવાહરે તો કોંગ્રેસ સેવાદળ પણ એમના મહામંત્રીપદ સમયે સ્થાપ્યું અને એને વ્યવસ્થિત રીતે, સંગઠિત કર્યું. એટલા માટે પણ જવાહરને અન્ય મંત્રીઓ કરતાં વિશેષ પ્રમાણમાં પ્રવાસ ખેડવો પડ્યો. કર્ણાટક, મહારાષ્ટ્ર, આંધ્ર, ગુજરાત એમ અનેક પ્રાંતોમાં એમણે ખૂબ મુસાફરી કરી. આ મુસાફરીની એકંદરે જવાહર પર અસર સારીજ થતી હતી, કારણ કે, એઓ પોતાના દેશબાંધવો તેમજ તેમના પ્રશ્નો જોડે પ્રત્યક્ષ સંકળાયલા રહેતા.

આ અરસામાં ગાંધીજી માંદા પડ્યા, એટલે જવાહર પૂના પહોંચ્યા, અને, ગાંધીજી છૂટતાં, એઓ ૭ અઠવાડિયાં ગાંધીજીની જોડે જૂહુકિનારે રહ્યા. જવાહરનો આ પ્રવાસ એમને માટે ખૂબ રસદાયી અને આનંદદાયી હતો. કોઈ પણ રાજકીય, સાંસ્કૃતિક, આર્થિક, એવી કશી ચિંતાથી વિમુક્ત થઈને, માત્ર મનોરંજક પ્રવાસી તરીકે એઓ જુહુના દરિયામાં તરતા ને ઘોડેસવારી કરતા. એથી આ પ્રવાસ એમના મનને પ્રફુલ્લિત કરનાર અને તાઝગી બક્ષનાર નીવડ્યો.

૧૯૨૫ માં એમનો જાણીતો પ્રવાસ હિમાલયમાં ડેલ્હાઉસીનો હતો. ડેલ્હાઉસીમાં એ એમના પિતાને લઇને, હિમાલયના પહાડી વિસ્તારોમાં રખડતા, કેડીઓમાં ફરતા, હિમાચ્છાદિત શિખરોના સાન્નિધ્યથી શાંતિ અને શીતળતા અનુભવતા, પ્રકૃતિસૌન્દર્ય માણતા, પહાડી રસ્તાઓ ખૂંદતા અને આનંદ કરતા.

૧૯૨૬ માં, જવાહર હિન્દના રાજકીય વાતાવરણથી તંગ આવી ગયા હતા. એ વાતાવરણથી એમને છૂટવું હતું. હિન્દમાં ક્યાંય પણ જો જાય, તો રાજકારણ એમને છોડે એમ હતું જ નહિ, અને ઇચ્છાઅનિચ્છાએ એમાં સંડોવાવું પડે એમ હતું. જવાહરને શાંતિ જોઇતી હતી. એમને સ્પષ્ટ માર્ગ સૂઝતો નહોતો. હિન્દુસ્તાનથી દૂર ભાગી જવાની એમની ઇચ્છા હતી. ત્યાં એમની પત્ની બીમાર પડી, અને એમને ઉપચાર માટે સ્વિટ્ઝર્લૅન્ડ લઈ જવાની તબીબી સલાહ મળતાં, જવાહર, એમની પત્ની અને દીકરી હિન્દુસ્તાન છોડીને ઉપડ્યાં.

જવાહર તેર વર્ષ પછી પાછા યુરોપ જવા નીકળ્યા હતા. એટલા સમયમાં યુરોપનો નવો અવતાર થયો હતો. મહાયુદ્ધને પરિણામે સારાય યુરોપની

કાયાપલટ થઈ હતી જવાહરને જે માનસિક શાંતિ જોઈતી હતી, તે સ્વિટ્ઝર્લૅન્ડના પહાડી પ્રદેશમાં મળી જવાહર એમની પત્નીને ત્યાં રાખી, ઊડતી મુલાકાત, આસપાસના પ્રદેશોમાં લઈ આવતા હતા એ ઇંગ્લૅંડ જઈ આવતા, પૅરીસ જઈ આવતા, જર્મનીમાં ફરતા, એમ એમની પ્રવાસ ઝંખના એઓ સંતોષતા હતા ત્યાં હિમાચ્છાદિત ગિરિશૃંગોમાં, પ્રકૃતિનું મનોહારી દર્શન કરતા કરતા, એઓ પોતાની જાતને વીસરી જતા એમના નિસર્ગ દર્શનમાં તલ્લીન બની જતા

જવાહર ત્યાંની શિયાળાની રમતોમાં આગળ પડતો ભાગ લેતા સ્કેટીંગ (બરફમાં રમવાનું) કરતા, એમાં ઘણીવાર લપસતા છતાં એમાં એમને મઝા પડતી રોમાં રોલાંને એઓ એના ગામડામાં જઈને મળ્યા બ્રુસેલ્સમાં પીડિત પ્રજાઓની પરિષદમાં, એમણે હિન્દી રાષ્ટ્રીય મહાસભાના પ્રતિનિધિ તરીકે ભાગ લીધો. એવામાં એમના પિતા યુરોપ આવ્યા જવાહર એમને વેનીસમાં મળ્યા અને ત્યાંથી સૌ, રશીયાની યાત્રા કરી આવ્યા એ પ્રવાસ ટૂંકો હતો છતાં નવીન, રોમાંચક અને કૌતુહલ ભર્યો હતો નૂતન રશીયા વિષે જવાહરને જાણવું હતું એટલે એ પ્રવાસ ઉપયોગી તથા જવાહરને અનેક દૃષ્ટિએ સંતોષે એવો નીવડ્યો

યુરોપથી આવી જવાહરે હિન્દની અનેક નિરનિરાળી પ્રવૃત્તિઓ હાથ ધરી તેમાં મુખ્ય તો યુવકમંડળો તથા મજૂરસંઘોની પ્રવૃત્તિ હતી જવાહરને એ અંગે મજૂરોની ખાણોમાં અને કારખાનાઓમાં ઠીક ઠીક ફરવું પડ્યું ટાટાનગર, જમશેદપૂર, ઝરીયાની કોલસાની ખાણો વગેરે ઔદ્યોગિક કેન્દ્રોની એમણે મુલાકાત લીધી

ગાંધીજીએ ખાદી પ્રવાસ આરંભ્યો હતો, તે ઉત્તર પ્રદેશમાં આવ્યા, ત્યારે જવાહરે પણ ખાદી પ્રચાર અંગે ગાંધીજીની જોડે ફરી પ્રવાસ શરૂ કર્યો કેટલાક અઠવાડિયાં એઓ ગાંધીજી જોડે ફર્યા ત્યાંથી લાહોર જેલમાં, રાજકીય કેદીઓએ ઉપવાસ કર્યા છે એની ખબર પડતાં જવાહરે પ્રવાસ છોડીને રાજકીય કેદીઓની મુલાકાત લીધી

તે પછી તો આવ્યા સત્યાગ્રહના દિવસો જવાહર કોંગ્રેસના પ્રમુખ બન્યા એમણે સ્વાતંત્ર્ય પયગામ દેશભરને સુણાવ્યો, અને પછી હિન્દના પ્રાંતે પ્રાંતના પ્રવાસે નીકળ્યા, જનતાને સ્વાતંત્ર્યની વાણી સંભળાવવા, જનતાને અસહકાર ને સવિનય ભંગ માટે તૈયાર કરવા જવાહર ગુજરાતના પ્રવાસે ગયા જંબુસર પાસે, કાદવમાં માઈલો સુધી ચાલ્યા મહીની કોતરોમાં ફર્યા નર્મદાકાંઠે ફર્યા અને ગુજરાતની વીરશ્રી અને વનશ્રીના સુભગ દર્શન કર્યા ને પોતાના પ્રાંતમાં જઈ સત્યાગ્રહ શરૂ કર્યો ત્યાંથી એ જેલમાં ગયા ને એમને નસીબે જેલમાં પણ

પ્રવાસજ લખાયલો હતો. એટલે, સરકારે, ગાંધીજી જોડે મંત્રણા માટે, એમને ખાસ ડબ્બામાં, નૈની જેલથી યરવડા સુધીની મુસાફરી કરાવી, અને મુસાફરીમાંથી પાછા આણ્યા.

એવામાં જવાહર ૧૯૩૦ માં છૂટ્યા. એમના પિતાનું અવસાન થયું. ને, જવાહર હવાફેર માટે લંકા ઉપડ્યા. લંકાની વનશ્રીનું સૌન્દર્ય, પ્રકૃતિનાં મનોરમ દશ્યોનું દર્શન એક મહિનો કર્યું. ત્યાં એમણે સાંસ્કૃતિક અને પુરાતત્વની દૃષ્ટિએ પણ પ્રવાસ આદરી, ઐતિહાસિક ખંડેરો, બૌદ્ધ મઠો, બુદ્ધની પ્રાચિન મૂર્તિઓ, એ બધું ખૂબ ધ્યાનથી જોયું. ત્યાં બુદ્ધ ભિક્ષુઓને મળ્યા અને એમની જોડે વાતો કરી

લંકાથી પાછા ફરતાં, જવાહરે, કન્યાકુમારી જઈ, ત્યાંની ત્રિસમુદ્રનાં સંગમની શોભાનું કવિત્વમય પાન કર્યું. મલબાર કે જે દક્ષિણનું કાશ્મીર કહેવાય છે, તેની સમુદ્રકાંઠાની શોભા નિરખી, ત્યાંના રીત રીવાજો, ત્યાંની સાંસ્કૃતિક, ભાષાકીય, સામાજિક, ધાર્મિક એ સઘળી વિશિષ્ટતાઓ જોતા જોતા જવાહર જતા હતા, એટલેજ એમનો પ્રવાસ કેવળ ભૌગોલિક નહોતો, પણ સર્વદેશીય હતો.

ત્યાંથી પાછા વળતાં, જવાહરે અજંતાનાં કલામંડપોનું અને ઇલોરાની ઐતિહાસિક ગુફાઓનું દર્શન કર્યું. ત્યાંના શિલ્પની રમણીયતાની જવાહર ઉપર એવી છાપ પડી કે જવાહર એ મૂર્તિઓ વારંવાર જુએ છતાં ધરાય નહિ. અજંતાના કલામંડપોનું આકર્ષણ જવાહરને અનેરું છે અને આપણા દેશના કલાધરોએ આવી ઉત્તમોત્તમ કળાત્મક અને કાવ્યમય કૃતિઓ રચી છે તે માટે ગૌરવ લે છે. અજંતામાં, જવાહરે એ મૂર્તિના એકેએક ભાવ, એના ચિત્રોની રમણીયતા અને શિલ્પની ભવ્યતા અને ઝીણવટ, એનું ભાવાલેખન તથા મૂર્તિવિધાન, એ તરફ કલાકારના જેટલું લક્ષ આપ્યું. એના રંગોની ઝીણવટભરી તપાસ કરી. ને પોતાના યુગને વીસરી હજારો વર્ષો પૂર્વેના પ્રાચીન યુગમાં એ જઇ પહોંચ્યા. એકજ કૂદકે, એ અજંતાના સમયના બની ગયા.

પણ એમના પ્રાંતમાં અશાંતિ હતી, એટલે એઓ સીધા પહોંચ્યા પોતાના વતનમાં, અને ત્યાં કિસાનોની મુસીબતોમાં એ પડ્યા. પાછો પોતાનો પ્રાંતનો મુસીબતભર્યો પ્રવાસ એમણે શરૂ કર્યો. અને બળદગાડામાં, પગપાળા, મોટરમાં એમ ગામડે ગામડે એઓ પહોંચ્યા. ખેડૂતોની મુસીબતો સગી આંખે જોઇ. સરકાર બેઉચોક દિલ્હી કરારનો ભંગ કરતી હતી, તેની પ્રતીતિ થતાં, એમણે સરકારના અન્યાયી હુકમોને ન ગણકારવાની ખેડૂતોને સલાહ આપી. ને પરિણામે જવાહર ગિરફતાર થયા.

જવાહરની આ વખતની જેલ પણ એક પ્રવાસ જેવી જ હતી, એમ કહીએ તો ચાલે. એમને બરેલી જેલમાં, ત્યાંથી દહેરાદૂનની જેલમાં, એમ જેલમાં વારંવાર ફેરવવામાં આવ્યા. એથી એમની પ્રવાસપ્રિયતા સંતોષાઈ.

જવાહર છૂટ્યા અને એ ઘરવડાના પ્રવાસે ગયા. ત્યાં ગાંધીજીની મુલાકાત લીધી. ત્યાંથી એઓ બધે ફર્યા. બિહારમાં ધરતીકંપ થયો હતો ત્યાં ગયા અને ધરતીકંપના કમકમા ઉપજાવે એવાં હૃદયવિદારક દૃશ્યો જોયાં અને કુદરતની વિકરાળતાના સાક્ષી થયા. એ દૃશ્ય, એ કારમા પ્રવાસનું સ્મરણ એમના સ્મરણપટ પર એવું ને એવું તીવ્ર છે. જાણે ગઈ કાલેજ નિરીક્ષણ કર્યું હોય, એવો જબરો આઘાત એમને આજે પણ એ પ્રવાસનું સ્મરણ જગાડે છે. જવાહરે એમાં જાતે જઈને, શ્રમ કરીને, ખોદકામ કર્યું અને ત્યાંની જનતાની રાહત માટે પોતાથી બનતું કર્યું, પરન્તુ, એઓ વિશેષ કાંઈ કરી શકે તે પૂર્વેજ, એમની ગિરફતારી થઈ.

જવાહર પકડાયા. એમને બે વર્ષની સજા થઈ. એમને આ વખતે પણ જેલયાત્રા એ પ્રવાસયાત્રા નીવડી. પહેલાં બંગાળની અલીપુર જેલમાં એમને રાખવામાં આવ્યા. અલીપુરમાં એમણે હેમંત ને વસંત ઋતુના ફેરફારો જોયા, પક્ષીઓનું સંવનન નિહાળ્યું અને કુદરતી તત્વો જોડે તાદાત્મ્ય સાધ્યું. ત્યાંથી એમને દહેરાદૂન જેલમાં ખસેડ્યા. જેલમાંથી એમને એમની બીમાર પત્નીને મળવાની અગિયાર દિવસની પરવાનગી મળી. ત્યાંથી પાછા એ જેલયાત્રાએ ઉપડ્યા, અને તે નૈની જેલમાં. ત્યાંથી એમને ખસેડ્યા, હિમાલયમાં આવેલા અલ્મોડાની જેલમાં. જવાહરને અલ્મોડાથી ભવાલી એમની પત્નીની મુલાકાતે લઇ જવામાં આવતા, એ રીતે, થોડે થોડે દિવસે, હિમાલયપર્યટન જેલમાં રહ્યે રહ્યે પણ એમને કરવાનું ભાગ્ય પ્રાપ્ત થતું. આ પ્રવાસ એમને માટે આલ્હાદકારક તેમજ દુઃખકારક બન્ને હતો.

જવાહરના પત્ની કમળાની તબિયત ઉત્તરોત્તર વિશેષ અને વિશેષ બગડતી ગઈ. તબીબી સલાહ પ્રમાણે એમને સ્વિટ્ઝર્લેન્ડ જવાની આજ્ઞા થઇ. આ સંજોગોમાં જવાહરને એકાએક છોડી મૂકવામાં આવ્યા. અને જવાહર છૂટતાં વેંત, પ્રથમ તકે, પોતાની પત્ની સ્વિટ્ઝર્લેન્ડમાં હતી ત્યાં પહોંચ્યા. જવાહરનો આ યુરોપ પ્રવાસ દુઃખજનક અને ચિંતાપ્રદ હતો.

હવાઈ જહાજમાં, જવાહર જર્મની બીમાર પત્નીની મુલાકાત લેવા ઉપડ્યા. આ વખતનો પ્રવાસ એ રાજકીય નહોતો, સાંસ્કૃતિક નહોતો, પ્રકૃતિથી પ્રેરિત નહોતો, કલાદર્શન માટે નહોતો. એ તો હતો ફક્ત કૌટુંબિક. જવાહર ત્યાં ગયા.

ત્યાં યુરોપની રાજકીય સ્થિતિ એમને પરેશાન કરતી હતી. સમસ્ત યુરોપમાં ભાવિ યુદ્ધનાં વાદળો ઘેરાતાં હતાં. યુદ્ધની તડામાર તૈયારીઓ થઈ રહી હતી. મોટાં રાજ્યો નાનાં રાજ્યોને ગળી જવાની ભભકભરી યોજનાઓ વિચારી રહ્યાં હતાં. જવાહરના શાંતિપ્રિય, કલાપ્રિય અને માનવતાપ્રિય આત્માને આ પ્રકારની તૈયારીઓથી સખત આઘાત લાગ્યો. અને આ આઘાત એટલો બધો કારમી તથા દુઃખદ હતો કે ઘડીભર એઓ એમની વ્હાલસોયી બીમાર પત્નીની બીમારીને પણ ભૂલી ગયા. આમ છતાં, *સ્વિટ્ઝર્લૅન્ડના (બાડનવાઇલરમાં) બ્લેક ફૉરેસ્ટમાં શાંતિ હતી અપૂર્વ: અહીં* એમના બીમાર પત્નીનો ઉતારો હતો. જવાહર એ ખીણ પર ધુમ્મસ ફરી વળતું જોતા અને પત્નીના જીવનદીપક પર પણ ધુમ્મસ ફરી વળતું જોતા. અને સાચેજ એમની પત્નીના જીવન પર ધુમ્મસ ફરી વળ્યું. પછી ત્યાંથી ઇંગ્લૅંડ, ઝેકોસ્લોવેકિયા ને ફ્રાન્સ એઓ જઈ આવ્યા. ઇટલિમાં પણ બે ત્રણ દિવસ ગાળ્યા. પણ જવાહરનો યુરોપનો આ પ્રવાસ તાઝગી અને સ્ફૂર્તિ ને બદલે કંટાળાનો અને થાકનો પ્રવાસ હતો. આ પ્રવાસ જવાહરની ધીરજ, ને સહનશીલતાની કસોટીને પ્રવાસ હતો. પત્નીના મૃત્યુનો મહદ બોજ એમને શિરે હતો. એટલે એમાંથી રાહત મળે એમ હતું નહિ.

(૩)

હિન્દમાં આવી જવાહરે તરતજ કોંગ્રેસનું પ્રમુખપદ સંભાળ્યું. ત્યારબાદ જેને પ્રવાસ કહી શકાય, એવો મોકો, ૧૯૩૬ ની ચૂંટણીમાં જવાહરને મળ્યો. જવાહરે ચૂંટણીનો ભાર ઉપાડવાનું એટલા માટે જ સ્વીકાર્યું કે, એઓ જનતાનો સીધો સંપર્ક એ નિમિત્તે સાધી શકે. જવાહરે એ ચૂંટણી પ્રસંગે હિન્દભરમાં–એક છેડેથી બીજે છેડે સુધી–મુસાફરી કરી. આશરે ચારેક મહિનાના ગાળામાં જવાહરે લગભગ પચાસ હજાર માઇલની મુસાફરી કરી અને એ પ્રવાસમાં શક્ય તેટલાં બધાં વાહનોનો ઉપયોગ કર્યો. જ્યાં પહોંચવાને વાહન વ્યવહારની કશી જોગવાઈ નહોતી, એવા ઊંડાણમાં આવેલા ગ્રામપ્રદેશમાં પણ એઓ ઘૂમી વળ્યા. વિમાન, રેલગાડી, મોટર ગાડી, મોટર લોરી, તરેહતરેહની ઘોડાગાડીઓ, બળદગાડાં, બાઈસીકલ, હાથી, ઊંટ, જાતજાતના ઘોડા, આગબોટ, હલેસાંથી ચાલતી દેશી હોડી, માછીની માછલાં પકડવા માટે વપરાતી એક માણસની હોડી, અને પગપાળો પ્રવાસ, એમ આ ઐતિહાસિક અને રાજકીય પ્રવાસમાં જવાહરે અનેક વાહનોનો

ઉપયોગ કર્યો જવાહરના અનેક પ્રવાસોમા આ પ્રવાસ અભૂતપૂર્વ હતો આ પ્રવાસ એક રખડુ આત્માનો પ્રવાસ નહોતો પણ હિન્દની એક જવાબદાર અને લબ્ધપ્રતિષ્ઠ વ્યક્તિનો રાજકીય પ્રવાસ હતો

આ પ્રવાસમા, હિન્દની ઉત્તર સરહદથી દક્ષિણ સમુદ્ર સુધી, વટોળની જેમ જવાહર ઘૂમી વળ્યા એમા જવાહર તો અઠંગ પ્રવાસી રહ્યા, એટલે એમને પ્રવાસનો થાક નહોતો પ્રવાસથી એમને તાઝગી લાગતી એટલા માટે એમણે પ્રવાસમા વિસામો પણ ન લીધો આ પ્રવાસ જવાહરને ઘણો પ્રેરણાદાયી નીવડ્યો જાણે એમણે હિન્દને નવા રૂપમા નિહાળ્યુ હિન્દના સાચા આત્માનુ એમને આ પ્રવાસ દરમ્યાન દર્શન થયુ એઓ જાણે ફરી ભારતમાતાને ખોળે આવીને બેઠા અને ભારતની પ્રજાનો, એમણે જાણે કે સાચો પરિચય કર્યો આમા હિન્દની વિવિધતાના સમૃદ્ધ અને છતા વિવિધતાની ભીતરમા રહેલી એકતાના એમને સાચા દર્શન થયા જેમ જેમ હિન્દમા એઓ ઘૂમતા ગયા, તેમ તેમ એમને લાગતુ ગયુ કે એ વિશાળ અને અદ્ભુત દેશની એમને કેટલી ઓછી માહિતી છે અને એની વિવિધતાનો એમને કેટનો ઓછો પરિચય છે? એ પ્રવાસ દરમ્યાન માતૃભૂમિ એમની પર વહાલસોયુ સ્મિત વેરતી હોય એમ એમને લાગ્યુ

પણ જવાહરનો કલાભક્ત આત્મા આ રાજકીય પ્રવાસમા પણ પ્રસુપ્ત રહ્યો નહોતો એઓ સમય ચોરીને, એકાદ દિવસ અજન્તાની ગુફાઓ કે સિંધુના પ્રદેશમા આવેલી મોંહેન-જો દરોની ટેકરી જેવા પ્રસિદ્ધ સ્થળોએ જઈ આવી પોતાની કલાપિપાસાને છીપાવતા, ઘડીભર માટે એઓ ભૂતકાળમા ડોકિયુ કરી આવતા એઓ ભૂતકાળના બની રહેતા અજન્તાની ગુફામા આવેલા બોધિસત્વો એમના સાથી બની રહેતા

ચૂંટણી થઈ કોંગ્રેસને ઝળકતી ફતેહ મળી જવાહરનો પ્રવાસ કામયાબ નીવડ્યો એટલે જવાહરે બ્રહ્મદેશ અને મલાયાના પ્રદેશોમા જવાનુ નક્કી કર્યું બ્રહ્મદેશ અને મલાયાના પ્રદેશો, જવાહરના પ્રિય પ્રદેશો હતા એશિયાના પ્રદેશો માટે જવાહરને મમત્વ છે તેમા બ્રહ્મદેશ તો, હિન્દનો જ એક ભાગ ગણાતો હતો, એટલે એમા જવાહરને સ્વદેશના જેટલી આત્મીયતા લાગે એમા કાઇ આશ્ચર્ય છે? જવાહર એ પ્રદેશોમા ખૂબ ફર્યા ત્યાનુ પ્રકૃતિક સૌંદર્ય નિહાળ્યુ ત્યાના સાસ્કૃતિક પ્રતીકો—પેગોડા—ના દર્શન કર્યા ત્યાની ફૂનોની મસ્તીમા મસ્ત પ્રજાને જોઇ, આનદ અનુભવ્યો ત્યાના જગલો ને હાથીઓ, ત્યાની પ્રજાના ઉત્સવો વગેરે જોયા હિન્દની અને એ પ્રદેશની સાસ્કૃતિક ગ્રન્થિની એ તાનો અનુભવ કર્યો

પછીથી તો કોંગ્રેસનાં આંતરિક ઝઘડાઓ અને વૈમનસ્યોથી જવાહર ત્રાસી ગયા. હરિપુરા કોંગ્રેસ પછી, જવાહર એવા તો માનસિક તંગદિલી અનુભવી રહ્યા, કે, એમને તાઝગી માટે તથા મનોનિવૃત્તિ ને શાંતિ અર્થે, હિન્દ છોડીને ભાગવાની જરૂર જણાઈ. બીજી રીતે કહીએ તો જવાહરનો પ્રવાસપ્રિય આત્મા એમને દેશ છોડવા પૂકારતો હતો. અને એ પૂકાર એમણે સાંભળ્યો, ને એ પોતાની રાજકીય તંગદિલીના ઈલાજ તરીકે ઉપડ્યા, યુરોપને પ્રવાસે, પણ યુરોપની તત્કાલીન પરિસ્થિતિ મગજને શાંતિ અર્પે એવી નહોતી. આ પ્રવાસમાં જવાહરને અનેક વિષમ અનુભવો થયા.

જવાહર વિમાનમાર્ગે બારસેલોના ગયા અને ત્યાં પાંચ દિવસ રોકાયા. ત્યાં દરરોજ રાતે એમણે આકાશમાંથી વરસતા બૉમ્બ જોયા. આ અનુભવ નવોજ હતો. બારસેલોનોમાં પાંચ દિવસ વીતાવી એ ઇંગ્લેંડ ગયા. ત્યાં અનેક જાતના અને અનેક રંગના માનવીઓને એઓ મળ્યા. જવાહર તો ફરવાજ નીકળ્યા હતા. એમને તો યુરોપનો રંગ જોવો હતો, એટલે ઇંગ્લેંડથી એ ઝેકોસ્લોવેકિયા પહોંચ્યા. ત્યાં થોડા દિવસ પ્રકૃતિદર્શન કરી મ્યુનીચ ગયા અને ત્યાંથી પહોંચ્યા જીનીવા. પેરીસ ગયા, તો ત્યાંના મધ્યમવર્ગની હાડમારી જોઈ એમનું હૃદય ઉકળી ઊઠ્યું. આમ જવાહર યુરોપ ગયા, તાઝગી અને શાંતિ માટે, પણ ત્યાંથી કંટાળી એઓ થાક અને અશાંતિમાં વધારો કરી હિન્દ પાછા ફર્યા. હિન્દ પાછા ફરતાં એઓ મીસરમાં ઉતર્યા. મીસર ઇતિહાસપ્રેમી જવાહરને અત્યંત ગમે એ સ્વાભાવિકજ હતું પીરામીડોની એ પ્રાચીન ભૂમિ જવાહરમાં મમતા જગાડે અને એમના અશાંત મનને થોડીશી શાંતિ અને સ્વસ્થતા બક્ષે એ જરૂરી પણ હતું.

હિન્દ આવ્યાં પછી એક નવી પ્રવૃત્તિમાં જવાહરે વિશેષ રસ લેવા માંડ્યો, અને તે રિયાસતી પ્રજા પરિષદનું કાર્ય. આ અંગે જવાહરે દેશી રજવાડાંઓનો સારો એવો પ્રવાસ કર્યો. રજવાડાઓના પ્રશ્નનો અભ્યાસ કર્યો અને ત્યાંની પ્રજાના પ્રત્યક્ષ સંપર્કમાં આવ્યા.

૧૯૩૯ ના ઉનાળામાં, હવાફેર માટે, અને લંકાવાસી તથા હિન્દીઓની અથડામણનો શક્ય હોય તેટલો ઉકેલ લાવવા માટે, જવાહર સીલોન ગયા. એ રળિયામણા અને નયનમનોહર ટાપુએ જવાહરને પ્રફુલ્લિત બનાવ્યા. ત્યાંનાં સાગર તરંગો ને વનરાજીઓ, ત્યાંનાં સરોવરો અને નાળિયેરનાં વૃક્ષની કતારો, ત્યાંની લીલોતરી અને રમ્ય કુંજનિકુંજો : એ સર્વેએ જવાહરને નવું જીવન બક્ષ્યું. ત્યાંની કુદરતી સમૃદ્ધિએ જવાહરના રાજકીય કાર્યમાં સારી મદદ કરી અને પ્રેરણા આપી.

જવાહરે હિન્દ અને લંકાની મૈત્રીનો પાયો નાંખ્યો અને એમના પ્રવાસને રાજકીય સફળતા સાંપડી.

જવાહરના મિત્ર ચાંગ–કાઈ–શેક ઘણા લાંબા સમયથી જવાહરને ચીન આવવા વિનવી રહ્યા હતા. અને પૂર્વના દેશો પ્રત્યેની જવાહરની મમતા જાણીતી હતી. એટલે ૧૯૩૯ ના ઑગસ્ટમાં, જવાહર, જેની સંસ્કૃતિ હિન્દ કરતાંયે પ્રાચીન છે એવા એ મહાપ્રદેશમાં ગયા. જવાહર કલકત્તેથી વિમાનમાર્ગે ચુંકીંગ ગયા. ચીનમાં એઓ લગભગ બે અઠવાડિયાં રહ્યાં અને ચીનમાં એ સમય દરમ્યાન સારી પેઠે ફર્યા. ચીનના પ્રદેશને એમણે નિહાળ્યો. ચીનની સંસ્કૃતિ, ચીનની પ્રજા, એમની વિશેષતાઓ, એ બધાનું એમણે સૂક્ષ્મનિરીક્ષણ કર્યું. ચીનની કલા, ત્યાંના પર્વતો ને એની મહાનદીઓ, એ બધાંનું જવાહરે અવલોકન કર્યું. પ્રકૃતિસૌંદર્યનું ધરાઇને પાન કર્યું. ચીનની સંસ્કૃતિમાં એમને હિન્દનાં દર્શન થયાં. બે મહાન દેશો વચ્ચેની સાંસ્કૃતિક એકતા, શિલ્પ, સ્થાપત્ય અને કલા, એ બધા પર એકબીજાની અસર અને સામ્ય દેખાયાં. જેમ હ્યુએનસંગે હિન્દમાં સદીઓ પૂર્વે જઈ, જેને તવારીખમાં પ્રતીતિકર કહી શકાય, એવો વિગતવાર અને માહિતીપૂર્ણ અહેવાલ આપ્યો, તેમ જવાહર પણ હિન્દનાં સંસ્કારદૂત તરીકે ત્યાં ગયા હતા અને એમણે ચીનનું સર્વાંગી દર્શન કર્યું. ચીનની પ્રજા તરફ જવાહરને મમતા બંધાઈ.

ચીનમાં જવાહરે કુંમીંગની અત્યંત શીતળ તેમજ હેનોઈની અત્યંત ઉષ્ણ એમ બન્ને હવાનો અનુભવ કર્યો. કુંમીંગની હવા અત્યંત ખુશનુમા હતી. યાંગશુંગ નદીને પર્વતમાળામાંથી પ્રગટ થતી અને વિકસતી જોઈ જવાહર મુગ્ધ બની ગયા. જવાહરને એક વિચિત્ર અનુભવ એ થયો કે, નદીની વચ્ચોવચ રેતાળ દ્વિપ હતો. તેમાં એમનું વિમાન ઉતર્યું. અને પછી હોડીમાં બેસી એમણે નદી પાર કરી. ત્યાં આગળ પગથિયાં ચઢીને ઉપર જવાનું હતું, એટલે જવાહરને ઉંચકવા માણસો આવ્યાં. એમના સ્વભાવ અનુસાર જવાહરે એમને ધુતકારી કાઢ્યા અને પછી એઓ પોતાનામાં અખૂટ શકિત છે એમ બતાવવા પગથિયાં ચઢવા લાગ્યા, ત્યારે જ જવાહરને સમજાયું કે એમનું કાર્ય કેટલું વિકટ હતું.

ચુંકીંગ જવાહરને ખૂબજ ગમ્યું. પર્વતમાળા એ શહેરની ચારે તરફ વીંટળાયલી છે અને એ શહેર અનેક ગિરિશૃંગોપર છે. આ કારણથી એ શહેરના રસ્તાઓ સપાટ નથી. ત્યાં, જવાહરનું અનેક સંસ્થાઓએ ભવ્ય સ્વાગત કર્યું. ત્યાર પછી જવાહર માટે એ સંસ્થાઓ તરફથી ભોજનસમારંભ યોજાયો હતો. પરન્તુ, એટલામાં સંદેશો આવ્યો કે હવાઈ બૉમ્બમારાનો સંભવ છે એટલે એ સમારંભ

તાત્કાલિક પડતો મૂક્યો અને ભોજનસમારંભનો કાર્યક્રમ છોડીને જવાહર અન્ય નાગરિકોની જોડે સુરક્ષિત સ્થળમા સતાયા

જવાહરનો ચીનનો પ્રવાસ વિશેષ લબાયો હોત, પણ યુદ્ધ શરૂ થઈ ગયુ હોવાથી, જે વિશિષ્ટ પરિસ્થિતિ નિર્માણ થઈ હતી, તેની પર વિચારણા કરવા એમને ગાધીજીની સૂચનાથી તાબડતોબ હિન્દ બોલાવી લેવામા આવ્યા

હિન્દમા આવ્યા કે તરતજ યુદ્ધ શરૂ થઈ ગયુ હોવાથી અને કૉંગ્રેસ કારોબારીએ લાબી મત્રણા બાદ પોતાના નિર્ણયો લઈ લીધા હોવાથી, એ નિર્ણયના પ્રચાર અર્થે અને કૉંગ્રેસનુ વલણ જનતાને સ્પષ્ટતાથી સમજાવવા માટે, જવાહરને ખૂબ ફરવુ પડ્યુ જવાહરની આ યાત્રા રાજકીય હતી બે મહિનાના ગાળામા જવાહર કેટલુ બધુ ફર્યા, એ માત્ર નીચેના સ્થળોના નામ પરથીજ પ્રતીત થશે મુબઈ, લાહોર, દિલ્હી, અમૃતસર, નાગપુર કાનપુર, બારડોલી, વર્ધા, ગોરખપુર, લખનૌ મીરત, ઝાસી કલકત્તા, બનારસ, આગ્રા ને અલીગઢ, અને આ સ્થળોએ પણ એક એક વાર નહિ, પણ અનેકવાર, આથી જવાહરને પ્રવાસ કેવો અને કેટલો પ્રિય છે તે જણાશે

આ પછી 'હિન્દ છોડો' ની ઘોષણા થઈ, અને જવાહરે ફરી યુદ્ધ સદેશો પહોચાડવા હિન્દની યાત્રા આદરી

૧૯૪૫ મા સાડાત્રણ વર્ષે જેલમાથી મુક્ત થયા પછી, પણ જવાહરને નસીબે યાત્રાજ હતી મુબઈમા કારોબારીની સભા મળી એટલે જવાહર અલાહાબાદથી મુબઈ આવ્યા ત્યાથી વેવલ પરિષદ સીમલામા મળી એટલે સીમલા ગયા, સીમલાથી પાછા દિલ્હી આવ્યા વચ્ચે લખનૌ ને લાહોર ફરી આવ્યા ત્યાથી એક આંટો સિંધમા મારી આવ્યા અને બગાળની પણ ઉડતી મુલાકાત લીધી. દરમ્યાનમા ફરીદકોટના દેશી રાજ્યમા તોફાન થયા, તો ત્યા તાબડતોબ દોડી જઈને, રાજા અને પ્રજા વચ્ચે સમાધાન કરી આવ્યા

સીમલાથી જવાહર ઉનાળાની રજામા અલમોડા ગયા ત્યા પદર દિવસ આનદપ્રમોદમા પસાર કરી જવાહર સીમલા આવ્યા સીમલામા રાજકીય મત્રણાઓ પૂર બહારમા ચાલી રહી હતી આ મત્રણાઓને પરિણામે કૉંગ્રેસને મધ્યસ્થ સરકારમા હોદ્દાસ્વીકારનુ કહેણ આવ્યુ અને કૉંગ્રેસ હોદ્દા સ્વીકારવા તૈયાર થઈ હોદ્દા સ્વીકારવાથી, એક દૃષ્ટિએ જોતા જવાહરના પ્રવાસ પર અકુશ મૂકાયો પરન્તુ, જવાહરની ભીતરમા રહેલો પ્રવાસી હોદ્દાની શૃખલાએ આસાનીથી બધાઈ જાય એવો નથી

માર્ચ મહિનામાં જવાહર મલાયા અને ઇન્ડોનેશીયાની યાત્રાએ ઉપડ્યા. એ દ્વિપકલ્પમાં જવાહરનો એ પ્રથમ પ્રવાસ હતો. ઇન્ડોનેશીયાને એના ડચ શાસકો અત્યંત ત્રાસ આપતા હતા. તેમાંથી તેને મુક્ત કરવા માટે, શા ઉપાયો યોજવા, તેની મંત્રણા કરવા જવાહર ત્યાં ગયા. અને પરિણામે, જવાહરને રાજકીય જોડે સાંસ્કૃતિક પ્રવાસનો પણ લાભ મળ્યો. જવાહરે ત્યાંની પ્રાચીન સંસ્કૃતિના અવશેષો ઇતિહાસવિદ્‌ની દૃષ્ટિથી નિહાળ્યા. એમણે ત્યાંનાં લોકનૃત્યો જોઈ, હિન્દનાં નૃત્યની જોડે એમની સમાનતા જોઈ. ત્યાંનાં સ્થાપત્ય અને હિન્દનાં સ્થાપત્ય વચ્ચેનો સાંસ્કૃતિક સંપર્ક અવલોકયો. આઠ દિવસ માટે જ એઓ ત્યાં ગયા હતા. એ પ્રવાસ દરમ્યાન એઓ હજાર માઇલ મોટરમાં રખડ્યા.

ત્યાંથી પાછા આવીને, જવાહર, તે વખતના પ્રધાનમંડળના ઝઘડામાં પાછા પરોવાઈ ગયા. ઠેરઠેર કોમી રમખાણો ફાટી નીકળ્યાં. દેશની પ્રજા માંહોમાંહ્ય કાપાકાપી કરતી હોય, એકબીજાનાં લોહી મજહબને કારણે રેડતી હોય, ત્યારે જવાહર જેવા સહૃદયી મહાનુભાવ નવી દિલ્હીમાં બેસી રહે ખરા ? એ તો ઉપડ્યા, લોકોનાં આંસુ લૂછવા, લોકોને રાહત આપવા. પ્રથમ જવાહર પંજાબ ગયા, ત્યાંથી બિહાર ગયા. ત્યાંથી એમણે બંગાળાનો પ્રવાસ કર્યો. આજે લાહોર, કાલે કલકત્તા, પરમ દિવસે કાનપુર તો ચોથે દિવસે પટણા એમ એઓ જ્યાં જ્યાં, એમના જવાથી શાંતિની સ્થાપના થશે એવી પ્રતીતિ થાય ત્યાં એઓ પહોંચી જતા. અને મામલાને થાળે પાડતા. મુસ્લિમ લીગ અને કોંગ્રેસ વચ્ચે જૂથરચના વિષે મતભેદ પડતાં, એનો નિકાલ લાવવા એઓ લંડન ગયા અને ત્યાં અઠવાડિયું રોકાઈ, મંત્રણા કરી, હિન્દ પાછા ફર્યા.

હિન્દના ભાગલા પડ્યા. ભાગલાને પરિણામે ધર્માન્ધતાએ માઝા મૂકી. બન્ને પક્ષે, માનવ ઇતિહાસે ન સાંભળેલો એવો ભીષણ હત્યાકાંડ થયો. એ હત્યાકાંડના ભોગ બનેલાઓને, નિરાશ્રિતોને આશ્વાસન આપવા જવાહરે અવિરત પ્રવાસ કર્યો. પણ આ સમયે એમને પ્રવાસમાં રસ નથી. આ પ્રવાસ સુખનો નથી, પણ દુ:ખનો છે. પ્રવાસ પ્રેમભર્યો નથી, દર્દભર્યો છે. આ પ્રવાસ હૃદયને શાતા આપતો નથી, પણ વિશેષ જલાવે છે.

આ સમય દરમ્યાન, જવાહરને માનદ પદવીઓ આપવા, હિન્દની વિદ્યાપીઠોની હોડ લાગી. નાગપુર, અલીગઢ, બનારસ, કલકત્તા વગેરે વિદ્યાપીઠોએ જવાહરને પદવીઓ આપી. જવાહરને એ બહાને પ્રવાસની તક સાંપડી.

કરી જવાહરે અમેરિકનોને હિન્દમા તેમજ હિન્દની પચરગી પ્રજામા રસ લેતા કર્યા તેમજ તેઓની કૌતૂહલ વૃત્તિને જાગૃત કરી ત્યાથી જવાહર લેક સક્સેસ ગયા ત્યા એમણે ઘણા ઉત્સાહથી સયુક્ત રાષ્ટ્ર સસ્થા જોઈ જવાહરને આ સસ્થા પ્રત્યે ખૂબ માન છે એ સસ્થાના ભાવિ સબધી એઓ ખૂબજ આશાવાદી છે એ સસ્થાને લોકપ્રિય ઉપયોગી, સક્રિય અને સફળ બનાવવા એઓ પોતાની તમામ શક્તિઓનો ઉપયોગ કરી રહ્યા છે જવાહરે ઝીણવટથી એ સસ્થાની વિધવિધ પ્રવૃત્તિઓને તપાસી એમણે એ સસ્થાના અધિકારીઓનો સપર્ક સાધ્યો અને એની વિવિધ પ્રવૃત્તિઓનુ તથા કાર્યનુ નિરીક્ષણ કરી સતોષ પ્રદર્શિત કર્યો ત્યાથી જવાહર બોસ્ટન ગયા

બોસ્ટનથી જવાહર કેનેડા ગયા જવાહર અમેરિકા જાય, અને એના જેવો પ્રકૃતિ પ્રેમી, વિશ્વવિખ્યાત નાયાગરા ધોધ જોવાનુ વીસરે ખરો? પછી ભલેને ગમે તેવા રાજકીય રોકાણો હોય જવાહર તો પાછા સાહસ પ્રેમી અને રોમાચ એટલે, એમણે તો ત્યાનો ખાસ કોટ પહેર્યો અને ધોધની ભીતરમા યથેચ્છ ફર્યા કેનેડાની પાર્લામેન્ટમા જવાહરે માહિતીપૂર્ણ વ્યાખ્યાન આપ્યુ

કેનેડાથી જવાહર ચીકાગો ગયા ત્યાથી એઓ અમેરિકાની નીચલી થરની પ્રજાને જોવા, ખેડૂતોના નિવાસસ્થાનોમા ગયા ત્યા, તેમની જોડે, તેમનું જ ખાણુ લીધુ ટેનીસીખીણની નહેર યોજનાનુ નિરીક્ષણ કરી, કુદરતી પાણીનો શી રીતે, ઉત્પાદન માટે ઉપયોગ થાય છે, તે જોયુ જવાહર ત્યાના ગધકના ઝરાઓમા ફર્યા ત્યાથી એઓ કેલીફોર્નિયા ગયા ત્યા હજારો હિન્દીઓ જે ત્યા કાયમના વસ્યા છે, તેમને મળ્યા ત્યાથી એઓ વાકુવર પહોચ્યા અને ત્યા ત્રણસેથી ચારસો ફૂટ ઊંચા અને ભવ્ય વૃક્ષોની હારમાળા જોઇને ખૂબ રાજીરાજી થઈ ગયા

આ રીતે, જવાહરે અમેરિકાના આત્માને ઓળખવા પ્રયત્ન કર્યો અમેરિકામા એમણે માનવ અને પ્રકૃતિનો સુન્દર સહકાર જોયો માનવીનો વૈજ્ઞાનિક વિકાસ જોયો, ને એમને આધ્યાત્મિકતાની વાનગી ચખાડી હિન્દના જૂનજૂના સિદ્ધાતો સમજાવ્યા અમેરિકાના આત્માને સમજી હિન્દના આત્માનુ એમને દર્શન કરાવ્યુ

જવાહર અમેરિકાની જાહોજલાલી તથા સમૃદ્ધિથી જરા અંજાયા નહિ ઊલટુ, એમણે અમેરિકાની પ્રજાને આજી, મત્રમુગ્ધ કરી અને ગાધીજીના હિન્દ પ્રત્યે મીટ માડતી કરી જવાહરના શાતિ, સુલેહ, અહિંસા, વિશ્વબધુત્વ અને સર્વધર્મસમભાવના પયગામથી અમેરિકાની જનતા ને આનદ થયો જવાહરનો આ પ્રવાસ એ એમના પ્રવાસોમા કેન્દ્રસ્થાને મૂકી શકાય

અમેરિકાથી આવ્યા પછી જવાહરને ચૂટણી જગમા ઊભા રહેવુ પણુ એ માટે એમને સમગ્ર હિન્દમા એક ખૂણેથી બાજે ખૂણે સુધી ફરવુ પડ્યુ ૧૯૩૭ ના ચૂટણીપ્રવાસ કરતા આ ચૂટણીનો પ્રવાસ વિશેષ મહત્વનો હતો, કારણુ કે, તે વખતે દેશી રાજ્યોમા જવાહરે ચૂટણી અગે પ્રવાસ કરેલો નહિ એટલે એ દૃષ્ટિએ એમને રિયાસતી હિન્દનુ સ્પષ્ટ દર્શન થયુ નહોતુ પરન્તુ, આ સમયે તો, જવાહરને રાજસ્થાન, હૈદરાબાદ, વિંધ્યપ્રદેશ, હિમાલયપ્રદેશ, ત્રાવણકોર, કોચીન, મૈસૂર, સૌરાષ્ટ્ર અને પતીયાળા, એમ હિન્દના એકેએક ખૂણે, તથા રિયાસતી પ્રદેશોમા પણુ ખૂબ ઘૂમવુ પડ્યુ હિન્દની આ વખતની ચૂટણી અનેક દૃષ્ટિએ અપૂર્વ હતી હિન્દ સ્વતત્ર થયા બાદ, પુખ્ત વયના મતાધિકારના ધોરણે આ પ્રથમજ ચૂટણી હતી આ એક અસાધારણુ અખતરો હતો આ પ્રયોગ અધારામા કૂદકા સમાન હતો કોંગ્રેસની ઇજ્જતનો સવાલ હતો એશિયાઈ દેશો લોકશાસનવાદની ભાવનાને કેવી રીતે અપનાવે છે તેનો સમગ્ર આધાર આ ઐતિહાસિક ચૂટણી પર અવલબતો હતો પણુ જવાહર ખૂબજ આશાવાદી હતા જવાહરને હિન્દની પ્રજામા અખૂટ વિશ્વાસ હતો અને હિન્દની પચરગી પ્રજાને જવાહરની નીતિમા, સહૃદયતામા માનવતામા, ચારિત્ર્યમા તથા નેતૃત્વમા સપૂર્ણ શ્રદ્ધા હતી પરિણામ દીવા જેવુ સ્પષ્ટ હતુ

આ ચૂટણી પ્રવાસમા, જવાહરને પ્રથમ ચૂટણી પ્રવાસની માફક વિવિધ તેમજ ચિત્રવિચિત્ર વાહનોનો ઉપયોગ કરવો પડ્યો રાજસ્થાનમા ઊંટ પર, તો આસામમા હાથી પર, હિમાચલ પ્રદેશમા ક્યારેક ઘોડાપર તો ક્યારેક ત્યાના વિશિષ્ટ એવા બળદની પીઠ પર, ક્યારેક વિમાનમા, તો ક્યારેક રેલગાડીમા, ક્યારેક બળદગાડીમા, ક્યારેક હોડીમા, ક્યારેક જીપમા તો ક્યારેક પગપાળા, એમ પ્રવાસ કરવો પડ્યો આ વખતનો પ્રવાસ વિશેષ કપરો હતો, કારણ કે, એમને વડા પ્રધાન તરીકેનુ કાર્ય સભાળીને આ ચૂટણીજગ ખેલવાનો હતો ૧૯૩૭ ના ચૂટણી પ્રવાસમા તો સરદાર તેમજ રાજેન્બાબુ જેવા નેતાઓની સહાય્ય હતી આ વખતે તો એકલ હાથે જગ ખેલવાનો હતો, છતા જવાહરે ખૂબ આસાનીથી હિન્દને એક છેડેથી બીજે છેડે સુધી પ્રવાસ કર્યો, હિન્દની પ્રજામા અસાધારણ જાગૃતિ આણી અને ચૂટણીજગમા અકલ્પ્ય એવી સફળતા મેળવી આ એકધારી સફળતા જવાહરના પ્રતિભાશાળી વ્યક્તિત્વને આભારી હતી

બીજા ચૂટણીજગ પછી જવાહર કાશ્મીર, ઇન્ડોનેશીયા, બ્રહ્મદેશ અને ચીનના પ્રવાસે ગયા ત્યાથી આવ્યા બાદ એઓ વિલાયત ગયા રસ્તામા મીસરની મહેમાનગીરી માણી, પીરામીડના દર્શન કર્યા, અને અરબસ્તાનમા આરબ લીગ

( ૬ )

૧૯૫૪ ની ઑક્ટોબરની જવાહરની ચીનની દ્વિતીય મુસાફરી તો એક ઐતિહાસિક ઘટના છે, વીસમી સદીનો એક અગત્યનો બનાવ છે. એ પ્રવાસ દ્વારા, જવાહરે ચીન જોડેના શિથિલ થઈ ગયેલા, સાંસ્કૃતિક સંબંધોને પુનઃ સજીવન કર્યા. જવાહરનો ચીનનો પ્રવાસ આપણને ચીનથી હજારો વર્ષ પર આવેલા ચીનના મહાપ્રવાસી હુએનસંગનાં હિન્દના સાંસ્કૃતિક પ્રવાસનું સ્મરણ કરાવે છે. જવાહર હિન્દની મૈત્રીનો, શુભેચ્છાનો અને પ્રેમનો સન્દેશો લઈ જતા હતા. હજારો વર્ષ પૂર્વે, બુદ્ધ ભગવાને અશિયાઈ પ્રજાને શાંતિનો આપેલો સંદેશો લઈને અશોકના સંદેશવાહકો ગયા હતા. અક્રોધથી ક્રોધને તથા અવેરથી વેરને જીતવાનો સંદેશો બુદ્ધભિખ્ખુઓ લઈ ગયા હતા. એવી જ રીતે, ગાંધીજીનો અહિંસાનો, પ્રેમનો, બંધુત્વનો અને 'અવેરેજ શમે વેર, શમે ના વેરવેરથી' નો સંદેશો લઈ, જાણે આનંદ જવાહર બનીને ચીન જતો હતો. પોતાના રાષ્ટ્રપિતાની વાત પડોશી રાષ્ટ્રને કહેવા, પડોશી રાષ્ટ્રને પ્રેમનો પ્યાલો પીવડાવવા અને પ્રેમનો પ્યાલો પીવા એ જતો હતો. હિન્દ અને ચીનના પુરાણા મીઠા સંબંધની યાદ દેવડાવવા એ જતો હતો. એક દેશના બીજા દેશ પ્રત્યેની દેણગીનું સ્મરણ કરાવવા જતો હતો. જવાહર જગતની શાંતિ માટેની ભૂમિકા તૈયાર કરવા જતો હતો.

એ મહાપ્રસ્થાન ઑક્ટોબરની ૧૯ મી તારીખે કર્યું, ને, એઓ કલકત્તાથી પેકીંગ જવા વિમાનમાં ઉપડ્યા. જવાહર પેકીંગ પહોંચ્યા ત્યારે વિમાનઘરે પણ વીશ હજાર માનવીઓ એમના સત્કારાર્થે આવ્યા હતા. ને, દશલાખ માનવની મેદની વ્યવસ્થિત રીતે એમના સત્કારાર્થે, વિમાન ઘરથી એમના ઉતારાના રસ્તે વધામણાં દેવા ઊભી હતી. એ મેદની પાસે એકજ સૂત્ર હતું: "હિન્દી ચીની ભાઈ ભાઈ!". એ સૂત્રોની જોડે પોતાનાં પ્રેમનાં પ્રતીક સમાં પુષ્પો હતાં. જવાહરની જોડે ખુલ્લી મોટરમાં, ચીનના વડા પ્રધાન ચાઉ-એન-લાઈ હતા.

ચીન જઈ, એઓ, ચીનના પ્રમુખ માઓ-ત્સે-તુંગને વારંવાર મળ્યા. ચાઉની મુલાકાત લીધી. જવાહર ગયા હતા, નૂતન ચીનનું પ્રત્યક્ષ દર્શન કરવા. ચીને મહાન પૂરને ખાળવા કેવી રીતે જળસિંચાઈની અને નહેરોની યોજનાઓ કરી હતી તે પ્રત્યક્ષ જોવા. એટલે, જવાહરે અનધિકૃત રીતે, પેકીંગના ગ્રીષ્મમહેલો, ત્યાંની પ્રાણીશાળા, ત્યાંની રાષ્ટ્રીય લઘુમતી શાળા વગેરે જોયાં. ત્યાંનું મોટામાં મોટું બૌદ્ધ મંદિર જોયું. એમાં નેવુ ફૂટ ઊંચી બુદ્ધ ભગવાનની ભવ્ય પ્રતિમા જોઈ, એમણે વન્દન કર્યા. એ પ્રતિમા એમના દેશના મહામાનવની હતી. એ

મૂર્તિની ભવ્યતાથી એઓ આકર્ષાયા, અંજાયા અને વિચાર કરતા થયા. ત્યાંથી થોડે દૂર અજંતાની ગુફાઓની યાદ આપતી તુનહુંગની ગુફાઓનાં પુરાણાં ચિત્રોની મોહક સુંદરતા નિહાળી. પોતે ચીનના બાળકોને ભેટમાં આપેલી આશા હાથિણીને પેકીંગના પ્રાણીસંગ્રહાલયમાં સાજી સમી જોઈ જવાહર પ્રફુલ્લિત થયા. જવાહરને પેકીંગનું વાતાવરણ ખૂબ જ ગમી ગયું, અને પેકીંગની જનતાને જવાહર પણ ખૂબ ગમી ગયા. પેકીંગની જાહેરસભામાં, જવાહરે દોઢ કલાક સુધી ચીન હિન્દની મૈત્રી અને સાંસ્કૃતિક સમાનતા વિષે ભાષણ કર્યું ને હિન્દનો શાંતિનો, અહિંસાનો, વિશ્વબંધુત્વનો અને સર્વધર્મસમભાવનો ભવ્ય છતાં દિવ્ય પયગામ સુણાવ્યો. ચીન અને હિન્દનાં સંયુક્ત પ્રયત્નથી જગતશાંતિ સ્થપાશે એવી ખાતરી આપી.

પેકીંગમાં પાંચ દિવસ રહી જવાહર મંચુરીયા ગયા. ત્યાં ચીનની મહાન ઐતિહાસિક દીવાલ, જે જગતની એક અજાયબી છે તે નિહાળી. મંચુરીયામાં વિરાટ લોખંડનું કારખાનું, ત્યાંનો વહાણબનાવવાનો ઉદ્યોગ, યંત્રો બનાવવાનાં વિશાળ કારખાનાં, તથા કાચનાં કારખાનાં જોયાં. જવાહરે ચીનનું મહાન અને અદ્યતન નગર ડેરીયન જોયું. ત્યાંની જાણીતી રેલ્વે ચાંગચુંગમાં મુસાફરી કરી, ચીનનો આંતરપ્રદેશ જોઈ પુનઃ પેકીંગ આવ્યા.

ત્યાંથી જવાહર શાંઘાઈ ગયા. ત્યાં બાળકોની શાળા, નાટકશાળા, અને નાટ્ય તથા નૃત્યપ્રયોગો જોઈ જવાહર આનંદિત થયા. ત્યાંથી એઓ હંગચો ગયા. હંગચો એ ચીનનું સુંદરમાં સુંદર સ્થળ છે. એ સારા ચીનમાં એના પ્રકૃતિસૌન્દર્ય માટે મશહૂર છે. ત્યાં જવાહરે કુતૂહલતાથી બુદ્ધવિહારો જોયા, તથા ત્યાંની કાશ્મીરની યાદ આપતી પ્રકૃતિની શોભા અને સમૃદ્ધિ જોઈ.

આ રીતે, ચીનનાં સૌન્દર્યધામો, ઉદ્યોગસ્થળો, સાંસ્કૃતિક કેન્દ્રો અને રાજકીય સંસ્થાઓ જોઈ નૂતન ચીનનું સર્વાંગી દર્શન કરી, બાર દિવસના વિદ્યુતવેગી પ્રવાસમાં, નૂતન ચીનને એના સત્ય સ્વરૂપમાં પિછાની જવાહર કેમ્બોડિયા આવ્યા. ત્યાં હિન્દી સંસ્કૃતિની પ્રબળ અસર જોઈ રાજી થયા. ત્યાંથી બેંકોકની માધુરી અને રંગુનની મોહકતાનો સ્વાદ ચાખી પુનઃ સ્વદેશ આવી પહોંચ્યા.

જવાહરે ચીનની મુસાફરી બે વાર કરી છે. પણ એમની આ વખતની મુસાફરી અનેક દષ્ટિએ ઐતિહાસિક હતી. આ વખતે જવાહર ચીન દેશ જોવા નહોતા ગયા, પણ ચીનની સ્વતંત્ર પ્રજાને સમજવા ગયા હતા અને નૂતન એશિયાના ઘડતરમાં અને એશિયામાં શાંતિ સ્થાપવામાં ચીન કેટલે

એરો મદદગાર થઈ પડે છે તે જોતા ગયા હતા અને આ પ્રવાસથી જવાહરને ખાતરી થઈ કે ચીન હિન્દને આ દિશામા સક્રિય સહકાર આપશે, એટલુ જ નહિ, પણ એશિયાઈ દેશોમા આઝાદીની જે તાલાવેલી અને તમન્ના જાગી છે તેને ટકાવી રાખવામા ચીન મદદ કરશે હિન્દ અને ચીનની પ્રજા અન્યોન્ય સહકાર સાધી કામ લે તો વિશ્વજાગરણમા એ જરૂર પોતાનો અવાજ સભળાવી શકે તેની પણ જવાહરને ખાતરી થઈ

ચીન અને હિન્દ બન્ને પડોશી એશિયાઈ દેશો છે બનેની હજારો માઇલોની લાબી લાબી સરહદ છે બન્ને રાષ્ટ્રોની પ્રજા વચ્ચે ઘણુ સામ્ય છે બન્ને વચ્ચે ભૂતકાળમા ઘણો સ્તુત્ય સબધ હતો બન્ને વચ્ચે ફક્ત નગાધિરાજ હિમાલય જ આડો ઊભો છે, છતા આ બન્ને પડોશી રાષ્ટ્રો વચ્ચે એક પણ આક્રમણનો બનાવ ઇતિહાસે નોધાયો નથી એ હકીકત જેટલી સૂચક છે તેટલી જ આશાસ્પદ અને પ્રેરક છે આથી જ જવાહર ચીનની મૈત્રી વિષે ખૂબજ ઉત્સાહી અને આશાવાદી છે

ચીનની પ્રજાના અને ત્યાની સરકારના સ્વયભૂ સત્કારથી જવાહર હાલી ગયા આ અપૂર્વ સ્વાગતમા ચીનની પ્રજાનો અદમ્ય ઉત્સાહ હતો, સ્વયભૂ પ્રેરણા હતી, સ્વતત્ર થયેલી પ્રજાના નેતાને સન્માનવાની ભવ્ય ભાવના હતી આ સત્કારમા તાજેતરમા જ વર્ષોની ગુલામી બાદ આઝાદ થયેલી ચીની પ્રજાની ખેલદિલી હતી, સગઠનશક્તિ હતી, ઉદારતાની હતી અને વિવેકબુદ્ધિ હતી નૂતન ચીનની પ્રજાનુ કર્તવ્યભાન, અવિરત કાર્યશક્તિ, ભૂતકાળને ભૂલી વર્તમાન પરજ સઘળુ લક્ષ કેન્દ્રિત કરવાની અમોઘ શક્તિ અને ગમે તેવા અવરોધો અને ઝઝાવાતો સામે ઝઝૂમવાની તમન્ના અને તૈયારી જવાહરે જોઈ આ પ્રવાસ જવાહર કદિ ભૂલશે નહિ, એટલુ જ નહિ, પણ એમના અનેક ઐતિહાસિક પ્રવાસોમા આ પ્રવાસ ચિરસ્મરણીય રહેશે

## (૭)

જવાહર, એમને જરા પણ તક મળતા એશિયાઈ પ્રદેશોની મુલાકાત લેવાનુ ચૂકતા નથી લકા ગયેલા, ત્યારે એમણે એશિયાઈ પરિષદ બોલાવવાનુ નક્કી કરેલુ એટલે એ વિષે પ્રાથમિક વિચારણા કરવા એમને ઇન્ડોનેશિયાએ આમત્રણ આપ્યુ એથી જવાહર ૧૯૫૪ ના ડીસેમ્બરના છેલ્લા અઠવાડિયામા ઇન્ડોનેશિયાના

પાટનગર જાકાર્તા જવા ઉપડ્યા જાકાર્તા જતા રસ્તામા જે પ્રદેશ આવે, તેની મુલાકાત ન લે, એ જવાહર જેવા પ્રકૃતિપ્રિય અને પ્રવાસપ્રિય આત્માને શી રીતે રુચે? એટલે જવાહર ઇન્ડોનેશિયા જતા પૂર્વે, પ્રથમ ગયા, રગૂન ત્યા થોડો સમય ગાળી, ત્યાથી ગયા સીંગાપોર, ને સીગાપોરમા થોડો સમય વીતાવી એઓ ગયા જાકાર્તા જાકાર્તામા, એઓ ફરીને ઇન્ડોનેશિયાના જાણીતા શહેર બોગોર ગયા જવાહરને આમ ફરવામા ખૂબજ આનદ આવે છે એમને પાર્વત્યપ્રદેશો, શુદ્ધ સસ્કૃતિના અવશેષો ને ઇન્ડોનેશિયાના કલાધામો ખૂબ ગમે છે તાજેતરમાજ જેમને સ્વાતત્ર્ય પ્રાપ્ત થયુ છે, એવી પ્રજાનો ઉત્સાહ પણ જવાહરને પ્રેરણાત્મક નીવડયો જવાહરને તો પ્રજામા ને પ્રજાની સસ્કૃતિમા, પ્રજાના કલાધામોમા ને પ્રજાના રાજકારણમા, એમ એમનો રસ સર્વવ્યાપી છે અને તેથી એમને કોઈ સ્થળે પરાયુ લાગતુ નથી

બોગોરમા ત્રણ દિવસ ગાળી, ત્યાની વનશ્રીની શોભાનુ યથેચ્છ દર્શન કરી, જવાહરે એશિયા ને આફ્રિકાની પરિષદ બોલાવવાનુ નક્કી કર્યું જવાહરે, ઇન્ડોનેશિયાના કોઈ પાર્વત્ય પ્રદેશમા, જ્યા સૂર્યની ગરમીનો ત્રાસ ન હોય એવા નિસર્ગરમણીય, બાન્ડુગના પર્વત શિખરે પરિષદ ભરવાનુ સૂચવ્યુ ને તેનો ઇન્ડોનેશિયાએ સ્વીકાર કર્યો બોગોરથી પાછા ફરતા, જવાહર પીનાગ બેંકોક વગેરે સ્થળે થઈને આવ્યા એ રીતે જવાહરે આ નાનકડા પ્રવાસમા પણ અગ્નિએશિયાની નિસર્ગશોભાનુ રસપાન કવિની દૃષ્ટિએ, સસ્કારપ્રેમી ઉરે ને રાજપુરુષની દૃષ્ટિએ કર્યું

જવાહર થોડા દિવસ દિલ્હી રોકાયા, ને પાછા લડનમા, રાષ્ટ્રસમૂહના પ્રમુખોની પરિષદમા હાજરી આપવા ઉપડ્યા એ પરિષદમા જઈ, જવાહરે ત્યાની કામગીરીના બોજાને હળવો કરવા એઓ લોર્ડ માઉન્ટબેટનના ગ્રામ નિવાસમા જઈ, ત્યા સપ્તાહના બે દિવસો ગાળ્યા ને થાક ઉતાર્યો જવાહરને આ ગ્રામજીવનના શાન વાતાવરણમા ખૂબ આનદ આવ્યો પરન્તુ, જવાહર તો રાજકીય પ્રવૃત્તિમા પણ પ્રવાસનો આનદ માણી શકતા એમને મન તો નિરનિરાળા માનવીઓની મુલાકાત એ પણ એક અસત આનદનો વિષય છે એઓ રાણી ઇલિઝાબેથને મળ્યા, કેમ્બ્રિજ યુનિવર્સિટીમા જઈ આવ્યા, તથા લડનમા રહેતા ઇન્ડોનેશિયા નેપાલ ને બ્રહ્મદેશના એલચીઓને મળી તેમની સાથે રાજકીય મત્રણાઓ ચલાવી એમણે જાણીતા ચિતક બર્ટ્રાન્ડ રસેલને ખાસ મુલાકાત આપી, ને તેમની સાથે અણુશસ્ત્રો સબધી વિશદ ચર્ચા કરી, તથા અમેરિકાના લોકોને ટેલીવીઝનમા ફોર્મોસાના સળગતા પ્રશ્ન વિષે એમણે કેટલીક કડવી પણ સત્ય વાતો સભળાવી

પાછા વળતાં, જવાહર પેરીસ ઉતર્યા, ને, ત્યાં હિન્દમાંનાં ફ્રેન્સસંસ્થાનો વિષે ત્યાંના વડા પ્રધાન શ્રી. મીનેડીસ ફ્રાન્સ જોડે ચર્ચા કરી ને પેરીસમાં ફર્યા. ત્યાંથી આવતાં એઓ કેરો ઉતર્યા. કેરોમાં ઈજીપ્તના વડા પ્રધાન નાસરને જવાહરની પ્રકૃતિપ્રીતિની ખબર હતી. એટલે એમણે ચર્ચા માટે, નૌકાવિહારની યોજના કરી. જવાહર જોડે મીસરના વડા પ્રધાને નાઈલ નદીમાં, શાંતરમ્ય ચાંદનીમાં જળવિહાર કર્યો. જવાહરને.એમણે પુનઃ પીરામીડની શોભા બતાવી, ને એમના કળાપ્રેમી ને ઇતિહાસ પ્રેમી આત્માને તૃપ્ત કર્યો. જવાહર ત્યાંની મોટી મસ્જિદમાં પણ જઈ આવ્યા ને પ્રાચીન મીસરની સંસ્કૃતિના આ પ્રવાસીએ એમના કલ્પનાચક્ષુએ દર્શન કર્યાં.

જવાહર, પાછા તાઝગી મેળવી દિલ્હી આવ્યા, ને, એમણે, હિન્દની પરકમ્મા શરૂ કરી. મધ્યપ્રદેશમાં ફરી આવ્યા ને ત્યાં બાણુરાવ નામના એક હત્યારાએ એમની પર નિષ્ફળ હલ્લો કર્યો, તેનો અવિસ્મરણીય અનુભવ કરી લીધો. ત્યાં એમણે આદિવાસીઓના એમના માનમાં યોજાયલાં ખાસ નૃત્યો જોયાં ને એનાથી પ્રભાવિત થયા.

પાછા દશ દિવસમાં એઓ ચંદીગઢ ગયા ને ભાખરા નાંગલ નહેરનું નિરીક્ષણ કર્યું. ત્યાંથી અલાહાબાદ ગયા ને ત્યાંથી જે વિભાગમાંથી એઓ ચૂંટાયા હતા, એ વિભાગમાં એઓ ફરી આવ્યા અને જનતા જોડેનો સંપર્ક તાજો કરી આવ્યા.

એપ્રિલની ૧૫ મીએ, બાન્ડુંગ પરિષદમાં જવા માટે એઓ ઉપડ્યા. એઓ રંગૂન રોકાઇ, બાન્ડુંગ પહોંચ્યા. બાન્ડુંગનો આ પ્રવાસ રાજકીય પ્રવાસ હતો. હજી ચાર મહિના પહેલાંજ એઓ ઇન્ડોનેશિયા ગયા હતા, છતાં, ઇન્ડોનેશિયાના પ્રજાજનો એમના દર્શનાર્થે, વરસતા વર્ષાદમાં કલાકો સુધી ઊભા રહ્યા. જવાહરને પણ આ પર્વતશિખરના સ્થાનમાં ખૂબ રસ પડ્યો. એ ખુશનુમા વાતાવરણમાં જવાહર શાંતિથી મંત્રણા ચલાવી શક્યા ને વિરોધી પક્ષો વચ્ચે સમાધાન કરાવી શક્યા. જેલમાં પણ જ્યારે એમને અલ્મોડા લઈ જવામાં આવતા ત્યારે એમને ખૂબ આનંદ રહેતો. બાન્ડુંગની પ્રેરણાથી જવાહર રાજકીય કાર્ય પણ સુગમતાથી પતાવી શક્યા, ને એશિયા આફ્રિકાના પ્રશ્નોમાં એ દેશોની પ્રજાઓમાં એકરાગ છે એવું જગત સમક્ષ સાબિત કરી શક્યા. એક પ્રતિનિધિએ પરિષદની બેઠકમાં જણાવ્યું કે અહીંના વાતાવરણની નેહરુ પર જબરી અસર થયેલી જણાય છે. જવાહર ત્યાં, પોતે મહેમાન હોવા છતાં, પોતાના રહેઠાણે અન્ય પ્રતિનિધિઓને ખાણાં માટે આમંત્રણ આપતા, અને એકલા કુદરતની શોભા નિરખવા ચાલી નીકળતા.

બાન્ડુંગ પરિષદ ખતમ થઈ. પણ જવાહરે આ પ્રવાસમાં સારી એવી રાજકીય સિદ્ધિ મેળવી એશિયા આફ્રિકાની પ્રજાને એમણે પશ્ચિમના દેશોને પડકારતી કરી. જવાહર ને ચાઉ બન્નેને ત્યાંના વાતાવરણે, એશિયાઈ એકતાની પવિત્ર ભાવનાએ પ્રેરણા આપી હતી. એશિયાઈ એકતાની ભાવના જવાહરના હૃદયમાં જે હતી, તે એમના મલાયા, રંગુન ને ઇન્ડોનેશિયાના પ્રવાસથી વધુ સુરેખ, વધુ દૃઢ ને વધુ બળવતી બની હતી.

જવાહર ઇન્ડોનેશિયાથી પાછા ફરતા હતા, ત્યારે બ્રહ્મદેશ પોતાનો નવા વર્ષનો ઉત્સવ ઉજવતું હતું. જવાહર આવા વાતાવરણમાં ભાગ ન લે એવું બને જ કેમ. એટલે એમણે વિમાનમાંથી ઉતરી બ્રહ્મી પોશાક પહેર્યો ને ત્યાંના ઉત્સવમાં સક્રિય ભાગ લીધો. ને બ્રહ્મી પ્રજાએ પણ પોતાના પડોશી રાજ્યના વડાને અપનાવી લીધો. બ્રહ્મદેશીઓને લાગ્યું, જવાહર, જેટલા યુનુ પોતાના છે તેટલાજ પોતાના છે. જવાહરે બતાવી આપ્યું કે એઓ ફક્ત હિન્દના જ નથી પણ સમસ્ત એશિયાઈ પ્રજાના છે.

જવાહર હિન્દ આવીને, દોઢ મહિનો દિલ્હીમાં રોકાઈ, એમના રશીયા, યુગોસ્લેવિયા અને પૂર્વ યુરોપના દેશોના ઐતિહાસિક પ્રવાસે જવા ઉપડ્યા. જવાહરના જીવનનો આ મહાપ્રવાસ હતો. એ પ્રવાસનું રાજકીય દૃષ્ટિએ મહત્વ ઘણું હતું. રશીયામાં જનાર કોઈપણ મહેમાનને જે હજી સુધી મળ્યું નહોતું, તે જવાહરને મળ્યું. જવાહર જાણે માનવી ન હોય, પણ સ્વર્ગમાંથી જાણે દેવ ઉતરી આવ્યા હોય એવું એમનું સ્વાગત એ જ્યાં ગયા ત્યાં થયું. જવાહર તો કલારસિક છે, એટલે હિન્દી કારીગરીના નમૂના, રજપૂતાનાના પિત્તળનાં મિનાકારીવાળાં વાસણો, હાથી-દાંતની કારીગરીના ઉત્કૃષ્ટ નમૂના, ઓરીસાના હાથશાળાનું કલાત્મક કાપડ, કાશ્મીરનું ભરતકામ તથા ઉત્તમ કોટીનાં પક્વ આમ્રફળો, એમ જાતજાતની અને ભાતભાતની અવનવી ચીજો એ લઈ ગયા.

જવાહર દિલ્હીથી મુંબઇ આવ્યા, અને મુંબઈથી લંડન ગયા. લંડનથી એઓ પ્રેગ ગયા. બે દિવસ પ્રેગ રોકાઈ, ત્યાંનાં સંસ્કૃતિ કેન્દ્રો જોઇ, એઓ મોસ્કો ગયા. મોસ્કોમાં એમણે ત્યાંના પોલાદનાં ને જંગી લોખંડનાં કારખાનાંઓ જોયાં ને પોતાનો આ વિરાટ ઉદ્યોગોમાં રસ બતાવ્યો. અણુશક્તિ કેન્દ્ર જે દૂર દૂરનાં જંગલમાં હતું તે જોયું ને એનો ઝીણવટથી અભ્યાસ કર્યો. બીનસામ્યવાદીને આ જોવાનું માન પહેલુંજ મળતું હતું. એઓ રશીયામાં ફર્યા, અને રશીયાના આંતરપ્રદેશની દશહજાર માઇલની મુસાફરી કરી. સાઈબીરીયાનું

મેળવનાર જવાહર પ્રથમ એશિયાઇ રાજપુરુષ છે એ ગર્વ, ગૌરવ અને સંતોષની વાત છે. જવાહર ઉત્તરોત્તર જગપુરુષ બનતા હતા. વિશ્વની પ્રજાના હૃદયમાં એઓ સ્થાન પ્રાપ્ત કરતા હતા, ને પ્રજાને આત્મીય બનાવતા હતા. વસુધાને પોતાનું કુટુંબ બનાવતા હતા. એમની સ્વજનોની સૃષ્ટિને વિસ્તારતા જતા હતા.

જવાહર, હિન્દ પાછા આવી, બે વાર તો દક્ષિણ હિન્દને પ્રવાસે જઇ આવ્યા. ને મલબારનાં વૃક્ષો ને સમુદ્રશોભા, ત્રાવણકોર કોચીનની સાગરશ્રી એમણે જોઇ ને પોંડીચેરીનો પ્રવાસ કર્યો.

જવાહર ગુજરાત ને સૌરાષ્ટ્રની યાત્રાએ ગયા. ત્યાં એઓ ગુજરાત ને સૌરાષ્ટ્રની ધરતીપરના માનવીઓને મળ્યા એટલું જ નહિ પણ સાથોસાથ ગિરના જંગલમાં એમણે વનરાજ સિંહોની પણ દોસ્તી સાધી ને એક વારનાં દૂરનાં દર્શનેથી ન ધરાતાં, બે વાર ગયા ને ધરાઇને એમનાં દર્શન કર્યાં. ગુજરાતમાં ભરૂચ, સુરત, નડીઆદ, મહેમદાવાદ, અમદાવાદ બધે ફર્યા અને ગુજરાતની પ્રજામાં અસાધારણ જાગૃતિ આણી. પાલીતાણામાં જૈન શિલ્પ ને સ્થાપત્યનું ઊંડું નિરીક્ષણ કર્યું. ને પોતાની કલાવૃત્તિને સંતોષી. ને સાથે સાથે માનવસુંદરીઓને ગરબા ગાતી, હીંચ ને હમચી ખૂંદતી, ટિપ્પણીનૃત્ય કરતી ને ગૌરવથી મસ્તકે બેડાં ઉપાડી ફરતી જોઈને જવાહરે ધન્યતા અનુભવી. ગુજરાત સૌરાષ્ટ્રની રસિકતા, સંસ્કારિતા, કલાસક્તિ તથા મહેમાનગીરીના જવાહર ને આ વિદ્યુતપ્રવાસમાં પ્રત્યક્ષ દર્શન થયાં ને એઓ મુગ્ધ બન્યા. ગાંધીજીના ગુજરાત પ્રત્યે જવાહરને જે માન હતું તેમાં આ પ્રવાસથી વધારો થયો.

## (૮)

આ રીતે જવાહર એટલે આજન્મ પ્રવાસી. જવાહર સારી દુનિયા ઘૂમી વળ્યા છે ને એમણે દુનિયાને નિકટતાથી અને આત્મીયતાથી જોઈ છે. જવાહર દુનિયાના બન્યા છે અને દુનિયાએ એમને પોતાના માન્યા છે.

જવાહર એ જગતના સાંસ્કૃતિક દૂત છે, અને એમણે પોતાના સાંસ્કૃતિક અને રાજકીય પ્રવાસો દ્વારા હિન્દનો ભવ્ય પયગામ જગતની પ્રજાને સુણાવ્યો છે, ગાંધીજીના આદર્શો જગતને સમજાવ્યા છે અને હિન્દની અનેકવિધ સિદ્ધિઓ પ્રત્યે જગતની પ્રજાનું ધ્યાન ખેંચ્યું છે.

જવાહરે પોતાના વિરાટ પ્રવાસોથી જગતનું સત્યદર્શન કર્યું છે. જગતની પ્રજાની નાડ જેટલી જવાહર પારખે છે તેટલી આજે બીજો કોઈ પારખી શકતો નથી. ઢેબરભાઈને અમૃતસર કોંગ્રેસમાં ગીયાની મુસાફરસિંહે 'મુસાફર' કહી

સમોધ્યા હતા, પણ ઢેબરભાઇની મુસાફરીની તો હજુ શરૂઆત છે, પણ એ બિરુદને લાયક તો આજે જવાહરજ છે જવાહર તો જગતમુસાફર છે ઓસ્ટ્રેલિયા અને જાપાન સિવાય જવાહરે પ્રત્યેક ખંડની મુસાફરી કરી છે એમના પુસ્તકો જગતની ઘણીખરી અગત્યની ભાષામા ઉતર્યાં છે જગતે જવાહર જેટનો લોકપ્રિય, આન્તરરાષ્ટ્રીય પ્રતિષ્ઠાવાળો, મહત્વાકાક્ષી, સસ્કારી અને સહૃદયી નેતા જોયો નથી, જાણ્યો નથી, અનુભવ્યો નથી અને જવાહરની લોકપ્રિયતાનુ પ્રધાન કારણ એમની પ્રવાસપ્રિયતાને જ આભારી છે

જવાહર કેવળ મુત્સદ્દીજ નથી પણ એઓ કુદરતપ્રેમી, ઇતિહાસવિદ્, કલાભિમાસક, તેમજ સસ્કારી, રસિક અને સહૃદયી આત્મા છે ગાધીજી બાદ કરતા, જવાહર વીસમી સદીના એક મહાન પ્રવાસી છે ગાધીજીના પ્રવાસો પ્રધાનત હિન્દ પૂરતાજ મર્યાદિત હતા, જ્યારે જવાહર તો જગતપ્રવાસી છે અમેરિકા, યુરોપ અને એશિયાના પાટનગરોમા એઓ આજે ઘરગતુ શબ્દ છે અને એઓ જ્યા જાય છે ત્યા એમના મોહક વ્યક્તિત્વથી ત્યાની પ્રજાને મત્રમુગ્ધ કરે છે પ્રત્યેક દેશની જનતા આ શાતિદૂતના નામ અને કામ પર વારી જાય છે

પ્રવાસ એ જવાહરના વ્યવસાયપ્રિય, સસ્કારપ્રિય, અને કલાપ્રિય આત્માને દૈનિક કાર્ય જેટલોજ સહજ છે મહિનામા થોડા થોડા દિવસોના અતરે પ્રવાસ ખેડ્યા વિના જવાહરના આત્માને ચેન પડતુ નથી જવાહરે પોતાના આયુના સારા વર્ષો પ્રવાસમાજ ગાળ્યા છે એમના પ્રવાસનો હેતુ દેશનો આત્મા તથા દેશનુ વિરાટ્ સ્વરૂપ-બન્નેનું એકી સાથે દર્શન કરવાનો છે ગાધીજીની માફક જવાહરની પણ એ મુખ્ય માન્યતા છે કે પ્રવાસમા જેટલુ ઇતિહાસ દર્શન થાય, જેટલુ ભૂગોળદર્શન થાય, જેટલુ સસ્કારદર્શન થાય, જેટલુ કલાદર્શન થાય તેટલુજ, બકે તેથી વિશેષ નરી માનવતાનુ પણ વિરાટદર્શન થાય છે પ્રવાસ એ માનવજાતની અમોલી મૂડી છે, સસ્કાર ધન છે, અને જવાહર આ મૂડીનો છૂટથી ઉપયોગ કરે છે અને એમાથી લેવાય તેટલો લહાવો લે છે અને પ્રજાને આપે છે

જવાહર માને છે કે પ્રવાસ એ માનવના વ્યક્તિત્વના વિકાસનુ એક અમોઘ સાધન છે જવાહરના પ્રવાસોની લાક્ષણિકતા એ છે કે એમણે એમના ઘણાખરા પ્રવાસો વિમાનોમા જ કર્યા છે અને એ દૃષ્ટિએ એમના પ્રવાસો ગાધીજી કરતા જુદાજ પ્રકારના છે ગાધીજીએ આખી જિંદગીમા એક વાર પણ વિમાનમા મુસાફરી કરી ન હોતી જ્યારે જવાહર વિમાન સિવાયની મુસાફરી કરતા જ નથી આમ જવાહરના પ્રવાસોનુ ફલક ગાધીજી કરતા ઘણુ વિસ્તૃત છે અને તે દૃષ્ટિએ વિચારતા એ પ્રવાસોની કેટલીક વિશેષતા છે તથા મર્યાદાઓ પણ છે જનતા સાથે ગાધીજી

જે પ્રકારનું તાદાત્મ્ય સાધી શકતા તે જવાહર સાધી શકતા નથી, છતાં ગાંધીજીની માફક જવાહર જનતાનાં આંસુ લૂછવા, તેમનાં સુખદુઃખમાં ભાગ લેવા તથા તેમની સાથે એક થવાના પ્રયત્નો કરે છે અને તેથીજ હિન્દની શ્રદ્ધાળુ જનતા પર એમની આટલી મજબૂત પકડ છે.

જવાહર પોતાના પ્રવાસોને શક્ય તેટલા રસપ્રદ, પ્રેરક અને આનંદદાયી કરેછે અને પોતાના સાથીદારોને પણ એ આનંદોપભોગમાં સાથે લે છે. જવાહરના મહારાષ્ટ્રના, ગુજરાત સૌરાષ્ટ્રના તથા કર્ણાટકના પ્રવાસોમાં શ્રી. મોરારજીભાઇ પહેલીથી છેલ્લે સુધી એમની સાથે હતા અને આ પ્રવાસનાં કેટલાંક ચિરસ્મરણીય, રમ્યમધુર તથા પ્રસન્નગંભીર સંસ્મરણો આજે પણ મોરારજીભાઈ સગર્વ સંભારે છે. જવાહરની સાથે એમના પ્રવાસોમાં જોડાવું એ પણ જીવનનો એક લહાવો છે, કારણ કે આવા પ્રવાસોમાંજ આપણને જવાહરમાં રહેલી વિરલ માનવતાનાં પ્રત્યક્ષ દર્શન થાય છે.

જવાહરનું વ્યક્તિત્વ આકર્ષક છે. એમની પ્રતિભા આંજે એવી છે. એમનો ઉત્સાહ ચેપી છે. એમનું દેહસૌષ્ઠવ મુગ્ધ કરે એવું છે. એમનો ત્યાગ, એમનું દેશાભિમાન જનતાને આકર્ષે છે એટલું જ નહિ, પણ, આવા ઉમદા આત્માનાં દર્શન કરી હિન્દની જનતા એક પ્રકારની ધન્યતા અનુભવે છે. અને પોતાના પ્રવાસો દ્વારાજ જવાહર જનતાની આ તૃષા છીપાવી શકે છે.

જવાહરના પ્રવાસોની એક અન્ય વિશેષતા એ છે કે, એઓ દરેક સ્થળને માત્ર ચર્મચક્ષુએજ નિહાળતા નથી પણ ઇતિહાસ ચક્ષુએ તથા સંસ્કાર ચક્ષુએ પણ નિહાળે છે અને આથી એમના પ્રવાસો પ્રેરક, રોમાંચક, માહિતીપૂર્ણ, કાવ્યમય તથા રસપ્રદ થઈ પડે છે. જવાહરના વિરાટ પ્રવાસનાં રસિક અને વેધક વર્ણનો જ્યારે પ્રસિદ્ધ થશે ત્યારે એ વર્ણનો આપણા રંક પ્રવાસ સાહિત્યમાં એક કિંમતી ઉમેરો કરશે એટલું જ નહિ પણ આપણા સાંસ્કૃતિક, કલાત્મક, તથા બૌદ્ધિક જીવન ઉપર એક નવોજ પ્રકાશ પાડશે. કારણ કે જવાહર કવિ છે, દ્રષ્ટા છે, સાહિત્યકાર છે અને ચિંતક છે.

આ રીતે જવાહર પ્રવાસી છે. પણ માત્ર, જૂના યાત્રીઓની જેમ ધાર્મિક દૃષ્ટિવાળા નહિ, પણ, ધાર્મિક, રાજકીય, સાંસ્કૃતિક, આર્થિક, એમ બધાં તત્વોની આપ લે કરતા, એ યાત્રાળુ છે. એમની યાત્રા એટલે સૌન્દર્યના ભક્તની, કલાકારની, સાહિત્ય સ્વામીની, કવિની, રાજદૂતની, પ્રકૃતિના પ્રણયીની યાત્રા. એમની યાત્રા શુભમુખી અને ઉર્ધ્વગામીજ હોવાની. જવાહરના આગામી પ્રવાસો સંબંધી આપણે કવિકુલગુરુ કાલિદાસના શબ્દોમાં એટલુંજ કહી શકીએ કેઃ

शान्तानुकुलपवनश्च शिवश्च पन्थाः ॥

[ ૩૩ ]

# જવાહરલાલ અને મહાસભા

( ૧ )

હિન્દી રાષ્ટ્રીય મહાસભાના મહામંત્રી તરીકે ૭ ૭ વર્ષો સુધી સંગીન અને સક્રિય સેવા બજાવનાર, એજ સંસ્થાના ૭ ૭ વાર પ્રમુખ થનાર તથા આજ વર્ષોથી હિન્દી સંઘના વડા પ્રધાન તરીકે દેશની જ્વલંત સેવા કરનાર, પંડિત જવાહરલાલનું સ્થાન આજે હિન્દના રાજકારણમાં એક અને અદ્વિતીય છે. મહાસભાના મંત્રી, પ્રમુખ તથા દેશના વડા પ્રધાન તરીકે જવાહરે જે સ્પૃહણીય સેવા બજાવી છે તે અનેક દૃષ્ટિએ ગણનાપાત્ર છે

આજે તો જવાહર એટલે મહાસભા અને મહાસભા એટલે જવાહર એવી પરિસ્થિતિ નિર્માણ થઈ છે. જવાહર એજ મહાસભાના ઘડવૈયા છે. એમનું વ્યક્તિત્વ મહાસભાને તેજ અને બળ આપનારું છે. ગાંધીજી પછી મહાસભાના સર્વદેશીય ઘડતરમાં કોઈએ પણ મહત્વનો ફાળો આપ્યો હોય અને મહાસભાની સમગ્ર જવાબદારી પોતાને શિર ઉપાડી હોય તો તે જવાહરે. જવાહર એ આજે મહાસભાનું સર્વસ્વ છે. ગાંધીજીની માફક, મહાસભા, આજે જવાહરનો પડતો બોલ ઝીલવા તૈયાર છે. જવાહરની નીતિ એજ મહાસભાની નીતિ છે. આજે સારા દેશમાં કોઈની તાકાત નથી કે એ જવાહરની નીતિનો સામનો કરે!

જવાહરની નીતિમાં, આચરણમાં, તેમજ માર્ગદર્શનમાં હિન્દની જનતાને સંપૂર્ણ વિશ્વાસ છે. હિન્દની પ્રજા મુગ્ધપણે માને છે કે જવાહર ખોટું કાર્ય કરે જ નહિ.

ગાંધીજીએ મહાસભાની કાયાપલટ કરી. ગાંધીજીએ એને પ્રાણ આપ્યો તો જવાહરે એને નવો દેહ આપ્યો. મહાસભામાં વ્યવસ્થા, શુદ્ધિ અને સંગઠન માટે જવાહરે વર્ષોથી ભગીરથ પ્રયાસો કર્યા છે. એમાં એમને સારી જેવી સફળતા

સાંપડી છે. પણ મહાસભા જેવી દેશવ્યાપી સંસ્થાનું શુદ્ધિ અને સંગઠનનું કાર્ય, ગમે તેવી શક્તિશાળી પણ એક વ્યક્તિ તો ન જ કરી શકે! છતાં તક મળતાં, જવાહરે એ સંસ્થાને સુવ્યવસ્થિત, સુસંચાલિત અને સુસંગઠિત બનાવી છે અને એને દેશમાં ખૂબજ લોકપ્રિય બનાવી છે.

જવાહર તો યુવાવસ્થામાં વિલાયતમાંજ ભણેલા, એટલે એમને વિદ્યાર્થી અવસ્થા દરમ્યાન મહાસભા જોડે કશો પ્રત્યક્ષ સંબંધ નહોતો. પ્રત્યક્ષ એટલા માટે કે પરોક્ષ રીતે તો જવાહરને એ સંસ્થા જોડે સંબંધ હતોજ. કારણ કે, મોતીલાલજી મહાસભા જોડે સંકળાયલાજ હતા. એઓ ૧૯૦૭ માં સંયુક્ત પ્રાંતની પ્રાંતીય મહાસભા સમિતિના પ્રમુખ હતા. અને સુરત કોંગ્રેસમાં જે તોફાન થયું તેમાં તેઓ હાજર હતા. મોતીલાલજીને ઉદ્દામવાદીઓ તરફ એક જાતનો અણગમો હતો, જ્યારે જવાહર વિલાયતમાં ભણ્યા હોવા છતાં, રાજકારણમાં પહેલેથીજ અતિમમાર્ગી હતા. આથી જવાહર હિન્દમાં આવ્યા તે વખતની કોંગ્રેસની નીતિ તરફ એમની નારાજી બહુ સ્પષ્ટ હતી. તેમ છતાં, જવાહર મહાસભામાં જોડાયા કારણ, કોઈ પણ રાજકીય પ્રવૃત્તિ તે વખતે કરવી હોય તો કોંગ્રેસ સિવાય આરો નહોતો. પોતે મહાસભામાં કેમ જોડાયા તે વિષે જવાહર જણાવે છે કે :

> "ઇગ્લેંડથી પાછા ફર્યા પછીનાં આરંભનાં વર્ષોમાં હું મારી આસપાસનાં જીવનથી કંટાળ્યો. મારા હૈયાના બધા કોડ મારા ધંધા વડે પૂરી શકાય એમ ન હતું. ન તો એ રાજકાજથી પૂરાય એમ હતું......કારણ રાજકાજમાં......તો પરદેશી રાજ્યના વિરોધ ઉપરાંત કશું નહોતું. હું મહાસભામાં જોડાયો અને એની બેઠકોમાં વખતોવખત ભાગ લેવા લાગ્યો."

જવાહર અને કોંગ્રેસનો સંબંધ લગભગ ૪૫ વર્ષ જેટલો જૂનો છે. જવાહર પ્રથમ ૧૯૧૨ માં બાંકીપુરની મહાસભામાં પ્રતિનિધિ તરીકે ગયા, એ જવાહરનો કોંગ્રેસ જોડેનો પહેલો પ્રત્યક્ષ સંબંધ. એ પ્રથમ મહાસભાનાં સંસ્મરણો વર્ણવતાં જવાહર કહે છે કે :

> "...ટાપટીપથી કોટપાટલૂન પહેરીને આવનારા થોડા ઊપલા વર્ગના અંગ્રેજી ભણનારા હિન્દીઓ સિવાય ત્યાં કોઈ નહોતું. એ તો એક શુદ્ધ સામાજિક સંમેલન હતું. એમાં રાજકાજની ગરમાગરમી જેવી કોઈ ચીજ ન હતી...... ગોખલે એ મહાસભામાં હાજર હતા, અને એ બેઠકની પ્રભાવશાલી વ્યક્તિ એઓજ હતા......સાચી ધગશ અને તરવરતા ઉત્સાહથી ભરેલા એઓજ

એક એવા હતા કે જેમને માટે રાજકાજ અને લોકજીવન ગંભીર વિષયો હતા. અને જેને બન્નેને વિષે ઊંડી લગની હતી. મારા ઉપર એની છાપ પડી."

એ સમયની મહાસભા એટલે જવાહરના શબ્દોમાં:

"દર વર્ષે ભેગા થઈ થોડા નજીવા ઠરાવો પસાર કરીને છૂટા પડનારા મધ્યમમાર્ગીઓ. એની ભાગ્યે જ કોઇને દેશમાં પડી હતી."

૧૯૧૨ ની મહાસભા ક્યાં અને ૧૯૫૬ ની મહાસભા કયાં? આ ૪૫ વર્ષોમાં, મહાસભામાં જે જે ફેરફારો થવા પામ્યા છે તેમાં જવાહરનો ફાળો નાનો સુનો નથી. મહાસભામાં આજે જવાહરનું વર્ચસ્વ એટલું બધું છે કે એ સંપૂર્ણ જવાહરમય બની ગઈ છે એમ બેધડક કહી શકાય.

આ અરસામાં હિન્દના રાજકીય જીવનમાં પાછું ચેતન આવવા માંડયું. શ્રીમતિ એની બેસંટે હોમરૂલ લીગ કાઢી. લોકમાન્ય ટિળક જેલમાંથી છૂટયા. અને મહાસભામાં પણ નવું ચેતન પ્રવેશ્યું. મહાસભાની વાર્ષિક બેઠકમાં ઉત્સાહ અને જોશ આવવા લાગ્યાં. જવાહર પણ આ બન્ને સંસ્થામાં જોડાયા અને તેમાં રસ લેવા લાગ્યા. દરમિયાનમાં બેસંટ ઉપર અટકાયતનો હુકમ થયો, અને આ અટકાયતને પરિણામે, મોતીલાલજી પણ હોમરૂલલીગમાં જોડાયા. અને હોમરૂલ લીગની અલાહાબાદ શાખાના પ્રમુખ થયા.

મોતીલાલજી મહાસભા જોડે ઘનિષ્ટ રીતે સંકળાયલા હતા. ૧૯૧૫ માં અખિલ ભારત મહાસભા સમિતિની બેઠક એમના ઘરમાં જ મળી હતી. અને એ બેઠકમાં કોંગ્રેસ લીગની સંયુક્ત યોજના ઘડાઈ હતી. આ યોજના ૧૯૧૬ માં મળેલી લખનૌ મહાસભા એ સ્વીકારી તેથી પિતાપુત્ર બન્ને રાજી થયા કારણ કે, એથી હિન્દુમુસલમાનોના એકત્ર પ્રયાસ માટે માર્ગ ખૂલ્લો થયો હતો.

૧૯૧૫ ની લખનૌની મહાસભામાં, જવાહર, પ્રથમવેળા ગાંધીજીને મળ્યા. દક્ષિણ આફ્રિકામાં વીરતાથી ચલાવેલી ભવ્ય લડતને માટે જવાહરને એમને માટે માન હતું. જવાહર ગાંધીજીનાં સંસર્ગમાં આવ્યા છતાં એઓ મહાસભાના રાજકારણમાં બહુ રસ લેતા થયા નહિ, કારણ કે, મહાસભાનું રાજકારણ, જવાહરના મત પ્રમાણે જોઈએ તેટલું ઉદ્દામવાદી નહોતું. એ વખતે મહાસભામાં બુઝર્ગ નેતાઓનું વર્ચસ્વ હતું. તેમાં જવાહર જેવા ઉદ્દામવાદી અને અંતિમ માર્ગીને સ્થાન નહોતું. અને એ રીતે, જવાહર મહાસભામાં હતા, છતાં, એમના દિલથી નહિ. એમનું દિલ મહાસભાની નીતિથી ઘણું આગળ વધેલું હતું.

આમ જવાહર ૧૯૧૯ સુધી મહાસભામાં સક્રિય રસ લેતા નહોતા.

મહાસભા એમને મન કોઇપણ ઉદ્દામવાદી રાજકીય સંસ્થાની ગેરહાજરીમાં થોડું રાજકીય કાર્ય કરતી સંસ્થા હતી. પણ ૧૯૧૯ માં રોલેટ બીલ અને જલીયાનવાળા હત્યાકાંડ થયો ને ગાંધીજી મહાસભામાં પ્રવેશ્યા ત્યારથી જવાહરનો પણ મહાસભામાં નિશ્ચિન પ્રવેશ થયો ગણી શકાય. જલીયાનવાળા બાગના હત્યાકાંડ વખતે દેશબંધુદાસની જોડે જવાહરે કાર્ય કર્યું. અને ત્યારથી જવાહરની રાષ્ટ્રીય નવવિધાન કરવાની શકિત ખીલી ઊઠી. એ વર્ષમાં અમૃતસર મહાસભાના મોતીલાલજી પ્રમુખ થયા. એમણે એક અપીલ બહાર પાડી હિન્દની જનતાને મહાસભામાં જોડાવાને વિનંતી કરી. એમણે કહ્યું: "પંજાબનું લોહી ટપકતું હૃદય તમને પોકારી રહ્યું છે." અને હિન્દની જનતાએ એમની એ વિનંતી સ્વીકારી લીધી. હજારોની સંખ્યામાં હિન્દીઓ એ સંસ્થામાં જોડાયા.

જવાહરે જોયું કે એમના પિતા પણ હવે ઉદ્દામવાદી બનતા જાય છે,. સરકારની સામે યુદ્ધની વાતો કરેછે તેમજ અસહકારને અપનાવવાની વાતો કરે છે, ત્યારે જવાહરની મહાસભા પ્રત્યેની દિલચસ્પી વધી. પોતાને જોઇતો આકાર મહાસભા ધારણ કરે છે એમ એમને લાગ્યું. અત્યારસુધી એમને એમ લાગ્યા કરતું હતું કે: "મારું મહાસભામાં સ્થાન નથી," તેને બદલે, હવે એમને એમ લાગવા માંડયું કે મહાસભામાં દાખલ થઇ એમાં સક્રિય ભાગ લેવાથી, એ સંસ્થાને. એઓ ઉત્તરોત્તર પોતાની વિચારસરણી તરફ વાળી શકશે. અને એમણે મહાસભામાં 'યા હોમ' કરીને જંપલાવ્યુ.

૧૯૧૯ ની અમૃતસરની મહાસભા એ પહેલવહેલી 'ગાંધી મહાસભા' કહેવાય. એ મહાસભામાં પ્રતિનિધિઓનો મોટો ભાગ અને એના કરતાં બહારનાં ટોળેટોળાં માર્ગદર્શનની આશા મહાસભાના પ્રમુખ પાસેથી નહિ પણ પડદા પાછળ દોરીસંચાર કરતા ગાંધીજી પાસેથી જ રાખતા હતા. ગમે તે વ્યક્તિ પ્રમુખપદે હોય મોતીલાલજી હોય કે દાસબાબુ હોય, પણ મહાસભામાં હાક તો ગાંધીજીની જ વાગતી. આજ અરસામાં, અલીબિરાદરો પણ જેલમાંથી છૂટીને આવી મહાસભામાં જોડાયા. મહાસભાની તાકાત આથી વધી, મુસ્લિમો પણ સારા પ્રમાણમાં એ સંસ્થામાં જોડાયા. હિન્દનાં રાજકારણમાં રાષ્ટ્રીય પ્રવૃત્તિ નવું સ્વરૂપ અને નવી દિશા મેળવવા લાગી.

૧૯૨૦ માં કલકત્તામાં મહાસભાનું અધિવેશન ભરાયું. એક રીતે કહીએ. તો કલકત્તાની મહાસભાથી જ, હિન્દનાં રાજકારણમાં, ગાંધીયુગ શરૂ થાય છે, અને એ યુગ ગાંધીજીના સ્વર્ગવાસ સુધી ચાલુ રહ્યો. મહાસભાનું આખું સ્વરૂપજ બદલાવા લાગ્યું. એ સાચેસાચ રાષ્ટ્રીય બનતી ગઈ. વિલાયતી પોશાક અને કાપડ.

અદૃશ્ય થયા અને કેવળ ખાદીજ જોનામા આવતી મહાસભામા ધીમે ધીમે હિન્દુસ્તાની અને વણીવાર તો જે પ્રાતમા મહાસભા ભરાતી તે પ્રાતની ભાષા બોલાવા લાગી અગ્રેજી ન સમજનારા પ્રતિનિધિઓ આવવા માડ્યા અને મહાસભા ક્રમશ આમ જનતાની બનતી ગઈ

આ અધિવેશનમા પણ જવાહર પ્રતિનિધિ તરીકે ગયા હતા અને એ મહાસભામા મોતીલાલજીને પણ ગાધીજીના સત્યાગ્રહના ઠરાવને પૂરુ અનુમોદન આપતા જોઈ એમને આનદ થયો હવે જવાહરને મહાસભામા વિશેષ રસ પડવા માડ્યો મહાસભાની લડાયક હાલત એમને ગમી તેમા વળી ૧૯૨૧ મા નાગપુરમા મહાસભાનુ જે અધિવેશન ભરાયુ તેમા જવાહરને ગમતો એવો સપૂર્ણ સ્વાતન્ત્ર્યનો ઠરાવ મહાસભાએ પસાર કર્યો

એવામા તો, મહાસભાએ સત્યાગ્રહપ્રવૃત્તિ ઉપાડી, એટલે, જવાહર મહાસભા જોડે તદ્રૂપ બન્યા એક રીતે કહીએ તો જવાહર મહાસભામય બની ગયા

જવાહર જેલમા ગયા અને સત્યાગ્રહ ચાલ્યો તે વખતે મહાસભાનુ તત્ર કઈક શિથિલ બની ગયુ આથી જેલમાથી છૂટયા બાદ, જવાહરને મહાસભાના તત્રને વ્યવસ્થિત કરવાની અને મહાસભામા સાફસૂફી કરવાની ખૂબ જરૂર જણાઈ અને તેથી એમણે સયુક્તપ્રાત પ્રાતિય સમિતિનુ મત્રીપદ સ્વીકાર્યું મહાસભામા જવાહરનો આ પ્રથમ હોદ્દો હતો જવાહરે પોતાની સર્વશક્તિનો વિનિયોગ યુક્તપ્રાતની કોંગ્રેસને વ્યવસ્થિત કરવામા કર્યો

જવાહરે એ આખુ વર્ષ એટલી સરસ રીતે પોતાની કામગીરી બજાવી કે ૧૯૨૪ મા એમને મહાસભાનુ મત્રીપદ સોપવામા આવ્યુ જવાહર આ સબધી જણાવે છે કે

"અલાહાબાદ મ્યુનિસિપાલિટીના પ્રમુખ તરીકે મને ખૂબ કામ રહેતુ આજ વખતે મારુ મહાસભાનુ કામ પણ વધતુ જતુ હતુ. અને પ્રાતીક સમિતિના મત્રીપદ ઉપરાત અખિલ ભારત મહાસભાસમિતિનુ મત્રીપદ મને આપવામા આવ્યુ આ અને કામને અગે રોજ રોજ પદર કલાક કામ કરવુ પડતુ અને દિવસને અતે હુ થાકીપાકીને લોથપોથ થઈ જતો "

૧૯૨૪ મા જવાહર મહાસભાના મહામત્રી હતા, તે વખતે એવી સૂચના થઈ કે મહાસભાના મુખ્યમત્રીઓને પગાર આપવા જવાહર જે મહાસભાના મત્રી હતા અને જે પદ એમનો સઘળો સમય અને શક્તિઓ માગી લેતુ હતુ, તેમણે આ સૂચન સહર્ષ વધાવી લીધુ વળી, મહાસભાને વધારે પગાર આપવાપણુ

પણ નહોતુ, કારણ કે, મહાસભાવાદીઓનુ પગારનુ ધોરણ પૂરતું નીચુ હતુ પણ આમા એક વિઘ્ન નડ્યુ પડિત મોતીલાલજીએ આ સૂચન સામે સખત વાધો ઊઠાવ્યો પોતાનો પુત્ર મહાસભાના મહામત્રી તરીકે મહેનતાણુ સ્વીકારે એ વિચારજ આ સ્વમાની, તેજસ્વી તથા મહત્વાકાક્ષી મુત્સદ્દીથી સહન થઈ શક્યો નહિ મોતીલાલજી આ બાબતમા જીદ્દી થયા પરિણામ એ આવ્યુ કે જવાહરની મત્રી તરીકે પગાર સ્વીકારવાની ઘણીય ઇચ્છા છતા એ વિચાર એમણે પડતો મૂક્યો

૧૯૨૪ મા મહાસભાસમિતિની એક બેઠક અમદાવાદમા થઈ અહી ગાધીજી અને સ્વરાજવાદીઓની વચ્ચે તીવ્ર મતભેદ પ્રગટ થયો મહાસભાના સભ્યપદ માટે ગાંધીજી ચાર આનાને બદલે અમુક વાર હાથે કાંતેલુ સૂતર અપનારાજ સભ્ય થઈ શકે એમ ઇચ્છતા હતા ગાધીજીની આ સૂચનાથી જવાહરને આઘાત થયો એમના બધારણવાદી આત્માને આ સૂચનાથી મહાસભાના બધારણ ઉપર અત્યાચાર થાય છે એમ લાગ્યુ જવાહરને આથી દુ ખ થયુ અને એમણે આ સૂચનાના વિરોધ તરીકે મહાસભાના મત્રી તરીકે રાજીનામુ આપ્યુ, . ..પણ ત્યારબાદ કેટલીક નવીન ઘટનાઓ બની કે જેને પરિણામે જવાહરે પોતાનો આગ્રહ છોડયો અને મત્રી તરીકે ચાલુ રહ્યા

૧૯૨૫ ની બેલગામ મહાસભામા ગાધીજી પ્રમુખ હતા આ મહાસભા સબધી જવાહર જણાવે છે કે

"ગાધીજી માટે મહાસભાના પ્રમુખ થવુ એ ઊંધે માથે ઊભા રહેવા જેવુ હતુ કારણ કે તેઓ વર્ષોથી પ્રમુખોના પણ પ્રમુખનું સ્થાયીપદ ભોગવી રહ્યા હતા . ..મહાસભા પૂરી થઈ ત્યારે ગાધીજીની ઇચ્છાથી, પછીના વર્ષને માટે પણ મારી મહાસભા.. ના કાર્યવાહક મત્રી તરીકે ચૂટણી થઈ"

આમ જવાહર, સજોગોના બળે, પોતાની ઇચ્છા વિરુદ્ધ, મહાસભાના લગભગ કાયમના મત્રી થતા જતા હતા

જવાહરની મહાસભાના મત્રી તરીકે ચાલુ નિમણૂક થતી રહી, અને પ્રતિવર્ષ એમની પ્રગતિ થતી ગઈ ૧૯૨૬ મા ડૉ અન્સારી મદ્રાસ મહાસભાના પ્રમુખ થયા અને એમણે જોયુ કે જવાહરજ મહાસભાની સસ્થાને ઊંચે લાવી શકશે એમના આગ્રહનો જવાહર ઇન્કાર ન કરી શક્યા આ સબધમા જવાહર જણાવે છે કે

' . વળી પાછો હુ મહાસભાના મત્રીપદે આવી ગયો આને માટે કેટલાક અગત કારણો હતા તે વર્ષના પ્રમુખ ડૉ. અન્સારી મારા જૂના અને પ્રિય

મિત્ર હતા. તેની પોતાની ઇચ્છા એ એક કારણ અને બીજું કારણ એ કે મેં રજૂ કરેલા ઘણાખરા ઠરાવો માન્ય થયા હતા. એટલે તેમનો અમલ કરાવવામાં મારે જાતે જવાબદારી લેવીજ જોઈએ....... પણ મેં મહાસભાના મંત્રી મંડળમાં અધિકારનું સ્થાન પાછું સ્વીકાર્યું તેનું વાસ્તવિક કારણ બીજું જ હતું. મને એ ભય હતો કે સર્વપક્ષીય પરિષદની અસરથી અથવા બીજા કોઈક કારણથી મહાસભાની વૃત્તિ નરમ બની જશે......મને મહાસભાની ચંચળવૃત્તિ લાગતી હતી......."

જવાહરે મહાસભાનું મંત્રીપદ એટલી કાબેલિયતથી સંભાળ્યું કે, ૧૯૨૪ થી ૧૯૨૯ સુધીમાં જે જે પ્રમુખો આવતા ગયા, તે, જવાહર જોડે ગમે એટલા મતભેદો હોય છતાં, જવાહરની જ મહાસભાનાં મંત્રીપદે વરણી કરતા ગયા. મૌલાના મહમદઅલી આવે તો પણ જવાહર હોય. ગાંધીજી પ્રમુખ હોય ને જવાહરની મંત્રી થવાની અનિચ્છા હોય તો પણ એને પરાણે મંત્રી થવું પડે. ડૉ. અન્સારી તો એમને પસંદ કરે જ. આ પ્રમાણે જવાહરની માનસિક સ્થિતિ એવી હતી કે મહાસભાના ઠરાવો એમને પસંદ ન હોવા છતાં, મંત્રી તરીકે એમને એ ઠરાવોની અમલ બજાવણી કરવી પડે.

જવાહરને ફરીથી એકવાર મહાસભાના મંત્રી તરીકે રાજીનામું આપવાની ફરજ પડેલી. પણ મહાસભાના મોવડીઓએ આપેલી ખાતરીથી એમણે એ ખેંચી લીધેલું. જવાહર આ બાબતમાં જણાવે છે કે:

"......મહાસભાની દોરવણી કરનાર વર્ગને......મોટા મોટા જમીનદારોની સોબત વધારે પ્રિય હતી......અમારા અનેક આગેવાનો અને અમારી વચ્ચે મોટું અંતર પડી ગયું હતું. અને આવી પરિસ્થિતિમાં મહાસભાના મહામંત્રી તરીકે ચાલુ રહેવું એ મને અસંગત અને અર્થશૂન્ય લાગ્યું. હિન્દી સંપૂર્ણ સ્વાતંત્ર્યસંઘનો હું એક સ્થાપક છું એ કારણ રજૂ કરીને મેં એ સંસ્થાનું રાજીનામું આપ્યું. પરંતુ, મહાસભાની કાર્યવાહક સમિતિએ એ મંજૂર ન કર્યું......અને મને જણાવ્યું કે મહાસભાની નીતિ સામે કોઈપણ પ્રકારની અથડામણમાં આવ્યા વિના......હું એ સઘળું કાર્ય ચલાવી શકું છું...... એટલે, વળી પાછો હું સમિતિ સાથે સંમત થયો. મારું પોતાનું રાજીનામું પાછું ખેંચી લેવામાં મારી સંમતિ કેટલી સહેલાઈથી મળી શકી એ જોઈને ખરે જ અચરજ થાય છે. આવું તો અનેક પ્રસંગોએ બન્યું. અને ઊભય પૈકી એકે પક્ષને એક બીજાથી છૂટા પડવાનો વિચાર ગમતોજ નહોતો. એટલે એ અળખામણો પ્રસંગ ટાળવાને અમે કોઈપણ બહાનાને પકડી લેતા."

જવાહર મહાસભાના છ વર્ષ મંત્રી તરીકે રહ્યા તે દરમિયાન એમણે એ સંસ્થામાં અદ્ભુત ક્રાન્તિ આણી એમણે મહાસભાના પ્રબંધ વિભાગનું સંગઠન કર્યું. એ સંસ્થાને એમણે એક પ્રાણવાન તથા ગતિશીલ સંસ્થામાં ફેરવી નાખી ત્યારથી મહાસભા ક્રિયાશીલ રહી છે અને એ સંસ્થા આજે આખા દેશમાં-પ્રાંતો, જીલ્લાઓ, તાલુકાઓ તથા ગામોમાં સુસંગઠિત શાખાઓની જાળ પાથરી, વ્યવસ્થિત કાર્ય કરી, દેશની આમ પ્રજા જોડે જીવન્ત સંપર્ક સાધી રહી છે

જવાહર મહાસભાના મંત્રી થયા તે પહેલા એ મંત્રીપદની ખાસ મહત્તા નહોતી, એ મહાસભાના પ્રમુખનો એક સામાન્ય સહાયક જેવો હતો તે વખતે મહાસભાને ખાસ કચેરી જેવી પણ નહોતી મહાસભાના પ્રમુખનો રહેવાનો ઓરડો એજ એની કચેરી ગણાતી અને ત્યાજ એનો વાસ હતો મહાસભાની કોઇ ખાસ સ્થાયી કચેરી નહોતી, પણ જવાહરે આ અન્યાય, આ મુશ્કેલી પોતાના મંત્રીપદ દરમ્યાન અનુભવી અને પ્રથમ તો, ઈ સ ૧૯૩૨ મા, એમણે એમના પિતાને સમજાવી, એમના અલાહાબાદના આલિશાન મહેલ 'આનંદ ભવન' ને 'સ્વરાજ્ય ભવન' મા ફેરવી, એ મકાન રાષ્ટ્રને ભેટ કરી એનો મહાસભાની સ્થાયી કચેરી માટે ઉપયોગ કરવા આવ્યો અને સ્વરાજ્ય ભવન મહાસભાની સ્થાયી કચેરી થતા મહાસભાના મંત્રીના માન વધ્યા, એના કાર્યમા વ્યવસ્થા આવી એ એક સંસ્થારૂપ થઈ પડ્યો એને કાર્ય કરવાની તક મળી અને એના કાર્યમા નિયમિતતા અને એકધારિતા આવી અલાહાબાદને મહાસભાની સ્થાયી કચેરી કરી જવાહરે મહાસભાની આતરવ્યવસ્થામા ચિરસ્મરણીય ફાળો આપ્યો

જવાહરના મંત્રીપદ દરમ્યાન મહાસભા એક પ્રભાવશાળી પક્ષયન્ત્ર બની એ સંસ્થાએ એક નિશ્ચિત તથા સુસ્પષ્ટ ધોરણ જાળવ્યુ જવાહરે એ સંસ્થાને જગતની એક શક્તિશાળી સંસ્થા બનાવી એટલુ જ નહિ પણ પોતાના નિર્ણયોના વ્યાપક પ્રભાવથી તથા એ સંસ્થાના અનુયાયીઓની ઉત્તરોત્તર વધતી જતી સંખ્યાથી, એ અમેરિકા, રશીઆ તથા બ્રિટનની રાજનૈતિક સંસ્થાઓ જોડે મુકાબલો કરવા લાગી

મહાસભાની સંગઠનશક્તિ એ જવાહરની વ્યાપક બુદ્ધિનું એક નમૂનેદાર દૃષ્ટાંત છે જવાહરે મંત્રી તરીકે મહાસભાનુ વિરાટ્ પક્ષયન્ત્રનુ સંગઠન કર્યું અને એમ કરવામા જરાય સંકુચિત કે સ્વાર્થદૃષ્ટિ રાખી નહિ એમણે જરા પણ 'મારુ તારુ' કર્યું નહિ, એટલુ જ નહિ પણ એ વિરાટ્ સંસ્થાનો પોતાના સ્વહિત તથા અંગત લાભ માટે જરાય ઉપયોગ કર્યો નહિ

જવાહરનું હૃદય તપ્તસુવર્ણ જેટલું નિર્મળ છે અને પક્વ આમ્રફળ જેવું મુલાયમ છે. એ વજ્રથી પણ સખત છે અને કુસુમ જેટલું કોમળ છે. સિદ્ધાંતપ્રિયતા અને પ્રામાણિકતાના એઓ આગ્રહી છે. અને એજ ભવ્ય આદર્શોથી પ્રેરાઈ, એમણે મહાસભા જેવી વિરાટ સંસ્થાને સારા દેશમાં સુસંગઠિત, સુસંચાલિત, સુવ્યવસ્થિત, શુદ્ધ અને લોકપ્રિય એટલુંજ નહિ પણ વિશાળ પ્રતિનિધિત્વ ધરાવતી સંસ્થા બનાવી.

( ૨ )

આપણે જવાહરની મહાસભાના મહામંત્રી તરીકેની જ્વલંત કામગીરી નિહાળી. હવે આપણે જવાહર અને મહાસભાનો સંબંધ એક નવાજ સ્વરૂપમાં નિહાળીએ. હવેથી જવાહર મહાસભાના પ્રમુખ થાય છે. ૧૯૨૯ થી ૧૯૫૪ સુધીમાં, જવાહર, મહાસભાના ઇતિહાસમાં અભૂતપૂર્વ એવા ૭ ૭ વાર પ્રમુખ થાય છે. આ પ્રમુખપદની કહાણી જેટલી રોમાંચક તેટલીજ દિલચસ્પ અને રોમહર્ષણ છે. મહામંત્રી તરીકે જવાહરે મહાસભાની કાયાપલટ કરી પણ પ્રમુખ તરીકે એમણે એ સંસ્થાને ચેતનવંતી બનાવી એટલું જ નહિ પણ એને ઉત્સાહ અને ઉલ્લાસથી થનગનતી કરી.

૧૯૨૯ માં મહાસભાનું ઐતિહાસિક અધિવેશન લાહોરમાં ભરાવાનું હતું. એક બાજુ, સુભાષ જેવા ઉદ્દામવાદીઓ હતા, બીજી બાજુ, મોતીલાલજી, માલવીયજી વગેરે નરમ દળો હતાં. એ વખતે, મહાત્માજીની મહાસભાના પ્રમુખ તરીકે વરણી થઈ. ગાંધીજી બે પક્ષો વચ્ચે સમાધાન કરી આપવાની કુશળતા ધરાવતા હતા. ગાંધીજી અંગ્રેજો સામે કેવી રીતે લડવું એ પણ સારી રીતે જાણતા હતા. પરંતુ સારા દેશમાં જવાહર વિષે જે રોષની લાગણી ફેલાઈ હતી, જવાહર ક્રાન્તિકારોની આગેવાની લઈ, કરોકટીને સમયે છટકી જાય છે, એવી જે ભ્રામક માન્યતા ફેલાતી હતી, તે ગાંધીજી જો મહાસભાના પ્રમુખ થાય તો તેથી દૂર થાય તેમ નહોતું. જવાહરનો ક્રાન્તિવાદ બરાબર પ્રગટે, અને જવાહર કેવા ગરમ દળના ક્રાન્તિવાદી છે, તેની સામા પક્ષને પ્રતીતિ કરાવવા, ગાંધીજીએ, પોતાની પ્રમુખ તરીકેની ચૂંટણીમાં લગભગ એકમતી હતી છતાં તેમણે પ્રમુખ થવાની ધરાીને ના પાડી, એટલું જ નહિ, પણ છેક છેવટની ઘડીએ ગાંધીજીએ મહાસભા સમિતિને જવાહરનું નામ સૂચવી એઓ જ ચૂંટાવા જોઇએ એમ જણાવ્યું.

આ રીતે અગિયાર વર્ષ મહાસભાની સેવા કરી જવાહર એ સ સ્થાના કર્ણધાર બન્યા એઓ મહાસભામા અધિકૃત રીતે જોડાયા ૧૯૧૯ માં અને ત્યારપછી ક્રમશ પ્રગતિ કરતા કરતા, એના વડા બન્યા આ અગિયાર વર્ષો જવાહર મહાસભાના ભક્ત નહોતા પણ જબરા ટીકાકાર હતા અને પ્રસગ આવ્યે પોતાના સ્વત ત્ર વિચારો પણ બેધડક રજૂ કરતા છતા એઓ એ સસ્થાને વફાદાર રહ્યા હતા, એટલુ જ નહિ પણ એ સ સ્થાની પ્રતિષ્ઠા તથા લોકપ્રિયતાને પોતાના કાર્યોથી જરા પણ આચ આવવા દીધી નહિ આમ મહાસભામા જવાહરનું પોતાનું જ કહી શકાય એવુ સ્વતત્ર તટસ્થ અને વૈયક્તિક વિશિષ્ટતા ધરાવતુ સ્થાન હતુ

જવાહર પ્રમુખ હતા ત્યારે ગાધીજીના નેતૃત્વ નીચે ૧૯૩૦ નુ કાયદેભગનુ આદોલન જાગ્યુ ને એ આદોલનને એટલી સફળતા પ્રાપ્ત કરી કે, સરકારને બધા નેતાઓને છોડી દેવાની તથા તેમની જોડે સમાન દરજ્જે, વાટાઘાટો કરવાની ફરજ પડી ૧૯૩૧ મા સરદાર વલ્લભભાઈના પ્રમુખપદે કરાચી મહાસભા ભરાઈ એ મહાસભા સબ ધી જવાહર જણાવે છે કે

"મહાસભામાના કોઈ પણ આગના અધિવેશન કરતા, કરાચીની મહાસભા, ગાધીજીની એક મોટી અગત ફતેહ નીવડી .એના પ્રમુખ વલ્લભભાઈ હતા, પરતુ રગભૂમિ ઉપર મુખ્ય પાત્ર તો મહાત્માજીજ હતા ત્યા દિલ્હીની સધિ અને ગોળમેજી પરિષદ અગેનો ઠરાવ મે રજૂ કર્યો . ગાધીજીના કહેવાથી . કોઈ પણ પ્રકારની તૈયારી વિના છેક છેવટની ક્ષણની પ્રેરણાથી હૃદયમાથી સોસરુ એ ભાષણ નીપજ્યુ હતુ અને તેની ભાષામા ઝાઝા અલકારો કે ચૂટેલી શબ્દરચનાઓ ન હોતી, તેથી વધારે સભાળપૂર્વક તૈયાર કરીને આપેલા મારા બીજા અનેક ભાષણો કરતા તે વધારે સફળ નીવડ્યુ "

૧૯૩૦ મા મહાસભાએ દેશની ભારે સેવા બજાવી હતી આ વર્ષમા, મહાત્માજીની રાહબરી હેઠળ, મહાસભાએ સગઠનના કાર્યનો, એક અદ્ભુત નમૂનો રજૂ કર્યો હતો મહાસભામા ગાધીજીના પ્રભાવવિષે જવાહર જણાવે છે કે

"ગયા પદર વર્ષ દરમિયાન મહાસભામા—ગાધીજી, મહાસભાનો કોઈ પણ પ્રમુખ કદી હોઈ શકે, એના કરતા પણ અતિશય વધારે પ્રભાવશાળી મહાજનનુ સ્થાન ભોગવતા આવ્યા છે તેઓજ મહાસભાના પ્રમુખોના સ્રષ્ટા રહ્યા છે અને હમેશ તેમની સૂચનાનુ પાલન થયુ છે ફરીફરીને તેમણે પ્રમુખપદનો ઈન્કાર કર્યો છે, અને તેમના સાથીઓ અને તેમના હાથ નીચે

કાર્ય કરતા બીજા આગેવાનો તે સ્થાને આવે એ તેમણે પસંદ કર્યું છે. હું જાતે પણ મહાસભાનો પ્રમુખ કેવળ તેમને લીધેજ થયો હતો. તેમની ચૂંટણી થઇ ગઇ હતી, પરંતુ, પોતાનું નામ પાછું ખેંચી લઈને મારી ચૂંટણી કરવાની તેમણે સમિતિને ફરજ પાડી......વલ્લભભાઈની કરાંચી મહાસભાના પ્રમુખપદ તરીકેની વરણી પણ તેમને જ આભારી છે......મહાસભાની કારોબારી સમિતિમાં પણ ગાંધીજીનો પ્રભાવ સર્વોપરી હતો......મહાસભા એ રાજાથી માંડી રંક સુધીના દરેક વર્ગના અને દરેક પક્ષના બનેલા આખા રાષ્ટ્રની પ્રતિનિધિ છે......તેમાં જુદા જુદા છાયાભેદો ધરાવનારા અનેક પક્ષો હતા, અને તે બધા એક મુખ્ય સિદ્ધાંત અને ગાંધીજીના સર્વોપરી વ્યક્તિત્વઃ એ બન્ને તળે એકત્ર થયેલા હતા...."

કરાંચી મહાસભા બાદ ગાંધીજી ગોળમેજીમાં ભાગ લેવા વિલાયત ગયા. એઓ વિલાયત હતા ત્યારે ઉત્તરપ્રદેશમાં કિસાન આંદોલન શરૂ કરી જવાહર જેલમાં ગયા.

જવાહર જેલમાં હતા તે દરમિયાન રાજેનબાબુના પ્રમુખપદ હેઠળ મુંબઈની મહાસભા ભરાઈ. એ મહાસભા સંબંધી જવાહર જણાવે છે :

"મુંબઈની મહાસભાના કામકાજથી હું વાકેફ થયો હતો......મહાસભાની રાજનીતિ અને વ્યક્તિઓમાં મને સ્વાભાવિક રીતેજ રસ હતો. ૨૦ વરસના ગાઢ સંબંધથી હું એની જોડે એવો દૃઢપણે બંધાઈ ગયો હતો કે મારું વ્યક્તિત્વ લગભગ એમાં ભળી ગયું હતું. અને પદાધિકાર કે જવાબદારીથી થતા કર્તવ્યભાનના બંધન કરતાં પણ એ મહાન સંસ્થા અને તેમાંના મારા હજારો જૂના સાથીઓની જોડેનાં મારાં સૂક્ષ્મ બંધનો વધારે મજબૂત બન્યાં હતાં......"

જેલમુક્તિ પછી જવાહરની લોકપ્રિયતા એટલી વધી ગઈ અને મહાસભાની અંદર પણ એમની પ્રતિષ્ઠા એટલી બધી જામી કે ૧૯૩૫-૬ માં ભરાયલા લખનૌ મહાસભાના અધિવેશનમાં એમની જ પ્રમુખ તરીકે વરણી થઈ અને એ રીતે, એઓ મહાસભાના પાંચ વર્ષમાં બીજીવાર પ્રમુખ થયા.

આ ચૂંટણી સંબંધી જવાહર જણાવે છે કે :

"૧૯૩૬ માં મારી પત્નીનું અવસાન થયું......તરતજ હું હિન્દ પાછો ફર્યો... ...હિન્દ પાછા આવીને મેં મારા કામમાં જંપલાવ્યું પાછા ફર્યા બાદ થોડા જ દિવસ રહીને મારે મહાસભાના પ્રમુખપદે બેસવાનું થયું. થોડાં વરસ મારે મુખ્યત્વે જેલમાં ગાળવાનાં થયાં હતાં. એટલે નવી નીપજેલી પરિસ્થિતિ અને

"બ્રિટીશ પાર્લામેન્ટે હિન્દ ઉપર જબરદસ્તીથી લાદેલો બંધારણનો......
પ્રાંતોને લગતા વિભાગનો અમલ શરૂ કરવામાં આવ્યો......મહાસભાએ
બંધારણને તરછોડી કાઢયું હતું તે છતાં ચૂંટણીઓમાં ભાગ લેવાનો અમે
નિર્ણય કર્યો. કેમકે, તેથી અમે કરોડો મતદારોનેજ નહિ, બીજા અનેક
લોકોનો સંપર્ક સાધી શકતા હતા......હું જાતે ઉમેદવાર નહોતો, પરંતુ,
મહાસભાએ ઊભા કરેલા ઉમેદવારોને માટે પ્રચાર કરવાને તેમની વતી મેં
આખાયે હિન્દમાં પ્રવાસ કર્યો..."

જવાહરના આ ઐતિહાસિક વિજળીક પ્રવાસોને પ્રતાપે મહાસભાના ઉમેદવારોને આ ચૂંટણીમાં અસાધારણ ફતેહ મળી. આ વિજયનું પ્રધાન કારણ, જવાહરનું પ્રતિભાશાળી વ્યક્તિત્વ, રાતદિવસનો અથાગ પરિશ્રમ અને દેશના એક ખૂણેથી બીજા ખૂણા સુધીનો પ્રવાસ જ ગણી શકાય. કારણ કે ગાંધીજીએ તો આ પ્રવાસમાં કશો ભાગ લીધો જ નહોતો. જવાહરને તે સમયે ધારાસભાપ્રવેશમાં શ્રદ્ધા ન હોવા છતાં, મહાસભાના પ્રમુખ તરીકે કોંગ્રેસ ઉમેદવારોને એ ચૂંટણીમાં જીતાડવા તેમજ કોંગ્રેસની ઇજ્જત બઢાવવા એમણે આ સફળ પ્રવાસ કર્યો.

જવાહરની લખની મહાસભાના પ્રમુખ તરીકેની કામગીરીથી જનતા એટલી બધી પ્રસન્ન થઈ કે, ૧૯૩૬ માં ફૈઝપુરમાં ભરાયલા મહાસભા અધિવેશનના પ્રમુખ તરીકે જવાહરની ફરી વાર વરણી થઈ. મહાસભાના ઇતિહાસમાં આ અપૂર્વ બનાવ હતો. પ્રથમ તો લાગલગાટ કોઈ પણ વ્યક્તિને મહાસભાએ બે વાર પ્રમુખ બનાવ્યા નહોતા. જવાહરને જ એ માન આપ્યું હતું. અને બીજું, જવાહર આ ત્રીજી વાર મહાસભાના પ્રમુખ બન્યા હતા. મહાસભાની તવારીખમાં પૂર્વે કોઈ પણ વ્યક્તિ ત્રણ ત્રણ વાર કોંગ્રેસપ્રમુખ થઈ નહોતી એટલે એ દૃષ્ટિએ પણ જવાહરની વરણી એ જવાહર અને કોંગ્રેસ કેવાં એકરાગ થઈ ગયાં હતાં, તેના પૂરાવારૂપ છે. જનતાની નજર બીજા કોઈ પર ઠરીજ નહિ. અને જવાહર વગર વિરોધે આમ ત્રીજીવાર મહાસભાના પ્રમુખ ચૂંટાયા. જવાહરનું રાજકીય કદ એટલું વધ્યું હતું.

આ ઉપરાંત, એક અન્ય દૃષ્ટિએ પણ આ વરણી જોવી જોઈએ. જનતાએ જોયું કે જવાહરનીજ અસરથી મહાસભાની ઠેર ઠેર જીત થઈ છે, તો પછી, જવાહરના પ્રમુખપણુ નીચેજ મહાસભા સત્તા પર આવે અને પ્રધાનપદાં રચે એજ યથાર્થ છે. જવાહર સિવાય બીજું કોઈ દેશને નિશ્ચિત માર્ગદર્શન આપે એવું જનતાને લાગ્યું નહિ.*મહાસભાની ચૂંટણી અને રાજયતંત્ર એકજ સુકાનીની દોરવણી તળે ચાલે એમ મહાસભાના કાર્યકરો ઇચ્છતા.

ફૈઝપુર મહાસભામાં જવાહરે પોતાની કારોબારીમાં સમાજવાદીઓને ચાલુ રાખ્યા એટલું જ નહિ પણ એમનું પ્રમાણ વધાર્યું. જવાહરને આ કારણે ઘણો આંતરિક વિરોધ સહન કરવો પડેલો. સરદાર, આચાર્ય કૃપલાણી વગેરેનો સખત વિરોધ છતાં જવાહરે પોતાની રીતિ પ્રમાણેજ કામ લીધું અને ગમે તેવા પીઢ નેતાઓથી પોતે દબાતા નથી, તે સાબિત કરી આપ્યું. આથી મહાસભાના તંત્રમાં એકવાક્યતા આવી. મહાસભામાં નવું લોહી ભળ્યુ ને તેમને યોગ્ય ઉત્તેજન મળ્યું.

જવાહરે મહાસભાના ચૂંટણી ઝઘડા પતાવવા માટે પ્રત્યેક પ્રાંતમાં ચૂંટણીના ઝઘડા પતાવવા સમિતિની નિમણૂક કરી અને એ રીતે મહાસભાની ચૂંટણીઓમાં થતી ગેરરીતિઓને દબાવી દીધી વળી, મહાસભામાં ગમે તેવા ઘૂસી ન જાય, તે માટે એમણે બંધારણ સુધારીને જે ત્રણ વર્ષ સુધી સામાન્ય સભ્ય હોય, તેજ ચૂંટણીમાં ઉમેદવાર થઇ શકે એવો નિયમ ઘડ્યો કે જેથી ખોટા તકવાદીઓ ઘૂસી જાય નહિ. વળી, કોઇપણ કોમવાદી કે મહાસભાના મૂળભૂત સિદ્ધાંતોથી વિરોધી એવી સંસ્થાનો સભ્ય, મહાસભાના સભ્યપદે રહી શકે નહિ, એવો સુધારો પણ મહાસભાના બંધારણમાં એમણે પસાર કરાવ્યો. અને મહાસભાની આંતરિક શુદ્ધિ કરવા એમણે તનતોડ પ્રયત્ન કર્યા. આથી બિહાર અને આંધ્રની કિસાનસભા, સામ્યવાદીઓ, મુસ્લિમ લીગ કે હિન્દુ મહાસભા જેવી સંસ્થાઓ જોડે જવાહરને અથડામણમાં આવવું પડ્યું. છતાં જવાહરે પોતાનું ધાર્યું કરી, મહાસભાને શુદ્ધ તેમજ ક્રિયાશીલ બનાવવા સફળ પ્રયત્નો કર્યા.

ફૈઝપુર પછી જવાહરને આટઆટલું કર્યા છતાં પણ પોતાનું કંઈ નીપજતુ નથી તેનો ઉગ્ર અસંતોષ રહી ગયેલો એટલું જ નહિ પણ મહાસભાના પ્રધાનમંડળ જે રીતે ચાલતાં હતાં, એથી પણ એમના દિલમાં કચવાટ હતો. અને પોતાની જાતને વફાદાર રહી રાજીનામું આપવાનો પ્રામાણિકપણે એમણે વિચાર કરેલો, અને રાજીનામું તૈયાર પણ કરેલું. એ દર્શાવે છે કે, જવાહરને ગમે તેવા મોટાપદની મોહિની નહોતી. પ્રમુખપદની એમને પરવા નહોતી. એ પોતાના વ્યક્તિગત હિતને માટે સિદ્ધાંતોનું સમાધાન કરવા હરગિજ તૈયાર નહોતા.

ફૈઝપુરની મહાસભામાં પ્રમુખ થયા બાદ જનતા ફરીથી જવાહરને એક વધુ વાર મહાસભાના પ્રમુખ તરીકે ચૂંટવા માંગતી હતી. જનતા જવાહર પર ખુશ હતી. એનો પડ્યો બોલ ઝીલવા તત્પર હતી. દેશનું રાજકારણ જવાહર જેવી દરેલ વ્યક્તિના હાથમાં સલામત છે એની જનતાને સંપૂર્ણ ખાતરી હતી. પણ જવાહર હવે આ કાંટાળા તાજથી કંટાળ્યા હતા, થાક્યા હતા. એમને પણ માનસિક તથા

ત્યારબાદ ક્રીપ્સ આવ્યો અને ગયો. મહાસભાએ યુદ્ધમાં ભાગ ન લેવાનો નિર્ણય કર્યો. ૧૯૪૨ નું હિન્દ વ્યાપી 'હિન્દ છોડો' નું પ્રચંડ આંદોલન ચાલ્યું. ગાંધીજી અને મહાસભાના મોવડીઓને જેલના સળિયા પાછળ રાખવામાં આવ્યા. એક પણ અગત્યનો કોંગ્રેસનેતા બહાર રહ્યો નહિ. સરકારે માઝામૂકી. દમનના કોરડા વીંઝાયા. દેશમાં અસાધારણ જાગૃતિ આવી. મહાસભાનું તંત્ર ખોરવાઈ ગયું. વિશ્વયુદ્ધ પૂર જોશમાં ચાલી રહ્યું. પ્રજાના ઉત્સાહનાં પૂર ઓસરવા લાગ્યાં. ૧૯૪૨ નો ઉત્સાહ ૧૯૪૩ માં રહ્યો નહિ. આખરે ૧૯૪૩ માં ગાંધીજીને મુક્ત કરવામાં આવ્યા અને ૧૯૪૫ માં જવાહર સહિત મહાસભાના કારોબારી સમિતિના સભ્યોને છોડી મૂકવામાં આવ્યા.

૧૯૪૬ માં, સાત વર્ષની મહાસભાના પ્રમુખપદની જવાબદારીથી મૌલાના આઝાદ થાક્યા. અને એમણે પોતાના પ્રમુખપદની જવાબદારી જવાહરને સોંપી. ૧૯૪૬ ના જુન માં મુંબઈમાં ભરાયલી અખિલ ભારત મહાસભા સમિતિએ, જવાહરને વિના વિરોધે, પ્રમુખ તરીકે ચૂંટી, ચોથીવાર મહાસભાનું પ્રમુખપદ આપી, એમની શક્તિનું બહુમાન કર્યું. જવાહરે સહર્ષ એ જવાબદારી લીધી. ત્યાર બાદ દેશમાં ખૂબ અગત્યના બનાવો બન્યા. જવાહરે કામચલાઉ દેશનું રાજ્યતંત્ર સંભાળ્યું અને મહાસભાના પ્રમુખ અને વાઈસરોયની કારોબારીના વડા તરીકે એમણે બે સ્થાનો એકી સાથે કુનેહથી સંભાળ્યાં. આ વખતે પણ જવાહરે સમાજવાદીઓને પોતાની કારોબારીમાં આવવા વિનવેલા પણ તેઓએ ના પાડવાથી શ્રીમતિ કમળાદેવી ચટ્ટોપાધ્યાય, રાવસાહેબ પટવર્ધન, કુ. મૃદુલા સારાભાઈ અને ડૉ. કેસકર વગેરે નવાં તત્વોને કોંગ્રેસ કારોબારીમાં દાખલ કર્યા. આમ જવાહર હમેશાં પ્રગતિશીલ રહ્યા છે. સ્થિતિસ્થાપક નહિ, કે રૂઢિચૂસ્ત પણ નહિ. મહાસભાને જ લોર્ડ વેવલે પોતાની કારોબારી રચવા આમંત્રણ આપ્યું હોવા છતાં, જવાહરે ઉદાર બનીને શ્રી. જીન્નાને પણ એ કામમાં મદદ કરવાનું કહીને દેશવિદેશમાં મહાસભાની ઇજ્જત વધારી અને મુસ્લિમ લીગના ગંદા પ્રચારને ડામ્યો.

૧૯૫૧ માં, જ્યારે મહાસભા પ્રમુખ ટંડનજી અને જવાહર વચ્ચે વિરોધ ઉગ્ર સ્વરૂપે પ્રગટ થયો અને દિલ્હીમાં એ વિરોધનું સમાધાન કરવાને અખિલ ભારત મહાસભા સમિતિનું અધિવેશન મળ્યું, ત્યારે ટંડનજીએ રાજીનામું આપતાં, મહાસભા સમિતિએ જવાહરનેજ પ્રમુખ તરીકે પાંચમીવાર પસંદ કર્યા, અને જવાહરે પોતાના હાથમાં મહાસભાનું તંત્ર આવતાં, ચૂંટણીનાં ધોરણો કડક બનાવ્યાં. નવી કારોબારી રચી. મહાસભાનું તંત્ર જે અવ્યવસ્થિત હતું તેને વ્યવસ્થિત બનાવ્યું. મહાસભાના ઉમેદવારોનું ધોરણ અત્યંત કડક રાખ્યું એટલું જ નહિ પણ દરેક

ઉમેદવારની પસંદગી વિષે ફરિયાદ કરવાનો જનતાને હક આપ્યો. જવાહર પ્રત્યેક ફરિયાદની જાતતપાસ કરીને નિર્ણય લેતા. અને પ્રત્યેક પ્રદેશના ઉમેદવારો જે સ્થાનિક ચૂંટણી બોર્ડ નક્કી કરે તેમાં એઓ અનિવાર્યપણે ફેરફાર કરતા. આ રીતે, ચૂંટણી તંત્રને એમણે કડક, શિસ્તબદ્ધ, નિયમિતસર, અને કાર્યશીલ બનાવ્યું. અને મહાસભાના પ્રમુખ તરીકે, એઓ, ઉમેદવારોના પ્રચારકાર્ય માટે દેશને એક છેડેથી બીજે છેડે ઘૂમી વળ્યા. અને એમને પ્રતાપેજ મહાસભાને ચૂંટણીમાં ઝળકતી ફતેહ મળી. લોકો મહાસભાના ઉમેદવારોને મત આપતા ન હોતા પણ ચૂંટણી કચેરી આગળ ટાંગેલી જવાહરની તસ્વીરને ઓળખીને મત આપતા હતા.

આ પછી ઈંદોરમાં મહાસભાનું અધિવેશન જવાહરને પ્રમુખપદે ભરાયું. એ મહાસભામાં જવાહરે ડંકો વગાડ્યો. ક્યાંય વિરોધી સૂર સંભળાયો નહિ. ક્યાંય ઊંચાં મન થયાં નહિ. જવાહરનું વિરાટ વ્યક્તિત્વ એ મહાસભામાં સોળે કલાએ ખીલી ઊઠ્યું. અને એમની મોહક પ્રતિભાએ સૌને મંત્રમુગ્ધ કરી દીધા.

આમ જવાહરે મહાસભામાં પાંચ પાંચ વાર પ્રમુખપદ સ્વીકારી એ સંસ્થાની લોકપ્રિયતામાં ખૂબજ વધારો કર્યો.

મહાસભા હવે વિલીન થયેલાં દેશી રાજ્યોમાં ભરાવા લાગી હતી. ૧૯૫૧ માં મહાસભા ઈંદોરમાં મળી. ૧૯૫૩ નું મહાસભાનું અધિવેશન, મધ્યકાલીન યુગનાં વાતાવરણ વાળું, એક વખતનું આપખુદ દેશી રાજ્ય, હૈદ્રાબાદ, જે હવે ભારતસંઘમાં વિલીન થઈ ગયું છે ત્યાં ભરાયું. આ હૈદ્રાબાદનું અધિવેશન એ મહાસભાનું ૫૮ મું અધિવેશન હતું.

## (૪)

હૈદ્રાબાદ અધિવેશન માટે જવાહરનીજ સર્વાનુમતે ચૂંટણી થઇ. જવાહર આમ મહાસભાના છઠ્ઠીવાર કર્ણધાર બન્યા. મહાસભાની તવારીખનાં ૬૮ વર્ષોમાં આ એક અભૂતપૂર્વ, વિરલ અને ગૌરવભર્યો બનાવ છે. એ જવાહરની હિન્દની જનતા ઉપર કેટલી પકડ છે તેનો પુરાવો છે.

લાહોરમાં જવાહર જ્યારે પહેલવહેલા મહાસભાના પ્રમુખ થયા ત્યારે એ પદ એમણે પોતાના પિતા પાસેથી લીધું. હૈદ્રાબાદ મહાસભાનું પ્રમુખપદ જવાહર

શકાય. મહાસભાની ૭ દાયકાની જ્વલંત તવારીખમાં કોઇપણ એક વ્યક્તિ ૭ ૭ વાર એ સંસ્થાને પ્રમુખપદે ચૂંટાઈ નથી. મહાસભાના ઇતિહાસમાં આ એક અભૂતપૂર્વ ઘટના કહી શકાય. આને જનતાની વિભૂતિપૂજા કહો, અંધશ્રદ્ધા કહો કે યોગ્ય વ્યક્તિની કદરસનાશી કહો : પણ જવાહર એ હિન્દની જનતાના અત્યંત લોકપ્રિય, લાડીલા અને માનીતા નેતા છે એ હકીકત દીવા જેટલી સ્પષ્ટ છે.

જવાહર આમ મહાસભાના છઠ્ઠીવાર પ્રમુખ થયા. એ બધું કારણ પૂર્વક બન્યું, કારણ કે, દેશના તત્કાલીન સંજોગો જોતાં, જવાહરનું વિરલ નેતૃત્વ અને સ્પષ્ટ માર્ગદર્શન દેશને અનિવાર્ય હતું. દેશની અનેક મુસ્કેલીઓમાંથી પાર ઉતારે એવી વ્યક્તિ જનતાને જવાહરજ લાગી. જવાહરની નેતાગીરીમાં હિન્દની જનતાને પૂર્ણ શ્રદ્ધા છે. જવાહર હિન્દની જનતા પર મુગ્ધ છે અને હિન્દની જનતા જવાહર પર મુસ્તાક છે. બન્નેનું અન્યોન્ય પ્રત્યેનું આકર્ષણ અનેરું છે. ગાંધીજી સિવાય, હિન્દે જવાહર જેવો કર્મરત, દરેલ, વ્યવહારકુશળ, કલ્પનાશીલ, વિજયવંત અને મહત્વાકાંક્ષી નેતા હજી જોયો અને જાણ્યો નથી. અર્થકારણ, રાજકારણ, વિદેશનીતિ તથા માનવમૂલ્યોનાં સંબંધમાં જવાહર જે પ્રગતિશીલ વિચારો ધરાવે છે તે હિન્દની પ્રજાને માન્ય છે અને એ વિચારો દેશના રાજકારણ તથા મહાસભાના ધ્યેય અને કાર્યક્રમ સાથે સુસંગત છે. જવાહરની વિદેશનીતિનો પાયો સત્ય, ન્યાય અને અહિંસા પર રચાયેલો છે. એમાં તકવાદને સ્થાન નથી. જવાહર કોમવાદ, પ્રાંતવાદ, ભાષાવાદ તથા ધર્માંધતાના કટ્ટર દુશ્મન છે. હિન્દની પ્રજા આ બધું જાણે છે અને તેથી જ જવાહરની પસંદગી કરી એમની રાજનીતિમાં સંપૂર્ણ શ્રદ્ધા વ્યકત કરી. હિન્દની પ્રજાની એ મુગ્ધ માન્યતા છે કે જવાહર જેવા વિજયવંત નેતાના માર્ગદર્શન હેઠળ દેશ અનિવાર્યપણે આગેકૂચ કરશે જ કરશે.

હૈદરાબાદ અધિવેશન અનેક દૃષ્ટિએ અભૂતપૂર્વ હતું. મહાસભાનું અધિવેશન બીજી વાર દેશી રાજ્યમાં ભરાતું હતું. જવાહર આ ઐતિહાસિક અધિવેશનમાં બીનહરીફ ચૂંટાયા હતા અને આ અધિવેશનમાં જવાહરે પ્રેમથી, ઉદારતાથી, તથા વિવેકબુદ્ધિથી કામ લઈ, દેશને તથા મહાસભાને, કેટલાક સળગતા તથા અગત્યના પ્રશ્નો પર સ્પષ્ટ માર્ગ દર્શન આપી એમણે પોતાની અમોઘ શક્તિનો પોતાના દેશબાંધવોને સાક્ષાત્કાર કરાવ્યો હતો.

હૈદરાબાદ અધિવેશનની કાર્યવહી જોતાં એટલું નિઃશંક કહી શકાય કે જવાહરે દેશના અગત્યના સવાલો વિષે સ્પષ્ટ માર્ગદર્શન આપ્યું. મહાસભાની આંતરશુદ્ધિ, દેશની વિદેશનીતિ, પંચવર્ષીય યોજના, ભાષાવાર પ્રાંતરચના સંબંધી

સ્પષ્ટીકરણ, તથા કોમવાદ અને પ્રાંતવાદના રાક્ષસોને દાબવા સંબંધી, જવાહરે સ્પષ્ટ નીતિ જાહેર કરી જનતાને કેટલીક કડવી અને અપ્રિય છતાં સત્ય હકીકતો સુણાવી. આર્થિક પ્રશ્નો ચર્ચતાં જવાહરે, અન્નની બાબતમાં દેશને સ્વાવલંબી બનાવવાનું, ભૂખમરો નાબૂદ કરવાનું તથા નિર્વાસિતોને ઠેકાણે પાડવાનું વચન આપ્યું એટલુંજ નહિ, પણ ભૂદાનના આંદોલનને વેગ આપવાનું પણ સાથે સાથે જણાવ્યું. જવાહરે આમ સ્પષ્ટ માર્ગદર્શન આપી જનતાને ખાતરી કરાવી આપી કે એઓ દેશના પ્રશ્નો વિષે સદા જાગૃત છે એટલુંજ નહિ પણ એ પ્રશ્નોના સફળ ઉકેલ માટે પણ એટલાજ આતુર છે.

જવાહરને આ અધિવેશનમાં કેટલાક પીઢનેતાઓનો સક્રિય સહકાર મળ્યો, અને જવાહરે દેશના સળગતા પ્રશ્નોને કુનેહથી ઉકેલ્યા. ને વિખવાદભરેલી પરિસ્થિતિમાં એકતા આણી શક્યા, એટલુંજ નહિ, પણ કોંગ્રેસની ઘટતી જતી પ્રતિષ્ઠાને તથા ઓસરતી જતી લોકપ્રિયતાને ટકાવી રાખી. ગાંધીજીના સ્વર્ગવાસ બાદ, દેશમાં અનેક કારણોને લઈને, મહાસભાનાં પૂર ઓસરતાં હતાં, જનતાને મહાસભામાં રસ ઓછો થયો હતો, અને હિન્દની જનતાને મહાસભા પ્રત્યે પહેલાંનો જેવો ઉત્સાહ રહ્યો નહોતો. પ્રજામાં એક જાતની નિરાશાવાદની ભાવના જન્મી હતી. પણ જવાહરે પોતાના વિરાટ વ્યક્તિત્વથી, જ્વલંત કાર્યોથી તથા શુદ્ધનિષ્ઠાથી, મહાસભાના ઓસરતાં પૂર અટકાવ્યાં, જનતાની શંકાઓ દૂર કરી, પ્રજાને પુનઃ કોંગ્રેસમાં રસ લેતી કરી એટલુંજ નહિ પણ એ સંસ્થામાં જે અનિચ્છનીય તત્વો જાણ્યેઅજાણ્યે ઘૂસી ગયાં હતાં તે મજબૂત હાથે દૂર કરી, કોંગ્રેસની આંતરશુદ્ધિ કરી, મહાસભાની પ્રતિષ્ઠા વધારી અને પૂર્વવત્ એને લોકપ્રિય બનાવી એનાં મૂલ્ય વધાર્યાં.

જવાહર અગાઉ પાંચ વાર કોંગ્રેસના પ્રમુખ બની ગયા હતા, પણ આ વખતે એમનું પ્રમુખપદ, એમને વરેલી અનેક સિદ્ધિઓને લઈને વિશેષ અગત્યનું બન્યું. જવાહરે આ અધિવેશનમાં વિવેકબુદ્ધિ અને કુનેહથી કામ લીધું, દિમાક્ ઓછો ગૂમાવ્યો, આત્મસંયમની વૃત્તિ કેળવી, તથા ગાંધીજીની નીતિ અપનાવી વિરોધીઓને પ્રેમથી અને સમજૂતીથી સમજાવવાનો અને તેમ કરી તેમનો હૃદયપલટો કરવાનો સફળ પ્રયત્ન કર્યો. અનેક વક્તાઓએ આ અધિવેશનમાં ઉદ્દામવાદી વાતો કરી, ચર્ચામાં ગરમાગરમી અને ઉગ્રતા આણી, છતાં, જવાહરે સ્વસ્થતા જાળવી, શક્ય તેટલી સમાધાનવૃત્તિ દાખવી, વિરોધીઓને અનુકૂળ થવાનો પ્રયત્ન કર્યો. આ અધિવેશનમાં જવાહરની લાગણીપ્રધાનતા ઉપર જવાહરની મુત્સદ્દીગીરીએ વિજય મેળવ્યો. જવાહરે આ અધિવેશનમાં વિરોધીઓને પ્રેમથી જીતી લીધા. હૈદરાબાદ

અધિવેશન એ જવાહરની નીતિનો, મુત્સદ્દીગીરીનો તટસ્થ રાજનીતિનો, શાંતિપ્રધાન વિદેશનીતિનો અને ગાંધીવાદી વિચારસરણીનો સ્પષ્ટ વિજય હતો. જવાહરે આ અધિવેશન બાદ મહાસભાની પ્રતિષ્ઠા પુનઃ સ્થાપિત કરી, જનતાને એ સંસ્થામાં સક્રિય રસ લેતી કરી અને એ એકજ એવી રાજકીય સંસ્થા છે કે જે દેશમાં એકતા સ્થાપી શકે તેની જનતાને ખાતરી કરાવી આપી.

જવાહર જ્યારે હૈદરાબાદ અધિવેશનના પ્રમુખ તરીકે ચૂંટાયા ત્યારે તેમની વરણી બે વર્ષ માટે થઇ હતી. આથી મહાસભાનું ૫૯ મું અધિવેશન જે બંગાળમાં કલ્યાણીમાં ભરાયું તેના પણ જવાહર આપોઆપ પ્રમુખ થયા. દેશની તંગ પરિસ્થિતિ જોતાં જનતાએ જવાહરની લાગલગાટ આ પ્રકારની બે વર્ષની વરણી કરી જવાહરમાં પોતાનો વિશ્વાસ વ્યક્ત કર્યો હતો. કલ્યાણી અધિવેશનનું મહત્વ પણ હૈદરાબાદ અધિવેશનની માફક અનેક દૃષ્ટિએ મહત્વનું હતું. હિન્દની આંતરરાષ્ટ્રીય પ્રતિષ્ઠા કૂદકે ને ભૂસકે વધતી જતી હતી. હિન્દની વિદેશનીતિની સર્વત્ર કદર થતી હતી એશિયાઈ પ્રદેશોમાં જવાહરનો ડંકો વાગતો હતો. જગતમાં શાંતિસ્થાપના માટે જવાહરના પ્રયાસો ચાલુ જ હતા. દેશના આંતર વહીવટમાં પણ જવાહરે એકધારી સફળતા મેળવી હતી. આ બધાં જવાહરનાં રૂડાં વાનાં હતાં. જવાહર દેશના વડા પ્રધાન હતા અને સાથે સાથે કોંગ્રેસના બીનહરીફ પ્રમુખ હતા. આખા જગતની તથા દેશની દૃષ્ટિ જવાહરની નીતિમાં કેન્દ્રિત થઈ હતી.

કલ્યાણી મહાસભામાં પણ જવાહરે કુનેહથી કામ લઈ કેટલાક અગત્યના ઠરાવો પસાર કરાવ્યા. ખાસ કરીને, રાજ્યોની પુનર્ઘટના, વિદેશનીતિ, વિકાસ યોજનાઓ, સંસ્થાનવાદની નાબૂદી, પાકીસ્તાનને મળેલી અમેરિકી સહાય પ્રત્યે અસંતોષ, તથા ખાનબંધુઓની મુક્તિ માટે મુબારકબાદી, વિગેરે ઠરાવો પસાર કરાવી જવાહરે મહાસભાની પ્રતિષ્ઠા વધારી. વળી, દેશમાંથી બેકારી ને ગરીબીને દૂર હટાવવા, જવાહરે પંચવર્ષીય યોજનાને આગળ ધપાવવા જણાવ્યું અને ભાવિ યુદ્ધમાં કોઈપણ સંજોગોમાં ન જોડાવાનો હિન્દનો મક્કમ નિરધાર જાહેર કર્યો.

જવાહર આમ મહાસભાના ૭ ૭ વાર પ્રમુખ થયા. એમના પ્રમુખપદના વર્ષોમાં એમના બધાજ ઠરાવો બહુમતીથી પસાર થતા અને વિસંવાદી સૂર ક્યાંય પણ સંભળાતો નહિ. જવાહરનો પડતો બોલ ઝીલવા હિન્દની જનતા તત્પર હતી અને જવાહર માટે કોઈપણ પ્રકારની કુરબાની કરવા તૈયાર હતી. જવાહરનું દેશમાં તથા મહાસભામાં જે એકમેવ અદ્વિતીય સ્થાન છે તે આથી પૂરવાર થાય છે.

. જવાહર આમ કોંગ્રેસનું પ્રમુખપદ અને દેશના વડાપ્રધાનનું પદ બન્ને સફળતાથી સંભાળતા હતા એ ગર્વ અને ગૌરવની વાત હતી. પણ આ પ્રકારની

નીતિ, સઘળી સત્તા એકજ વ્યક્તિમાં કેન્દ્રિત કરવી, એ ન તો જવાહરને માટે ઇષ્ટ હતી કે ન તો ભારત જેવી નૂતન લોકશાહી માટે ઇષ્ટ હતી. કારણ કે, સત્તાના કેન્દ્રીકરણથી, સરમુખત્યારી તરફ ઢળવાની આકાંક્ષા સ્વાભાવિક રીતે જન્મે છે. હિન્દ જેવી નૂતન લોકશાહી માટે આ એક મોટામાં મોટું ભયસ્થાન કહી શકાય. શ્રી. જિન્ના જ્યાંસુધી જીવતા હતા ત્યાંસુધી મુસ્લિમ લીગના પ્રમુખ રહ્યા અને સાથે સાથે પાકીસ્તાનના ગવર્નર-જનરલ પણ રહ્યા. અને સઘળી સત્તા પોતાના હાથમાં રાખી સરમુખત્યાર જેવા બન્યા. તેજ પ્રકારની પરિસ્થિતિ હિન્દમાં પણ નિર્માણ થાય એવી ભીતિ સેવાવા માંડી. આથી હિન્દની જનતા ઇચ્છતી હતી કે હવેથી ભવિષ્યમાં જવાહર સિવાય અન્ય કોઈ વ્યક્તિ મહાસભાને પ્રમુખપદે આવે અને જવાહર પોતાની તમામ શક્તિ દેશના સક્રિય રાજકારણમાં કેન્દ્રિત કરે.

જવાહર પણ આ બેવડી જવાબદારીથી વાજ આવી ગયા હતા. એમને શિરે આ અસહ્ય બોજ હતો અને એઓ પ્રથમ તકે આમાંથી મુક્ત થવા માંગતા હતા અને તે માટે કોંગ્રેસના પ્રમુખપદ માટે કોઇ યોગ્ય વ્યક્તિની શોધમાં જ હતા.

એક બીજી પણ દલીલ આ બાબતમાં જનતા તરફથી કરવામાં આવતી હતી. ભારત જેવા વિરાટ અને વિશાળ દેશમાં નેતાઓની બીજી હરોળ ઊભી કરવાની ખાસ અગત્ય હતી. ૧૯૨૯ માં, ગાંધીજીએ જવાહરને ચાળીશ વર્ષની ઉમરે, લાહોર મહાસભાના પ્રમુખપદે નિયુક્ત કરી, દેશમાં નેતાઓની બીજી હરોળ ઊભી કરવાની દિશામાં સ્તુત્ય તથા માર્ગદર્શક પહેલ કરી હતી. જવાહરે આ દિશામાં ગાંધીજીને અનુસરીને પહેલ કરવી જોઈએ એમ જનતા ઇચ્છતી હતી, એટલું જ નહિ, પણ મહાસભા જેવી વિશાળ પ્રતિનિધિત્વ ધરાવતી વિરાટ સંસ્થામાં નવું લોહી દાખલ કરી, જનતાને વિશ્વાસમાં લેવાની પણ ખાસ અગત્ય હતી. અને જો આમ થાય તો જ જવાહર પોતાના રાજકીય ઉત્તરાધિકારીનો પ્રશ્ન ઉકેલી શકે, મહાસભાની પ્રતિષ્ઠામાં વધારો કરી શકે અને એમને વર્ષોથી એકીસાથે બે ઘોડાઓ પર જે વિહાર કરવો પડે છે તેમ કરવાનો પ્રસંગ ન આવે.

આ દલીલોમાં રહેલું તથ્ય જવાહર સારી પેઠે સમજતા હતા અને આથીજ એઓ યોગ્ય વ્યક્તિની ખોજમાં હતા. એમના સદભાગ્યે એમને આ દિશામાં તાત્કાલિક સફળતા સાંપડી. અને જવાહરની ચકોર દૃષ્ટિ, સૌરાષ્ટ્રના મુખ્ય પ્રધાન, ચુસ્ત ગાંધીવાદી અને રચનાત્મક કાર્યકર, તથા દરેલ, નમ્ર, શાંત અને સિદ્ધાંતવાદી ઢેબરભાઈ પર પડી. જવાહરે મહાસભાના પ્રમુખપદેથી નિવૃત્ત થવાની ઇચ્છા વ્યક્ત કરી અને આગામી મહાસભાના પ્રમુખપદ માટે ઢેબરભાઈની વરણી

કર્યા, કોંગ્રેસ કારોબારીને સૂચના કરી કોંગ્રેસ કારોબારીએ જવાહરની આ સૂચના હર્ષભેર વધાવી લીધી અને ઢેબરભાઈની વરણી સર્વાનુમતિએ કરી આમ ઢેબરભાઈની મહાસભાના પ્રમુખ તરીકે વરણી થતા મહાસભામા એક નવા યુગના મંડાણ મંડાયા

આ ફેરફારથી કોંગ્રેસતંત્રમા નવુ લોહી આવ્યુ જનતા અને મહાસભા વચ્ચે જે જીવંત સંપર્ક તૂટી ગયો હતો તે પુનઃ સંધાયો પ્રજામા ઉત્સાહના પૂર આવ્યા વર્ષોથી એકની એક વ્યક્તિ પ્રમુખસ્થાને હોવાથી જનતામા એક પ્રકારની મંદતા આવી હતી તે આપોઆપ દૂર થઈ, મહાસભાનુ કાર્ય હવે ઉત્સાહભેર ચાલવા માડ્યુ અને જવાહર સરમુખત્યાર થવા માગે છે, જવાહર કોઈને આગળ આવવા દેતા નથી, જવાહર સત્તાભૂખ્યા છે એવા આક્ષેપોનો સ્વયંભૂ અંત આવ્યો

ઢેબરભાઈ સંબંધી જવાહર ઘણા આશાવાદી તથા ઉત્સાહી હતા ઢેબરભાઈની શક્તિઓને અંજલિ અર્પતા જવાહરે જણાવ્યુ કે "સૌરાષ્ટ્રના મુખ્ય પ્રધાન તરીકે શ્રી ઢેબરભાઈની કારકિર્દી જ્વલંત છે એઓ રાષ્ટ્રના કસાયેલા સેવક છે, સદાજાગૃત સૈનિક છે, ચુસ્ત ગાંધીવાદી છે, વિનમ્રતાની મૂર્તિ છે, શાંત, ઠરેલ, કુનેહબાજ અને તટસ્થ વ્યક્તિ છે, અને મહાસભાના પ્રમુખપદ માટે એઓ યોગ્ય વ્યક્તિ છે એમના હાથમા મહાસભાનુ સુકાન સલામત છે ઢેબરભાઈની એક વૈયક્તિક વિશેષતા છે, અને તે એ કે, એઓ કોઈપણ સંજોગોમા પોતાનો દિમાક ગૂમાવતા નથી એઓ સ્વસ્થતા અને સહનશીલતાની મૂર્તિમન્ત પ્રતિમા છે વિરોધીઓને એઓ સાંભળે છે, તેમના દષ્ટિબિન્દુ સમજવા પ્રયત્ન કરે છે અને સૌ કોઈને ન્યાય મળે એવી રીતે વર્તે છે મહાસભાના આદર્શો એઓ સમજે છે અને અન્યને સમજાવી શકે છે ઢેબરભાઈ અજાતશત્રુ છે એમને એકપણ દુશ્મન નથી એઓ સુજનતાની મૂર્તિ છે હુ ઢેબરભાઈના ભાવિ સંબંધી ખૂબ જ આશાવાદી છુ . મને આશા છે કે હિન્દની જનતા ઢેબરભાઈના નેતૃત્વને વધાવે અને મહાસભાની પ્રતિષ્ઠામા વધારો કરે "

ઢેબરભાઈ આમ પ્રથમવાર અવાડી કોંગ્રેસના પ્રમુખ થયા અવાડીમા કોંગ્રેસપ્રમુખપદનો હોદ્દો ઢેબરભાઈને સોંપતા જવાહરે ૫૯'ના અધિવેશનમા જણાવ્યુ કે "દેશની વર્તમાન મુશ્કેલ પરિસ્થિતિ વચ્ચે, દેશમા મહાસભાનુ કામ સંતોષપૂર્વક સંભાળી લે એવી વ્યક્તિ શ્રી ઢેબરભાઈ છે શ્રી ઢેબરભાઈ એક બાહોશ અને શક્તિશાળી પુરુષ છે એમની વરણીથી હુ જે સુખ અને સંતોષ અનુભવી રહ્યો છુ તે શબ્દોદ્વારા વ્યક્ત થઈ શકે એમ નથી"

અવાડી મહાસભાના પ્રમુખ ઢેબરભાઈ હતા પણ ત્યા ઘણા ખરા ઠરાવોનુ ઘડતર જવાહરે જ કર્યું અને કોંગ્રેસનુ ધ્યેય સમાજવાદી તંત્રની સ્થાપના છે, એ ક્રાન્તિવાદી ફેરફાર જવાહરને લીધેજ થયો સમાજવાદી સમાજતંત્રના ઠરાવમા જવાહરની મુત્સદ્દીગીરી શબ્દેશબ્દે વ્યક્ત થતી હતી આ ઠરાવના મહત્વ વિષે જવાહરે જણાવ્યુ

"આ ઠરાવ ખૂબજ અગત્યનો છે એનુ કારણ એ છે કે, માત્ર કોંગ્રેસને જ નહિ, માત્ર સરકારને જ નહિ, પરન્તુ, દેશને એ માર્ગદર્શન આપે છે આ આપણી વિચારસરણીમા એક પલટો છે, અને એ પલટો ખૂબજ મહત્વનો ને સાચી દિશામા છે . કોંગ્રેસનુ ધ્યેય દરેકને જીવન જીવવાની અને સંપૂર્ણ જીવનવિકાસની પૂરેપૂરી તક મળે તે છે આ ધ્યેયને બીજા શબ્દોમા રજૂ કરીએ તો એ સમાજવાદી રાષ્ટ્રની સ્થાપનાનુ ધ્યેય છે .. કોંગ્રેસને હવે ઔદ્યોગિક ને સામાજિક ક્રાન્તિના પ્રણેતા બનવાનુ છે અને એ ક્રાન્તિ આપણે શાતિમય રીતે લાવવાની છે"

આ ઠરાવ રજૂ કરતા જવાહરે એ પણ સ્પષ્ટ કર્યું કે, સમાજવાદી સમાજની રચનાને માટે આપણે પાશ્ચાત્ય દેશોનુ અનુકરણ કરવાના નથી, પણ આપણે આપણા દેશની જરૂરિયાતોને અનુલક્ષીને, આપણી વૈયક્તિક રીતે જ કરવાનુ છે જવાહરે વિશેષમા જણાવ્યુ કે

"આપણી ભવિષ્યની યોજનાઓ સમાજવાદી સમાજને દૃષ્ટિ સમક્ષ રાખી ને ઘડવી જોઈએ. આપણે ત્યા સમાજવાદનો આકાર હિન્દના વિશિષ્ટ વ્યક્તિત્વવાળો હશે આ ઠરાવ પ્રજાની આશાઓ ને ઉમેદો વ્યક્ત કરે છે તે માટે હુ પેશ કરુ છુ આ ઠરાવ દ્વારા હુ પ્રતિજ્ઞા લઉં છુ અને લેવડાવુ છુ કે આપણે સમાજવાદી રચના સ્થાપીનેજ જંપીશુ . . . મને ખાતરી છે કે આ ઠરાવ પ્રત્યેકનાં આસુ લૂછશે"

અવાડી મહાસભામા ઢેબરભાઈ પ્રમુખપદે હતા અને એમણે ઘણી સાવચેતીથી, બાહોશીથી તથા વિવેકબુદ્ધિથી મહાસભાનુ સુકાન સંભાળી, પોતાની વિરલ શક્તિઓનો સૌને સાક્ષાત્કાર કરાવ્યો છતા આ અધિવેશનમા ખરુ વર્ચસ્વ તો જવાહરનુ જ હતુ જવાહરે ઘડેલા બધા ઠરાવો સર્વાનુમતે પસાર થયા આ સર્વે ઠરાવોમા સમાજવાદી સમાજરચનાનો જવાહરનો ઠરાવ એ અવાડી મહાસભાનુ એક ક્રાન્તિકારી પગલુ કહી શકાય જવાહરે આખરી બેઠકમા જણાવ્યુ કે "અવાડીએ હિન્દને જે માર્ગદર્શન આપ્યુ છે, તેને માટે આ અધિવેશન અમારી સ્મૃતિપટમા ચિરસ્મરણીય રહેશે"

ઢેબરભાઇની મહાસભાના પ્રમુખપદ માટે બે વર્ષની વરણી થઈ હતી. આથી અવાડીમાં ભરાયેલા મહાસભાના ૬૦ માં અધિવેશનના એઓ પ્રમુખ હતા એટલુંજ નહિ, પણ અમૃતસર અધિવેશનના ૬૧ મા અધિવેશનના પણ એઓ પ્રમુખ થયા હતા. અમૃતસર અધિવેશન પણ અવાડી જેટલુંજ મહત્વનું હતું, એટલુંજ નહિ, પણ એ અસાધારણ સંજોગોમાં અને કટોકટીની સ્થિતિમાં મળ્યું હતું. દેશને પ્રાંતવાદ, કોમવાદ, જ્ઞાતિવાદ અને ભાષાવાદના ઝનૂન સામે ઝઝૂમવાનું હતું. રાષ્ટ્રીય એકતા ને સંગઠનના પાઠ હિન્દની જનતાને નવેસરથી પટાવવાના હતા. આ અધિવેશનમાં પ્રમુખપદે ઢેબરભાઈ હતા, પણ અવાડી અધિવેશનની જેમ જવાહરે અગત્યનો ભાગ ભજવ્યો હતો. આમ છતાં ઢેબરભાઇનું વ્યક્તિત્વ પ્રસંગોપાત ખીલી ઊઠતું હતું.

ઢેબરભાઈ જવાહરે ચીંધેલે માર્ગે જ આગેકૂચ કરતા હતા. અમૃતસરમાં જવાહરની વિદેશનીતિ મંજૂર થઈ, બાન્ડુંગના નિર્ણયો સ્વીકારાયા ને રાજ્યપુનર્ઘટના પંચના નિર્ણયો તથા વિચારસરણી પણ મહદંશે સ્વીકારાઈ.

અવાડી અને અમૃતસર મહાસભામાં ઢેબરભાઈની અમોઘ શક્તિઓનો હિન્દની જનતાને સાક્ષાત પરિચય થયો. હિન્દના રાજકીય નભોમંડળમાં કોઈ તેજસ્વી તારક ઊગ્યો છે તેની હિન્દની જનતાને સંપૂર્ણ ખાતરી થઇ. અને આ મૂલ્યવાન શોધ માટે હિન્દની જનતા જવાહરની મનુષ્યપરીક્ષા અને ગુણજ્ઞતા માટે તેમને ધન્યવાદ આપવા લાગી.

## (૫)

મહાસભાના સર્વદેશીય ઘડતરમાં જવાહરનો ફાળો ગણના પાત્ર છે. જવાહર વિના કોંગ્રેસની કલ્પના પણ અશક્ય છે. ૧૯૨૫ થી જવાહરે પ્રથમ મહાસભાના મંત્રી તરીકે અને પછીથી પ્રમુખ તરીકે એ સંસ્થાના વિકાસમાં સક્રિય ફાળો આપ્યો. કોંગ્રેસે જ્યારે સત્યાગ્રહ આંદોલનો શરૂ કર્યાં ત્યારે તે જવાહરનાં નેતૃત્વ અને માર્ગદર્શન નીચેજ થયાં છે. મહાસભાના વ્યક્તિગત અને સામુદાયિક સત્યાગ્રહ આંદોલનોના સંચાલક પ્રથમ ગાંધીજી અને પછીથી જવાહર હતા. એમણે મહાસભા દ્વારા સત્યાગ્રહની ચળવળ વ્યાપક બનાવી દેશને આઝાદી અપાવી. ગાંધીજી અને જવાહરે મહાસભાને શહેરમાંથી ગામડાંમાં આણી એટલું જ નહિ પણ એમણે જ મહાસભાને શિક્ષિત વર્ગમાંથી મુક્ત કરી આમજનતાની બનાવી.

એમણે જ મહાસભાને શક્તિશાળી, વીર્યવાન, ઉન્નતમસ્તક, વિજયવંત, પ્રતિષ્ઠિત, લોકપ્રિય અને વિશાળ પ્રતિનિધિત્વ ધરાવતી સંસ્થા બનાવી, એટલુંજ નહિ, પણ દેશના તમામ રાજકીય પક્ષોને એ સંસ્થામાં રસ લેતા કર્યા. આજે જવાહર અને મહાસભા એ લગભગ પર્યાય શબ્દો બની ગયા છે. મહાસભા પર જવાહરનું જે ઋણ છે તે શબ્દાતીત છે. મહાસભાનો છેલ્લાં ત્રીશ વર્ષોનો ઇતિહાસ એટલે જવાહરનો ઇતિહાસ એમ નિઃશંક કહી શકાય.

મહાત્માજીના નિર્વાણ પછી, જવાહરે, ગાંધીજીની મહાસભાને બરખાસ્ત કરવાની સૂચનાનો અસ્વીકાર કરી, મહાસભાની આંતરશુદ્ધિ કરી, એ સંસ્થામાં પ્રવેશેલા સડાને મજબૂત હાથે દૂર કરી, એમાં શિસ્ત, નિયમન વગેરે દાખલ કરી, એ સંસ્થાને વ્યવસ્થિત અને વ્યાપક બનાવી, એટલુંજ નહિ, પણ, હિન્દની જનતાને એમાં સક્રિય રસ લેતી કરી, અને ગાંધીજીએ ઉત્સાહભેર આદરેલું પણ સંજોગવશાત્ અધૂરું રહેલું મહાસભાનું ભગીરથ કાર્ય જવાહરે પોતાની વૈયકિતક રીતે આગળ વધાર્યું અને હજુ પણ ઉત્તરોત્તર વધાર્યે જાય છે. આજે સારા દેશમાં જો કોઈ એકજ શકિતશાળી, પ્રતિભાવંતી અને વ્યાપક રાજકીય સંસ્થા હોય તો તે મહાસભાજ છે. અને જવાહર જેવા કુશળ કર્ણધારના નેતૃત્વ હેઠળ એ સંસ્થાનું ભાવિ ખૂબજ આશાસ્પદ છે.

મહાસભાએ જવાહરના ઘડતરમાં અગત્યનો ફાળો આપ્યો છે. જવાહર આજે જે છે તેવા એમને ઘડનાર મહાસભા છે. જવાહરને આજે દેશવિદેશમાં જે પ્રતિષ્ઠા સાંપડી છે તેનો યશ પ્રધાનતઃ મહાસભાને જાય છે.

મહાસભાના કટોકટીને સમયે અને મહાસભાએ જ્યારે દિશા પલટો કર્યો તેવે સમયે જવાહર એ સંસ્થાના પ્રમુખ ન બન્યા હોત, તો મહાસભા મહાસભા ન હોત અને જવાહર જવાહર ન હોત ! મહાસભાના ૭ ૭ વારના પ્રમુખપદેજ જવાહરને ઘડ્યા છે. જવાહરમાં આજે જે વિવેકબુદ્ધિ છે, ઉદારતા છે, સહિષ્ણુતા છે, પ્રત્યેક રાજકીયપક્ષને સંતોષવાની તીવ્ર તમન્ના છે અને લોકશાહીની ભાવના માટે જે પક્ષપાત છે, તે સઘળું, જવાહર મહાસભા પાસે શીખ્યા છે. મહાસભા દ્વારાજ જવાહર હિન્દની આમજનતાને સમજી શક્યા છે અને આમજનતા જવાહરને સમજી શકી છે.

મહાસભાને ઉદ્દામવાદી બનાવનાર, તથા એમાં ક્રાન્તિની ચિનગારી ફૂંકીને એમાં નવચેતન ને નવજીવન આણનાર જવાહરજ છે. જવાહરે જ મહાસભાને આંતરરાષ્ટ્રીય દૃષ્ટિએ જોતી કરી અને મહાસભામાં પ્રથમવાર આંતરરાષ્ટ્રીય ઠરાવો

લાવનાર જવાહરજ હતા વર્ગસમાનતાની ભાવના તથા સમાજવાદી સમાજરચનાની ભાવના મહાસભામા પ્રથમવાર જવાહરેજ આણી, અને પરદેશમા બનતી ઘટનાઓમા પણ મહાસભાને રસ લેતી જવાહરેજ કરી અવાડી મહાસભામા, સમાજવાદી સમાજરચનાને મહાસભાનું અતિમ ધ્યેય ઠરાવી, મહાસભા ઉત્તરોત્તર પ્રગતિશીલ છે, વિકાસશીલ છે, સમય અને સજોગાનુસાર વર્તનારી છે તેની ખાતરી જવાહરે હિન્દની જનતાને કરાવી આમ જવાહરે મહાસભાને ઘડી છે અને મહાસભાએ જવાહરને ઘડ્યા છે બન્ને અન્યોન્યના પૂરક છે મહાસભા એ જવાહરના રાજકીય જીવનનું એક અગત્યનુ અગ છે

જવાહર આજે મહાસભાના ભીષ્મપિતામહ છે મહાસભામા એઓ આજે King-Maker છે મહાસભા પર એમનુ રાજકીય તેમજ નૈતિક વર્ચસ્વ એટલુ બધુ છે કે આજે એઓ મહાસભાના સમ્મુખત્યાર જેવા લાગે છે મહાસભાના પ્રમુખપદે ગમે તે વ્યક્તિ હોય, પણ સર્વત્ર જવાહરનુજ વર્ચસ્વ વરતાય છે. મહાસભામા આજે કોઈની તાકાત નથી કે જવાહરનો બોલ ઉથાપી શકે મહાસભાની નીતી, મહાસભાના ઠરાવો, એ બધુ જવાહરની વિચારપ્રણાલિ અનુસારજ ઘડાય છે મહાસભામા આજે જવાહરનો ડકો વાગે છે

વર્ષો પહેલા મહાસભામા જે સ્થાન ગાધીજીનુ હતું તે સ્થાન આજે મહાસભામા જવાહરનુ છે પણ ગાધીજી કરતા જવાહર એક ડગલુ આગળ ગયા છે, અને જવાહરે મહાસભા જોડે જીવત સપર્ક વર્ષોથી સાધ્યો છે અને એના ઘડતરમા ઠીક ઠીક ભાગ ભજવ્યો છે ગાધીજી થોડો સમય મહાસભામાથી નિવૃત્ત થયા હતા. એઓ વર્ષો સુધી મહાસભાના ચાર આનાના સભ્ય પણ રહ્યા નહોતા, અને એ સસ્થામા પાછળથી સીધો તેમજ સક્રિય ભાગ પણ લેતા નહોતા એઓ માત્ર સલાહકારનુ કાર્ય કરતા અને જ્યારે જ્યારે એમની સલાહસૂચના માગવામા આવતી ત્યારે એઓ સહર્ષ એ સસ્થાને સ્પષ્ટ માર્ગદર્શન આપતા જ્યારે જવાહરનો તો મહાસભા સાથે ૧૯૨૩-૨૪ થી તે આજસુધી એકધારો, અખડિત, અબાધિત સબધ છે મહાસભા સાથે જવાહરનું જીવન તાણાવાણા માફક વણાઈ ગયુ છે મહાસભાના મત્રી તથા પ્રમુખ તરીકે જવાહરે એ સસ્થાની જે સેવા કરી છે તે એ સસ્થાના ઇતિહાસમા અભૂતપૂર્વ છે

મહાસભાની આતરશુદ્ધિ માટે જવાહરે આકાશ પાતાળ એક કર્યા છે, મહાસભાની સસ્થાને લોકપ્રિય બનાવવા જવાહરે ભવ્ય કુરબાની કરી છે, એમાથી સડો દૂર કરવા એમણે પ્રસગોપાત ગભીર ચેતવણી ઉચ્ચારી સખત હાથે કામ લીધુ છે, અને ભલભલી વ્યક્તિઓને એ સસ્થામાથી બરતરફ કરી, શિસ્તના

કડકમા કડક પગલાં લઈ જનતા પર છાપ પાડી છે અને મહાસભા એ જનસેવાનુ ક્ષેત્ર છે, તથા એ સેવાભાવી સેવકોની જ સસ્થા છે તેનો જનતાને સાક્ષાત્કાર કરાવ્યો છે

મહાસભાના બૌદ્ધિક વિકાસમા પણ જવાહરનો ફાળો ગણનાપાત્ર છે વર્ષોથી મહાસભાના ઠરાવો જવાહરે જ ઘડ્યા છે મહાસભાના ચૂટણી વિષયક જાહેરનામાઓ પણ જવાહરે જ ઘડ્યા છે એટલુ જ નહિ પણ તેને અમલમા મૂકનાર પણ જવાહર જ છે મહાસભામા જે ચૂટણી પચ છે અને જે મહાસભાના ઉમેદવારોની પસદગી માટે જવાબદાર છે, તેના પ્રણેતા તથા પ્રમુખ આજે જવાહર છે અને ઉમેદવારોની પસદગીમા જવાહર બહુ સાવચેતીથી, વિવેકબુદ્ધિથી અને નિષ્પક્ષપાતદૃષ્ટિથી કામ લે છે અને યોગ્ય ઉમેદવારોની જ પસદગી કરી મહાસભાની પ્રતિષ્ઠામા વધારો કરે છે આમ જવાહરે મહાસભાની નૈતિક ભૂમિકાનુ ઉર્ધ્વીકરણ કર્યું છે

મહાસભાની એક પણ એવી પ્રવૃત્તિ નથી કે જેને જવાહર જેવા કુશળ કનાધરનો સ્પર્શ નહિ થયો હોય મહાસભાની સર્વદેશીય પ્રવૃત્તિઓમા જવાહરની છાપ સ્પષ્ટપણે દેખાય છે મહાસભા આજે જે વિરાટ સસ્થા બની છે, તેનો યશ જવાહરના પુરુષાર્થને બળે છે

જ્યા સુધી ગાધીજી વિદ્યમાન હતા ત્યા સુધી ગાધીજી અને એમના સ્વર્ગવાસ બાદ, જવાહરના માર્ગદર્શન હેઠળ મહાસભા કૂદકે ને ભૂસકે આગેકૂચ કરી રહી છે હિન્દની જનતા આજે મહાસભાના નેતૃત્વ, આદર્શો, સિદ્ધાતો તથા માર્ગદર્શન પર મુસ્તાક છે જનતા મુગ્ધપણે માને છે કે જવાહર એટલે મહાસભા અને મહાસભા એટલે જવાહર જવાહર કોઈપણ સજોગોમા ખોટુ, અન્યાયી તથા ઉતાવળિયુ કાર્ય કરે નહિ, એની હિન્દની જનતાને સપૂર્ણ ખાતરી છે જવાહરને લીધેજ હિન્દની વિશાળ જનતાને મહાસભામા સપૂર્ણ શ્રદ્ધા છે અને જ્યાં સુધી જવાહર વિદ્યમાન છે અને મહાસભાના અગ્રેસર પથપ્રદર્શક અને કર્ણધાર છે ત્યા સુધી મહાસભા સલામત છે, દેશનુ રાજકારણ સલામત છે, હિન્દની પ્રજા સલામત છે, હિન્દનુ બધારણ સલામત છે, દેશની લઘુમતીઓ સલામત છે, હિન્દના આતરરાષ્ટ્રીય સબધો સલામત છે ટૂકમા બધુજ સલામત છે અને આ સાર્વત્રિક સલામતીનો યશ જવાહરના સ્થિર અને પ્રતાપી નેતૃત્વને આભારી છે એ નિર્વિવાદ છે

[ ૩૪ ]

# જવાહરની વિદેશનીતિ

વીશમી સદીની એક મહાન અજાયબી એ છે કે એશિયા જે આજે રાજકીય, આર્થિક ને સાંસ્કૃતિક દૃષ્ટિએ પછાત દેશ હતો, તેમાં એક એવો મહાન જ્યોતિર્ધર પ્રગટ્યો કે જેણે માત્ર પોતાના દેશને જ નહિ, પણ સમગ્ર એશિયાખંડને દુનિયાના અંધારામાંથી અજવાળામાં મૂક્યો જેણે, એશિયાને પશ્ચિમના રાજ્યોની હગેળમાં મૂકી દીધો અને જગતના રાજકારણમાં એશિયાનું જે મહત્ત્વ છે, તેનું સાચું ભાન એણે જગતને કરાવ્યું

જવાહરની વિદેશનીતિનો આ વિજય, એમની વિદેશનીતિની સફળતાનું આ સીમાચિન્હ, એ એકતરફ જેમ અર્વાચીન જગતની અજાયબી છે, તેમ બીજી તરફ આઝાદી પછી હિન્દે પ્રાપ્ત કરેલી સિદ્ધિઓનું પણ એ પ્રતીક છે આજે જગત ભરના મહાપુરુષો હિન્દ આવે છે, જવાહરની સલાહ લેવા, જવાહરને મનાવવા તથા જવાહરને સમજવા, તેનું પ્રધાન કારણ જવાહરની તટસ્થ, નિષ્પક્ષપાત અને શાંતિપ્રધાન વિદેશનીતિ છે તે છે ચાઉ ને ઉ્નેસ, બુલ્ગેનીન ને ટીટો, સાઉદી એરેબિયાના રાજા ને ઈરાનના શાહ, ઈજીપ્તના નગીબ ને બ્રહ્મદેશના યુનુ વગેરે રાજપુરુષો, જવાહરને પોતાના મિત્ર તથા સલાહકાર ગણે છે, તેનું કારણ જવાહરની વિદેશનીતિ ને જવાહરનું પ્રભાવશાળી વ્યક્તિત્વ છે

જવાહરની વિદેશનીતિ એ માત્ર હિન્દ આઝાદ થયા પછીની જ જવાહરની નીતિ નથી, પણ હિન્દ આઝાદ થયા પૂર્વે, વર્ષોથી જવાહરે કોંગ્રેસની જે આંતરરાષ્ટ્રીય નીતિ ઘડેલી તેનું એ સુભગ પરિણામ છે, તેની એ ફળશ્રુતિ છે જવાહરે કોંગ્રેસની વિદેશનીતિ ઘડેલી એટલુંજ નહિ, પણ કોંગ્રેસનું વિદેશખાતું પણ ખોલેલું વળી, પરદેશમાં બનતા બનાવો વિષે જવાહરે કોંગ્રેસમાં વાર વાર ઠરાવો ઘડેલા એટલે જે નીતિ કોંગ્રેસમાં હતા, ત્યારે જવાહરે અખત્યાર કરેલી એજ નીતિનું પુનરાવર્તન એમણે જ્યારે રાજ્યનો ભાર પોતાને શિર લીધો ત્યારે કર્યું એ

નીતિને એક રીતે કહીએ તો સક્રિય અને સાકાર રૂપ આપ્યું. જવાહરનું માનસ આપણે જોઇએ તો એઓ વડાપ્રધાન બન્યા તે પૂર્વે પણ સ્પેનમાં રાજ્યક્રાન્તિ થાય, તો એમને પોતાના દેશમાં ક્રાન્તિ થતી હોય તેના જેવોજ રસ રહે. રશીયામાં ક્રાન્તિ થાય તો એઓ ઉત્સાહિત બની જાય. મુસોલિની એબીસીનીયાને કબજે કરે તો જવાહરનો પુણ્યપ્રકોપ પ્રજ્વળી ઊઠે. આમ જવાહરની વિચારસરણીને આંતર-રાષ્ટ્રીય પ્રશ્નોને માનવતા અને સહૃદયતાથી અવલોકવાની વેધક અને સૂક્ષ્મ દૃષ્ટિ એમને આજે હિન્દના વડાપ્રધાન તરીકે પણ ખૂબ સહાયભૂત થાય છે. એક રીતે કહીએ, તો, જવાહરે આઝાદી પૂર્વે આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે, જે કાંઈ કાર્ય કર્યું અને કોંગ્રેસનું વિદેશખાતું ચલાવ્યું તેને પરિણામેજ, આપણા આઝાદી જંગ ને સત્યાગ્રહની ભાવનાનો વિદેશમાં પ્રચાર થયો.

આમ છતાં, જ્યારે આપણે જવાહરની વિદેશનીતિનો ઉલ્લેખ કરીએ છીએ, ત્યારે આપણી દૃષ્ટિ સમક્ષ તો હિન્દ આઝાદ થયું, તે પછીની નીતિજ આવીને ઊભી રહેવાની. જવાહર ઇતિહાસકાર છે, રાજનીતિજ્ઞ છે અને મુત્સદ્દી છે. એથી, એઓ પોતાના જે વિદેશના રાજકારણ વિષે ખ્યાલો હતા, પોતાનાં જે સ્વપ્નો હતાં, તેને મૂર્ત સ્વરૂપ આપવાને શક્તિશાળી બન્યા.

જવાહરની વિદેશનીતિ એ માત્ર આઝાદ હિન્દની જ, નહિ, પણ સમગ્ર પીડિત પ્રજાએ અપનાવેલી વિદેશનીતિ. એ વિદેશનીતિ એક તરફ જેમ જવાહરની યુરોપની રાજકીય ભાવનાઓથી ઘડાઈ છે, તો બીજી તરફ ગાંધીજીની શાંતિ ને પ્રેમની ભાવનાથી ઘડાઈ છે. જવાહરે જ્યારે જ્યારે અમેરિકામાં, કોરિયામાં, ઇન્ડોનેશિયામાં, ઇગ્લેંડમાં, પેરિસમાં કે સંયુકતરાષ્ટ્રપરિષદ સમક્ષ ભાષણો આપ્યાં છે ત્યારે એ વાત એમણે કબૂલ કરી છે, કે એમની વિદેશનીતિ એ એમના રાજકીય ગુરુ ગાંધીજીને ચરણે બેસીને એઓ જે પાઠો પઢ્યા છે તેને અનુસરીને છે. એ નીતિ ભ્રાતૃભાવની છે, અવેરની છે, પ્રેમની છે, અમનની છે અને પ્રધાનતઃ શાંતિની છે.

આ કારણથી જ, જવાહરે પોતાની વિદેશનીતિમાં અમેરિકા ને રશિયા વચ્ચે જે ઠંડું યુદ્ધ ચાલતું હતું, તેમાં તટસ્થવૃત્તિ ધારણ કરી, અને સંયુકતરાષ્ટ્ર-પરિષદમાં પ્રત્યેક પ્રશ્નની વિચારણા એમણે સ્વતંત્ર રીતે કરી.

જવાહરની આ તટસ્થનીતિની ઘણા ટીકા કરે છે. ઘણા કહે છે કે તટસ્થતા એ નિર્બળતાની નિશાની છે. હિન્દનું હિત, તો એમાંથી એક જૂથમાં ભળી, હિન્દને બળવાન રાષ્ટ્રને સહારે બળવાન બનાવવાની છે. ઘણા તટસ્થતાનો અવળો અર્થ કરે છે. ઘણા કહે છે કે આમ તો હિન્દ રશીયાપક્ષી જ છે, પણ ખુલ્લી

રીતે રશીયાનો પક્ષ લઈ શકતું નથી તેથી એણે તટસ્થનીતિનું ઓથું રાખ્યું છે. આવો અવળચંડો પ્રચાર સારી પેઠે કરવામાં આવ્યો હોવા છતાં, આજે હિન્દની તટસ્થનીતિને પરિણામે જ જગત ભરમાં હિન્દની નીતિ એ ન્યાય અને શાંતિની નીતિ છે, એની ખાતરી લગભગ પ્રત્યેક રાષ્ટ્રને થઈ ગઈ છે.

આ તટસ્થનીતિ એટલી તો અડગ છે કે અમેરિકા હિન્દને નાણાંકીય મદદ આપે તો પણ અમેરિકાના પક્ષમાં એ ભળતું નથી. પણ અમેરિકા પાસે નાણાંકીય સહાય લઈને, ઊલટો એ તો જ્યાં અમેરિકા અન્યાય કરતું હોય ત્યાં અમેરિકાનો સબળ વિરોધ કરે છે. એવી જ રીતે રશીયા હિન્દને નિષ્ણાતોની સહાય આપવાનું વચન આપે છે, છતાં, જ્યાં રશિયાની નીતિ અનુચિત હોય ત્યાં હિન્દ રશીયાનો પક્ષ લેતું નથી. ચીન ને ફોર્મોસા લડે, ત્યાં ચાંગ-કાઈ-શેક જવાહરનો એક વખતનો ગાઢ મિત્ર હોવા છતાં, જવાહર ચાંગનો વિરોધ કરી ચાઉ-એન-લાઇનો પક્ષ લે છે. વિએટ નામમાં ફ્રેન્ચનો વિરોધ કરી વિએટમિન્હ સાચા છે એમ જાહેર કરે. કોરિયામાં યુદ્ધશાંતિ કરવી હોય તો હિન્દને યુદ્ધકેદીઓની ફેરબદલીના પંચમાં અગત્યનું સ્થાન આપવામાં આવ્યું. હિન્દીચીનની લડાઈની તહકુબી થઈ ત્યારે પણ હિન્દને, તહકુબીના પાલનનું નિરીક્ષણ કરવાના પંચમાં સ્થાન આપવામાં આવ્યું, એટલુંજ નહિ, પણ ઇન્ડોનેશિયા પર જ્યારે ડચની હકૂમત હતી, અને એ લોકો ઇન્ડોનેશિયા પર જુલમ ગુજારતા હતા, ત્યારે જવાહરે દિલ્હીમાં એશિયાઈ પરિષદ બોલાવી, ને તેમાં એક વર્ષની અંદર ઇન્ડોનેશિયાને આઝાદી આપવા માટે ડચ સરકારને પડકાર કર્યો, ને ડચને મજબૂરીથી આઝાદી આપવી પડી. આ બધાં દૃષ્ટાન્તો પરથી એ પ્રતીત થાય છે, કે જવાહરની વિદેશનીતિએ જગતના રાજકારણમાં હિન્દને ગૌરવવન્તુ સ્થાન અપાવ્યું છે. હિન્દની વિદેશનીતિનો જેઓ વિરોધ કરે છે, તેમને પણ હિન્દની તટસ્થતા વિષે ખાતરી તો થઈ ચૂકેલીજ છે. હિન્દની તટસ્થતા, એ કાંઈ હિન્દની નિર્ણય લેવાની અશક્તિનું પરિણામ નથી.

હિન્દ માને છે, કે ઠંડું યુદ્ધ ચલાવતા બન્ને પક્ષોમાંથી એક પક્ષ પણ સાચો નથી. બન્નેનો વાંક છે. બન્નેની કસર છે. જો એમ હોય તો, પછી જ્યાં બે તામસી તત્વો લડતાં હોય, ત્યાં કોને પક્ષે જવું? બન્નેનો પક્ષ અન્યાયનો હોય, બન્ને પક્ષોમાં જો જવાહરને યુદ્ધખોરીની ગંધ આવતી હોય, બન્ને એક બીજા તરફ શંકા સેવ્યાં કરે, એકબીજા જોડે અવિશ્વાસથી વર્તે, તો તે પછી, હિન્દ તટસ્થ રહે એમાંજ લાભ છે. હિન્દની આ તટસ્થનીતિની નિષ્પક્ષપાતીતાને કારણેજ, જગતભરમાં એની ઈજ્જત વધી ગઈ છે. ને સલામની સમિતિમાં

હોય કે આંતરરાષ્ટ્રીય ઝઘડાના નિરાકરણમાં હોય, હિન્દનો અભિપ્રાય આજે બહુમૂલ્ય ગણાય છે એટલુંજ નહિ પણ માર્ગદર્શક પણ ગણાય છે.

હિન્દની તટસ્થતાની નીતિ માત્ર હિન્દ પૂરતીજ મર્યાદિત નથી રહી, પરન્તુ, બ્રહ્મદેશ, લંકા, ઇન્ડોનેશિયા, અફઘાનીસ્તાન, મીસર, અરબસ્તાન વગેરે દેશોએ, એ નીતિને અપનાવી છે, એ જવાહરની નીતિની સફળતાનો અચૂક પૂરાવો છે.

જવાહરની તટસ્થતાની નીતિને પરિણામે, જગતનાં રાષ્ટ્રો જે બે જૂથમાં વહેંચાઈ ગયાં છે, તે બન્ને જૂથોને હિન્દ જેવા તટસ્થ દેશો પ્રત્યે માન ઉપજે છે. જે રાષ્ટ્ર એક યા બીજા જૂથમાં જોડાય છે, તેવાં રાષ્ટ્રો પ્રત્યે, એ જૂથને માન નથી હોતું. કારણ કે, ગુલામો પ્રત્યે, કોઈને પ્રેમ ઉપજતો નથી. પ્રેમ તો પોતાના સમકક્ષ રાષ્ટ્રો પ્રત્યે ઉદ્દભવે છે. એટલે જ, આજે પાકીસ્તાન, સિયામ, ઇરાન, ઇરાક, તુર્કસ્તાન, પેલેંડ, ઝેકોસ્લોવેકિયા, જાપાન વગેરે રાષ્ટ્રોનું દુનિયામાં માન કે આદર નથી. એમના અભિપ્રાયની કોઈને ખેવના નથી હોતી. પણ જવાહર કાંઇ બોલે, તો એના આઘાત પ્રત્યાઘાતો તરત જ વરતાય છે.

૧૯૪૯ માં જ્યારે જવાહર અમેરિકા ગયા, ત્યારે હિન્દને અનાજની જરૂર હતી, હિન્દને સિંચાઈ યોજનામાં નિષ્ણાતોની જરૂર હતી, મોટા ઉદ્યોગો માટે યંત્રોની જરૂર હતી: તો પણ જવાહરે કશાની માગણી ન કરી, એટલું જ નહિ, પણ, અમેરિકાની સ્વતંત્ર ચીનને યુનોમાં દાખલ ન કરવાની નીતિની એમણે સખત શબ્દોમાં ઝાટકણી કાઢી. અને જગતશાંતિમાં અમેરિકાએ મહત્વનો ફાળો આપ્યો નથી તે જણાવ્યું. એથી જ એઓ જ્યારે રશીયા ગયા, ત્યારે પણ, એમને રશીયાએ બીજા કોઈપણ પરદેશીને જ્યાં જવાની મનાઈ હતી, એવાં કારખાનાંઓ તથા શસ્ત્રોત્પાદનની અને અણુશક્તિના વિનિયોગની યોજનાઓ બતાવી અને જવાહરને જે જે માહિતી જોઈતી હતી તે પૂરી પાડી. જવાહર જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાં શાંતિદૂત તરીકે પૂજાયા. જગતનાં મહાન રાષ્ટ્રોએ એમને શાંતિના અગ્રદૂત તરીકે સંબોધ્યા.

જવાહરની વિદેશનીતિની અન્ય એક વિશેષતા એ છે કે, એઓ એશિયા ઉપર કોઈ પણ વિદેશી સત્તા કાબૂ મેળવવા પ્રયત્ન કરે યા તો એશિયાઈ રાષ્ટ્રો વચ્ચે અંદરોઅંદર ઝઘડો કરાવવાનો કોઈ પણ પશ્ચિમની યા તો બીનએશિયાઇ સત્તા પ્રયત્ન કરે, તો તેનો એઓ સખત વિરોધ કરે છે. જવાહર કહે છે, કે સદીઓ સુધી એશિયાઈ સત્તા પશ્ચિમનાં રાજ્યોની ગુલામ હતી બ્રિટન, ફ્રેંચ, ડચ, પોર્ટુગલ વગેરે સત્તાઓ એશિયાના દેશોને સંસ્થાન બનાવી, એનું સતત આર્થિક-

શોષણ કર્યા કરતી. એશિયાના દેશોમાંથી કાચો માલ રાજકીય સત્તાને જોરે સસ્તામાં સસ્તે દામે પડાવી, પછી પોતાના તૈયાર માલ માટે એ દેશોનાં બજારો તૈયાર કરતી. એ રીતે સતત શોષણને પરિણામે, એશિયાના દેશોનું પોતાનું સ્વતંત્ર વ્યક્તિત્વ ગૂંગળાવી દેવામાં આવ્યું હતું, એટલુંજ નહિ, પણ સાથે સાથે એશિયાના ઔદ્યોગિક વિકાસનો કશો પ્રયત્ન એ રાષ્ટ્રોએ કર્યો નહિ. અને એ રાષ્ટ્રોને જેટલાં નીચોવી શકાય તેટલાં નીચોવ્યાં.

વર્ષો પછી, બીજા વિશ્વયુદ્ધને પરિણામે જે પરિસ્થિતિ જન્મી તેથી એશિયાના રાષ્ટ્રોમાં આત્મશ્રદ્ધા જન્મી, એમનામાં ક્રાન્તિની ભાવના જાગી. એમનામાં પણ જગતના રાજકારણમાં પોતાનું આગવું સ્થાન લેવાની તમન્ના જાગી. પરિણામે, હિન્દ, બ્રહ્મદેશ, પાકીસ્તાન, સીલોન વગેરે રાષ્ટ્રો સ્વતંત્ર બન્યાં. ચીન જેવા મહાન રાષ્ટ્રે અમેરિકા ને બ્રિટનને આધારે ટકતી ને એમનેજ વળગતી, એવી ચાંગ-કાઈ-શેકની રાષ્ટ્રવાદી સરકારની સામે ક્રાન્તિ કરી, ને એ સરકારને ભગાડી, ચીનની અંદર એક સબળ, પ્રજાવાદી, સામ્યવાદી રાજ્યશાસન સ્થાપ્યું. એણે ચીનના આંતર કલહોનો નાશ કર્યો ને ચીનનો સાર્વત્રિક વિકાસ સાધ્યો. પરિણામે ચીન એશિયાનું એક અત્યંત ગણનાપાત્ર એવું સબળ રાષ્ટ્ર બન્યું. ચીનની સાઠ કરોડની વસ્તી, સબળ ને પ્રાણવાન રાજ્યતંત્ર એની કોઈથી અવગણના થઈ શકી નહિ. છતાં, ચીનનું નવું રાષ્ટ્ર સામ્યવાદી હોવાને લીધે, અમેરિકાને એની તરફ સૂગ હતી. એટલે વાસ્તવિક પરિસ્થિતિની અવગણના કરીને, અન્ય દેશોના અથાગ પ્રયત્નો છતાં, સામ્યવાદી ચીનને સંયુક્ત પરિષદમાં સ્થાન મળ્યું નહિ. ને જૂના રાષ્ટ્રવાદી ચીનનું—કે જે ચીનની તળભૂમિ પર જેની હકૂમત ન હોતી—પ્રતિનિધિત્વ સંયુક્ત રાષ્ટ્રપરિષદમાં કાયમ રહ્યું.

જવાહરને તો કોઈ સામ્યવાદી, બીનસામ્યવાદી એવા પક્ષપાતો કે પૂર્વગ્રહો નહોતા. એમને માટે, એશિયાની અંદર એક બળવાન, મહાન રાષ્ટ્રનો જન્મ, એ અત્યંત આનંદજનક બીના હતી. એટલે, જવાહરે ચાંગ-કાઈ-શેક જોડે એમની ગાઢ મૈત્રી હોવા છતાં, નવા સામ્યવાદી ચીનનો સ્વીકાર કર્યો, એટલુંજ નહિ, પણ ચીન જોડે, રાજકીય સંબંધ બાંધવાની પહેલ કરનાર જવાહરનું હિન્દજ હતું. એમાં જવાહરની હિંમત, રાજકીય દૃષ્ટિ, ભાવનાશીલતા, વ્યવહારલક્ષી નીતિ, એશિયાના રાષ્ટ્રોપ્રત્યે પ્રેમ, એ સર્વે આપણને જણાય છે. જવાહર ઈચ્છતા હતા, એશિયાઈ રાષ્ટ્રોનું પુનરુત્થાન. એમાં નવા ચીનનો જ્યાંસુધી ઉદય નહોતો થયો ત્યાંસુધી જવાહર એકલા હતા. નવું ચીન જન્મ્યું, એટલે એશિયાના એક મહાન રાષ્ટ્રનો, જવાહરને એશિયાની નવજાગૃતિને સંકલિત કરીને એનો લાભ ઊઠાવી એશિયાને

સબળ બનાવવાના કાર્યમાં સથવારો મળ્યો. જવાહરની હિંમત જોઈ, પછી તો, બ્રહ્મદેશ, બ્રિટન, ઇન્ડોનેશિયા અને અફઘાનીસ્તાન વગેરે દેશોએ સામ્યવાદી ચીનનો સ્વીકાર કર્યો એટલુંજ નહિ, પણ એની જોડે રાજકીય સંબંધો બાંધ્યા. જવાહરને થયું, કે ચીનના સક્રિય સહકારથી એઓ એશિયાનો અવાજ દુનિયામાં સંભળાવી શકશે. જવાહરે એ પણ જોયું કે ચીન સામ્યવાદી હોવા છતાં, એની રાજ્યનીતિ રશીયાથી સ્વતંત્ર છે અને એ રશીયાનું ગુલામ નથી. જવાહરે એ પણ વિચાર્યું કે ચીન ને હિન્દ બે મહાન રાષ્ટ્રો મળીને, દુનિયામાં એવી તાકાત પેદા કરી શકે કે જેની આગળ યુરોપને પણ નમતું આપવું પડે. આથી જવાહરે માત્ર ચીનની જોડે રાજકીય સંબંધો બાંધ્યા એટલુંજ નહિ પણ એ સંબંધો વધાર્યાં. ને, પરિણામે ચીનની જોડે પશ્ચિમનાં રાષ્ટ્રોને કાંઇ વાટાઘાટ કરવી હોય, તો હિન્દદ્વારા કરવી પડે એવી પરિસ્થિતિ નિર્માણ થઈ. ને એથી હિન્દની રાજકીય તાકાત વધી.

હિન્દની આ તાકાતથી જ કોરિયાના યુદ્ધની તહકુબીમાં કે હિન્દી–ચીનની તહકુબીના કરારનું પાલન થાય છે કે નહિ તેના નિરીક્ષણ પંચમાં હિન્દને મહત્વનું સ્થાન મળ્યું. ચીનની જોડે હિન્દે રાજકીય સંબંધો દૃઢ કર્યા એથી, સામ્યવાદી રાષ્ટ્રો જે હિન્દ તટસ્થ હોવા છતાં, એ તો અમેરિકાપક્ષી છે, એ અમેરિકાની આર્થિક મદદ સ્વીકારે છે, એટલે એની સ્વતંત્રતા જળવાઇ નથી, એવા એવા જે આક્ષેપો થતા હતા, તેનો પણ સરસ રદિયો મળ્યો. જવાહરની ખૂબી તો એ હતી, કે એવા આક્ષેપોનો રદિયો એમણે શબ્દોથી કે નિવેદનોથી નહિ પણ પોતાના કાર્યથી આપ્યો. બીજી તરફ જવાહર અમેરિકા તરફથી બીનશરતી આર્થિક મદદ સ્વીકારતા હોવાથી, ને રાષ્ટ્રસમૂહ જોડે એમણે સંબંધ જાળવી રાખ્યો હોવાથી, બ્રિટનની જોડે એમણે મૈત્રીસંબંધ જાળવી રાખ્યો હોવાથી, પશ્ચિમનાં રાષ્ટ્રો કે અમેરિકા પણ હિન્દ સામ્યવાદી છે, એવી ટીકા કરતાં સંકોચાતાં. કારણ કે એવી ટીકા હકીકતથી વિરુદ્ધ હતી એમ છતાં, એમને એ ગમતું તો નહિ, કે જવાહર સામ્યવાદી જોડે મૈત્રી રાખે. પરિણામે હિન્દને અપાતી આર્થિક મદદ એ વધારતા ગયા.

એશિયાઇ રાષ્ટ્રોની એકતા માટે જવાહરે અથાગ પ્રયત્નો કર્યા. ઇન્ડોનેશિયામાં ડચ ઇન્ડોનેશિયા પર પારાવાર જુલમો ગુજારતા હતા. એમના સ્વાતંત્ર્ય પર તરાપ મારતા હતા, ત્યારે જવાહરે, એમના પ્રશ્નોનો ઉકેલ સમગ્ર એશિયા ઇચ્છે છે, ને એ પ્રશ્ન માત્ર ઇન્ડોનેશીયાનો નથી, પણ એશિયાની ગુલામ પ્રજાનો છે, એ સાબિત કરવા નવી દિલ્હીમાં એશિયાઇ પરિષદ બોલાવી. તેમાં એશિયાના સર્વે રાષ્ટ્રોને આમંત્રી, એમણે હોલેંડને એક વર્ષની મુદત આપી કે એટલા સમયમાં એ

ઇન્ડોનેશિયાને આઝાદી આપે. એશિયાના આ સંગઠિત અવાજની એટલી બધી પ્રબળ અસર થઈ કે વર્ષની મુદત પૂરી થતાં પહેલાં તો ડચને ઇન્ડોનેશિયાને સ્વતંત્રતા આપવી પડી. ને એશિયાની સંયુક્ત તાકાત આગળ નમતું પડ્યું.

વળી, સલામતી સમિતિ સમક્ષ પણ એશિયાનો અવાજ પૂરો સંભળાય, તેથી, એશિયા ને આફ્રિકાના પ્રદેશોનું, જવાહરે એક જૂથ સ્થાપ્યું, કે જે જૂથ એશિયાના કે આફ્રિકાના પ્રશ્નોમાં સહમત થાય. ને એશિયાના પ્રશ્નો પર એશિયાનો અવાજ સાંભળવા પશ્ચિમના રાજ્યોને તૈયાર થવું પડે. એથી જ્યારે જ્યારે પશ્ચિમના રાષ્ટ્રોએ કે અમેરિકાએ એશિયાના રાષ્ટ્રોવતી બોલવાની હિંમત કરી છે અથવા ધૃષ્ટતા કરી છે, ત્યારે જવાહરે એની સામે અવાજ ઊઠાવ્યો જ છે, એટલું જ નહિ, પણ જવાહરે એશિયાની સંયુક્ત તાકાતનું એમને ભાન પણ કરાવ્યું છે.

જવાહર એમની વિદેશનીતિમાં હમેશાં એશિયાની તાકાત વધારવાની કોશિશ કરી રહ્યા છે. કોરિયાનો અને હિન્દીચીનનો પ્રશ્ન હલ કરવામાં જવાહરે મહત્ત્વનો અને અગત્યનો ફાળો આપ્યો. સંસ્થાનવાદની ઝુંસરીમાંથી મુક્ત થવા માગતા દેશો પ્રત્યે જવાહરે સહાનુભૂતિ દર્શાવી છે એટલું જ નહિ પરન્તુ તેને સક્રિય સહાય કરવા ભગીરથ પ્રયાસો કર્યા છે. એશિયાનો અવાજ સંગઠિત બને તે માટે બાન્ડુંગ પરિષદ બોલાવવામાં જવાહરે આગળ પડતો ભાગ ભજવ્યો. આ પરિષદે જવાહરની પ્રતિષ્ઠા ખૂબ જ વધારી મૂકી. આ ઐતિહાસિક પરિષદમાં એશિયા અને આફ્રિકાનાં બધાં સ્વતંત્ર રાષ્ટ્રોને આમંત્રણ આપવામાં આવ્યું. જવાહરનું આ કામ ભગીરથ હતું અને એઓ એમના આ પગલાંથી પશ્ચિમને અવાક્ કરી નાંખતા હતા. એમણે જાણી જોઈને ચીનને આ પરિષદમાં આમંત્રણ આપ્યું. પાકીસ્તાન અને કાંઈક અંશે સીલોનનો વિરોધ છતાં, જવાહર એમને સમજાવી શક્યા, કે, ચીનની હાજરી વિના, એશિયાઈ પરિષદ સંભવી શકે નહિ. ચીનની વસ્તિ જોતાં, એની શક્તિ જોતાં, એની એકધારી પ્રગતિ જોતાં, ચીન વગરની એશિયાઈ પરિષદ વર વગરની જાન જેવી થઈ પડે એની પ્રતીતિ જવાહરે ચીન વિરોધી, સામ્યવાદ વિરોધી, પશ્ચિમપક્ષી રાષ્ટ્રોને કરાવી. ને આખરે જવાહરનું એક ભવ્ય સ્વપ્ન બાન્ડુંગ પરિષદમાં સિદ્ધ થયું. એશિયાઈ શક્તિનો, જવાહરને પરચો બતાવવો હતો. એશિયામાંના સંસ્થાનવાદને પડકારવો હતો. એશિયાનું નવનિર્માણ આંધળા પણ દેખી શકે એવા જોરશોરથી બતાવવું હતું.

જવાહરની આ શક્તિ, જવાહરની આ કુશળ ને ઉત્તરોત્તર શક્તિશાળી બનતી રાજનીતિ, પશ્ચિમના રાષ્ટ્રોથી તથા અમેરિકાથી સહન થઈ નહિ. એથી

એમણે એ પરિષદમા ભગાણુ પડાવવા અથાગ પ્રયત્નો કર્યા ફીલીપાઈન્સ, પાકીસ્તાન, સીલોન, સિયામ ને ઇરાક દ્વારા, એ પરિષદના મ ચ પરથી સામ્યવાદનો વિરોધ કરવાના પ્રયત્નો થયા અમેરિકાએ તો એ પરિષદની સફળતા ઇચ્છતો શુભેચ્છાનો સ દેશ પણ ન પાઠવ્યો આમ જવાહરના માર્ગમા ડગલે ને પગલે અ તરાયો નાખવાનો, જવાહરની યોજના ધૂળમા મેળવવાનો શક્ય તેટલો બધો પ્રયત્ન પશ્ચિમના રાષ્ટ્રોએ કર્યો પણ જ્વાહર એનાથી ડગ્યા નહિ જ્વાહરની વિદેશનીતિની આ કસોટી હતી જ્વાહરની તાકાતની આ માપણી હતી જ્વાહરને આ પરિષદમા ચાઉ–એન–લાઈનો સારો સાથ મળ્યો ચાઉ–એન–લાઈ પણ મુસદ્દી હતા, વ્યવહારુ હતા, દીર્ઘદષ્ટિવાળા હતા એટલે એમણે સ ઘર્ષણના બધા પ્રયત્નોને કુનેહથી અફળ બનાવ્યા, અને ઉદારતાથી વિરોધીઓને સ તોષવાનો પ્રયત્ન કર્યો જ્વાહરે સિયામ, ફીલીપાઇન્સ, પાકીસ્તાન વગેરે દેશોના પ્રતિનિધિઓની ચાઉ જોડે મુલાકાત ગોઠવી ભોજનસમારભો યોજી બન્નેને પ્રત્યક્ષ સપર્કમા આણી પૂર્વગ્રહો દૂર કરવા માટે અ શે સફળ પ્રયત્ન કર્યો અને પશ્ચિમના પ્રયત્નો છતા, પરિષદ એક વખત તો ભાગી પડવાની અણી સુધી આવી પહોચી એવી નાજુક પરિસ્થિતિ છતા પશ્ચિમના રાષ્ટ્રો જોતા રહી ગયા અમેરિકા મોમા આગળા ઘાલતુ રહી ગયુ ને જ્વાહર તોફાનમાથી ઉગર્યા એશિયા઼ઇ પરિષદના નિર્ણયો સર્વાનુમતિએ લેવાયા એટલુ જ નહિ પણ સસ્થાનવાદ સામે પણ જવાહર ઠરાવ પસાર કરાવી શક્યા અને તે પણ સર્વાનુમતિએ પશ્ચિમને આ મોટામા મોટો ફટકો હતો એશિઆઈ સ ગઠન મજબૂત બનતુ જતુ હતુ જ્વાહરે એશિયાને તાકાતવાન બનાવ્યો હતો

જ્વાહરની વિદેશનીતિની અન્ય સફળતા એ એમણે અને ચાઉ-એન લાઈએ યોજેલા પ ચશીલના સિદ્ધાતો હતા એ પ ચશીલ એટલે પાચ રાજકીય સૂત્રો જે આતરરાષ્ટ્રીય સ બ ધો માટે ઉપયોગી નીવડે ને જેથી જગતમા શાતિ સ્થપાય તથા સ ઘર્ષણના કારણો દૂર થાય આ પાચ સિદ્ધાતો આ રહ્યા

૧ શાતિમય સહઅસ્તિત્વ

૨ એકબીજાના આતરિક પ્રશ્નોમા બીનદરમ્યાનગીરી

૩ એકબીજાના સાર્વભૌમત્વનો સ્વીકાર

૪ આતરરાષ્ટ્રીય ઝગડાનો વાટાઘાટથી ઉકેલ

૫ સહકાર ને મૈત્રી

આ પાચ સિદ્ધાંતો જે પચશીલના નામથી જગતમા ઓળખાયા, તે જવાહર અને ચાઉ–એન–લાઇએ જગત સમક્ષ ધર્યા અને અમેરિકાના અણુબોમના પ્રયોગો કે ધમકીદ્વારા, જગતમા શાતિ સ્થાપવાની નીતિ, કે શસ્ત્રોત્પાદનદ્વારા યુદ્ધની તૈયારી કરતા રહીને શાતિ સ્થાપવાની નીતિની સામે આ પચશીલના સિદ્ધાંતો જગતના રાષ્ટ્રોને અમૃત સમા સજીવનીદાયી લાગ્યા આ અણુયુગમા જો વિશ્વયુદ્ધ થાય તો તેની સાથે સહવિનાશ થાય એ ચોક્કસ છે અને આ સહ વિનાશમાથી જો જગતની પ્રજાને ઉગરવુ હોય તો સહઅસ્તિત્વનો સિદ્ધાત સ્વી કારીને જ છૂટકો તે સિવાય બીજો ઉપાય છે જ નહિ જગતમા શાતિની સ્થાપના માટે આ પચશીલના સિદ્ધાંતો અનિવાર્ય છે આજે સામ્યવાદી દેશો પર એક એવો આક્ષેપ મૂકાય છે કે તેઓ અન્ય દેશોની આતરિક બાબતમા છૂપી દરમ્યાનગીરી કરે છે પણ આ પ્રકારનો એકપક્ષી આક્ષેપ કરનારાઓ એ ભૂલી જાય છે કે યુરોપ અમેરિકાના કેટલાક દેશો એશિયાઈ દેશો સાથે લશ્કરી કરારો કરી, લશ્કરી મથકો બાધી દખલ કરે છે અને એશિયાની શાતિને ભયમા મૂકે છે જવાહરની તટસ્થ અને શાતિપ્રધાન વિદેશનીતિ આ તત્વોનો સખત વિરોધ કરે છે

આ પચશીલના સિદ્ધાંતો જવાહર અને ચાઉ સ્વીકારતા વેત ચાઉ હિન્દથી બ્રહ્મદેશ ગયા, તો ત્યા એનો સ્વીકાર થયો ને પછી ઇન્ડોનેશિયા ગયા, તો ઇન્ડોનેશિયાએ એનો સ્વીકાર કર્યો પછી તો ઉત્તરોત્તર જવાહર જ્યા જ્યા ગયા, ત્યા ત્યા, પચશીલના સ્વી કારની ભાવના લેતા ગયા પરિણામે જગતના ૩૨ રાષ્ટ્રોએ પચશીલના સિદ્ધાતને જગતશાતિના એક મહત્વના સિદ્ધાત તરીકે સ્વીકાર્યા છે આમ યુદ્ધથી ને યુદ્ધની વાતોથી, કોરિયા ને ઇન્ડોચાઈનાના ઝઘડાથી ત્રાસેલા જગતને જવાહરે પચશીલ દ્વારા એક શાતિની અમૃતધારા આપી. જગતના બત્રીશ રાજ્યો એ સિદ્ધાતનો ઉત્તરોત્તર સ્વીકાર કરતાજ જાય, એ જવાહરની વિદેશનીતિ કેટલે અશે સફળ છે, ને પશ્ચિમના રાષ્ટ્રો, ને અમેરિકાને પડકારરૂપ છે તે દર્શાવે છે જવાહર ઇચ્છે છે કે અમેરિકા કે પશ્ચિમના રાષ્ટ્રો કે તેમની પ્રેરણા ઝીલતા રાષ્ટ્રો પણ આ સિદ્ધાંતોને સ્વીકારે કે જેથી, સમગ્ર જગતમાં યુદ્ધની તૈયારીમાથી સાચી શાતિનુ એક વાતાવરણ પેદા થાય પાકીસ્તાનને પણ જવાહરે, બન્ને રાષ્ટ્રોના ઝઘડાના નિવારણ તરીકે પચશીલના સિદ્ધાતોનો સ્વીકાર કરવા જણાવ્યુ છે

જવાહરની વિદેશનીતિની યશકલગી સમી જેમ પચશીલની ભાવના છે, તેવીજ રીતે, જવાહરની વિદેશનીતિમા, સસ્થાનવાદના પ્રખર વિરોધને પણ પ્રબળ સ્થાન છે જવાહર નિશ્ચયપૂર્વક માને છે કે સસ્થાનવાદ એ જગતની સસ્કૃતિમા

કાળાંમાં કાળું કલંક છે અને સંસ્થાનવાદના નાશ વિના શાશ્વત શાંતિ શક્ય નથી. જવાહર જણાવે છે કે રાષ્ટ્રોના વિવાદાસ્પદ પ્રશ્નોનો નિવેડો અન્યોન્ય વાટાઘાટ અને પરસ્પર સમજૂતીથી આવી શકે, યુદ્ધથી નહિ. છેલ્લાં ચાળીશ વર્ષોમાં જગતે બે ભયંકર અને લોમહર્ષણ વિશ્વયુદ્ધો નિહાળ્યાં છે અને એ યુદ્ધોથી જગતની પ્રજાને ખાતરી થઈ છે કે યુદ્ધથી કોઇપણ પ્રકારનો અર્થ સરતો નથી. જવાહર પણ આ સત્ય સારી પેઠે સમજે છે. અને, એમની નીતિ શાંતિપ્રિય હોવાથી, અને વાટાઘાટદ્વારા ને સમજૂતીદ્વારા જ રાષ્ટ્રો વચ્ચેના આંતરિક ઝઘડાનો ઉકેલ થવો જોઈએ એમ એઓ માનતા હોવાથી, એમણે હિન્દમાં પણ પરદેશી સંસ્થાનો છે, તેના ઉકેલ માટે બળ વાપરવાની વાત કરી નથી. ને ગોવાની સરકારની–પોર્ટુગાલની-આટઆટલી ઉશ્કેરણી છતાં, જવાહરે શાંતિ જાળવી રાખી છે. ને આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે ભારત બળનો ઉપયોગ કરવા ઇચ્છે છે એવી ભાવના જરા પણ પ્રગટ થવા દીધી નથી. જો કે, ભારત સંસ્થાનવાદનો વિરોધ કરે છે, પશ્ચિમનાં રાષ્ટ્રોની સંસ્થાનવાદી પ્રવૃત્તિની સામે મોરચો માંડે છે, તેથી પશ્ચિમનાં રાષ્ટ્રો ને અમેરિકા હિન્દને કનડવામાં બાકી રાખતાં નથી. એક તરફ, ગોવાને હિન્દ સામે અમેરિકા, એમના વિદેશમંત્રી દ્વારા, ટેકો આપીને, ગોવા પર પોર્ટુગાલનો હક છે, એમ ડલેસ–કુન્હા નિવેદન દ્વારા સ્વીકારે છે, ને, ગોવા પોર્ટુગાલનો ભાગ છે એમ કબૂલ કરે છે. બીજી તરફથી, કાશ્મીર પ્રશ્નમાં, પરોક્ષ રીતે પાકીસ્તાનને ટેકો આપી, પાકીસ્તાનને લશ્કરી મદદ આપી, હિન્દને તંગ કરે છે, ને ત્રીજી તરફ, એશિયાનાં રાષ્ટ્રો જોડે પશ્ચિમનાં રાષ્ટ્રો તથા અમેરિકા લશ્કરી કરારો કરી કે સંરક્ષણાત્મક કરારો કરી, હિન્દને તથા ચીનને, તેમજ બ્રહ્મદેશ, ઇન્ડોનેશિયા જેવાં રાષ્ટ્રોને હંફાવવાની તથા શક્ય તેટલાં તેમને પરેશાન કરવાની કોશિશો થાય છે. આમ હિન્દની સંસ્થાનવિરોધી નીતિ સામે ચારે બાજુથી હિન્દને ભીંસવાના પ્રયત્નો છતાં જવાહર તોફાનો, ઝંઝાવાતો સામે અડગતાથી ઊભા છેઃ અણનમ, અચળ.

જવાહર, બગદાદ કરાર, અગ્નિએશિયા સંરક્ષણ કરાર ને અટલાંટિક કરાર, વગેરે સંરક્ષણાત્મક કરારો, એ શાંતિના નહિ પણ યુદ્ધના માર્ગો છે, એમ જાહેર કરે છે, અને જોરશોરથી એમનો સામનો કરે છે. એ સંસ્થાનવાદનું નવું સ્વરૂપ છે. સામ્યવાદ કરતાં પણ એ વધુ ભયંકર છે અને એશિયાની નવજાત સ્વતંત્રતાને ગૂંગળાવવાનું કાવતરું છે, એમ જવાહર જાહેર કરે છે. જવાહર આ અનિષ્ટનો સામનો કરવા એશિયાનાં રાષ્ટ્રોને સમજાવે છે. એશિયાનાં રાષ્ટ્રોને અંદરોઅંદર લડવવાની આ મેલી તરકીબ છે, તેનો વારંવાર જવાહરે સ્ફોટ કર્યો છે. એટલું જ નહિ, પણ, એમ પણ જણાવ્યું છે કે, સામ્યવાદ સામેના મોરચાને બહાને, એશિયાની સામે આ એક પશ્ચિમનો યુદ્ધ મોરચો છે. જવાહર તો એશિયાના રાષ્ટ્રોના

પ્રશ્નોમા યુરોપ કે અમેરિકા કોઇપણ પ્રકારની દખલગીરી કરે તેનોજ પ્રબળ વિરોધ કરતા હોવાથી, આવા કરારોની સ્પષ્ટ દરમ્યાનગીરી સમજાવતા એઓ જણાવે છે કે . "અગ્નિએશિયા સરક્ષણ કરારમા, પાકીસ્તાન, બ્રિટન, ફ્રાન્સ, ઑસ્ટ્રેલિયા વગેરે રાષ્ટ્રોને સ્થાન કેવી રીતે હોઈ શકે? માત્ર સિયામ અને ફીલીપાઈન્સ સિવાય, બીજુ એક રાષ્ટ્ર અગ્નિએશિયાનુ નથી તો પછી અગ્નિએશિયાની બહારના રાષ્ટ્રોના એ કરારને અગ્નિએશિયા કરાર નામ આપવુ એ પાખડ છે, હાડોહાડ જૂઠાણુ છે આ કરારનો હેતુ તો, જગતશાતિનો નહિ, પણ એશિયાને ફરી ગુલામ બનાવવાનો છે એશિયાને ખરી જરૂર લશ્કરી કરારો કે સરક્ષણાત્મક કરારોની નથી, પણ પોતે પ્રાપ્ત કરેલી નવી સ્વતત્રતાને વ્યવસ્થિત કરવાની છે પોતાનો ઔદ્યોગિક વિકાસ કરવાની છે અને પ્રજાનુ જીવનધોરણ ઊંચુ લાવવાના ભગીરથ પ્રયત્નો કરવાની છે તેમા આ કરારો અતરાયરૂપ થઈ પડે છે, એટલુજ નહિ, પણ એશિયાના રાષ્ટ્રોને ભોળવીને એમનુ ધ્યાન કલ્પિત ભયો તરફ દોરી એમણે સાધેલી પ્રગતિને રૂધાવી દેવાની છે " આથી જવાહર જ્યારે જ્યારે વિદેશના પ્રશ્નોની ચર્ચા કરે છે, ત્યારે ત્યારે સસ્થાનવાદના એક નવા સ્વરૂપ—સરક્ષણાત્મક કરારો—તરફ એમની જોશીલી વાણીમા એશિયાઈ રાષ્ટ્રોને ચેતવણી આપે છે પાકીસ્તાનને પણ જવાહરે મિત્ર તરીકે અમેરિકાની લશ્કરી સહાય્ય ન લેવા, અને એ રીતે એશિયાની સ્વતત્રતાને ભયમા ન મૂકવા જણાવ્યુ હતુ અને હજી પણ જણાવતા રહે છે

જવાહરનો આ વિરોધ સૈદ્ધાતિક છે તેથીજ જ્યારે જવાહરને અમેરિકાએ પાકીસ્તાનની જેમ લશ્કરી મદદ આપવાની તત્પરતા બતાવી, ત્યારે જવાહરે એનો સ્પષ્ટ ઈન્કાર કર્યો એમ છતા, પોતાના દેશના આર્થિક કે ઔદ્યોગિક વિકાસ માટે કોઈ પણ દેશ બીનશર્ત મદદ આપતો હોય, તો એ મદદ લેવા એઓ તત્પર હોય છે એથીજ એમણે અમેરિકાની પણ આર્થિક મદદ લીધી ને રશિયા પાસેથી પણ નિષ્ણાતોની મદદ લીધી, ને પોતાના દેશનો ઔદ્યોગિક વિકાસ સાધ્યો આ રીતે એશિયાઈ પ્રશ્નોમા કોઇ પણ પ્રકારની બહારની દરમ્યાનગીરી જવાહરથી બરદાસ્ત થતી નથી એટલુ જ નહિ, પણ, એઓ એનો સપૂર્ણ તાકાતથી વિરોધ કરે છે

જવાહરની આ વિદેશનીતિને પરિણામેજ, પશ્ચિમના રાજ્યો તથા અમેરિકા જવાહરના મિત્રો હોવાનો દાવો કરતા, એમના દુશ્મનની ગરજ સારે છે જવાહર રશીયા ગયા રશીયામા એમને અભૂતપૂર્વ માન મળ્યુ જવાહરે રશીયાના નેતાઓને પોતાના દેશમા આમત્ર્યા ને એમનુ શાહી સ્વાગત કર્યુ એટલુ જ નહિ, પણ રશીયન નેતાઓએ કાશ્મીરના પ્રશ્નમા પણ કાશ્મીર હિન્દનોજ એક ભાગ છે, એમ જાહેર

કર્યું, ને હલેસ કુન્હા નિવેદનને સખત શબ્દોમા વખોડી કાઢયુ, તેના બદલા તરીકે, કરાચીમા મળેલી અગ્નિએશિયા કરારની પરિષદે, કાશ્મીરના પ્રશ્નમા પાકીસ્તાનને સાથ આપ્યો, ને, એ રીતે, જવાહરને તગ કર્યા પરતુ, કાશ્મીરના પ્રશ્ન અગે, પણ જવાહરને પહેલેથીજ પશ્ચિમના રાષ્ટ્રો તથા અમેરિકાએ અન્યાય કર્યો છે જ્યારે સાબિત થયુ કે ૧૯૪૭ મા પાકીસ્તાને કાશ્મીર પર આક્રમણ કર્યું હતુ, ત્યારે પણ સલામતીસમિતિએ પાકીસ્તાનને આક્રમણકાર ઠરાવ્યુ નહિ જ્યારે કોરિયન યુદ્ધમા, યુદ્ધ થતા વેતજ આક્રમણકાર નક્કી થયો, એટલુજ નહિ, પણ, પાકીસ્તાનને પરોક્ષ રીતે શસ્ત્રસરજામ પૂરો પાડી, હિન્દ ઉપર આક્રમણ કરવા મદદ કરે છે વળી, બ્રિટન રાષ્ટ્રસમૂહમા હોવા છતા, અગ્નિએશિયા કરાર પરિષદમા, કાશ્મીર પ્રશ્નમા, હિન્દ વિરુદ્ધ પાકીસ્તાનને ટેકો આપે છે ને એ રીતે હિન્દને પોતાની પચવર્ષીય યોજના થોડે અશે પડતી મૂકીને સરક્ષણ પાછળ પૈસા ખર્ચવા પડે એવી પરિસ્થિતિ નિર્માણ થાય છે

આમ છતા હિન્દની વિદેશનીતિ હમેશા ગમે તેવી કફોડી કે અકળાવનારી પરિસ્થિતિમા પણ ઉશ્કેરાઈ ન જવાની, શાતિ જાળવવાની, ને પોતાના ઝવડા વાટાઘાટથી ઉકેલવાની બીનઆક્રમણની નીતિ છે એ નીતિ એ હિન્દના રાષ્ટ્રપિતાનો વારસો છે ગાધીજીએ આપણને બીન આક્રમણની નીતિ એમની અહિંસાદ્વારા આપી દુશ્મનને પણ પ્રેમથી જીતતા એમણે આપણને શીખવ્યુ, ને એજ નીતિનુ જવાહર અક્ષરશ અનુસરણ કરે છે પાકીસ્તાનના અનેક આક્રમણો છતા, સરહદમાના અનેક બનાવો છતા, ઉત્તરોત્તર ઉશ્કેરનારા ભાષણો તથા ગદો, અવળચંડો અને ઝેરીલો પ્રચાર છતા, ત્યાની લઘુમતી કોમો ઉપર અસહ્ય ત્રાસ ગુજરતો હોવા છતા, જવાહરે આજ સુધી એક ગૃહસ્થને છાજે એવી ગૌરવપૂર્ણ શાન્તિ જાળવી છે ને હમેશા વાટાવાટો કરવાની તત્પરતા દર્શાવી છે બીજી તરફ ગોવાનો પ્રશ્ન ઉત્તરોત્તર આપણને વધારે ને વધારે માથાશૂળ જેવો થતો હોવા છતા, હિન્દ ધારે તો ગોવાને તથા અન્ય પોર્ટુગાલના હિન્દમધ્યેના સસ્થાનોને એક દિવસમાજ પોતાના લશ્કરી બળે લઈ શકે એમ છે એ સસ્થાનો હિન્દની સસ્કૃતિ પર કાળા ધાબા સમાન છે અને કોઈ પણ સ્વતત્ર રાષ્ટ્ર આ પ્રકારના વિદેશી સસ્થાનોને પોતાના રાષ્ટ્રમા એક ક્ષણ પણ રહેવા ન દે, તેમ છતા, જવાહરે, હમેશા યુદ્ધથી કે લશ્કરી બળથી એ સસ્થાનોનો કબજો લેવાનો ઈન્કાર કર્યો છે ને સમજૂતીથી તથા વાટાવાટથી જ એ પ્રશ્ન ઉકેલવાનો નિર્ધાર કર્યો છે એટલુજ નહિ, પણ એ સબધી હિન્દની પ્રજાએ જે આદોલન શરૂ કર્યું હતું તેને સખત શબ્દોમા વખોડી કાઢયુ હતુ

જવાહરે અખત્યાર કરેલી નીતિ લાંબે ગાળે લાભદાયી છે અને આ દિશામા જવાહરને કાંઈક અંશે સફળતા સાંપડી પણ છે કારણ કે થોડા વર્ષો પહેલા ફ્રાન્સ પણ હિન્દમાના એના મથકો આપવાનો ઇન્કાર કરતુ હતુ અને હિન્દવિરોધી ગંદો પ્રચાર કરતુ હતુ પરન્તુ હિન્દે શાંતિ જાળવી રાખી તેનું શુભ પરિણામ એ આવ્યુ કે શાંતિથી વાટાઘાટો દ્વારા, હિન્દમાની એ ફ્રેન્ચ વસાહતોનુ હિન્દ જોડે જોડાણ થયુ ને હિન્દ ને ફ્રાન્સ વચ્ચેની દૃઢ મૈત્રીની ગાંઠ બંધાઈ આ જોડાણે જવાહરની શાંતિપ્રિય નીતિ કેટલી અસરકારક છે તેની જગતને પ્રતીતિ કરાવી આપી જવાહરને સંપૂર્ણ ખાતરી છે, કે, એવી જ રીતે થોડા સમયમા પોર્ટુગાલનો પણ હૃદયપલટો થવાનો છે અને પોર્ટુગીઝ વસાહતો પણ ફ્રેન્ચ વસાહતોની માફક ભારતસંઘમા વહેલામોડા જોડાવાના જ છે આજે વસ્તુસ્થિતિ ગમે તે હોય પણ નજદીકના ભવિષ્યમા આ સંસ્થાનોનુ હિન્દમા વિલીનીકરણ કર્યા વિના છૂટકોજ નથી હિન્દની આ બીનઆક્રમણકારી નીતિને લીધેજ, હિન્દની શાંતિપ્રિયતાની જગતને ખાતરી થાય છે, ને જગતશાંતિ માટે દુનિયાની પ્રજા હિન્દ પ્રત્યે મીટ માંડે છે

એ સિવાય, ટ્યુનિશિયા, મોરોક્કો અને અલ્જીરીયા તરફ પણ હિન્દે ફક્ત સહાનુભૂતિ જ બતાવી નથી પણ સંયુક્ત રાષ્ટ્ર પરિષદમા એ દેશના પ્રશ્નોના સફળ ઉકેલ માટે ઘણો અગત્યનો ભાગ ભજવ્યો છે વળી, હિન્દે દક્ષિણ આફ્રિકાની રંગભેદની નીતિનો પણ ચાલુ સખત વિરોધ કર્યો છે પરિણામ એ આવ્યુ કે હિન્દના પ્રચારથી સંયુક્ત રાષ્ટ્રસંસ્થાનુ તપાસ પંચ ત્યા ગયુ અને એ પંચે દક્ષિણ આફ્રિકાના ગોરાઓની અમાનુષીતાનો તથા પાશવતા અને અત્યાચારીનો સાક્ષાત્કાર જગતને કરાવ્યો આ પણ જેવીતેવી સિદ્ધિ નથી બ્રિટીશ ગિએનાના પદભ્રષ્ટ નેતા ડૉ ચેદી જગનને પદભ્રષ્ટ કરી અન્યાય કરવામા આવ્યો હતો ત્યારે જવાહર તેની વહારે ધાયા હતા, તથા તેને હિન્દ બોલાવી આશ્વાસન અને પ્રોત્સાહન આપ્યુ હતુ આ ઉપરાંત સંયુક્ત રાષ્ટ્ર સંસ્થામા હિન્દના પ્રતિનિધિ મંડળે ખૂબજ આગળ પડતો ભાગ લઈ, જગતની સમસ્યાઓના નિરાકરણમા મહત્ત્વનો ફાળો આપ્યો છે એટલુ જ નહિ પણ અલ્જીરીયાના પ્રશ્નથી ઉપસ્થિત થયેલી પરિસ્થિતિને લઇને રિસાઈ ગયેલા ફ્રાન્સને પાછુ લાવવામા તથા મોળ દેશોના સંયુક્ત પ્રદેશ માટે કરેલા પ્રયત્નો એ જાણીતી હકીકતો છે આ ઉપરથી એટલુ ફલિત થાય છે કે જવાહરે વિશ્વના કોઇપણ સત્તાજૂથમા જોડાયા વિના, પોતાની વૈયક્તિક રીતે કામ કરી, જગતમાથી યુદ્ધને દૂર ધકેલી શાંતિ સ્થાપનામા અસાધારણ ફાળો આપ્યો છે એટલુ જ નહિ પણ એ દિશામા એકધારી સફળતા પણ મેળવી છે

જવાહરની સફળ વિદેશનીતિની એક અન્ય લાક્ષણિકતા એ એમની પ્રવાસ-પરંપરા છે. ભારતસંઘના મુખ્ય પ્રધાન થયા બાદ જવાહરે અમેરિકા, યુરોપ, ચીન આદિ જગતના આગળ પડતા દેશોની વિસ્તીર્ણ મુસાફરી કરી છે અને જગતના મહાપુરુષોને એમણે હિન્દમાં આમંત્રી તે તે દેશો સાથે મૈત્રી બાંધી છે. અને આ પ્રકારની પ્રવાસ પરંપરાથી જવાહરે જગતની તંગદિલી હળવી કરવામાં તથા વિશ્વશાંતિની દિશામાં અગત્યનો ફાળો આપ્યો છે. એક રાષ્ટ્ર બીજા રાષ્ટ્રને સમજે તો શાંતિ સ્થપાય, અને આ પ્રકારની સમજૂતી માટે ઉચ્ચ કક્ષાના રાજપુરુષોએ એકબીજાને મળતા રહેવું જોઈએ. આ નીતિ અનુસાર જવાહરે અમેરિકા અને યુરોપના ભિન્ન ભિન્ન દેશોનો, ચીન અને રશીયાનો, તથા જગતના અગત્યના દેશોનો પ્રવાસ ખેડયો. અને આ ઐતિહાસિક પ્રવાસોમાં એમને મળેલું અસાધારણ માન પૂરવાર કરે છે કે જગતની પ્રજા શાંતિ માટે ઝંખે છે એટલું જ નહિ પણ બબ્બે વિશ્વયુદ્ધોથી ત્રાસી ગયેલી પ્રજા યુદ્ધના નામમાત્રથી ત્રાસી ઊઠે છે અને જવાહર જેવા શાંતિ દૂત પ્રત્યે તથા એ દેશની શાંતિપ્રિય વિદેશનીતિ પ્રત્યે આશા ભરી મીટ માંડે છે.

જવાહરની વિદેશનીતિમાં હિન્દનું રાષ્ટ્રસમૂહમાં સભ્યપદ એ પણ એક મહત્વની ઘટના છે. આ સભ્યપદ પણ ગાંધીવાદી રાજનીતિનું જ ફળ છે. ગાંધીજી વારંવાર કહેતા કે હિન્દને સ્વાતંત્ર્ય મળ્યાં પછી, હિન્દનો બ્રિટન જોડેનો સંબંધ તૂટશે નહિ, પણ તેમાં પરિવર્તન થશે. ગાંધીજીની આ વાણીને જવાહરે રાષ્ટ્રસમૂહના સભ્ય બનીને સાચી પાડી છે એટલું જ નહિ, પણ, જવાહરે બ્રિટન જોડે મૈત્રી બાંધી, જગતને બતાવી આપ્યું, કે હિન્દ પોતાને ગુલામ રાખનાર ને પોતાને શોષનાર રાષ્ટ્ર તરફ પણ કેવી પ્રેમની ગાંઠ બાંધી શકે છે. હિન્દને બ્રિટને સ્વાતંત્ર્ય આપ્યાં પછી હિન્દને બ્રિટન જોડે કશો વિરોધ નથી, હોવો જોઈએ નહિ. રાષ્ટ્રસમૂહમાં ભારતને ખાસ વિશિષ્ટ દરજ્જો આપવામાં આવ્યો છે, અને એ દ્વારા ભારતની આઝાદીને તથા સ્વમાનને જરા પણ આંચ આવે તેવી વસ્તુઓ દૂર કરાઈ છે. હિન્દની સાર્વભૌમ્યતા સ્વીકારાઈ છે. હિન્દની મૈત્રી માટે બ્રિટીશ મુત્સદ્દીઓએ બ્રિટીશ સામ્રાજ્યના ઇતિહાસમાં અશ્રુત પૂર્વ એવી બંધારણીય બાંધછોડ કરી છે. આ પણ હિન્દની વિદેશનીતિનું એક જ્વલંત અને ઉજ્જવળ પાનું છે. હિન્દને માલિક બ્રિટન ખપતું નહોતું, મિત્ર તરીકે એને બ્રિટનની જરૂર હતી. એટલે જવાહરે બ્રિટનની જોડે રાષ્ટ્રસમૂહનો સંબંધ રાખ્યો.

પરન્તુ, જવાહરે રાષ્ટ્રસમૂહમાં બ્રિટન જોડે જે સંબંધ રાખ્યા છે, તેમાં પણ હિન્દનું ગૌરવ જાળવ્યું છે. હિન્દની એકેએક શરત બ્રિટને મંજૂર રાખી છે.

ને આજે પાકીસ્તાન સ્વતંત્ર સાર્વભૌમ રાષ્ટ્ર બન્યાં પછી રાષ્ટ્રસમૂહનું સભ્ય રહેવાની ઈચ્છા દર્શાવે એ હિન્દનીજ બ્રિટન જોડેની વિદેશનીતિનું અનુસરણ છે એમ અવસ્ય કહી શકાય. બ્રિટનની જોડે હિન્દે જે રાષ્ટ્રસમૂહમાં રહીને સંબંધ જાળવી રાખ્યો છે તે હિન્દના લાભાર્થે છે એમ જવાહરે વારંવાર જણાવ્યું છે. એટલે માત્ર લાગણીથી પ્રેરાઈનેજ નહિ, પરન્તુ હિન્દના હિતની સર્વ દૃષ્ટિએ વિચારણા કરીને જ જવાહરે એ સંબંધ બાંધ્યો છે. એશિયાના રાષ્ટ્રોને, ઔદ્યોગિક ક્ષેત્રે ખૂબ પ્રગતિ સાધેલી એવા બ્રિટનની મદદની જરૂર, જો હિન્દ, પાકીસ્તાન કે સીલોન રાષ્ટ્રસમૂહમાં હોય તોજ સહેલાઈથી મળી શકે. હિન્દ ને બ્રિટન વચ્ચે રાજકીય મતભેદો સારા પ્રમાણમાં હોવા છતાં, બ્રિટન ને હિન્દ સહઅસ્તિત્વના સિદ્ધાંત અનુસાર એકસાથે રહી શકે એનું જ્વલંત ઉદાહરણ જવાહરે રાષ્ટ્રસમૂહમાં હિન્દ અને બ્રિટન પોતાના સમાન પ્રશ્નોની વિચારણા શાંતિથી કરી શકે તે પરિસ્થિતિ નિર્માણ કરીને આપ્યું છે. વળી, માત્ર બ્રિટન જોડેજ નહિ, પણ હિન્દ અને પાકીસ્તાન, હિન્દ અને સીલોન તથા હિન્દ અને દક્ષિણ આફ્રિકા વચ્ચે એટલા મતભેદો છે, અને તે પણ એવા ઉગ્ર પ્રમાણમાં, કે બધા એકસાથે ટેબલ પર બેસી નેજ, પોતાના હિતની શાંતિથી ચર્ચા શી રીતે કરી શકે તેની ઘણાને નવાઈ લાગે છે. પણ એ બધા શાંતિથી ટેબલ પર બેસીને પોતાના હિતની ને પરસ્પર સરકારની મૈત્રીભરી વાતો કરી શકે છે, એ હકીકતજ હિન્દની વિદેશનીતિ કેવી વ્યવહારુ છે ને કેવી વિજયી છે, તે દર્શાવે છે.

રાષ્ટ્રસમૂહમાં રહેવાના કેટલાક લાભો છે. એમાં રહેવાથી, પોતાના સમાન પ્રશ્નોનો એક સારા પડોશીની દૃષ્ટિથી વિચાર થઈ શકે છે. દાખલા તરીકે, રાષ્ટ્રસમૂહના દેશોમાંથી માત્ર હિન્દેજ ચીન જોડે પહેલ વહેલા રાજકીય સંબંધો બાંધ્યા હતા. આથી જ્યારે બ્રિટનને ચીનની જોડે વાટાઘાટ કરવી પડે, ત્યારે, હિન્દની મારફતજ બ્રિટન એમ કરી શકતું. કારણ કે, બ્રિટનને ચીન જોડે સીધો સંબંધ નહોતો. એ બાબતમાં, હિન્દની જેમ બ્રિટનને મદદ લેવી પડેલી, તેવીજ રીતે, રાષ્ટ્રસમૂહના સાધનદ્વારા, ચીન જોડે રાજકીય સંબંધો બાંધવા જોઈએ, એ વિષેની ખાતરી, જવાહર બ્રિટનને કરાવી શક્યા. પરિણામે, બ્રિટન અને ચીન વચ્ચે રાજકીય સંબંધ બંધાયો. ને એ રીતે, જવાહરે રાષ્ટ્રસમૂહમાં રહીને એશિયાના રાષ્ટ્રની ઇજ્જત વધારી, એટલુંજ નહિ, પણ, રાષ્ટ્રસમૂહના બધા દેશોને ચીન વિષેની હકીકતો હિન્દજ સમજાવી શકતું અને ચીનની સાચી પરિસ્થિતિનો ખ્યાલ આપી શકતું. આમ ચીન અને બ્રિટન તથા અન્ય રાષ્ટ્રસમૂહના દેશો વચ્ચે હિન્દ જે મૈત્રીસંબંધ બાંધી શક્યું, તેનું કારણ હિન્દનું રાષ્ટ્રસમૂહનું

સભ્યપદ હતું. વળી, આની અસરને પરિણામે જ, કોરિયા ને ઇન્ડોચાઇનામાં યુદ્ધની પરિસ્થિતિને હિન્દ ખાળી શક્યું એમ નિઃસંશય કહી શકાય.

વળી, રાષ્ટ્રસમૂહમાં રહીને, સંયુક્ત રાષ્ટ્ર પરિષદ કે સલામતી સમિતિમાં પણ જ્વાહર એક અવાજથી એશિયાના પ્રશ્નો રજૂ કરી શકે છે, એટલું જ નહિ, પણ એશિયામાંથી સંસ્થાનવાદ નાબૂદ કરવા એનો ઉપયોગ કરી શકે છે. વળી, રાષ્ટ્રસમૂહને પરિણામે એશિયાના રાષ્ટ્રસમૂહના સભ્યો એવા દેશોને આર્થિક મદદ પણ મળે છે ને વિકાસમાં, વેપારમાં પણ સુગમતા પડે છે.

આ રીતે રાષ્ટ્રસમૂહનું સભ્યપદ એ જવાહરનો પશ્ચિમના દેશો જોડેનો સંપર્ક જાળવી રાખે છે. એમ છતાં, રાષ્ટ્રસમૂહથી જ્વાહર દોરવાતા નથી, પણ રાષ્ટ્રસમૂહના દેશોને એઓ ઘણીવાર દોરે છે. બ્રિટનના એકેએક અનિચ્છનીય પગલાંનો એઓ વિરોધ કરે છે. બગદાદ કરાર કે અગ્નિએશિયા કરારમાં રાષ્ટ્રસમૂહના દેશો હોવા છતાં એને સખત શબ્દોમાં વખોડી કાઢવામાં જ્વાહર જરા જેટલી પણ કચાશ રાખતા નથી, એ જ્વાહરની વિદેશનીતિ કેટલી સ્વતંત્ર છે, ને જ્વાહર કોઈની શહેમાં તણાતા નથી, તેનો ખ્યાલ આપે છે.

જ્વાહરની વિદેશનીતિ શાંતિપ્રધાન છે. એમાં 'જીવો ને જીવવા દો' ના સિદ્ધાંતનું સમર્થન છે. જે પક્ષ શાંતિ ચાહતો હોય તે પક્ષે જ્વાહર છે. જ્વાહર રશિયા ગયા, ચીન ગયા, અને એમણે જોયું કે રશિયા ને ચીન શાંતિવાંછુ છે, એટલે એમણે ચીન તથા રશિયાની એમની મુસાફરી દરમ્યાન એ બે દેશોની શાંતિપ્રિયતાનો સાક્ષાત પરિચય કર્યો. અને જગત સમક્ષ જાહેર કર્યું કે રશીયા ખરેખર શાંતિ ઇચ્છે છે. આજ કારણથી, જ્યાં જ્યાં એક દેશ બીજા પર આક્રમણ કરે છે, ત્યાં જ્વાહર આક્રમણ કરનારનો જોરશોરથી વિરોધ કરે છે. એમણે એથીજ ઉત્તર કોરિયાના આક્રમણને વખોડી કાઢેલું, અને, રાષ્ટ્રવાદી ચીને ચીનની તળભૂમિ પર આક્રમણ કરવાની વાત કરી, ત્યારે પણ એમણે ચાંગ-કાઈ-શેકની નીતિને સખત શબ્દોમાં વખોડી કાઢેલી. અટલાંટિક કરાર, અગ્નિએશિયા કરાર કે મધ્યપૂર્વ એશિયાઈ દેશોના સંરક્ષણાત્મક કરારનો જ્વાહર વિરોધ કરે છે. જ્વાહરની નીતિ અનાક્રમણકારી હોવા છતાં, એઓ કોઈ આક્રમણ કરે તો એનો પોતાના સમગ્ર બળથી સામનો કરવાની તૈયારી રાખે છે. એથીજ પાકીસ્તાન પર આજસુધી આક્રમણ કર્યું નથી છતાં પાકીસ્તાન જો આક્રમણ કરે તો તેનો યોગ્ય જવાબ આપવાની તૈયારી એઓ રાખે છે. આથીજ કાશ્મીર પર પાકીસ્તાને જ્યારે આક્રમણ કર્યું ત્યારે હિન્દના લશ્કરે

કાશ્મીરનું રક્ષણ કરી પાકીસ્તાની સૈન્યોને પાછા હટાવ્યા છે આ રીતે, હિન્દની નીતિ સંરક્ષણાત્મક છે જગતના બધા રાષ્ટ્રો જોડે એને મૈત્રીસબંધ રાખવો છે

જવાહરની આ નીતિની વગોવણી પણ સારા પ્રમાણમા થાય છે મૂળ વાત એ છે કે, એશિયાઈ રાષ્ટ્રોની તાકાત વધે, આંતરરાષ્ટ્રીય રાજકારણમા એમનું સ્થાન ઊંચુ આવે એ પશ્ચિમના રાજ્યોને તથા અમેરિકાને પરવડતુ નથી એમાં એમના વર્ચસ્વને હાનિ પહોંચે છે, એવુ એમને લાગે છે આથી જવાહરની નીતિને એઓ સામ્યવાદી તરફી નીતિ તરીકે ઓળખાવે છે, હિન્દ સામ્યવાદ તરફ ઘસડતુ જાય છે, એવી ભયવાણી ઉચ્ચારે છે, ને હિન્દને આપવાની આર્થિક મદદમાં વટાડો થવો જોઈએ એવી દરખાસ્તો રજૂ થાય છે હિન્દનો વિરોધ કરનારા બળો-સીલોન, પાકીસ્તાન વગેરેની પીઠ થાબડવાના પ્રયાસો થાય છે પાકીસ્તાનને લશ્કરી શસ્ત્રસરંજામ અપાય છે આમ છતા, જવાહર પોતાની નીતિમા અડગ રહે છે ચાહે તો આસમાન તૂટી પડે, તોયે જવાહર પોતાની નીતિને દ્દતાથી વળગી રહે છે

જવાહરની વિદેશનીતિ એ એક તરફ જેમ સ્વતંત્ર છે, અનોખી છે, તેમજ હિન્દને તાકાત અપાવનારી છે એ નીતિ બીજા મહાન રાષ્ટ્રોથી જુદી પડે છે રશીયાની નીતિ આક્રમક છે એની વિદેશનીતિમા પશ્ચિમના રાષ્ટ્રોને તંગ કરવાની વૃત્તિ રહેલી છે ગમે તે રીતે, પોતાની ભાવના પ્રસારવાની નીતિ છે એ નીતિમા સાધન ને સાધ્ય, બન્નેની શુદ્ધિનો આગ્રહ નથી એ નીતિ આક્રમક છે બીજાને ભિડામણા બતાવવાની છે શસ્ત્રોથી ને વિગ્રહથી જગતમા શાંતિ સ્થપાશે એ એ નીતિનો મૂળભૂત પાયો છે એ નીતિ નૈતિકમૂલ્યોમા નહિ, પણ શસ્ત્રોના બળમા માને છે જેની પાસે શસ્ત્રો વધારે, લશ્કરી તાકાત વધારે, વિનાશકશક્તિ વિશેષ, તે જગતને દોરી શકે, એમ એ માને છે એવી જ નીતિ અમેરિકાની છે અમેરિકા પણ પોતાના દ્રવ્યને જોરે, જગતના રાષ્ટ્રોને ગુલામ બનાવવા ચાહે છે એ ડૉલરને જોરે પોતાના દ્રવ્યની મદદથી નવો સંસ્થાનવાદ રચવા માગે છે પછાત દેશોને આર્થિક મદદ આપી, એ નવી ગુલામગીરી સર્જવા માગે છે અને સામ્યવાદી વિરોધી મોરચાની વાતો કરી, લશ્કરી કરારો કરી, પડોશીમા વિગ્રહને પ્રેરી, એશિયાની તાકાત ઘટાડી, પોતે એશિયા પર વર્ચસ્વ જમાવવા માગે છે એની નીતિ એ ભક્ષકની નીતિ છે એ નીતિને સ્વતંત્ર માનવીઓ ખપતા નથી. એને તો સીંગ-મેન-રી, ચાંગ-કાઈ-શેક ને રોમેરો જેવા, માત્ર પોતાના પ્યાદા બનવાને માટે તૈયાર હોય, એવા પૂતળાઓ જોઈએ છે

બ્રિટનની નીતિ, એ મહાન રાષ્ટ્ર હોવા છતા, બીજા વિશ્વવિગ્રહ પછી,

અમેરિકાની નીતિમા હાએહા પૂરવાની છે એને અમેરિકાની રીતિ પસદ ન હોય, છતા, એ, કમજોર બની ગયુ છે, તેથી પોતાની નીતિ અખત્યાર કરતુ નથી. જો કે, સામ્યવાદી ચીનના સ્વીકાર મા આપણને બ્રિટનની સ્વતત્ર નીતિના દર્શન થયા, પરન્તુ, બ્રિટનની પુરાણી સમતુલાની નીતિ, હજી દૃષ્ટિએ પડે છે લશ્કરી સરક્ષણાત્મક કરારમા એક બાજુ એ પોતાની પુરાણી સમતુલાની નીતિ અખત્યાર કરે છે, તો બીજી તરફ અમેરિકાની હાએ હા ભણવાની નીતિ પણ એ અનુસરે છે. બ્રિટનની હજી સસ્થાનવાદની નીતિનુ વિસર્જન થયુ નથી એડન, હોગકોગ, મલાયા, વગેરે સસ્થાનોને એ હજી જાળવી રાખે છે આ રીતે જોતા, બ્રિટન અમેરિકાની નીતિ એકસરખી છે રશીયાની ભિન્ન હોવા છતા, એની મૂળભૂત ભાવના તો સરખીજ છે. અને તે જરૂર પડે તો બળથી, દુનિયાભરમા સામ્યવાદના પ્રસારની, એટલે બન્ને પોતાની વિદેશનીતિમા જગત પર વર્ચસ્વ ઇચ્છે છે આ કારણથી, બ્રિટનની નીતિ એકબીજા તરફ અશ્રદ્ધાની છે, આક્ષેપોની છે, જૂથ રચનાની છે, જૂથવિસ્તારની છે

રશીયા, અમેરિકા અને બ્રિટનની વિદેશનીતિ આ પ્રકારની છે, જ્યારે હિન્દ નવુ રાષ્ટ્ર હોવા છતા, એની નીતિ સ્વતત્ર છે, તટસ્થ છે એની નીતિ સત્ય પર, અનાક્રમણ પર અવલબિત છે એ નીતિ શાતિમય સહઅસ્તિત્વની છે અન્યના રાષ્ટ્રની આતરિક બાબતોમા માથુ ન મારવાની છે સામ્યવાદી ને બીન સામ્યવાદી બન્ને રાષ્ટ્રો તરફ મૈત્રીની એ નીતિ છે જવાહરની આ નીતિએજ જગતભરમા હિન્દને આદરણીય સ્થાન આપ્યુ છે, અને જગતના મહાન રાષ્ટ્રોમા એને ગૌરવ ભર્યું સ્થાન અપાવ્યુ છે જવાહરની નીતિ એ નિષ્ક્રિય નથી, પણ સક્રિય છે, તે, રાષ્ટ્રવાદી ચીન ને સામ્યવાદી ચીનના વિગ્રહને ખાળવાના એના સફળ પ્રયત્ને, તથા, કોરિયા ને ઇન્ડોચાઇનામા એણે જે શાતિસ્થાપનામા ભાગ ભજવ્યો છે તે દર્શાવે છે જ્યા જ્યા વિગ્રહ ફાટવાના ચિહ્નો હતા, કે શક્યતા હતી, ત્યા હિન્દ પોતાની શાતિપ્રધાન નીતિથી, યુદ્ધને ટાઢુ પાડવા પ્રયત્ન કરી રહ્યુ છે હિન્દ પોતાની નીતિથી દુનિયાના દેશોમા એની પ્રત્યે અણવિશ્વાસ હતો તે દૂર કરી શક્યુ છે પચશીલ ઉપર બત્રીશ રાષ્ટ્રો એ સહી કરી, અને આતરરાષ્ટ્રીય પ્રશ્નો માટે એનો સ્વીકાર કર્યો એ હકીકત જ વિદેશનીતિથી, જવાહરે જગતભરમા મિત્રોની સખ્યા વધારી છે, એ હકીકત સાબિત કરે છે સિયામ, ફીલીપાઇન્સ કે દક્ષિણ કોરિયા જેવા રાષ્ટ્રોને બાદ કરતા, એશિયાભરના ને સ્વતત્રવિચારસરણીવાળા ને ગણનાપાત્ર રાષ્ટ્રોએ હિન્દને નેતૃત્વ આપ્યુ છે સાઉદી અરબસ્તાન, મીસર, ઇન્ડોનેશિયા, બ્રહ્મદેશ, ચીન, જાપાન, ઇન્ડોચાઇના ને મલાયા, હિન્દના મિત્રો

બન્યા છે એઓ હિન્દને આત્મીય ગણે છે, હિન્દની સલાહને અનુસરે છે, તે જવાહરની વિદેશનીતિની સફળતાનો જ્વલંત પુરાવો છે

આમ જવાહરની વિદેશનીતિનો પાયો આદર્શવાદ નહિ પણ વાસ્તવવાદ છે જવાહરે પોતાના કાર્યોથી પુરવાર કર્યું છે કે હિન્દ જગતની શોષિત અને પીડિત પ્રજાના વ્યક્તિગત અને સામુદાયિક સ્વતંત્રતાનુ રક્ષણહાર છે, એટલુ જ નહિ પણ નબળા રાષ્ટ્રોનુ તારણહાર છે અને આ દિશામા જવાહરના નેતૃત્વ હેઠળ ભારતે ભગીરથ પ્રયાસો આદર્યા છે હિન્દના બંધારણમા ૫૧ મી કલમમા હિન્દના આંતરરાષ્ટ્રીય સબંધો વિષે જે ઉલ્લેખ છે તથા એ કલમમા જે ભવ્ય આદર્શો રજૂ થયા છે તેને જવાહર સક્રિય રીતે અમલમા મૂકી રહ્યા છે જવાહર કાયદાબાજ છે અને જીવનમા ડગલે ને પગલે કાયદાને માન આપીને ચાલનારા છે અને આંતરરાષ્ટ્રીય કાયદાનું કોઇપણ સંજોગોમા ઉલ્લંઘન ન થાય એ સબંધી એઓ સદાજાગૃત છે અને જ્યા જ્યા એનો જાણ્યે અજાણ્યે ભંગ થયો છે ત્યા એમણે બુલંદ અવાજે પોતાનો વિરોધ જાહેર કર્યો છે એટલુજ નહિ, પણ એ કાયદાના ભંગ કરનારા રાષ્ટ્રોને પોતાની ભૂલ સુધારવાની તાકીદ કરે છે

જવાહર સત્તાલોભી નથી, મહત્વાકાક્ષી નથી, પોતાના રાજ્યની સીમા વધારવામા માનતા નથી, નાના રાજ્યોને ગળી જવાની નીતિના વિરોધી છે અને જગત શાતિથી, તથા અમનથી જીવે એમ ઇચ્છે છે પ્રત્યેક રાષ્ટ્ર પછી તે નાનુ હોય કે મોટુ, પોતાનો વિકાસ પોતાની વૈયક્તિક રીતે કરે અને એમા કોઇપણ રાષ્ટ્ર દરમ્યાનગીરી ન કરે, એવી નીતિના એઓ પ્રખર હિમાયતી છે, અને એમણે પોતાની વિદેશનીતિ આજ ભૂમિકા પર રચી છે

જવાહર એક આંતરરાષ્ટ્રીય વ્યક્તિ છે જગતની પ્રજાને એમની માનવતા, ખેલદિલી, પ્રામાણિકતા, સહૃદયતા અને દીર્ઘદૃષ્ટિમા સંપૂર્ણ શ્રદ્ધા છે પૂર્વ અને પશ્ચિમની પ્રજા એમના નામ અને કામ પર મુસ્તાક છે એમના શાતિસ્થાપનાના પ્રયાસોની જગતની પ્રજા કદર કરે છે અને એ દિશામા એમનુ નેતૃત્વ સ્વીકારવા તૈયાર છે પંચશીલના સિદ્ધાતો જગતના બત્રીશ રાજ્યોએ સ્વીકાર્યા છે એજ જવાહરની વિદેશનીતિ કેટલી વ્યાપક વ્યવહારુ તથા અસરકારક છે તેની પ્રતીતિ કરાવે છે

જવાહરની વિદેશનીતિનો પ્રધાનસૂર શાતિપ્રિય સહઅસ્તિત્વ છે રાષ્ટ્રોની સીમા વધારવા માટે રક્ત ન રેડાવુ જોઇએ, તેમજ વેરઝેર, કલાગ, ધિક્કારવૃત્તિ સમજૂતીથી દૂર થવા જોઇએ, તથા જે જેનુ હોય તે તેને સ્વમાનપૂર્વક મળવુ

જોઇએ એટલુંજ નહિ, પણ આંતરરાષ્ટ્રીય કાયદાઓને માન આપી, આંતરરાષ્ટ્રીય અદાલતના ચુકાદાઓ સ્વીકારી, જગતના રાષ્ટ્રોએ એકતા, સહચાર અને બંધુત્વની ભાવના કેળવવી જોઇએ એમ જવાહર પુકારી પુકારીને જણાવે છે.

ગાંધીજીએ જીવનભર અહિંસા અને બંધુત્વનો ઉપદેશ કર્યો. ગાંધીજીના ઉત્તરાધિકારી એ ભવ્ય પયગામને અમલમાં મૂકી સારા જગતનાં રાષ્ટ્રોને સણાવ્યો. જવાહર જણાવે છે કે હિન્દ આક્રમક નથી. હિન્દને યુદ્ધ જોઈતું નથી. હિન્દને કશીય રાજકીય મહત્વાકાંક્ષા નથી. હિન્દ કોઈને ગરદન મારવા માગતું નથી. હિન્દ તટસ્થતાની નીતિને વરેલું છે. હિન્દ સંતોષી છે, શાંતિપ્રિય છે. હિન્દ સત્તાની સમતુલાની જાળવણીમાં માને છે. હિન્દ આક્રમક નથી, છતાં જો કોઈ રાષ્ટ્ર હિન્દ પર આક્રમણ કરે, અથવા મોટું રાષ્ટ્ર નાનું રાષ્ટ્ર ગળી જવાનો મિથ્યા પ્રયત્ન કરે તો હિન્દ આવા અસાધારણ સંજોગોમાં તટસ્થતાની નીતિનો ત્યાગ કરી, પોતાનું તથા નબળાં રાષ્ટ્રોનું રક્ષણ કરવા ખડે પગે તૈયાર છે. જવાહરે આ મુદ્દો ઘણીવાર સ્પષ્ટ કર્યો છે. આ દર્શાવે છે કે જવાહર અન્યાય, અનીતિ, એક ક્ષણ પણ સહન કરશે નહિ, પણ સિદ્ધાંતને ખાતર, ન્યાયને ખાતર, માનવતાને ખાતર કોઈ પણ પ્રકારની કુરબાની કરતાં પાછી પાની કરશે નહિ.

આજે જગતના રાષ્ટ્રોમાં હિન્દનું જે એકમેવ અદ્વિતીય સ્થાન છે, તે જવાહરની વિદેશનીતિ, આદર્શ આંતર નીતિ, તથા છેલ્લા એક દાયકામાં પ્રત્યેક ક્ષેત્રે હિન્દે સાધેલી એકધારી સિદ્ધિ તથા જગતના વિવાદાસ્પદ પ્રશ્નોને સમજી તેને સફળતાપૂર્વક ઉકેલવાની જવાહરની તીવ્ર તમન્નાને લીધે છે. જગતની પ્રજા માને છે કે જવાહર દંભી નથી, ડોળઘાલુ નથી, પણ એક સહૃદયી અને પ્રામાણિક માનવ મૂર્તિ છે. જવાહરના પેટમાં પાપ નથી. એમનામાં દંભ નથી, સ્વાર્થ વૃત્તિ નથી, નીચતા નથી તેમજ મેરીતેરી નથી જવાહરનું જીવન એ ઉઘાડું પાનું છે. એને ગમે તે દૃષ્ટિબિંદુથી નિહાળો, એનું સૂક્ષ્મ અને તલસ્પર્શી નિરીક્ષણ કરો પણ તેમાં એક પણ ક્ષતિ ન જડે. જગતની જનતા માને છે કે જવાહર જીવનમાં કદાપિ ખોટું, અન્યાયી, અનૈતિક કે અધાર્મિક કાર્ય ન કરે, અને જગતની પ્રજાની જવાહરમાં આ પ્રકારની જે શ્રદ્ધા છે તેજ જવાહરની વિદેશનીતિની સફળતાની ઝાંખી કરાવે છે.

જગતનો ઈતિહાસ તપાસતાં જણાશે કે સૈકે સૈકે ને યુગે યુગે, જગતમાં રાષ્ટ્રવિધાયકો અને સામ્રાજ્યસ્થાપકો થયા છે એમણે પોતાના મનોરથો સિદ્ધ કરવા અનેક પ્રયોગો અજમાવ્યા છે. હિન્દમાં પણ આ પ્રકારના વિજેતાઓ અને સામ્રાજ્ય સ્થાપકોની એક ભવ્ય પરંપરા છે. પણ જવાહર આ ઐતિહાસિક પરંપરામાં એક ભવ્ય અપવાદરૂપ છે. સમ્રાટ્ અશોક માટે કહેવાય છે કે એણે યુદ્ધમાં સંપૂર્ણ

વિજય મેળવ્યા બાદ, શાંતિનો માર્ગ ગ્રહણ કર્યો. માનવ ઈતિહાસમાં આ એક વિરલ પ્રસંગ છે છતાં એ નક્કર હકીકત છે. યુદ્ધની ભયાનકતા જોઈ પ્રિયદર્શી અશોકનું સહૃદયી અને કોમળ હૈયું કકળી ઊઠ્યું. એના સામ્રાજ્યવાદી હૃદયનો પલટો થયો. સત્તાલોભી અશોક એકજ ક્ષણમાં શાંતિવાંછુ બની ગયો, અને એણે જીવનમાં યુદ્ધ ન કરવાની ભીષ્મ પ્રતિજ્ઞા લઈ આયુનાં શેષ વર્ષો શાંતિની સ્થાપનામાં ગાળ્યાં અને માનવ ઈતિહાસ તથા સંસ્કૃતિના ઇતિહાસમાં એક નવીન પરંપરા મૂકતો ગયો. તેજ પ્રમાણે, અહિંસાત્મક યુદ્ધ પૂર્ણ થયા બાદ, હિન્દને સંપૂર્ણ સ્વતંત્રતા મળ્યા બાદ, સત્યાગ્રહ સંગ્રામના વિજેતા જવાહરે પણ પોતાની સર્વે શક્તિઓ શાંતિ સ્થાપવામાં, જગતમાં અમન અને બંધુત્વની ભાવના ફેલાવવામાં તથા જગતમાંથી વૈમનસ્ય, ધિક્કાર અને કડવાશની લાગણીને દૂર કરવામાં કેન્દ્રિત કરી છે.

જવાહરની મહત્વાકાંક્ષા સામ્રાજ્યો સ્થાપવાની નથી પણ જગતમાં શાંતિ સ્થાપવાની છે, જગતની પ્રજાને સુખી અને સમૃદ્ધ કરવાની છે અને પૃથ્વી પર સ્વર્ગ ઉતારવાની છે. જવાહરની જ્વલંત વિદેશનીતિ આમ માનવતાની ભવ્ય ભાવના પર રચાયેલી છે. જવાહરની વિદેશનીતિ આમ એક સફળ નીતિ છે. અને તેથીજ એણે એક દાયકામાં જગતનકશામાં અદ્વિતીય એવું સ્થાન પ્રાપ્ત કર્યું છે. જગતના મહત્વના પ્રશ્નોની ચર્ચા સમયે હિન્દનો અભિપ્રાય અત્યંત ગણનાપાત્ર હોય છે, તથા આંતરરાષ્ટ્રીય બનાવોમાં, હિન્દનું વલણ જાણવામાં તથા તેની સક્રિય સહાનુભૂતિ મેળવવા જગતનાં રાષ્ટ્રો ખૂબજ આતુર છે. હિન્દનું આજે જગતરાષ્ટ્રોમાં જે ઉચ્ચ ગૌરવ છે તે જવાહરની વિદેશનીતિ ને પરિણામે જ છે.

આમ જવાહરની વિદેશનીતિ એટલે પૂર્વ અને પશ્ચિમની મૈત્રી સ્થાપવાની નીતિ. પૂર્વના પ્રશ્નો, સફળતાથી પશ્ચિમને સમજાવવાની નીતિ. એ નીતિને સંસ્થાનવાદ પછી તે કોઈપણ સ્વરૂપમાં હોય તે ખપતો નથી. એ નીતિને સામ્યવાદી ને બીનસામ્યવાદી બન્નેની મૈત્રીની ઝંખના રહેછે. એ રાષ્ટ્રસમૂહમાં રહેછે, તો પોતાની શરતે. એ અમેરિકાની આર્થિક સહાય્ય સ્વીકારે છે તો કોઇ પણ જાતની શર્ત વિના. એ અમેરિકાની લશ્કરી મદદનો ઇન્કાર કરી શકે. એ પશ્ચિમનો ડર રાખ્યા વિના ચીન જોડે, ને અન્ય એશિયાઈ રાષ્ટ્રો જોડે, ગાઢ મૈત્રી રાખી શકે.

આમ, રાષ્ટ્રસમૂહનું સભ્યપદ ને પંચશીલ, સક્રિય એવી તટસ્થતા ને એશિયાઈ રાષ્ટ્રોનું સંગઠન, સંસ્થાનવાદનો વિરોધ, એશિયાના પ્રશ્નોમાં બીન દરમ્યાનગીરી, શાંતિપ્રિયતા ને શાંતિના વિસ્તારને વિસ્તૃત બનાવવાની કોશિશ, યુદ્ધનો વિરોધ ને યુદ્ધની શક્યતાનો નાશ, અનાક્રમણ ને વાટાઘાટથી કૂટ પ્રશ્નોનો ઉકેલ: એ જવાહરની વિદેશનીતિના માર્ગદર્શક સીમાચિહ્નો છે.

[ ૩૫ ]

# જવાહરની વિચારધારા

જવાહર, આ યુગના જ નહિ, પણ, અનેક યુગ સુધી જેમની વિચારસરણી અમર રહે એવા પ્રબળ ચિંતક છે. એમનો ચિંતનનો પટ જીવનની લગભગ પ્રત્યેક પ્રવૃત્તિને, જીવનની લગભગ સમગ્રધારાને આવરી લે છે. જવાહરની વિચારધારા સમગ્ર જીવનપટ સુધી વિસ્તારેલી હોવા છતાં, એઓ મોટે ભાગે રાજકીય પુરુષ હોવાથી એમની વિચારસરણી રાજકીય ક્ષેત્રે અત્યંત પ્રબળ ને વેગવતી છે, જ્યારે અન્ય ક્ષેત્રોમાં એમનું ચિંતન વ્યાપક છે, પણ સર્વે પ્રશ્નોને આવરી લે એવું નથી. એમ છતાં, જીવનના પ્રત્યેક ક્ષેત્ર પર એમણે તલસ્પર્શી વિચાર કર્યો છે, ને એ વિચાર પણ મૌલિક રીતે કર્યો છે. એમની વિચારધારાની વિશેષતા એ છે, કે એઓ, પ્રત્યેક પ્રશ્નને કોઈપણ ઉપાસ્ય દેવની દૃષ્ટિથી નહિ, કોઈપણ આરાધ્ય નેતાના કહેવાથી નહિ, પણ પોતાની સ્વતંત્ર દૃષ્ટિથી વિચારે છે, ને પોતે જે વિચારે છે, તે નીડરતાથી જરાય ક્ષોભ વિના આપણી સમક્ષ રજૂ કરે છે.

જવાહરના વિચારોમાં મુખ્ય રાજકારણ છે. જવાહર રાજકારણમાં આજીવન પડેલા છે, એટલે રાજકારણ અનેક દૃષ્ટિથી એઓ વિચારે એ સ્વાભાવિક છે. એમના મન પર ગાંધીજીની અસર સારા પ્રમાણમાં હોવાથી, એઓ ગાંધીજીની જેમજ રાજકારણમાં સાધ્યના જેટલુંજ સાધન શુદ્ધ હોવું જોઇએ એમ સ્વીકારે છે. જવાહર ગાંધીજીનીમૌલિક વિચારસરણીથી ખૂબજ પ્રભાવિત થયેલા છે છતાં એમની પોતાની કહી શકાય એવી વૈયક્તિક સ્વતંત્ર દૃષ્ટિ છે. ગાંધીવાદી વિચારસરણીને સ્વતંત્ર દૃષ્ટિથી મૂલવીનેજ એમણે પોતાના જીવનને એ વિચારસરણીથી રંગાવા દીધુ છે. આથી કોઈ પણ જાતની ક્રાન્તિ કરવી હોય, રાજ્યની રચનામાં ફેરબદલ કરવી હોય તો તે બંધારણીય માર્ગે, યા તો, અહિંસક માર્ગે જ થઇ શકે. એમાં કુટિલ નીતિનો આશરો લઇ શકાય નહિ. એમાં છળકપટ ત્યાજ્ય જ હોય. આજ કારણથી હિન્દને આઝાદી જો જાપાનીસ સૈન્યની મદદથી મળતી હોય તો એઓ, એ આઝાદી પસંદ

કરતા નહોતા ને જાપાનની સામે તલવાર લઇને લડવાની એમણે તત્પરતા બતાવેલી, તે જવાહરની સાધનની શુદ્ધિ માટેની ભક્તિજ સૂચવે છે જવાહર એ કારણેજ સામ્યવાદીઓ અને સમાજવાદીઓ, જે હેતુથી સરકારનો વિરોધ કરે છે, હડતાલની પ્રવૃત્તિ આદરે છે, હિંસાને પ્રત્યક્ષ કે પરોક્ષ ઉત્તેજન આપે છે, તથા લોકોની લાગણીને બહેકાવે છે, તે માટે એમની સખત શબ્દોમા ઝાટકણી કાઢે છે અને એમનો વિરોધ કરે છે કોંગ્રેસની નીતિ એઓ અપનાવે છે, કારણ કે, કોંગ્રેસે ક્રાન્તિ માટે પણ અહિંસક ને સધારણીય માર્ગજ પસંદ કરેલો આથીજ એઓ, યુદ્ધ કરતા શાંતિમય વાટાઘાટોથીજ રાજકીય પ્રશ્નોનો ઉકેલ આવવો જોઈએ એમ ઈચ્છે છે ને એજ દૃષ્ટિથી એઓ, કોરિયા, હિન્દી ચીન ને ફોર્મોસામા તડજોડ કરાવે છે યુદ્ધ એ રાજકીય પ્રશ્નોના ઉકેલ માટે સાચો રસ્તો નથી એમ એઓ માનતા હોવાથી ગોવાનો કબજો લેતા નથી અને પોર્ટુગીઝોની તુમાખી સહન કરે છે જવાહરનુ રાજકારણ યુદ્ધવિરોધી છે, શાંતિમાર્ગી છે

જવાહર લોકશાહી રમખમા માને છે સરમુખત્યારશાહીનો એઓ આકરામા આકરા શબ્દોમા વિરોધ કરે છે એટલુ જ નહિ, પણ સરમુખત્યારશાહી પ્રત્યે એમને નફરત છે એમનો મુસોલિનીની હીટલર કે સ્ટેલીન સામે એટલા માટે જ વિરોધ હતો એઓ માને છે કે સરમુખત્યારશાહીને પરિણામે દેશમા ઝડપી પ્રગતિ થાય, અને, એક પ્રકારની સમતુલા જળવાય, પણ જે રાજ્યરચના વિરોધીઓને સખત હાથે દાબી દે, જેમા માનવની વિચારસરણી ઉપર પ્રતિબંધો મૂકાય, જેમા એક હથ્થુ સત્તા હોય, એ રચના ગમે તેટલી તાત્વિક દૃષ્ટિએ હિતાવહ લાગે છે, છતા, એ તો ઝેર સમાન છે એ પ્રજાના અવાજને કચડે છે, ને પ્રજાને શાસનનો જે હક છે, તે છીનવી લે છે પ્રજાનું પ્રજાત્વ મિટાવી દે છે આથી લોકશાહી, પાર્લામેન્ટરી ઢબની રાજ્યરચના એમને ગમે છે જવાહર ઈચ્છે છે કે રાજ્યનો શાસક જે હોય, તે ઇંગ્લેન્ડના રાજાની જેમ, માત્ર બંધારણીય વડોજ હોય ખરી સત્તા તો જનતાએ જેમને ચૂંટી કાઢ્યા છે, ને જનતાને જેમનામા વિશ્વાસ છે, એવા પ્રધાનમંડળમા જ સ્થાપિત થવી જોઈએ પ્રધાનમંડળમા પણ જવાહર સંયુક્ત જવાબદારીમા માનનારા છે, એટલે કોઈપણ પ્રધાનના કાર્ય માટે આખુ પ્રધાનમંડળ જવાબદાર લેખાવુ જોઈએ, એમ એઓ જણાવે છે પ્રધાનમંડળના સભ્યોમાથી જનતાનો વિશ્વાસ ઊડી જાય ત્યારે, જનતા પાર્લામેન્ટના સભ્યો દ્વારા યા તો, બીજી ચૂંટણી વખતે, એમને ગાદી ખાલી કરાવી શકે જવાહર પાર્લામેન્ટરી શાસનપદ્ધતિ એટલા માટે સ્વીકારે છે કે એમા અંતિમ સત્તા જનતાની પાસે રહે છે જનતાનો વિશ્વાસ હોય ત્યા સુધીજ શાસકો ટકી શકે, અન્યથા નહિ

જવાહર સત્તાના વિકેન્દ્રીકરણમા માને છે સત્તાનુ વિકેન્દ્રીકરણ ન થાય, તો પછી સત્તા માત્ર થોડાઓના હાથમાજ મર્યાદિત બની જાય અને, પરિણામે સરમુખત્યારશાહી અન્ય સ્વરૂપમા આવે આ કારણે સત્તા વિશેષમા વિશેષ જનસમૂહમા માત્ર વિકેન્દ્રીકરણથીજ વહેચી શકાય

જવાહર આ કારણથી એક તરફથી રશિયન સામ્યવાદનો વિરોધ કરે છે, તો બીજી તરફથી એઓ અમેરિકાના મૂડીવાદનો વિરોધ કરે છે કારણ કે બન્ને પ્રકારની રાજ્યપદ્ધતિ, જનતાના હાથમાથી સત્તા છીનવી લઈને માત્ર થોડાના હાથમાજ સત્તાના સૂત્રો રાખે છે આ કારણે જ્યારે જ્યારે લોકશાહી પર આક્રમણ થયુ છે, ત્યારે જવાહરે એનો પ્રબળમા પ્રબળ વિરોધ કર્યો છે એટલુ જ નહિ, પણ જવાહરે પરદેશી હકૂમત જ્યા જ્યા હોય ત્યા ત્યા રાષ્ટ્રીય આદોલનને ટેકો આપ્યો છે જવાહર માને છે કે એશિયા ઉપર એશિયાની પ્રજાની સત્તા હોવી જોઈએ એથી જ, એશિયાઈ પ્રજાએ જ્યારે પરદેશી હકૂમતની નાગચૂ માથી છૂટવાનો પ્રયત્ન કર્યો તેને જવાહરની નૈતિક સહાય્ય મળી છે

જવાહર એમ માને છે કે કોઈપણ દેશનુ રાજકારણ આજે એકાગી ન હોઈ શકે આજે જગત સાકડુ થતુ જાય છે અ તરો ઓછા થતા જાય છે જ્યા જતા દિવસો વીતતા ત્યા આજે કલાકોમા પહોચી જવાય છે એટલે, જગતના એક બીજા દેશો વચ્ચેનો સ બ ધ ઘનિષ્ઠ અને ઘનિષ્ઠ બનતો જાય છે આને પરિણામે, એક રાજ્યના ત ત્રની બીજા રાજ્ય પર અસર થવાની છે, એટલે પ્રત્યેક રાષ્ટ્રે આતરરાષ્ટ્રીય દૃષ્ટિથી વિચાર કરવો જોઈએ એક રાષ્ટ્રના પ્રશ્નો બીજા રાષ્ટ્ર જોડે સ કળાયલા છે આજે માત્ર રાજકીય દૃષ્ટિથી નહિ પણ આર્થિક રીતે પણ એક દેશ બીજા દેશ જોડે સ કળાયલો છે તેથી પ્રત્યેક રાષ્ટ્રે એ સ દર્ભમા વિચાર કરવો જોઈએ પાકીસ્તાનને અમેરિકા શસ્ત્રોની સહાય્ય આપે અથવા તો, રાષ્ટ્રવાદી ચીનના સૈનિકો બ્રહ્મદેશની સરહદ ઉપર આક્રમણ કરે, એમા હિન્દને કાઈ જ નિસ્બત નથી એમ હિન્દ ન કહી શકે આજે દેશદેશની વચ્ચે વેપારી સ બ ધો વધતા જાય છે પ્રત્યેક દેશ સ્વાયત્ત બનવાની કોશિશ કરતો હોવા છતા એને પોતાની જરૂરિયાતો માટે પરદેશ ઉપર આધાર રાખવો પડે છે એથી એ સમગ્ર દૃષ્ટિથી વિચાર કરીને પોતાની પરદેશનીતિ ઘડવી જોઈએ

જવાહર લોકશાહીની જનતાને માટે જનતા વડે શાસિત અને જનતાની સરકાર એ વ્યાખ્યામા માને છે પરન્તુ જવાહર એમ ઇચ્છે છે કે પશ્ચિમની એક પક્ષી કે બહુમતીની સરકાર સ્થાય એ રીતિ ખામીવાળી છે એથી લઘુમતી ઉપર

વધુમતી જુલમો કરે, તોયે, એ સરકાર લોકશાહી ગણાય. આથી જવાહર બનતા સુધી સર્વપક્ષી સરકાર રચાય એમ ઇચ્છે છે, કે જેથી એ સરકાર સમગ્ર જનતાની છે, એવો દાવો થઈ શકે. એટલે જ, જવાહરે કોંગ્રેસની બહુમતી હોવા છતાં, જયપ્રકાશ નારાયણ જોડે મંત્રણા ચલાવી, પ્રજાસમાજવાદી પક્ષ સરકારમાં જોડાય એની શરતો માગી હતી. વળી, જ્યારે ૧૯૪૬ માં, જવાહરને સરકાર રચવા, તત્કાલીન ગવર્નર-જનરલ લોર્ડ વેવલે બોલાવ્યા, ત્યારે, એઓ શ્રી. જીન્નાહને મળીને, એમને સહકાર આપવા જણાવ્યું હતું. એટલુંજ નહિ, પણ જવાહર તો ઇચ્છે છે કે, જનતાની સરકાર જ દેશહિત સાધી શકે. એકપક્ષની રચાયલી સરકાર નહિ. આમ છતાં, જવાહરની રાજકીય વિચારસરણી મોટે ભાગે, ઈંગ્લેંડની રાજ્યપદ્ધતિથી ઘડાયલી છે. એટલે જ એઓ હિન્દનાં બંધારણમાં મોટે ભાગે ત્યાંની શાસનપદ્ધતિને અનુસર્યા છે.

સરકાર ને પ્રજા વચ્ચે જીવંત ને પ્રેમળ સંબંધ હોવોજ જોઈએ, એમ એઓ માને છે, એટલુંજ નહિ, પણ શાસકોમાં કોઈપણ પ્રકારની ગુરુતા-ગ્રન્થિ ન હોવી જોઈએ, સત્તાની તુમાખી ન હોવી જોઈએ, પણ સરકારના તંત્રવાહકો ને સરકારી નોકરો પોતે જનતાના નોકરો કે સેવકો છે એવી ભાવના કેળવવી જોઈએ. સરકારી નોકરો જનતાના નોકરો છે, કારણ કે સરકાર જનતાની છે. આથી જ જવાહરે, બ્રિટન હિન્દમાંના સરકારી નોકરોને 'Indian Civil Servants' કહેતા હતા તેની ટીકા કરતાં, એમણે જણાવ્યું કે એ લોકો નથી હિન્દી, નથી વિનયી કે નથી નોકરો. સરકારી નોકરો જો પ્રજાસેવક બને તોજ જનકલ્યાણ સાધી શકાય, અન્યથા નહિ. એથીજ હિન્દ આઝાદ બન્યાં પછી, એમણે સરકારી નોકરોને સારા જનસેવકો બનવાનો ઉપદેશ આપ્યાંજ કર્યો છે. જવાહરના વિચારો ઘણીવાર દઢ હોવા છતાં, એમનામાં જડતા નથી, અને એઓ પણ સાચી લોકશાહી રીત પ્રમાણે જનતાને કે બહુમતીને માન આપીને પોતાનો આગ્રહ છોડે છે. એઓ એકજ ધારાસભા હોવી જોઈએ, ને ઉપલી ધારાસભા એક નવો બુર્ઝવા વર્ગ ઊભો કરે છે, એમ એઓ દઢપણે માનતા હોવા છતાં, એમણે બંધારણના ઘડવૈયાઓની ને બંધારણસભાની બહુમતીના અભિપ્રાયને માન આપી, કેટલીક પ્રાદેશિક રાજસભાઓનો ને કેન્દ્રમાં પણ રાજસભાનો સ્વીકાર કર્યો છે.

આ રીતે, જવાહરના રાજકીય વિચારો મોટે ભાગે, ગાંધીજીના રાજકીય વિચારોને મળતા છે. તેમ છતાં, એમના રાજકીય વિચારો પર પશ્ચિમની છાયા આપણને સ્પષ્ટપણે દેખાય છે, એટલું જ નહિ, પણ એઓ પશ્ચિમને ઘણે ભાગે અનુસરે છે.

રાજકારણમાં છે તેવીજ રીતે અર્થશાસ્ત્રમાં પણ જવાહરના વિચારો પશ્ચિમે ઘડેલા છે. આથીજ જવાહર સમાજવાદી અર્થતંત્રમાં માને છે. અને ટોચની આવક ને તળિયાંની આવક વચ્ચે બહુમોટો ભેદ હોય એ જવાહરને માન્ય નથી. એથીજ એમણે અવાડી કોંગ્રેસમાં, દેશનું ધ્યેય સમાજવાદી સમાજરચના છે, એ હકીકતનો સ્વીકાર કરાવ્યો. સમાજવાદી સમાજરચનાની સ્થાપના માટે, એઓ, એક તો મોટા મોટા ઉદ્યોગોના રાષ્ટ્રીયકરણને મહત્વ આપે છે. અને તો જ નફાની દૃષ્ટિને બદલે જનતાની સેવાની દૃષ્ટિને સ્થાન મળશે, એટલું જ નહિ, પણ મોટા ઉદ્યોગોનું રાષ્ટ્રીયકરણ કરવાથી, દેશના આર્થિક વિકાસ માટે જે દ્રવ્ય સરકારને જરૂર પડે તે સહેલાઈથી મેળવી શકાય.

દેશનું અર્થકારણ, નિશ્ચિત ને નિર્ધારિત યોજના અનુસાર થવું જોઈએ. એ વિચાર પણ જવાહરને રશીયાની પંચવર્ષીય યોજના પરથી આવેલો. જવાહર માને છે, કે, મોટા ઉદ્યોગોને પણ પૂરતું મહત્વ અપાવું જોઈએ. મોટા ઉદ્યોગો દેશની આર્થિક પ્રગતિ માટે ખૂબ જરૂરી છે, એટલું જ નહિ, પણ યંત્રવાદના એઓ વિરોધી નથી પણ પક્ષપાતી છે. યંત્રોથી જ ઉત્પાદન વધે, ને ઉત્પાદન વધે તો જ, દ્રવ્યની વહેંચણીમાં દરેકનો હિસ્સો વધારે પ્રમાણમાં આવે, ને, એમ બને તો જ જીવન ધોરણ ઊંચું આવે. એથી ઉદ્યોગીકરણ વિના કોઈપણ દેશ આર્થિક રીતે ઊંચો ન આવી શકે એમ એઓનું માનવું છે. જવાહર એમ પણ માને છે, કે, દેશની આર્થિક પ્રગતિનો આધાર મોટા ઉદ્યોગો પરજ રહેલો છે. ગ્રામોદ્યોગ કે યંત્રવાદનો વિરોધ એ જવાહરને કાંઈક જૂનવાણી વિચારસરણીનો પડઘો લાગે છે, કે જેનો અદ્યતન યુગ જોડે કશો સંપર્ક નથી.

જવાહર એમ માને છે કે, દરેક દેશે, પોતાનું હૂંડિયામણ વધારવા પ્રયત્ન કરવો જોઈએ અને એ માટે પોતાનો માલ વિશેષ પ્રમાણમાં નિકાસ થાય, તથા, પરદેશના યાત્રાળુઓને સુખસગવડો આપી એમનું દ્રવ્ય અહીં ખેંચવા પ્રયત્ન કરવો, એ બધામાં જવાહર માને છે. આથી, સ્વદેશીની ભાવનામાં જવાહરને ગાંધીજી જેટલી શ્રદ્ધા નથી પણ, એક દેશ બીજા દેશ જોડે આર્થિક સંબંધો બાંધી એક બીજાની જરૂરિયાત પૂરી પાડે, સહકાર સાધે, એને જવાહર મહત્વ આપે છે, એટલું જ નહિ, પણ જવાહરને ખાદી ઉપર પણ એટલી શ્રદ્ધા નથી. કારણ કે, એઓ દેશની આર્થિક પ્રગતિ ઈચ્છે છે. દેશનું જીવન ધોરણ ઊંચું આવે એવી અપેક્ષા રાખે છે. પણ એ જીવન ધોરણ પરદેશ જોડેના વેપારથી ઊંચું આવી શકે. માત્ર આપણો દેશ બીજાથી અલગ પડીને બેસી રહે તેથી નહિ. વળી, દેશનું ઉદ્યોગીકરણ કરવું હોય તો મોટાં મોટાં યંત્રો, નિષ્ણાતો, એ બધાં માટે આપણે પરદેશ પર જ

આધાર રાખવો પડશે. હિન્દ આઝાદ થયાં પછી, સ્વદેશીનો મંત્ર આપણને બહુ મદદદાયી થાય એવો નથી એમ જવાહર માને છે. એટલું જ નહિ, પણ, આપણે પરદેશી નાણાંકીય સહાય્ય લઈને પણ દેશના ઉદ્યોગોનો વિકાસ કરીએ તેમાં જવાહરને કશું અજુગતું લાગતું નથી.

જવાહર માને છે કે, દેશની આર્થિક પ્રગતિ ત્યારે જ કહી શકાય કે જ્યારે, દેશનું જીવન ધોરણ ઊંચું આવે, જ્યારે જીવનની વધારેમાં વધારે જરૂરિયાતો સંતોષાય. આ રીતે, ગાંધીજીની આર્થિક દૃષ્ટિ ગામડાંને નજરમાં રાખીને રચાઈ છે, જવાહરની શહેરોને નજરમાં રાખીને રચાઈ છે. જવાહર વધારેમાં વધારે જીવનની જરૂરિયાતો સંતોષાવી જોઈએ એમ ઇચ્છે છે, જ્યારે ગાંધીજી જીવનની જરૂરિયાતો ઓછી હોવી જોઈએ એવો આગ્રહ રાખે છે. જવાહર વર્ગવિગ્રહમાં માને છે અને ધનિકવર્ગની નાબૂદી ઇચ્છે છે, પણ તે હિંસાનો આશરો લઈને નહિ, પણ અહિંસક રીતે. પૈસાદારો ગરીબોના ટ્રસ્ટી બને, યા તો, પૈસાદારોનો હૃદયપલટો થાય, એમ જવાહર માનતા નથી, પરન્તુ, જમીનદારીની નાબૂદી જેવા કાયદાકાનૂનની યા તો રાષ્ટ્રીયકરણની યોજનાથીજ પૈસાદારોને કાબૂમાં લાવી શકાશે. એટલેજ, જવાહર ખાનગી માલિકીની વિરુદ્ધ છે.

જવાહર એમ પણ માને છે કે માલિકમજદૂરના ઝઘડા પતાવવા હોય તો માલિકે, મજદુરોને પોતાના ધંધાના ભાગીદાર ગણવા જોઈએ, કારણ કે માલના ઉત્પાદનમાં જેટલો હિસ્સો મૂડીનો છે તેટલોજ મજૂરીનો છે. આ કારણથી, મજદુરોને પણ મૂડીના જેટલોજ ભાગ મળવો જોઈએ. ને એ કારણથી, મજદુરોને ઉદ્યોગોના સંચાલનમાં પ્રતિનિધિત્વ મળવું જોઈએ. તો જ મજદુરોને કામ કરવાનો ઉત્સાહ આવે ને એમનો અવાજ અસરકારક રીતે સંભળાય.

મૂડીવાદી માનસ નાશ કરવાનો એક જ ઉપાય છે ને તે મજદુરોની જાગૃતિ, મજદુરસંઘોનું સંગઠન. છતાં, જવાહર માને છે કે મજદુરસંઘની રચના કેવળ મજદુરોના આર્થિક લાભની દૃષ્ટિએ કે તેમના હિત જળવાય એ હેતુને લક્ષમાં રાખીનેજ થવી જોઈએ, અન્યથા નહિ. કોઈપણ રાજકીય પક્ષ પોતાના લાભ માટે હડતાલોનો આશરો લે ને મજદુરોનો દુરુપયોગ કરે તેનાથી જવાહર વિરુદ્ધ છે. જવાહર તેથી જ મજદુર સંઘને ઔદ્યોગિકક્ષેત્ર પૂરતું જ મર્યાદિત રાખવા ઇચ્છે છે. તેથી જ મજદુરોના અનેક સંઘો હોય, એ જવાહરને ગમતું જ નથી. કારણ કે, તેમનું આર્થિક હિત એક સંઘથીજ સારી રીતે જળવાઈ શકે, પછી તે ગમે તે રાજકીય પક્ષ સંઘનું સંચાલન કરે, કારણ કે, રાજકીય મતભેદ હોવા છતાં

આર્થિક દૃષ્ટિ તો બધા સઘોની એકજ હોઈ શકે, હોવી જોઈએ આ ક્ષેત્રમા અનેક રાજકીય પક્ષો એકબીજાના સહકારથી કામ કરી શકે

દેશનો મુખ્ય આર્થિક પ્રશ્ન અત્યારે ગરીબીનો ને ભૂખમરાનો છે તેની નાબૂદી એ પ્રત્યેકનુ પ્રથમ કર્તવ્ય છે આ નાબૂદી માટે ઉત્પાદન વધવુ જોઈએ એટલે હાલને તબક્કે તો પ્રત્યેક જણે, ઉત્પાદન વધારના કોશિશ કરવાની છે, એટલુ જ નહિ, એમા રાજકીય હેતુઓને પ્રવેશવા દેવા ન જોઈએ, એમ જવાહર માને છે ને સ્વીકારે છે

બેકારીના પ્રશ્ન માટે જવાહર માને છે કે આજકાલ ભણેલાઓની મોટામા મોટી આ દુખદ પરિસ્થિતિ છે ભણેલો વર્ગ, શરીરશ્રમ કરતો નથી, એમા નાનમ સમજે છે, તેથી તેઓ બેકાર રહે છે એટલે ભણેલાઓમાથી શરીર શ્રમની નાનમ દૂર થાય, તેઓ ગમે તે કાર્યને ઊચુ ને મહત્ત્વનુ ગણે, તો બેકારી ઓછી થાય ને બેકારી ઓછી કરવા જવાહરને ઉદ્યોગીકરણનો માર્ગ સરળ જણાયો છે કારણ કે એથી દેશમા બેકારોને કામ મળશે ગ્રામોદ્યોગ વધુ સખ્યામા રોજી આપી શકે નહિ ગ્રામોદ્યોગ સ્વતત્ર રીતે બેકારોને માટે નહિ, પણ અર્ધબેકારોને રોજી આપવામા મહાયભૂત અવશ્ય નીવડે એ રીતે એની જરૂર પણ છે પણ મોટા પ્રમાણમા બેકારીની નાબૂદી તો, મોટા ઉદ્યોગોજ કરી શકે જવાહર માને છે, કે, હવે આપણે જમાનાની જોડે પ્રગતિ સાધવી જોઈએ આપણે પાછા ભૂતકાલમા જઈએ એ હાલને તબક્કે અસભવિત છે એટલે, આપણે જગતની પ્રગતિને આપણી નજર સામે રાખીને આપણી આર્થિક સમસ્યાનો ઉકેલ કરવો જોઈએ, જગતથી અલગ રીતે નહિ જવાહર એટલુ સ્વીકારે છે કે ગ્રામોદ્યોગોનો વિકાસ ગામડાઓમા બેકારીનો ઉપાય છે પણ શહેર અને ગામડા બન્નેમાથી બેકારી નિવારણ તો મોટા ઉદ્યોગો ને ગામડાના ઉદ્યોગોના પરસ્પર સહકારથી થઈ શકે ગ્રામોદ્યોગો ને મોટા ઉદ્યોગો પરસ્પરવિરોધી છે, એમ જવાહર માનતા નથી પરન્તુ એમની વચ્ચે પરસ્પર સહકારની ભાવના સ્થપાય તો જ, દેશની પ્રગતિ થાય બે વચ્ચે સઘર્ષ રહે અને એકબીજાને દાબી દેવાની કોશિશ કરે, ત્યા સુધી, દેશ આર્થિક પ્રગતિ કરી શકે એ સભવિત નથી આથી બન્ને ઉદ્યોગો પરસ્પર સહકારી છે, એ મૂળભૂત સિદ્ધાતને સ્વીકારીને જ કોઈ પણ યોજના હાથ ધરવી જોઈએ

જવાહર આર્થિક યોજનામા માને છે વ્યવસ્થિત યોજના વડે જ દેશની આર્થિક પ્રગતિ થઈ શકે, અને દેશના જે જે આર્થિક તત્ત્વો હોય તેનો લાભ લઈ શકે આથી જ જવાહરે સ્વરાજ્ય મળતા પૂર્વે પણ એક યોજનાસમિતિ

આવશ્યક છે, તેવી રીતે, વિચ્છેદ આવશ્યક છે. માનવીને જબરજસ્તીથી અનિષ્ટમાં સબડવા દેવાય નહિ, એમાં ક્રૂરતા છે, માનવદ્રોહ છે.

સ્ત્રીપુરુષ સમાનતાના પણ જવાહર અત્યંત આગ્રહી છે. સ્ત્રી અને પુરુષ બન્ને સમાજના આવશ્યક અંગો છે, અને એકના વિના બીજું ચાલી શકે નહિ એમ આપણે વારંવાર કહેતા હોઈએ છીએ, તેમ છતાં, સ્ત્રીઓને આપણે નથી આર્થિક હકો આપતા, નથી, કોઈપણ જાતનું ગૌરવ કરતા, ને ઘરની રાણી કે ગૃહિણી એવાં રૂપાળાં નામો આપીને આપણે એને ઘરમાં ગોંધી રાખીએ છીએ, જે હડહડતો અન્યાય છે, નરી ક્રૂરતા છે. આથી આર્થિક સમાનતા હોવી જોઇએ, એટલા માટે પુરુષની જેમ સ્ત્રીઓ પણ દ્રવ્યોપાર્જન કરે. જેવી રીતે પિતાની મિલકતમાં પુરુષને ભાગ મળે, તેવી જ રીતે પુત્રીઓને પણ સરખો હિસ્સો મળવો જોઈએ. જેવી રીતે, પુરુષ પિતાનું સંતાન છે, તેવીજ રીતે, સ્ત્રી પણ. તો શા માટે એને પિતાના હકમાંથી બાતલ કરવી જોઈએ? આજ વિચારથી જવાહરે એમના રાજ્યતંત્રમાં કાનૂન દ્વારા સ્ત્રીઓને વારસાહક આપ્યો. સ્ત્રીઓને આર્થિક સ્વાતંત્ર્ય મળે તોજ સ્ત્રીઓની સ્થિતિ સુધરે ને એમની ને પુરુષ વચ્ચેનો સંબંધ સુધરે. દ્રવ્યોપાર્જનનો પુરુષના જેટલો જ સ્ત્રીઓને હક છે, એવું જવાહર માને છે ને સ્વીકારે છે. સ્ત્રીઓને પુરુષોએ જે અર્ધગુલામગીરીની સ્થિતિમાં રાખી છે, તેમાંથી તેમને મુક્તિ મળવી જ જોઈએ. એ મુક્તિ જ્યાં સુધી પુરુષના હાથમાં આર્થિક સત્તા હોય ત્યાં સુધી ન મળે. સ્ત્રી પુરુષનાં કરતાં ઉતરતી છે, એમ જવાહર માનતા નથી, પણ સ્ત્રી પુરુષની સમોવડી છે એમ માને છે. સમાન સંજોગો અને સમાન તકો મળતાં સ્ત્રીપુરુષ સાથે જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં હરીફાઈ કરી શકે એમ છે. સ્ત્રીપુરુષ બન્ને સમાન છે. અને બન્નેના અન્યોન્ય સહકારથી જ સંસાર નભી શકે. સંઘર્ષથી તો જીવનના પાયા હચમચી ઊઠશે.

જવાહર સ્ત્રીને ગૃહના આર્થિક તંત્રમાં સરખો ભાગ આપવા ઇચ્છે છે, છતાં, એઓ એમ તો માને છે, કે, માનવજીવનમાં કલા ને સુંદરતાની ભાવનાની જવાબદારી તો સ્ત્રીઓની છે. સ્ત્રીઓ જ ગૃહની શોભા છે. સ્ત્રી દ્રવ્યોપાર્જન કરે છતાં, ગૃહને કલામય બનાવવું, વસવાટ યોગ્ય બનાવવું, શાંતિધામ બનાવવું એ સ્ત્રીઓના હાથમાં છે. અને એમણે એમની ફરજ બજાવવી જોઈએ.

જવાહર વિભક્ત કુટુંબના હિમાયતી છે. એઓ માને છે કે સંયુક્ત કુટુંબની પ્રથા રાખવાથીજ, માનવ પોતાના પગ પર ઊભો ન થનો હોય, તો પણ એને પરણાવી દેવામાં આવે છે, અને કુટુંબનો બોજો કુટુંબના વડીલપર વધતોજ જાય છે. સંયુક્ત કુટુંબ ઘણું બહોળું હોય તો, એમાં ગૃહજીવનની શોભા નથી. પણ

એ હરહમેશ ક્લેશ ને કકાસનુ ધામ થઈ પડે છે એ ધર્મશાળા જેવુ બની જાય છે એથી સાચો માર્ગ એ છે કે, જેનામા કુટુબની જવાબદારી ઉપાડી લેવાની આર્થિક તાકાત હોય તેજ પરણે ને પરણે એટલે જુદા રહે નાની ઉમરે લગ્ન કરવા તરફ પ્રતિબધ મૂકવા કરતા, આર્થિક જવાબદારી ઉપાડે તેજ પરણે એવી કાઈ યોજના જરૂરી છે વિભક્ત કુટુબને લીધે, માનવી પોતાની જવાબદારી પણ પૂર્ણ રીતે સમજે છે એટલુ જ નહિ પણ, પોતાની જવાબદારી અદા કરવાની એનામા હોશ થાય છે, ને એ કર્મરત બને છે

જેવુ સયુક્તકુટુબ વિષે તેવુજ જવાહરનુ મતવ્ય, કુટુબનિયોજન વિષે છે જેમ આર્થિક યોજના હોવી જોઈએ એમ એઓ માને છે, તેવીજ રીતે, કુટુબનિયોજનની પણ આ યોજના હોવી જોઈએ પોતે કેટલા બાળકોને પોષી શકે છે, તેનો પ્રથમથીજ માબાપે વિચાર કરીને, તેટલાજ પ્રમાણમા બાળકોને જન્મ આપવો જોઈએ હિન્દનો અત્યારે આર્થિક યોજનાઓને પણ હફાવતો એવો પ્રશ્ન વસતિ વધારાનો છે વસતિ વધતી જતી હોવાથી હિન્દ ઉત્તરોત્તર ગરીબ થતુ જાય છે કારણ કે, વસતિના વધારાના પ્રમાણમા ઉત્પાદન વધતુ નથી આ કારણથી કુટુબ નિયોજન પર વિશેષ લક્ષ અપાવુ જોઈએ જવાહરની દૃષ્ટિ વ્યવહારુ છે, અને તેથી ગાધીજીની જેમ એઓ સયમ પર ભાર મૂકતા નથી પણ અત્યારે, આપણને જે શાસ્ત્રીય પદ્ધતિનો લાભ મળે છે, એ પદ્ધતિનો ઉપયોગ કરીને કુટુબનુ નિયોજન કરવુ જોઈએ એમ એઓ સ્વીકારે છે

શિક્ષણ વિષે જવાહર માને છે કે, આપણા દેશની કેળવણી રાષ્ટ્રીય હોવી જોઈએ અત્યારની આપણી કેળવણી અધૂરી છે ને આપણા દેશને અનુકૂળ નથી આમ છતા આપણી કેળવણી એ પશ્ચિમની કેળવણીને અવગણીને તો હરગિજ નહિ આગળ વધી શકે, એટલુ જ નહિ, પણ પશ્ચિમની જે ટેકનીકલ શિક્ષણ પદ્ધતિ છે તેનો પણ આપણને પૂરતા પ્રમાણમા લાભ મળવો જોઈએ આપણને વિજ્ઞાન કે ટેકનીકલ શિક્ષણની વધારે જરૂર છે પ્રાથમિક શિક્ષણમા એઓ ગાધીજીની નઈ તાલીમની તરફેણ કરે છે ને આપણી આબોહવા માટે એજ શિક્ષણ પદ્ધતિ ઉત્તમ છે, એમ એઓ સ્વીકારે છે આજના શિક્ષણથી ભણેલા ને અભણ વચ્ચે જે મેળ નથી, એમની વચ્ચે જે કોઈ પણ પ્રકારનો સપર્ક નથી શિક્ષિત વર્ગમા જે ગુરુતા ગ્રન્થિ આવી છે, તે જવી જોઈએ અને તેને નાબૂદ કરવા માટે પાયાની કેળવણી અથવા નઈ તાલીમની યોજના બહુ સારો ભાગ ભજવશે જવાહર ઇચ્છે છે કે નઈ તાલીમ આપણી સરકાર અપનાવે

શિક્ષણના માધ્યમ વિષે માતૃભાષાદ્વારા પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ

તાલીમ આપે એવું હોવું જોઈએ. એમાં વાડાઓ તો હરગિજ ન પડવા જોઈએ. શિક્ષણમાં વાડાબંધી ન જ હોય, ન જ હોવી જોઈએ.

જવાહર પ્રથમ પંક્તિના સાહિત્યકાર છે અને સાહિત્યના વિધવિધ પ્રકારો વિષે એમણે તલસ્પર્શી અભ્યાસ કર્યો છે અને એ સંબંધે કેટલાંક મૌલિક વિધાનો પણ કર્યાં છે. ભાષા સંબંધી જવાહર જણાવે છે કે એનું કાર્ય કેવળ સૌન્દર્ય સરજવાનું નથી, પણ વિચારોને સ્વચ્છ અને સ્પષ્ટ રીતે રજૂ કરવાનું છે. વિચાર ગંભીર હોય તો ભાષામાં ગંભીરતા આપોઆપ આવે. ખાલી શબ્દોથી કે શબ્દ-બાહુલ્યથી ગંભીરતા આવી શકતી નથી. વિચારોથી ભાષામાં ગંભીરતાની સાથોસાથ મજબૂતી પણ આવે છે. જવાહર કહે છે કે આજે સહુથી મહત્ત્વની વસ્તુ એ દેશને આગળ ધપાવવાની છે અને દેશની સમસ્ત પ્રજાને લઈને આપણે આગળ વધવાનું છે. આ માટે ભાષા એક અત્યંત આવશ્યક વસ્તુ છે. ભાષા આપણને વિચાર કરતાં, કામ કરતાં અને આપણા વિચારો વ્યાપક રીતે પ્રસારતાં શીખવે છે, પણ મહત્વની વસ્તુ તો વિચારો છે. જવાહર પ્રશ્ન કરે છે કે વિચાર જ નહિ હશે તો પ્રસાર શેનો કરશુ ? એટલે સાહિત્યમાં ભાષા અને વિચાર બન્ને અનિવાર્ય છે. એક વસ્તુ યાદ રાખવા જેવી છે કે વિચાર માટે ભાષા છે, ભાષા માટે વિચાર નથી. દુનિયામાં આજે તરેહ તરેહની વિચારધારાઓ વહી રહી છે, અને તે બધી જ વિચારધારાનો અભ્યાસ આપણે કરવો જોઇએ.

જવાહર જણાવે છે કે ભાષાનો આરંભ કવિતાથી થયો છે અને વાર્તા નિબંધ આદિથી એણે વિસ્તાર સાધ્યો છે. એ વિસ્તાર સધાતાં–એના બે પ્રવાહ આપણને દેખાય છે : એક બોલચાલની ભાષા, બીજી સાહિત્યની ભાષા. સાહિત્યની ભાષા એ વ્યવહારની ભાષા બની શકતી નથી, છતાં સાહિત્યની ભાષાની સાહિત્યના વિકાસ માટે જરૂર તો છે જ. પણ ભાષાની સહુથી વધારે જરૂર વ્યવહાર માટે છે. જવાહર કહે છે કે આપણે આપણી ભાષા સાચવી રાખવાની છે, એટલું જ નહિ પણ, એને ખીલવવાની તેમજ સમૃદ્ધ કરવાની છે. પણ કાયદાની મદદથી ભાષાને સમૃદ્ધ કરી શકાય નહિ. ફૂલ ઉગાડવું હોય તો જમીનમાં બી વાવવું પડે. પાણી નાખવું પડે. અંકુર ફૂટે એટલે એની માવજત કરવી પડે. ત્યારે છોડ ઉપર ફૂલ ખીલે. એ ફૂલ પણ બહુ સાચવીને તોડવું પડે છે અને સાચવીને રાખવું પડે છે. ત્યારે ભાષાને ખીલવવા માટે પણ બહુ કાળજીથી કામ લેવું પડે છે. ભાષા એ બહુ નાજૂક વસ્તુ છે. એને ખીલવવા માટે અનુકૂળ વાતાવરણ તૈયાર કરવું પડે. એ સર્વે લેખકો કરી શકે, સાહિત્ય સંમેલનો કરી શકે. પણ લેખકો પણ ઉત્તેજન વગર ભાષાની સેવા કરી શકે નહિ.

જવાહર સખેદ જણાવે છે કે લેખકો પાસે ખૂબ કામ લઈ પ્રકાશકો એમનુ શોષણ કરે છે આના સજોગોમા લેખકોથી ભાષાની સેવા ભાગ્યેજ થઈ શકે એક સાહિત્યકાર તરીકે જવાહર સગર્વ જણાવે છે કે એઓ પ્રકાશકોના દુશ્મન છે દુશ્મન શબ્દ જરા સખત છે, પણ જે રીતે પ્રકાશકો લેખકવર્ગનુ ચાલુ અને એકધારુ શોષણ કરે છે અને પૈસા બનાવે છે તે જોતા એ યથર્થ છે જવાહર કહે છે લેખકો એ સમાજના અને રાષ્ટ્રના જ્યોતિર્ધરો છે, માર્ગદર્શકો છે અને દૃષ્ટાઓ છે અને એમને પ્રકાશકો તથા જનતા તરફથી સપૂર્ણ ન્યાય મળવોજ જોઈએ

જવાહર કબૂલે છે કે હિન્દી ભાષામા એક અજબ શક્તિ છે એની આગળ પાછળ સસ્કૃત ભાષાનો સમુદ્ર ઘૂઘવે છે એની ડાબી જમણી બાજૂ ગુજરાતી, મરાઠી, બગાળી આદિ પ્રાદેશિક ભાષાઓનો પ્રવાહ વહી રહ્યો છે આ ભાષાઓમા અમુક વધારે ચડિયાતી અને અમુક ઓછી ચડિયાતી એ તુલના કરવાથી એ પ્રાદેશિક ભાષાઓનો વિકાસ નહિ થાય એ પ્રાદેશિક ભાષા બીજી પ્રાદેશિક ભાષાને દબાવીને વિકસી શકશે નહિ ભાષાના વિકાસ સબધી જવાહર જણાવે છે કે દરેક પ્રાદેશિક ભાષાને સમૃદ્ધ બનના માટે બીજી ભાષામાથી કઈ ને કઈ લેવુ પડશે જો આમ થશે તોજ બધી ભાષાઓનો વિકાસ થશે આમ ભાષાની બાબતમા જવાહર જેવા રાજકીય પુરુષ કેટલા આગ્રહી અને સજાગ છે તેનો ખ્યાલ આવશે

હિન્દની રાષ્ટ્રભાષાસબધી જવાહર જણાવે છે કે આપણા રાજ્ય ધારણમા બાર કે તેર ભાષાઓ ગણાવવામા આવી છે અને સામાન્યત એ બધીને હિન્દની રાષ્ટ્રભાષાઓ કહી શકાય બધારણમા એમ જણાવવામા આવ્યુ છે કે "હિન્દી અખિલ હિન્દની સત્તાવાર ભાષા છે અને તે હોવી જોઈએ", પણ એથી એમ નથી ઠરતુ કે એક ભાષા તરીકે, હિન્દી અન્ય ભાષાઓ કરતા, બીજી કોઈ રીતે ચડિયાતી છે જવાહર કબૂલે છે કે આપણી સૌની એક સત્તાવાર સહિયારી ભાષા હોવી જોઈએ, અને તેણે અગ્રેજીનુ સ્થાન લેવુ જોઈએ, નહિ તો, આપણી વચ્ચે ભાષાની એટલી બધી દીવાલો ઊભી થાય કે આપણે એકબીજા સાથેવહેવાર રાખીજ નહિ શકીએ આથી જ સત્તાવાર હિન્દીને ભાષા–રાષ્ટ્રભાષા–તરીકે પસદ કરવામા આવી છે હિન્દીજ આ હેતુ પાર પાડી શકે એમ છે હિન્દી બીજી કોઈ પણ ભાષાના માર્ગમા આડે આવે એવુ પરાણે લાદવામા આવેલુ દબાણ નથી એમા કોઈ પણ પ્રકારની બળજબરી નથી લેકો પર હિન્દી પરાણે લાદવા કોઈ માગતુ નથી હિન્દીનુ જ્ઞાન દરેક જણને હરેક રીતે લાભદાયી થઈ પડશે એ વિષે જવાહર ખૂબજ આશાવાદી છે

જવાહર જણાવે છે કે, જગતના દેશોમાં, દરેક કેળવાયલો માણસ ઓછામાં ઓછી બે અને સામાન્ય રીતે ત્રણ ભાષાઓ સારી રીતે શીખે છે, અને તે ઉપરાંત બીજી બેત્રણ વધુ ભાષાઓનું તેને કામચલાઉ જ્ઞાન હોય છે. આમ જવાહર ઇચ્છે છે કે સામાન્યતઃ દરેક સંસ્કારી વ્યક્તિએ ઓછામાં ઓછી બેત્રણ ભાષાઓ તો જાણવી જ જોઇએ. હિન્દીઓએ આમ હિન્દની જ બે ત્રણ ભાષાઓ જાણવી જોઈએ એટલું જ નહિ પણ સાથે સાથે પરદેશી ભાષાઓની ઉપેક્ષા કરવી હિન્દને પોસાય તેમ નથી. જવાહર જણાવે છે કે આઝાદ હિન્દના મહત્વાકાંક્ષી નાગરિકોએ પરદેશની ભાષાઓ શીખવી પડશે. અને હિન્દીઓ માટે અંગ્રેજી એ સૌથી સહેલી અને ઉપયોગી પરદેશી ભાષા છે. અંગ્રેજીની મહત્તા સમજાવતાં જવાહર જણાવે છે કે અંગ્રેજી આપણે ભૂલી જઇએ એ દેખીતી રીતે બેવકૂફી ભર્યું થઈ પડશે. અંગ્રેજી એક સૌથી મહત્વની વિશ્વભાષા છે, અને તે સૌથી વધુ વિસ્તરેલી છે. એટલુંજ નહિ, પણ, કેટલીક રીતે સૌથી મહત્વની ભાષા છે. જગતનું સર્વોત્કૃષ્ટ સાહિત્ય એ ભાષામાં છે. એ જગતના પાંચે ખંડોમાં બોલાય છે અને એનું આંતરરાષ્ટ્રીય મહત્વ પણ ઘણું છે. આથી આ ભાષા આજના સંજોગોમાં અનિવાર્ય છે અને એટલા માટે આપણે અંગ્રેજી ભણાવવાનું અને શીખવાનું ચાલુ રાખીશું, એટલું જ નહિ, પણ પરદેશી ભાષાઓથી જો આપણે અપરિચિત રહીશું તો ભવિષ્યમાં આપણે આપણાં વૈજ્ઞાનિક, ઔદ્યોગિક તથા બીજાં કામો ટકાવી રાખીશું નહિ.

હિન્દની જનતાને ચેતવણી આપતાં જવાહર જણાવે છે કે, હિન્દીઓના માનસમાં લાંબા કાળથી અલગતાની વૃત્તિ રહેતી આવી છે—આપણામાં પ્રાન્તીયતાની ભાવના છે, ભાષાકીય ભાવના છે અને બીજી પણ એવી અનેક પ્રકારની સંકુચિત ભાવનાઓ છે–જે આખો વખત આપણને અલગ પાડવાનું કામ કરતી રહે છે. એટલા માટે આપણે સતત જાગૃત રહેવું જોઇએ. કારણ કે, હિન્દની પ્રગતિ તેની એકતા પર અવલંબે છે. એ પાયાની વસ્તુ છે. આપણા રાષ્ટ્રની હસ્તી એના પર આધાર રાખે છે. એથી એ પાયાને મજબૂત કરવાની દરેક ભારતવાસીની નૈતિક ફરજ છે એમ જવાહર જણાવે છે.

ભારત સંઘનાં જુદાં જુદાં રાજ્યોની પુનર્રચના કયા સિદ્ધાંતો પર થવી જોઈએ તે સંબંધે પોતાના મૌલિક વિચારો દર્શાવતાં જવાહર જણાવે છે કે, ભારતના નકશાની અમુક અંશે નવરચના અનિવાર્ય છે. બ્રિટીશરો પાસેથી આપણી પાસે જે કંઈ આવ્યું તે સઘળું કાયમી વસ્તુ તરીકે સ્વીકારી લેવા માટે કશુંજ કારણ નથી. પ્રક્રિયા થઈ રહી છે અને આપણે તે સારી રીતે અને સાંગોપાંગ કરવી

જોઈએ. હિન્દ માં જે ફેરફારો થઈ રહ્યા છે અથવા હવે પછીથી થવાના છે તે ઐતિહાસિક પ્રક્રિયા છે.

જવાહર કહે છે કે ભાષાવાર પ્રાંતોની બાબતમાં તથ્ય હશે ખરું, પણ એમને એ શબ્દપ્રયોગ જરાય ગમતો નથી. ભાષા મહત્વની વસ્તુ છે અને પ્રજાની સંસ્કૃતિમાં એ ઘણી મોટી વસ્તુ છે. હિન્દની અંદર સંસ્કૃતિની જે વિવિધતા છે તે આપણે સાચવી રાખવા માગીએ છીએ. ભાષા એનું એક અંગ છે. એ ભાષાઓના વિકાસને સંપૂર્ણ તક આપણે આપવા માગીએ છીએ, પરન્તુ, જ્યારે આપણે ભાષાવાર પ્રાંતોની વાત કરીયે છીએ......ત્યારે, આપણે ભાષાની સાથોસાથ સંસ્કૃતિ, રાજવહીવટ, નાણાં, સલામતી, સંરક્ષણ તથા બીજી અનેક વસ્તુઓનો સમગ્રપણે વિચાર કરવો જોઈએ. તોજ આપણે આખા ચિત્રનો સમગ્રપણે વિચાર કરી શકીએ.

જવાહર જણાવે છે આ પ્રકારના રાજ્યોના પુનર્રચનાની બાબતમાં સૌથી મોટો સવાલ આર્થિક છે......મુખ્ય સવાલ, લોકોનું જીવન ધોરણ ઊંચું લાવવાનો તથા બેકારી અને ગરીબાઈ દૂર કરવાનો છે......આ મહત્વની વસ્તુ છે. એટલા માટે જવાહર કહે છે, કે, ભાષાની બાબત મહત્વની છે. એની ના પાડી શકાય એમ નથી, પરંતુ એ કાંઈ સર્વોપરી બાબત નથી. બીજી બાબતોનો પણ એના અનુસંધાનમાં વિચાર કરવો જોઈએ.

દેશના અસાધારણ સંજોગો જોતાં, જવાહર ભાષાવાર પ્રાંતોનો અલગ રીતે વિચાર કરવાને તૈયાર નથી, છતાં, એઓ સમગ્ર હિન્દનો વિચાર કરવાને તૈયાર છે. જવાહર ઇચ્છે છે કે બધી વસ્તુઓ ખ્યાલમાં રાખીને તથા ભાષા, સંસ્કૃતિ અને બીજી બાબતો નજર સમક્ષ રાખીને રાજ્યોની પુનર્રચના થાય એ જ ઇષ્ટ છે. જવાહર જણાવે છે કે ભાષાવાર પ્રાંતરચનાનું કામ એ આપણી દૃષ્ટિ સંકુચિત કરે છે. એ આપણને હિન્દ વિષે ઓછા સજાગ અને પ્રાન્ત વિષે વિશેષ સજાગ બનાવે છે એ ખરેખર કમનસીબ ઘટના છે. પ્રજાની સર્વોપરી જાગૃતિ સમગ્ર દેશ વિષેની હોવી જોઈએ. એને જ રાષ્ટ્રીયતા કહેવામાં આવે છે. અન્યથા આપણે સંકુચિત અને પ્રાંતીય બની જઈએ છીએ.

જવાહર નિશ્ચયપૂર્વક જણાવે છે કે હિન્દની પારાવાર વિવિધતા જળવાઇ રહે અને હિન્દનો પ્રત્યેક પ્રાન્ત પોતાની ખાસિયતો અને ભિન્ન ભિન્ન જીવનપદ્ધતિ તથા વિચારસરણી પ્રમાણે સદૈવ હિન્દની એકતાનો નકશો નજર સમક્ષ રાખીને પોતાનો વિકાસ સાધે એ જ ઇચ્છનીય છે. આ મહત્વના પ્રશ્નનો જો આ પ્રમાણે

વિચાર કરવામા આવે તો જ હિન્દ એક બળવાન રાષ્ટ્ર અને વીર્યશાળી પ્રજા તરીકે આગળ વધી શકશે, અન્યથા નહિ ભૂતકાળમા હિન્દની જે દુર્દશા થઈ હતી તેનુ પુનરાવર્તન થતુ આપણે અટકાવવુ જોઈએ જવાહર જણાવે છે કે હિન્દનુ તન નબળુ પડે, તેમાં શિથિલતા આવે તથા તેમા અરાજકતાના તત્વો જાણ્યે અજાણ્યે પ્રવેશે, એવુ કશુ કાર્ય હિન્દવાસીઓએ કરવુ ન જોઈએ જવાહર આજ કારણથી એકતા, સગઠન સહકાર અને શિસ્તના ખાસ આગ્રહી છે

જવાહર માને છે કે આજનો જમાનો વૈજ્ઞાનિકોનો છે, અને એથી જ વૈજ્ઞાનિકો આજે ઘણો મહત્વનો ફાળો આપી શકે એમ છે વિજ્ઞાનનો જો સદુપયોગ કરવામા આવે તો જગત જરૂર પ્રગતિને પથે વળે અને જો એનો દુરુપયોગ થાય તો જગતની અધોગતિ થાય અને એનો સર્વનાશ થાય બબ્બે વિશ્વયુદ્ધોએ આ સત્યની સાબિતી જગતને કરાવી છે છતા હજુ પણ માનવજાત ચેતી નથી હજુ પણ જગતના માધાતાઓ સામ્રાજ્યવાદીઓ યુદ્ધની તથા અણુબોમ્બ અને હાઇડ્રોજન બોમ્બની જ વાતો કર્યા કરે છે શસ્ત્ર સરજામ વધાર્યે જાય છે અને પરિણામે ગજબ્યો જોડે લશ્કરી ભારો કર્યે જાય છે વિજ્ઞાનની શક્તિઓનો આથી રચનાત્મક કાર્યોમા જ ઉપયોગ થવો જોઇએ એમ જવાહર માને છે અને આમ થશે તો જ જગતમા સુખ, શાન્તિ સમૃદ્ધિ અને સતોષની ભાવના પેદા થશે

જવાહર કહે છે કે વિજ્ઞાનની થોડીઘણી માહિતી પ્રત્યેક જણાને હોવી જોઇએ કારણ કે, આજે વિજ્ઞાનનો યુગ છે અને જે એનાથી વચિત હોય તેનો આજના જમાનામા ક્યાય મેળ ખાતો નથી

જવાહર જણાવે છે કે ભારતના સ્વતત્ર્યના યોગ્ય રક્ષણ માટે ભારતને પોતાના જ ભારે ઉદ્યોગો હોવા જોઈએ આથી ભારત માટે ઔદ્યોગીકરણ અનિવાર્ય છે પહેલા ઔદ્યોગીકરણનો અર્થ, વપરાશની ચીજવસ્તુઓનુ ઉત્પાદન વધારવુ, એવો થતો હતો પણ આજે ઔદ્યોગીકરણ એટલે એક દેશને તેના પોતાના ભારે પાયાના અને મૂળ ઉદ્યોગો હોવા જોઇએ આ સિવાય દેશનુ ઉત્પાદન કરવાનો બીજો કોઈ માર્ગ નથી

જવાહર કહે છે કે ભારત અને દુનિયા આજે સક્રમણકાળમાથી પસાર થઇ રહેલ છે આ પૂર્વે જે કઈ કહેવાયુ હતુ એ અત્યારે જૂનુ થઈ ગયુ છે માર્ક્સ મહાન હતા, પણ ઓગણીસમી સદીની મધ્યમા વીસમી સદીની મધ્યે કેવી સ્થિતિ હશે, એ આપણને કહી શકે એવી અપેક્ષા રાખીએ એ અયોગ્ય છે આજે લોકોના વિચાર જેનાથી ઘડાય છે એ પુસ્તકો ઓગણીસમી સદીમા લખાયા હતા સમયની

સાથે રહેવા માટે અત્યારે જે ભારે યાંત્રિક વિકાસ સધાઈ રહ્યો છે, એને સમજવાનું આવશ્યક છે. અત્યારે ભારત જે ઔદ્યોગિક ક્રાન્તિમાંથી પસાર થઈ રહેલ છે એ પશ્ચિમના એ જમાનામાં થયેલી ઔદ્યોગિક ક્રાન્તિથી ભિન્ન છે. કારણ કે અત્યારે ભારતને ઔદ્યોગિક સાથે અણુક્રાન્તિમાંથી પણ પસાર થવાનું છે.

જવાહર જણાવે છે કે ઘણા લોકો માને છે કે સમાજવાદી સ્વરૂપની સમાજ-રચના અને સમાજવાદ ભિન્ન છે, પણ એ સત્ય નથી. બન્ને એકજ વસ્તુ છે. એમાં જરા પણ ફરક નથી. માત્ર સારી સારી વાતો કરવા માટે આ ધ્યેયને સ્વીકારવામાં આવેલ નથી. ઘણા લોકો માને છે કે માત્ર શુભેચ્છા વ્યક્ત કરવાથી કામ પૂરું થયું છે, પણ એવું નથી. એ સાથે નક્કર કામ પણ થવું જોઈએ. આપણે આપણા સામાજિક અનિષ્ટોને દૂર કરવા માટે કંઈક કરવું જોઈએ.

જવાહર જણાવે છે કે માનવી કરી શકે એવું જ કામ કરતાં યંત્રો તૈયાર થઈ રહ્યાં છે. આ યંત્રોમાં અમુક સ્મૃતિ જાળવવાની શક્તિ પણ હોય છે. આ રીતે યંત્રો અમાનુષી રીતે ધીરે ધીરે માનવ બની રહ્યાં છે, ત્યારે યંત્રોને કારણે માણસો 'ઓછા' માનવી બની રહ્યા છે. જવાહર કહે છે કે અણુશક્તિના આ જમાનામાં આપણા સંબંધો અમુક નીતિ પર રચાયેલ હોય એ જરૂરી છે.

જવાહર ધર્મને માનવીની અંગત બાબત માને છે. અને ધર્મભાવના માનવના અન્ય વ્યવહારોની આડે ન આવવી જોઈએ, એમ એઓ જાહેર કરે છે. ધર્મ એ માનવજીવનને સંસ્કૃત બનાવે છે, પણ એ માનવજીવન માટે અનિવાર્ય છે એમ એઓ માનતા નથી. ધર્મપ્રસાર કે ધર્માંતરની પ્રવૃત્તિ જવાહરને હાસ્યાસ્પદ લાગે છે. ધર્મને જવાહર બૌદ્ધિક દૃષ્ટિથી જુએ છે. ધર્મ ખાતર ધર્મમાં એઓ માનતા નથી. આમ ભલે જવાહર જનતાને અધાર્મિક લાગે પણ એમનું જીવન અને કવન અણીશુદ્ધ ધર્મમય છે એની કોઈથી ના પાડી શકાશે નહિ.

ભારતીય સંસ્કૃતિ વિષે જવાહર ઊંચો મત ધરાવે છે. આપણી જુનજૂની ભવ્ય સંસ્કૃતિનાં વિશિષ્ટ તત્વો, આપણી પ્રેમ, અહિંસા, સહિષ્ણુતા અને બંધુત્વની જ્વલંત ભાવનાની જવાહરે મુક્ત કંઠે તારીફ કરી છે. આપણી સંસ્કૃતિમાં જવાહર ખૂબ રસ લેછે અને એ સંબંધી એઓ ઘણાજ આશાવાદી છે. ભગવાન તથાગત તથા પ્રાતઃ સ્મરણીય મહાત્મા ગાંધીજીમાં એ સંસ્કૃતિની મૂર્તિમન્ત ભાવના એમણે નિહાળી છે.

જવાહર જેમ જેમ આપણી સંસ્કૃતિનાં મૂળભૂત તત્વોનો અભ્યાસ કરતા

ગયા તેમ તેમ એઓ આપણી સંસ્કૃતિની સુંદરતા તથા ભવ્યના પિછાનતા ગયા, અને આપણી સંસ્કૃતિનાં સૌન્દર્યદર્શનનું રસાસ્વાદન એમણે 'મારું હિન્દનું દર્શન' એ પુસ્તકમાં કરાવ્યું. જવાહર જણાવે છે કે ભારતીય સંસ્કૃતિ જગતની અન્ય સંસ્કૃતિઓ કરતાં વિશિષ્ટ હોવાથી જ એ આજ દિન સુધી ટકી રહી છે. આમ છતાં, ગ્રીસ અને રોમની સંસ્કૃતિ, મીસર અને બેબીલોનની સંસ્કૃતિ, ચીન અને આરબ સંસ્કૃતિ, એ બધીનાં પણ જવાહર ઇતિહાસકાર હોવાથી ભક્ત છે જ.

જવાહર દૃષ્ટા છે, અને, માનવજીવનમાં સંસ્કૃતિને ઘણું ઊંચું સ્થાન છે તેવું માનનારાઓમાંના એક છે. સંસ્કૃતિ જ પ્રજાની પિછાન કરાવે છે. માનવનો માનવ જોડેનો વ્યવહાર કેવી રીતનો છે એ જ સંસ્કૃતિની સાચી કસોટી છે. અને જે સંસ્કૃતિમાં માનવને માનવ પ્રત્યે આદર હોય, પ્રેમ હોય, સહિષ્ણુતા હોય, એજ સંસ્કૃતિ ઉત્તમ છે, બીજી નહિ.

સંસ્કૃતિ શબ્દની વ્યાખ્યા આપતાં જવાહર બે વિધાનો કરે છેઃ પ્રથમ એ છે કે સંસ્કૃતિ એટલે જગતમાંની સારામાં સારી જ્ઞાત અથવા કથિત વસ્તુનો પરિચય પામવો; દ્વિતીય એ છે કે સંસ્કૃતિ એટલે માનસિક કે શારીરિક શક્તિઓની તાલીમ, વિકાસ અને સંગઠન અથવા તો આ રીતે થયેલું ઘડતર. મન, નીતિ કે રસવૃત્તિની સુધારણા અથવા સંસ્કરણઃ સભ્યતાનો પ્રકાશ. આ અર્થમાં સંસ્કૃતિ એ એક પાયાની અને આંતરરાષ્ટ્રીય વસ્તુ છે. આ ઉપરાંત, જવાહરના મત પ્રમાણે સંસ્કૃતિનાં રાષ્ટ્રીય સ્વરૂપો પણ છે. અને ઘણાં રાષ્ટ્રોએ પોતપોતાની આગવી પ્રતિભા અને વ્યક્તિત્વ ખીલવ્યાં છે એ નિઃશંક છે.

જવાહર પ્રશ્ન કરે છે કે આ જગત સંસ્કૃતિમાં ભારતીય સંસ્કૃતિનું સ્થાન ક્યાં ? આ પ્રશ્નના ઉત્તરમાં જવાહર જણાવે છે કે કેટલાક લોકોએ હિન્દુ, મુસ્લિમ ને ખ્રિસ્તી સંસ્કૃતિની વાત કરી છે. પણ આ પ્રકારના શબ્દ પ્રયોગો જવાહરને જરાય ગમતા નથી. જો કે, જવાહર એટલું તો સ્વીકારે છે કે મહાન ધાર્મિક ચળવળોએ રાષ્ટ્ર કે જાતિની સંસ્કૃતિ પર પ્રભાવ પાડ્યો છે. એઓ જ્યારે ભારત તરફ નજર કરે છે, ત્યારે એમને ભારતની પ્રજાની સમન્વિત સંસ્કૃતિનો ક્રમશઃ વિકાસ થતો દેખાય છે.

હિન્દના ઇતિહાસમાં જવાહર બે હરીફ ને પરસ્પર વિરોધી બળોને કામ કરતાં જુએ છે–એક, સમીકરણ અને સમન્વયનાં બળો અને બીજાં અલગતા સર્જાવતાં વિચ્છેદકારી બળો. આજે પણ હિન્દ સામે એજ પ્રશ્ન જુદા સંદર્ભમાં આવી પડ્યો છે. આજે ભારતમાં એક બાજુ એકતા માટે જબરદસ્ત બળો કામ કરી

રહ્યાં છે, તો બીજી બાજુ વિચ્છેદ જન્માવતાં ને અલગતા પર ભાર મૂકતાં બળો છે. આ એક પ્રાણભૂત સવાલ છે અને એના ઉકેલ પર હિન્દનું ભાવિ નિર્ભર છે.

જવાહર જણાવે છે કે ભારતમાં સૌથી બળવાન સાંસ્કૃતિક તત્વ આર્ય તત્વ હતું. આમાંથી મુખ્યતઃ આપણી મહાન ભાષા સંસ્કૃતમાં મૂર્તિમન્ત થતી વિરાટ સંસ્કૃતિનું સર્જન થયું......પાછળથી એમાં દક્ષિણે ઘણો મહત્વનો ભાગ ભજવ્યો. સંસ્કૃત ભાષા આપણા લોકોના વિચાર અને ધર્મનું પ્રતીક બની એટલું જ નહિ, પણ ભારતની સાંસ્કૃતિક એકતાનું પ્રતીક બની ગઈ. બુદ્ધના સમયથી એ જનતાની બોલવાની ભાષા રહી નથી પણ સમગ્ર ભારત પર એ બળવાન પ્રભાવ પાડતી રહી હતી. આ પછી બીજી પ્રભાવકારી અસરો આવી અને એમાંથી વિચાર અને આવિષ્કારનાં નવાં ક્ષેત્રો સર્જાયાં.

અસંખ્ય સ્વરૂપો સહિતની જ્ઞાતિસંસ્થા એ ભારતની વિશિષ્ટ પેદાશ છે એમ જવાહર જણાવે છે. અસ્પૃશ્યતા, આંતરભોજન, આંતરલગ્ન વગેરે સામેનો વિરોધ હિન્દ સિવાય બીજા કોઈ દેશમાં દેખાતો નથી. આનું પરિણામ એ આવ્યું કે આપણી દૃષ્ટિ સંકુચિત બની ગઇ અને જગતના લોકોની દૃષ્ટિએ આપણે હલકા તથા અસંસ્કારી ગણાવા લાગ્યા. આ રીતે, આપણે ઉદારતમ સહિષ્ણુતા અને વિચાર તેમજ મતની સર્વગ્રાહીતાની સાથોસાથ સંકુચિતમાં સંકુચિત સામાજિક વ્યવહાર વિકસાવ્યો. આ વિભકત વ્યક્તિત્વ આપણી પાછળ પાછળ આવતું રહ્યું છે. આમ જવાહર ભારતમાં, વિચાર અને મતની ઉદાર સહિષ્ણુતા અને સામાજિક વ્યવહારની સંકુચિતતા વચ્ચે જે ઘર્ષણ ચાલી રહ્યું છે તે પ્રથમ તકે દૂર કરવા જણાવે છે. રાજકીય, ઔદ્યોગિક અને સામાજિક પરવર્તન માટે આ વિછિન્ન વ્યક્તિત્વનો અંત આણવાની જરૂર છે એટલું જ નહિ પણ આ ત્રણેની સમતુલા જળવાઈ રહે એવી પરિસ્થિતિ નિર્માણ કરવાની તાકીદ કરે છે.

ભારતની પ્રજામાં વાણી અને વર્તન વચ્ચે જે અસંવાદિતા પ્રવર્તમાન છે તે પર કટાક્ષ કરતાં જવાહર જણાવે છે કે, આપણા વિચારો આપણા વર્તન વ્યવહારથી જે રીતે આગળ વધતા રહે છે તે એક અદ્ભુત વસ્તુ છે. આપણે શાંતિ અને અહિંસાની વાતો કરીએ અને વર્તીએ છીએ જુદી જ રીતે. આપણે સહિષ્ણુતાની વાતો કરીએ છીએ અને બીજી વિચાર પદ્ધતિઓ પ્રત્યે અસહિષ્ણુ બનીએ છીએ. જવાહરના મત પ્રમાણે આ એક નહીં નભાવી શકાય એવી પરિસ્થિતિ છે અને તેનો અંત આણ્યે જ છૂટકો. આ પરિસ્થિતિ ભયંકર છે અને એને આપણે વહેલી તકે સુધારવી જોઈએ.

ભારતીય સસ્કૃતિના વિકાસ સબધી જવાહર જણાવે છે કે આજે જગતમા કામ કરી રહેલા જબરદસ્ત બળોને આપણે ન સમજીએ તો પણ ભારત શુ છે અને આ દેશે અનેકરંગી છતા દઢ એકતાવાળી એની સમન્વિત સસ્કૃતિ કેવી રીતે વિકસાવી છે એ તો આપણે સમજવુ જોઈએ. ભારતની પ્રજાનો કોઈ એક વર્ગ ભારતના વિચાર કે માનસનો એકમાત્ર કબજો ધરાવવાનો દાવો કરી શકે નહિ દરેક અંગે આ મહાન દેશની રચનામા અને વિકાસમાં ફાળો આપ્યો છે જવાહર જણાવે છે કે આ પાયાની હકીકતને આપણે ન સમજીએ તો ભારતને આપણે સમજતા જ નથી, ને આપણે જો આપણા દેશને, આપણી સજનજૂની, ભવ્ય અને વિશ્વવિખ્યાત સસ્કૃતિને ન સમજીએ તો આપણે આપણા દેશની કોઈપણ પ્રકારની સેવા કરવા અસમર્થ નીવડીશુ.

હિન્દની સસ્કૃતિ સબધે જવાહરે આ રજૂ કરેલા ભવ્ય વિધાનોમાં આપણને એમની વિશિષ્ટ પ્રતિભા અને મૌલિક વિચારસરણીનાં દર્શન થાય છે.

આ રીતે, જવાહરનુ ચિતન સમગ્ર જીવનને આવરી લે છે જીવનના એકેએક ક્ષેત્રમા એમનુ ચિંતનાત્મક માનસ ઘૂમી વળે છે ને એમાથી ચિંતનનુ નવનીત આપણને આપે છે. જવાહર એ જીવનના ઉપાસક છે એમનુ માનસ લાગણીપ્રધાન હોવા છતા, જીવનના પ્રશ્નો પ્રત્યેની એમની દૃષ્ટિ બુદ્ધિવાદીની છે એઓ પ્રત્યેક પ્રશ્નને બુદ્ધિની કસોટીએ કસે છે અને એમાથી જે પાર ઉતરે તેનેજ એઓ સ્વીકારે છે

જવાહરના ચિંતનનુ ફલક એટલુ તો વિસ્તૃત, વ્યાપક અને સર્વવ્યાપી છે કે અહીં તો માત્ર એનું વિહગાવલોકન જ કર્યું છે એમની આર્ષવાણીનો મધમધતો પમરાટ તો આ ગ્રન્થના બન્ને ભાગોમા પૃષ્ઠે પૃષ્ઠે વેરાયો છે એમના વિચારો આમ અન્ય પ્રકરણોમા ખૂબજ વિસ્તારથી તથા સ્વતત્ર રીતે ચર્ચ્યા હોવાથી આ પ્રકરણમા એની છણાવટ પુનરુક્તિને ભયે કરી નથી

આમ જવાહર વીસમી સદીના એક મહાન ચિંતક છે. પોતાના સમકાલીનો જ નહિ પણ પોતાના પુરોગામીઓથી પણ કેટલીક બાબતમા ચઢી જાય એવા છે. જગતમા એક પણ પ્રશ્ન એવો નહિ હોય, પોતાનો સમકાલીન એક પણ પ્રશ્ન એવો નહિ હોય, કે જેની પર જવાહરે સ્વતત્ર અને મૌલિક વિચાર નહિ કર્યો હોય!

જવાહરની વિચારસરણીમા આદર્શવાદ તથા વાસ્તવિકતા ઉભય પર સમાન દૃષ્ટિ છે એમા સ્વાનુભવ છે, સ્વતત્ર ચિંતન છે તથા મૌલિકતા છે માનવજીવનનુ એક પણ ક્ષેત્ર એમણે એમના વિચારોથી અસ્પૃષ્ટ રહેવા દીધુ નથી જવાહરનું

વ્યક્તિત્વ તેમજ વિચારધારા વિકાસશીલ છે એમના ચિંતનમા જીવંત તત્વ છે એટલે ઉપરટપકે જોનારને એમના વિચારોમા ફેરફારો જણાય, પણ જવાહરના જીવન અને કવનના પ્રખર અભ્યાસીને એ ફેરફાર ન લાગે, પણ સંજોગો અને સમય અનુસાર જવાહરના વિકાસશીલ વ્યક્તિત્વ અને પ્રગતિશીલ વિચારસરણીનુ જ એ તાર્કિક પરિણામ છે એમ લાગે અને આ પ્રકારની વિકાસશીલતામા જવાહરના ભવ્યજીવનની ભવ્યતા સમાયેલી છે જવાહર સત્યશોધક છે, વિનમ્ર છે, ખેલદિલ છે, જીવનમા નવુ નવુ જાણવા, શીખવા તથા તેને આચરણમા મૂકવા આતુર છે એમને જો પોતાની વિચારસરણીમા કયાય પણ ક્ષતિ જણાય તો એઓ મુક્તમને પોતાની ભૂલ કબૂલ કરે છે પોતાનો કક્કો ખરો કરાવવાની એમનામા જરાય હઠીલાઇ નથી આ વિનમ્રતા તથા ખેલદિલીથી જ એઓ આજે જગતના રાજકીય પુરુષોમા પ્રતિષ્ઠા અને માન પામે છે

ગાંધીજીની માફક જવાહર પણ અમુક સિદ્ધાંતોને વળગેલા છે અને સિદ્ધાતોની બાબતમા એઓ જરાપણ બાંધછોડ કરવા તૈયાર નથી એ સિદ્ધાંતોના પાલન માટે એઓ કોઇપણ જાતની કુરબાની કરવા સદા તત્પર હોય છે એમની વાણી દેશ તથા કાળથી પર છે એમણે એકજ ધર્મ, સપ્રદાય, સસ્કૃતિ કે ખડના માણસોનેજ ઉપદેશ આપ્યો નથી, પણ સમસ્ત માનવજાતને ઉદ્બોધી છે આખા જગતને એમણે વિશ્વશાંતિનો દિવ્ય પયગામ સુણાવ્યો છે અને આજ કારણથી એમની વિચારધારાનુ મૂલ્ય શાશ્વત છે, સર્વવ્યાપી છે

આમ જવાહર એ ફિલસૂફ છે, પણ એ પુસ્તક ફિલસૂફ નથી, પણ જીવનના ફિલસૂફ છે તેની પ્રતીતિ થશે જવાહરે પોતાની આગવી ગણાય એવી સ્વતત્ર ફિલસૂફી રચી છે એમનુ ચિંતન એમનુ પોતાનુ જ કહી શકાય એવી વૈયક્તિક વિશિષ્ટતાવાળુ છે અને જ્યા સુધી આ સૃષ્ટિ પર માનવ વિદ્યમાન હશે ત્યા સુધી આ ફિલસૂફ, ચિંતક, દૃષ્ટા અને પયગંબરની પયગંબરીવાણી વેદ તથા ઉપનિષદના મંત્રો જેટલી અમર રહેશે

[ ૩૬ ]

# પ્રિયદર્શિની ઇન્દિરા

જવાહર એમની પૂર્વાવસ્થામાં કુટુંબસુખ હોવા છતાં, સત્યાગ્રહ આંદોલનમાં ને દેશની આઝાદીના યજ્ઞમાં એટલા બધા ઓતપ્રોત હતા, કે કુટુંબસુખને એમની પાસે સમય નહોતો. પોતાની વહાલસોયી પત્નીને પોતે સથવારો આપી શક્યા નહિ, તે માટેનું દુઃખ એમના અંતરમાં હમેશાં ખટક્યાં કરતું હતું. ને એમણે એમની પત્ની વિષે કહ્યું છે, તે એમના કુટુંબ વિષે પણ બહુધા સાચું છે. જેમ જવાહર પોતાની પત્ની તરફ લક્ષ આપી શકતા નહિ, તેમ એમની એકની એક દુહિતા ઇન્દિરા તરફ પણ એઓ લક્ષ આપી શક્યા નહિ, એમ છતાં, જવાહરના અંતરમાં તો એમનાં સર્વે નિકટસ્થ સ્વજનો તરફનો પ્રેમ જ્વલંત હતો.

૧૯૧૬ માં જવાહરનાં લગ્ન કમળાદેવી જોડે થયાં. અને ૧૯૧૭ માં એઓ એક પુત્રીના પિતા થયા. ઇન્દિરામાં માતાપિતાની સુંદરતા, બુદ્ધિપ્રતિભા ને તેજસ્વિતા વારસામાં ઉતરી છે, અને જવાહરે એથીજ એમની આત્મકથામાં ઇન્દિરાને પ્રિયદર્શિની તરીકે ઓળખાવી છે. ને સાચેજ ઇન્દિરાને માટે પિતાએ આપેલું એ બિરુદ અક્ષરશઃ સત્ય છે. એમની ટટાર ઉભી રહેવાની છટા, શિલ્પીને તરત ટાંકણું લેવાનું મન થાય એવી મનોહર મુખાકૃતિ, ભવ્ય ઊંચાઈ, મજબૂત બાંધો, રમ્ય દેહસૌષ્ઠવ, શક્તિશાળીતાનો પરિચય કરાવે એવી પ્રથમદર્શનની છાપ, લોકનેતા થવાની બધી લાયકાત, સુંદર ને અસરકારક વાણી, એમના પહેરવેશમાં, અંગભંગીમાં, બોલવાની રીતિમાં, પિતાની જેમ જનતાને આકર્ષવાની શક્તિઃ એ સઘળાં લક્ષણો ઇન્દિરામાં તરી આવે છે. એમની બુદ્ધિપ્રતિભા પણ ચમત્કારી છે. કોઈ પણ પ્રશ્ન પર એઓ સ્પષ્ટતાથી, તલસ્પર્શીતાથી, અનેક દૃષ્ટિકોણથી ને વિશાળતાથી વિચાર કરી શકે છે. એમની પ્રતિભામાં માત્ર પિતાનું પ્રતિબિમ્બ જ નથી, પણ પોતીકી કહી શકાય એવી વૈયક્તિક અને મૌલિક પ્રતિભા છે.





શ્રીમતિ ઇન્દિરા ગાંધી

[ ૩૬ ]

# પ્રિયદર્શિની ઇન્દિરા

જવાહર એમની પૂર્વાવસ્થામાં કુટુંબસુખ હોવા છતાં, સત્યાગ્રહ આંદોલનમાં ને દેશની આઝાદીના યજ્ઞમાં એટલા બધા ઓતપ્રોત હતા, કે કુટુંબસુખનો એમની પાસે સમય નહોતો. પોતાની વહાલસોયી પત્નીને પોતે સથવારો આપી શક્યા નહિ, તે માટેનું દુઃખ એમના અંતરમાં હમેશાં ખટક્યાં કરતું હતું. ને એમણે એમની પત્ની વિષે કહ્યું છે, તે એમના કુટુંબ વિષે પણ બહુધા સાચું છે. જેમ જવાહર પોતાની પત્ની તરફ લક્ષ આપી શકતા નહિ, તેમ એમની એકની એક દુહિતા ઇન્દિરા તરફ પણ એઓ લક્ષ આપી શક્યા નહિ, એમ છતાં, જવાહરના અંતરમાં તો એમનાં સર્વે નિકટસ્થ સ્વજનો તરફનો પ્રેમ જ્વલંત હતો.

૧૯૧૬ માં જવાહરનાં લગ્ન કમળાદેવી જોડે થયાં. અને ૧૯૧૭ માં એઓ એક પુત્રીના પિતા થયા. ઇન્દિરામાં માતાપિતાની સુંદરતા, બુદ્ધિપ્રતિભા ને તેજસ્વિતા વારસામાં ઉતરી છે, અને જવાહરે એથીજ એમની આત્મકથામાં ઇન્દિરાને પ્રિયદર્શિની તરીકે ઓળખાવી છે. ને સાચેજ ઇન્દિરાને માટે પિતાએ આપેલું એ બિરદ અક્ષરશઃ સત્ય છે. એમની ટટાર ઉભી રહેવાની છટા, શિલ્પીને તરત ટાંકણું લેવાનું મન થાય એવી મનોહર મુખાકૃતિ, ભવ્ય ઊંચાઈ, મજબૂત બાંધો, રમ્ય દેહસૌષ્ઠવ, શક્તિશાળીતાનો પરિચય કરાવે એવી પ્રથમદર્શનની છાપ, લોકનેતા થવાની બધી લાયકાત, સુંદર ને અસરકારક વાણી, એમના પહેરવેશમાં, અંગભંગીમાં, બોલવાની રીતિમાં, પિતાની જેમ જનતાને આકર્ષવાની શક્તિઃ એ સઘળાં લક્ષણો ઇન્દિરામાં તરી આવે છે. એમની બુદ્ધિપ્રતિભા પણ ચમત્કારી છે. કોઈ પણ પ્રશ્ને પર એઓ સ્પષ્ટતાથી, તલસ્પર્શીતાથી, અનેક દૃષ્ટિકોણથી ને વિશાળતાથી વિચાર કરી શકે છે. એમની પ્રતિભામાં માત્ર પિતાનું પ્રતિબિમ્બ જ નથી, પણ પોતીકી કહી શકાય એવી વૈયક્તિક અને મૌલિક પ્રતિભા છે.

હતુ જ નહિ તેથી જ તો એઓ ઑક્સફર્ડમા એક વર્ષ રહ્યા, ત્યા એ જાતે જ માદા પડ્યા ને પરિણામે એમને અભ્યાસ ક્રમને છોડવો પડ્યો શાન્તિનિકેતનમા જરા ફરીથી થયા, ત્યા, માની માદગીએ એમને યુરોપ મોકલ્યા તો આ વખતે એમની પોતાની માદગીને લીધે એમને હવાફેર માટે સ્વિટ્ઝર્લૅન્ડ જવુ પડ્યુ જવાહરે એમને સ્વિટ્ઝર્લૅન્ડના આરોગ્યગૃહમા મૂક્યા આમ જવાહરે ઇન્દિરાની સ્વિટ્ઝર્લૅન્ડમા રહેવાની વ્યવસ્થા કરી, પણ તત્કાલીન દેશના અસાધારણ સજોગો જોતા, ઇન્દિરાથી કાઈ ઝાઝો સમય હિન્દની બહાર રહેવાય એવુ હતુ નહિ એટલે, એઓ એમને ત્યા મૂકીને પાછા હિન્દ આવ્યા એવામા બીજુ વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યુ ઇન્દિરાને માટે મુશ્કેલી ઊભી થઇ હિન્દથી પૈસા નિયમિત આવી શકે એમ હતુ નહિ પણ ઇન્દિરા તો મુસીબતમા જ ઘડાઈ હતી. પૈસાના અભાવે શરૂઆતમા તો એ જરા મૂઝાયા ને અઢાર વર્ષની બાળકી પરદેશમા તદ્દન એકલી મૂઝાયજને ? છતા, એ વીર પિતાની પુત્રી હતી એ કાઇ રડીને કે માથે હાથ દઇને બેસી રહે એવી નહોતી એણે ફુરસદના સમયમા અગ્રેજી ટ્યુશનો આપવા શરૂ કર્યા, ને એ રીતે પોતાના નિર્વાહ માટે પોતાની જાતમહેનતથી નાણા ઊભા કર્યા ઇન્દિરાએ બહુ વૈભવ જોયો નહોતો, કારણ કે એ જ્યારે સમજતી થઈ, ત્યારે તો મોતીલાલજીએ વકીલાત છોડીને સાદાઇથી રહેવુ શરૂ કરેલુ એટલેજ આવી મુશ્કેલીથી અમળાય કે મૂઝાય એવી ઇન્દિરા નહોતી

સ્વિટ્ઝર્લૅન્ડથી ઇન્દિરા હિન્દ આવી, ત્યારે હિન્દના રાજકીય નભોમડળમા આગામી સત્યાગ્રહ આદોલનના ભણકારા વાગી રહ્યા હતા આજ વખતે એઓ ફીરોઝ ગાધી નામના એક પારસી યુવકના ગાઢ સપર્કમા આવ્યા એની પ્રત્યે એમને પ્રેમ થયો, ને લગ્ન કરવાનુ નક્કી કર્યું ને પિતાને જણાવ્યુ પિતા તો ઉદ્દામવાદી હતા એમને પુત્રી નિર્ણય કરે એમા કશો વાધો હોય જ નહિ એટલે એમણે સમતિ આપી ગાધીજીના આશીર્વાદ લીધા ને કુમારી ઇન્દિરા નેહરુ શ્રીમતિ ગાધી બન્યા પછી એઓ મધુરજની માણવા, પિતાની જેમ કાશ્મીરમા પ્રકૃતિમાતાને ખોળે ગયા પણ એવામા તો મહાન રાજકીય આદોલન થવાનુ છે, ને જવાહર જેલમાં જવાના છે, એવા સમાચાર મળતા, કાશ્મીરની મધુરજનીની મોજ અધૂરી મૂકી એઓ મુબઈ આવ્યા મુબઇમા 'હિન્દ છોડો' ના ઐતિહાસિક આદોલનમા ગાધીજી અને બીજા નેતાઓની સાથે જવાહર પણ પકડાયા આથી ફીરોઝ ગાધી ભૂગર્ભમા ગયા, પકડાયા ને દોઢ વર્ષની એમને સજા થઈ ઇન્દિરાએ પણ આદોલનમા જપલાવ્યુ પકડાયા, ને એમને લગભગ એક વર્ષ સુધી અટકાયતમા રાખ્યા

[ ૩૭ ]

# નેહરુવાદ

સામાન્ય રીતે કોઈને પણ પ્રશ્ન થાય, કે ગાંધીવાદ કે સમાજવાદની જેમ નેહરુવાદ એટલે કોઈ ચોક્કસ સિદ્ધાંતો છે ખરા? અને જો એવા સિદ્ધાંતો હોય, તો એ ગાંધીવાદથી કે સામ્યવાદથી ભિન્ન છે ખરા?

આ પ્રશ્નનો ઉત્તર આપવો અત્યંત સરળ છે. નેહરુવાદ એ એક તરફ જેમ ગાંધીવાદથી ભિન્ન છે, તેમ બીજી તરફ સામ્યવાદથી પણ એ ભિન્ન છે. નેહરુવાદ એ હિન્દની ભૂમિમાંથી ઉત્પન્ન થયેલો ને પોષાયેલો, રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય બન્ને પ્રશ્નો પર પોતાની મૌલિક દૃષ્ટિવાળો સ્પષ્ટવાદ છે.

નેહરુવાદ આંતરિક પ્રશ્નમાં ગાંધીવાદથી અમુક બાબતોમાં જુદો પડે છે. ગાંધીવાદ યંત્રોનો વિરોધી છે, જ્યારે નેહરુવાદ યંત્રોનો વિરોધી નથી. પણ વીશમી સદીમાં યંત્રો વિના ચાલી શકે નહિ, એટલું જ નહિ, પણ આપણે યંત્રોનો વિરોધ કરીએ તો એ તો ભૂતકાળમાં જવા જેવું છે, એમ માને છે. એટલે નેહરુવાદ જેમ એક તરફ યંત્રનો પક્ષપાત કરે છે, તેમ બીજી તરફ ઉદ્યોગીકરણનો પણ એ હિમાયતી છે. એ ગ્રામોદ્યોગ જરૂરી છે એમ માને છે, પણ ગાંધીજી ગ્રામોદ્યોગ ને યંત્રવાદ કે મોટા ઉદ્યોગોના સહઅસ્તિત્વમાં માનતા નહોતા. ત્યારે જવાહર તો એ બન્નેના સહઅસ્તિત્વમાં માને છે, ને આજના યુગમાં એકલા ગ્રામોદ્યોગોથી આપણા પ્રશ્નોનું નિરાકરણ ન થાય, પણ મોટા ઉદ્યોગોથીજ બેકારી દૂર થાય ને ઉત્પાદન વધે ને તેથી પ્રજાનું જીવન ધોરણ ઊંચું આવે એમ માને છે. ગ્રામપ્રજાનો પ્રશ્ન ગ્રામોદ્યોગોથી ને શહેરી પ્રજાનો પ્રશ્ન મોટા ઉદ્યોગોથીજ ઉકલશે એમ જવાહર માને છે. એટલુંજ નહિ પણ ગાંધીજીની જેમ એઓ શહેરોનો વિરોધ નથી કરતા પણ દેશના રાજકીય અને આર્થિક જીવનમાં શહેરો અત્યંત મહત્વનો ભાગ ભજવે છે. ને શહેરો તરફ દુર્લક્ષ કરીને કોઈ પણ આર્થિક યોજના અમલી બની શકે નહિ એમ એઓ માને છે. વળી, જવાહર દારૂબંધી કે એવી કોઈ યોજનાથી દેશની

ઉન્નતિ ન થાય, પણ આર્થિક નુકસાન થાય એમ માને છે દેશની ઉન્નતિમા અત્યારે એવા પ્રયોગો જરૂરી નથી એમ એઓ નિશ્ચયપૂર્વક માને છે જવાહરનો વાદ એટલે ઉત્પાદનવૃદ્ધિવાદ, કારણ કે, ઉત્પાદન વધશે, તો દ્રવ્યને ઉત્પાદન કરનાર બધા તત્ત્વોને પોતાના હિસ્સામા વધુ મળશે, ને એ રીતે દેશમા દ્રવ્ય વધવાથી જનતા સુખી થશે આ છે નેહરુવાદ

નેહરુવાદ એ એશિયાઈ પ્રજાની ઉન્નતિનો પુરસ્કર્તા હોવા છતા, એ પશ્ચિમના સાધનો સ્વીકારે છે એને પશ્ચિમની લોકશાહી અને પાર્લામેન્ટરી શાસનપદ્ધતિ ખપે છે એને ગ્રામપચાયતમા ઝાઝો રસ નથી એને સર્વોદય કરતા પશ્ચિમની શાસન પદ્ધતિ વધારે પ્રિય છે, ને એ રીતે એ ગાધીવાદથી જુદો પડે છે એને યાત્રિકપદ્ધતિએ ખેતી કરીને, એમા રાસાયણિક દ્રવ્યોનુ ખાતર પૂરી, ઉત્પાદન વધારવામા રસ છે જ્યારે ગાધીવાદ ખેતીમા યત્રવાદથી વિરુદ્ધ છે એથી જ, જવાહરે અવાડી કોગ્રેસમા, કોગ્રેસનુ ધ્યેય સમાજવાદ રાખ્યુ એમા સમાજવાદનો જે અર્થ અભિપ્રેત છે, તે પશ્ચિમની, કાર્લ માર્ક્સની સમાજવાદની ભાવના છે, ગાધીજીની સર્વોદયની ભાવના નહિ

જવાહરની ભાવના આમ એક તરફ ગાધીજીની ભાવનાની વિરોધી છે, તો બીજી તરફ ગાધીવાદની જોડે અમુક અશે સહમત છે આપણુ રાજ્ય બિનમજહબી હોવુ જોઇએ, દરેકને જીવન જીવવાની સરખી તક હોવી જોઇએ, પ્રત્યેકને જીવનની ઓછામા ઓછી જરૂરિયાતો તો મળવી જ જોઈએ, એ ભાવનામા જવાહર ગાધીજી જોડે સહમત છે તેવીજ રીતે, પ્રજાનો અવાજ એજ શાસકનો રાહબર હોવો જોઇએ, એ પણ જવાહર ગાધીજીની જેમ સ્વીકારે છે એટલેજ, જવાહર અનાજની માપબધી ઊઠાવી લેવાની વિરુદ્ધ હોવા છતા, પ્રજામતને માન આપીને એમણે ઊઠાવવાની સમતિ આપી પોતે ભાષાવાર પ્રાતરચનાની વિરુદ્ધ હોવા છતા, એથી દેશને હાનિ થશે એમ માનતા હોવા છતા, જવાહર ભાષાવાર પ્રાતરચના થાય એટલા માટે સીમાપચની નિમણૂક કરેછે, ને ભાષાવાર પ્રાતરચના કરવાનુ ઠરાવે છે લઘુમતીનુ પૂર્ણાશે રક્ષણ થવુ જોઇએ, ને લઘુમતીને પણ વધુમતી જેટલાજ હક મળવા જોઈએ, એ સિદ્ધાત પણ જવાહરે આપણા બધારણમા સ્વીકાર્યો છે આથીજ, કોગ્રેસની બહુમતી હોવા છતા જવાહરને પોતાના કારોબારી મડળમા આવવા વેવેલે આમત્રણ આપ્યુ, ત્યારે જવાહર જીન્નાને મળીને એને એમા પોતાની જોડે ભાગ લેવાનુ સમજાવવા ગયા હતા ને કોગ્રેસની બહુમતી હોવા છતા, જયપ્રકાશને મળી, સયુક્ત પ્રધાનમડળ

રચવાની એમણે તત્પરતા બતાવી હતી. આમ ગાંધીજીની જેમ લઘુમતીને પણ શાસન તંત્રમાં જવાબદારી સોંપવી જોઈએ એમ જવાહર માને છે.

એક રીતે જોઈએ તો ગાંધીવાદ એ રાજકીય ક્ષેત્રમાં જ ફૂલ્યોફાલ્યો હતો. જો કે, એ દક્ષિણ આફ્રિકામાં ચાલ્યો, પણ ત્યાં પણ પ્રશ્ન તો હિન્દીઓ વિરુદ્ધ અંગ્રેજોનોજ હતો. ગાંધીવાદનું આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે જે જવાહરે વિસ્તરણ કર્યું, અને જગતની શાંતિસ્થાપના માટે જે ભગીરથ પ્રયત્નો કર્યા, અને તેમાં એમણે જે સફળતા પ્રાપ્ત કરી, તે એમની નીતિને આપણે નેહરુવાદ કહી શકીએ. એક રીતે જોતાં, ગાંધીજીના નિર્વાણ પછીજ નેહરુવાદે સ્પષ્ટ આકૃતિ ધારણ કરી છે. આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે, આંતરરાષ્ટ્રીય તંગદિલી ને યુદ્ધનું વાતાવરણ નાબૂદ કરવામાં, જવાહરે જે સંગીન ને સક્રિય ફાળો આપ્યો છે, તેને આપણે વિશિષ્ટ નેહરુવાદ કહી શકીએ. એ નીતિમાં પ્રથમ તો જ્યાં દ્વેષ, ઇર્ષા, અશ્રદ્ધા હોય, ફરેબી હોય, ત્યાં ન જવું. એ તત્વો જોડે સમાધાન થઈ શકે નહિ. એટલે જ જવાહરે કોઈપણ સત્તાજૂથમાં ન જોડાતાં, તટસ્થનીતિ અખત્યાર કરી. આ તટસ્થતા એ નિષ્ક્રિયતા નહોતી, પણ તામસી તત્વો જોડેનો અસહકાર હતો. પણ સાથે સાથે આ નકારાત્મક ભાવના જોડે, મૈત્રીની ભાવના પણ નેહરુવાદ જોડે સંકળાયલી છે. નેહરુવાદ બધાની મૈત્રી ઇચ્છે છે. એને કોઈ દુશ્મન નથી. જેની નીતિની એ નફરત કરે છે, તેની જોડે પણ એનો મૈત્રીનો દાવો છે, અને એની મૈત્રીને એઓ ઝંખે છે.

ગાંધીજીએ જેમ હિન્દીઓ પર, બ્રિટનના થતા જુલમ ને અન્યાયની સામે જેહાદ ઉપાડી, જેમ સવર્ણોએ અસ્પૃશ્યોને કરેલા અન્યાયની સામે એમણે ઝુંબેશ ઉપાડી, તેવીજ રીતે, આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે, એશિયા ઉપર, જે પશ્ચિમનાં રાજ્યોનો જુલમ થતો હતો, તેની સામે જવાહરે કમર કસી, ને, એશિયામાંથી સંસ્થાનવાદની પકડ ઓછી કરી, એટલું જ નહિ, પણ એશિયાને એમણે ગાંધીજીએ જેમ આત્માની તાકાતનું હિન્દને ભાન કરાવ્યું હતું, તેમ સંસ્થાનવાદની સામે આત્માનું બળ, આત્માની તાકાત વાપરતાં શીખવ્યું. એશિયાઈ રાજ્યોનું સંગઠન, ને જુલમ સામે પશ્ચિમને સંયુક્ત પડકાર એ જવાહરની વિદેશનીતિ છે, એટલું જ નહિ, પણ કોરિયામાં યુદ્ધ કેદીના પ્રશ્નોનું નિરાકરણ કરીને, જીનીવા પરિષદને સફળ બનાવી, વીએટ નામનું યુદ્ધ બંધ કરાવી, ફોર્મોસા પ્રશ્ન અંગે કાંઇક સમજૂતી કરાવી, એશિયામાં યુદ્ધ સળગાવવાની પશ્ચિમની નેમને દાબી દીધી છે. એ જવાહરનો વિજય બાન્ડુંગ પરિષદમાં એશિયા ને આફ્રિકાના પરદેશી ઝૂંસરી નીચે કચડાતાં રાષ્ટ્રોને જે સફળતા મળી છે, તે નેહરુવાદ અથવા આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે વિસ્તરેલો ગાંધીવાદ છે.

આ દૃષ્ટિએ વિચારીએ તો નેહરુવાદ એ શોષણનો વિરોધી છે. એ વાદ સમાનતા ચાહે છે. 'જીવો ને જીવવા દો'ની નીતિને માને છે. એ કોઈનો દુશ્મન નથી, પણ જગતનાં તમામ આસુરી તત્વોને નાબૂદ કરવા એણે પોતાની કમર કસી છે. એ વાદ જગતના પ્રશ્નો યુદ્ધથી નહિ, પણ વાટાઘાટથી ઉકલે એમ માને છે. એક દૃષ્ટિએ જોઈએ તો પંચશીલ એ નેહરુવાદ જ છે. એટલે માત્ર આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે જ નહિ, પણ પ્રાંત અને પ્રાંત વચ્ચેના ઝઘડામાં, મીલમાલેક ને મજદુરના ઝઘડામાં પણ જવાહરે પંચશીલના સિદ્ધાંતની ભલામણ કરી છે. તે દર્શાવે છે, કે, જવાહરની પંચશીલની ભાવના એ સર્વે રાજકીય રોગોનું રામબાણ ઔષધ છે, એ જગતનાં સર્વે અનિષ્ટોની મૃતસંજીવની છે.

નેહરુવાદ નવી નવી રીતે, અથવા, બીજી રીતે કહીએ તો જેમ જેમ પ્રશ્નો ઉદ્‌ભવે છે તેમ તેમ એ પોતાની નીતિ ઘડે છે. દાખલા તરીકે, જવાહરની પંચશીલની વિરુદ્ધ જ્યારે, પશ્ચિમનાં રાષ્ટ્રો તથા અમેરિકાએ યુદ્ધકરારો કરવા માંડ્યા ને લડાઈની હવા પેદા કરવા માંડી, ત્યારે જવાહરે એનો વિરોધ કર્યો, એટલું જ નહિ, પણ, એની સામે એમણે મોરચો માંડ્યો. પરિણામે, જવાહરે દુનિયાના બત્રીશ દેશોને પોતાના પક્ષમાં લીધા. એટલે અત્યારે નેહરુવાદ એટલે, જગતમાં તંગદિલી ને યુદ્ધની શક્યતા વધારનારાં તત્વોનો વિરોધ, સંસ્થાનવાદનો વિરોધ, તથા જગતના કોઈપણ પ્રશ્નનો યુદ્ધથી જ નિકાલ થઈ શકે એ ભાવનાનો વિરોધ.

નેહરુવાદ, આમ રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે ભિન્ન ભિન્ન રીતે દૃષ્ટિએ પડે છે. આજે જગતના દેશો જવાહરની મૈત્રી ચાહે છે. એ જ્યાં જાય છે ત્યાં એમને જગતના મહાન શાંતિદૂત તરીકે પિછાનવામાં આવે છે, ને એમનો સર્વત્ર સત્કાર થાય છે, તે જવાહરનો સત્કાર નથી, પણ નેહરુવાદનો સત્કાર છે, જગતશાંતિની ભવ્ય ભાવનાનો સત્કાર છે. જેમ, યુદ્ધદાવાનળથી દાઝયા જગતને પ્રેમાવતાર ઈશુએ શાંતિમંત્ર આપ્યો, ભગવાન તથાગતે શાંતિદીક્ષા અર્પી, પ્રાતઃસ્મરણીય ગાંધીજીએ શાંતિદાન આપ્યું, પ્રિયદર્શી અશોકે શસ્ત્રો છોડી શાંતિનો પયગામ સુણાવ્યો, તેમ વીસમી સદીના આ અજાતશત્રુએ પણ માનવજાતને વિશ્વશાંતિની ભવ્ય દીક્ષા આપી ને યુદ્ધને જગતના આંગણામાં પ્રવેશતું અટકાવી રાખ્યું.

[ ૩૮ ]

# જવાહરના વ્યકિતત્વના નિરનિરાળાં પાસાંઓ

જવાહરનું વ્યક્તિત્વ એટલે અનંત વૈવિધ્ય. જવાહરનું વ્યક્તિત્વ એટલે પુણ્યવતી જાન્હવીનો અસ્ખલિત પ્રવાહ, જે ગંગોત્રી આગળ જુદો, હરદ્વાર આગળ જુદો, વારાણસી આગળ ભિન્ન, ને પ્રયાગમાં ત્રિવેણી આગળ કાંઈ ચોથા પ્રકારનો હોય. પટણા આગળ તો એ નદી મટીને નદ બનતો હોય. જવાહરનું રોમાંચક જીવન પણ એવુંજ પતિતપાવની અને પુણ્યસલિલા ભાગીરથી જેવું ભર્યું ભર્યું, ને ઉત્તરોત્તર પ્રગતિપંથે વિચરતું મહાન છે.

જવાહરના વ્યકિતત્વનાં એક તરફ જેમ પરસ્પર ભિન્ન પાસાંઓ છે, તેમ કેટલીકવાર વિરોધી પાસાંઓ પણ છે. એટલે જવાહરના વ્યકિતત્વનું આલેખન કરતાં આપણને કેટલીકવાર વિરોધી લાગે એવાં વિધાનો પણ કરવાં પડે. કોઇ કહેશે કે જવાહર એ તો પૂર્ણતઃ પાશ્ચાત્ય છે. એમને પૂર્વ તરફ એવો પ્રબળ રાગ નથી, કે જેથી એમને પૂર્વના કહી શકાય. બીજી તરફથી એમ પણ કહેનારા છે, કે, એમનું શિક્ષણ ભલે પાશ્ચાત્ય હોય, એઓ ભલે, જીવનની શરૂઆતમાં પશ્ચિમની સંસ્કૃતિ અને સભ્યતાના રંગે રંગાયા હોય, તેમ છતાં, જવાહરનું અત્યારનું માનસ છે, અને એમનું જે ઘડતર છે, એમની જે સંસ્કારિતા છે, તે પૂર્વની છે. એઓ દુનિયામાં પૂર્વનો પયગામ પહોંચાડે છે, દુનિયામાં પૂર્વને નામે પશ્ચિમને અવાર નવાર એઓ પડકારતાજ સંભળાય છે, તે બીજું કાંઈ નહિ, પણ જવાહરની પશ્ચિમવાદી માનસની આવિષ્કૃતિ તો નથીજ. જો એમ હોત તો જવાહર પાકીસ્તાન, ઇરાન અથવા ઇરાકની જેમ કયારનાય પશ્ચિમને શરણે બેસી ગયા હોત તથા તેમની કદમબોસી કરતા હોત. પણ એમનો પૂર્વ માટેનો અનહદ પ્રેમ, અને પશ્ચિમની સભ્યતા તરફની એમની નફરતજ એમને પૂર્વનો પક્ષ લઈ પશ્ચિમ તરફ પડકાર કરતાં શીખવે છે. આ રીતે જવાહર પૂર્વના પણ છે, ને પશ્ચિમના પણ છે.

જવાહર પોતાના આ દ્વિવિધ વલણ વિષે જણાવે છે કે :

"ક્યારે ક્યારે તો હું વિમાસણમાં પડી જાઉં છું, કે શું હું કોઇનુંય પ્રતિનિધિત્વ કરું છું ખરો ? અને હું એવા નિર્ણય પર આવી જાઉં છું, કે ના. જો કે, મારી તરફ ઉદાર અને સહાનુભૂતિપૂર્વક ભાવના રાખનારા ઘણા છે, પણ હું પૂર્વ અને પશ્ચિમ અજબનો ખીચડો બની ગયો છું. મારું કોઈ ઠેકાણે સ્થાન નથી. અને હું બધી જગ્યાએ જાણે પ્રવાસી હોઉં એવું અણજાણ્યું મને લાગે છે મારી વિચારધારા અને જીવનની પ્રતિ મારો દૃષ્ટિકોણ કદાચિદ્ પૂર્વ કરતાં પશ્ચિમ તરફ વિશેષ છે એવું મને લાગે છે, તો પણ અસંખ્ય તંતુ વડે ભારતે મને બાંધી રાખ્યો છે. જો કે, એવી રીતે ભારતમાતા તો એના પ્રત્યેક સંતાનને બાંધી રાખે છે. મારા આંતરમન પર ક્યાંક બ્રાહ્મણોની કેટલીય પેઢીઓની દૃઢ છાપ છે. એટલે નથી એ જૂની છાપમાંથી કે નવી નવી સંસ્કૃતિની અસરથી હું મુક્ત રહી શકતો. એ બન્ને મારાં જીવનનાં અગ છે. વળી, પૂર્વની અને પશ્ચિમની બન્ને દુનિયાઓ મને મદદ કર્યા કરે છે. પણ સાથે એ મારામાં ફક્ત રાજકીય કાર્યમાં જ નહિ પણ સમગ્ર જીવનમાં એક પ્રકારની એકાકીપણાની ભાવના જન્માવે છે. પશ્ચિમના જગતમાં તો હું એક ભૂલો પડેલો પરદેશી જેવો લાગું છું, એમાં હું છૂટથી હળીમળી શકતો નથી, પણ મારા પોતાના દેશમાં પણ હું જાણે પરદેશી હોઉં એવું મને લાગ્યાં કરે છે."

જો કે, જવાહરે આ લખ્યાં પછી પરિસ્થિતિમાં અજબ પલટો થયો છે. અને જવાહરની નિર્વાસિતપણાની, કે કોઈ સ્થાન એમને પોતીકું લાગતું નહોતું એવી ભાવના, આજે ઘણે અંશે ઓછી થઈ છે. તે એટલે સુધી, કે આજે જવાહર વોશીંગ્ટન જાય કે પેકીંગ, મોસ્કો જાય કે જાકાર્તા, કેરો જાય કે સમરકંદ, જ્યાં જાય ત્યા પોતાને પ્રવાસીની જેમ પરાયાની ભાવના ઘેરી વળતી નથી, પણ એમને સર્વત્ર પોતાનું ઘરજ લાગે છે. એમણે આ બધા દેશોના પ્રવાસ દરમ્યાન વારંવાર કહ્યું છે, કે, એઓ પોતે હિન્દુસ્તાનની બહાર હોય એવું માની જ શકતા નથી. કારણ કે, આજે એ ભારતની પ્રજાના લાડીલા મટી જગતની પ્રજાના લાડીલા બને છે. જે દેશમાં જાય, ત્યાં, એમના દર્શનાર્થે હિન્દની પ્રજાની જેમ જ આમપ્રજા ઉમટે છે. વિદ્યાર્થીઓ શાળા છોડે છે, મજદુરો કારખાનાંનાં કામ મૂકે છે, ખેડૂતો ખેતીના કામમાં રજા પાડે છે, ને ગામડાંની ને શહેરની સમગ્ર પ્રજા જવાહર આવવાના હોય તે માર્ગે, કલાકો સુધી પ્રતીક્ષા કરે છે, ને, એમનાં દર્શન થતાંજ એમને વધાવે છે. એટલે આજે તો જવાહરની સ્થિતિ એમના પ્રબળ, આકર્ષક ને પ્રતિભાશાળી વ્યક્તિત્વને લીધે, એમના મોહક ચહેરાને લીધે, એમની પ્રેરક ને પ્રેમળ વાણીને

લીધે, એમની હૈયાની ઉષ્મા અને સહૃદયતાને લીધે તથા એમની માનવતા, સુજનતા અને સચ્ચાઇને લીધે, પહેલા કરતા સપૂર્ણત બદલાઈ ગઈ છે આજે જેમ જવાહરને કોઇપણ દેશમા, જગતના કોઇપણ ખૂણામા, પરાયુ નથી લાગતું, તેમ જગતની કોઈપણ દેશની આમ પ્રજાને જવાહર પરાયા નથી લાગતા, પણ આત્મીય સ્વજન સમા, પોતાનામાનાજ એક સમા લાગે છે એનુ કારણ એ છે કે, જવાહર જનસમાજથી અતડા રહેતા નથી, પણ જનસમાજમાના એક બનીને, એમનાજ બનીને રહે છે

પ્રત્યેક દેશના માનવીને લાગે છે કે જગતના આ હિસાના ને યુદ્ધના વાતાવરણમા, અણુબોમ્બના યુગમા અને જગતવિનાશી બોમ્બના પ્રયોગોમા આજ આપણે આગણે શાતિનો સદેશો લાવનાર માનવી છે આજ, યુદ્ધને દૂર હડસેલનારો શાતિદૂત છે હિન્દમા પણ એઓ સારી આલમના લાડીના જ્યા જાય ત્યા, હજારોવાર એમને જોયા હોય છતા, એમના દર્શનાર્થે, માનવમેદની ઉભરાતી જ હોય પોલીસની બધી વ્યવસ્થા ભાગી પડે, બધી તૈયારીઓ ખોરવાઈ જાય એટલી જનમેદની હોય પણ માત્ર માનવમહેરામણ તો જવાહરને એટલો પ્રિય થઇ પડ્યો કે જ્યારે જવાહર રશીયા ગયા, ત્યારે રશીયાની આમ પ્રજાથી અળગા ને અતડા રહેતા, રશીયન નેતાઓને પણ જવાહરનો ચેપ લાગ્યો ને, એઓ પણ બધી માઝા મૂકીને, બધુ અતડાપણુ ત્યજીને આમપ્રજામા ભળતા થયા આમ જવાહરે પોતાના દેશમા આમ પ્રજા જોડે જે ગાઢ સબધ રાખ્યો છે, તે એમણે અન્ય દેશના નેતાઓને પણ શીખવ્યુ એટલે જવાહર આજે પ્રજાના ને પ્રજા જવાહરની એવી પરિસ્થિતિ એમણે પોતે નિર્માણ કરી છે આ રીતે, જવાહર દુનિયાના એક મોટામા મોટા લોકનેતા છે જગતમા નેતાઓ ઘણા છે પણ લોકનેતા બનવાનુ સુભાગ્ય દુનિયાના સમકાલીન નેતાઓમાથી માત્ર જવાહરને જ સાપડયુ છે

આમ છતા, જવાહરને આમ પ્રજાની વચ્ચોવચ્ચ એક પ્રકારનો અનહદ આનદ થાય છે, તો બીજી તરફ એમને આમ પ્રજામા પણ એકાકીપણુ લાગે છે. પોતે જાણે બધાથી છૂટા હોય તદ્દન ભિન્ન ન હોય, ક્યાય એમને કોઈ પોતાનુ આત્મીય સ્વજન ન લાગતું હોય એવુ લાગે છે વિશ્વમા કોઈ તત્વો જોડે એમનો મેળ ન ખાતો હોય, જાણે પોતે કોઈ બીજી જ દુનિયા માટે ઘડાયા હોય એવુ એમને લાગે છે એથીજ એમણે અ મોડા જેલમા પોતાની જીવનકથાની સમાપ્તિ કરતા કહ્યુ છે કે

"મારા આ સાહસિક કાર્યો બહુ ઉત્તેજના પેદા કરનાવાળા નથી. વર્ષો સુધીના જેલનિવાસને સાહસિક કાર્યનુ નામ ન આપી શકાય, કે એમા કશુ અદ્વિતીય પણ

નથી. કારણ કે, આ વર્ષોમાં, મેં એના બધા ભરતી ઓટમાં હજારો દેશભાઈઓ ને દેશભગિનીઓ જોડે વીતાવ્યાં છે. ને તેથી જુદી જુદી ભાવનાઓ, હર્ષવિષાદ, પ્રચંડ હિલચાલ ને બેવશ બનાવી મૂકે એવા એકાન્તવાસનું આ વર્ણન આપણા બધાનું સંયુક્ત વર્ણન છે. હું જનસમૂહની જ એક વ્યક્તિ રહ્યો છું, એમની જોડે કામ કરું છું, ક્યારેક એમનું નેતૃત્વ કરીને એમને આગળ લઈ જાઉં છું, ક્યારેક એમનાથી પ્રભાવિત થાઉં છું, ને તેમ છતાં, એ બધા જનકોલાહલની વચમાં હું મારું પૃથક્ એવું જીવન વ્યતીત કરું છું.'

આ રીતે, જવાહર જનસમૂહના લાડીલા હોવા છતાં, જનસમૂહ એમને અત્યંત પ્રિય હોવા છતાં, એઓ જનસમૂહમાંના એક બની નથી શકતા. એઓ ભલે ખેડૂતના ઘરમાં જઈ એની ભેગો રોટલો ખાતા હોય, કે મજદુરોની જોડે, એમના આત્મીય સ્વજનની જેમ ભાવપૂર્વક વાતો કરતા હોય, તેમ છતાં, જવાહર એ બધાથી જુદા તરી આવે છે. એનું એક કારણ એ છે કે, એઓ અમીરકુટુંબમાં, ઉત્તમોત્તમ પરિસ્થિતિમાં ઉછરેલા હોવાથી, આમજનતા જોડે એમને જે એકતા કેળવવી પડે છે, તે જન્મગત કે સંસ્કારગત નથી, પણ આયાસનું, પ્રયત્નનું પરિણામ છે. આથી જવાહરને માટે આપણે કહી શકીએ કે એઓ મિલનસાર હોવા છતાં અનડ઼ કે એકાકી છે. કારણ કે, જવાહરનો આમજનતા જોડે મેળ ખાતો નથી, એમને મેળ ખવડાવવો પડે છે. આ વિરોધને લીધેજ જવાહર જ્યારે જ્યારે, આમજનતા જોડે પોતાના મનનો મેળ ખવડાવી નથી શકતા ત્યારે એમની પર પારાવાર ગુસ્સો કરે છે, તેમને ઠપકો આપે છે અને અત્યંત કડવા શબ્દો કહે છે. આમ કરતા હોય છે ત્યારે એનો બાહ્ય આવિષ્કાર જનતાને ઠપકો આપવાનો હોવા છતાં, ખરું જોતાં, જવાહર પોતાના મનને જ સમજાવતા હોય છે, અને પોતાના મનની જે વિરોધી દશાઓ હોય છે, તેની વચ્ચે મેળ ખવડાવવાનો પ્રયત્ન કરતા હોય છે.

આ પરથી આપણે એક બીજા તત્વ પર પણ આવીએ છીએ, કે જવાહર એ અત્યંત લગણીપ્રધાન છે. એમના ગમાઅણગમા આપણે તરત વરતી શકીએ. એમને જે ગમતો હોય, તેના દોષ પણ એઓ દરગુજર કરવા તત્પર હોય, અને એમને જેની તરફ અણગમો હોય, એ માનવીના સારાં લક્ષણો પણ એમની નજરમાં ન જ આવે. આથી જ, આપણા રાષ્ટ્રની ક્રાન્તિઓમાં જેમણે દેશદ્રોહી તરીકે મહત્વનો ભાગ ભજવેલો, તેમને જવાહરે હિન્દ આઝાદ થતાં, સન્માન્યા છે, અને જેમની તરફ એમને અણગમો છે, તેમણે અનેક પ્રકારનું કાર્યકૌશલ દાખવવા છતાં, જવાહરે તેમને ગણનાપાત્ર ગણ્યા નથી, કે, તેમને મહત્વનું સ્થાન પોતાની

સરકારમાં આપ્યું નથી. એનું કારણ એ નથી કે, જવાહરને પોતાના સાથીઓમાં આંધળો વિશ્વાસ છે. ના. એવું નથી. એઓ પોતાના સાથીઓની મર્યાદા જાણે છે; પણ એ મર્યાદાઓ દરગુજર કરવા એઓ તૈયાર હોય છે. કારણ કે એ માનવીની શક્તિઓથી પણ એઓ પૂરેપૂરા પરિચિત હોય છે.

ઘણીવાર એવો આક્ષેપ થાય છે કે, જવાહરને માનવની સારી પરખ નથી. એથી, એઓ, ઘણીવાર અયોગ્ય માનવને ઊંચી પદવીએ ચઢાવે છે. શેખ અબ્દુલ્લા એનો સ્પષ્ટ દાખલો છે. શેખ અબ્દુલ્લામાં જવાહરે વધુ પડતો વિશ્વાસ મૂકયો, કે એ અંદરથી કેવો વિશ્વાસઘાતી, બેવફા અને દગાખોર નીવડ્યો તેની, અમુક મિત્રોની અને લાગતાવળગતાઓની ચેતવણી છતાં, છેક છેવટ સુધી જવાહરને જાણ થઈ નહિ. પણ, બીજી તરફ જવાહર માનવીની સાચી પરખ કરે છે, તેનું દૃષ્ટાન્ત આપણને રફી અહમદ કીડવાઈ પ્રધાનમંડળમાંથી ગયા, કોંગ્રેસમાંથી ગયા ને જવાહર એમને સમજાવી પાછા લાવ્યા તેના પરથી મળે છે.

જવાહરનું જીવનપ્રત્યેનું દૃષ્ટિબિન્દુ બુદ્ધિવાદી હોવા છતાં, એઓ મોટે ભાગે લાગણીથી દોરાય છે. વારંવાર ગુસ્સે થવું, ને પછી પોતાના ગુસ્સા માટે દિલગીરી જાહેર કરવી, એવા જવાહરના લાગણીશીલતાનાં અનેક દૃષ્ટાન્તો આપણને મળે છે. પણ, એમનો જીવન પ્રત્યેનો દૃષ્ટિકોણ બૌદ્ધિક છે. આથી બુદ્ધિવિરોધી જે કાંઈ હોય તે એઓ સ્વીકારતા નથી. એઓ ઇશ્વરમાં માનતા નથી, કે, પ્રાર્થનામાં એમને શ્રદ્ધા નથી, એનું કારણ એમનો બુદ્ધિવાદ છે. ધર્મ પ્રત્યે એઓ ઉદાસીન છે, કારણ કે, એમની બુદ્ધિની કસોટીએ ધર્મભાવના પાર ઉતરતી નથી. પણ, એમની ગાંધીજી પ્રત્યેની ભક્તિ, એમને ઘણી વાર પ્રાર્થના વખતે હાથ જોડીને બેસતાં અટકાવતી નથી. એ એમની લાગણીવશતાનું પ્રાબલ્ય દર્શાવે છે. આથી જ ગાંધીજી જોડે, કે એમના પિતા જોડે, એમને તીવ્ર મતભેદો હોવા છતાં, એમનું હૃદય જ એમને એ વ્યક્તિઓ જોડે સાંકળી રાખે છે. એમની લાગણીવશતા, જ્યારે એમને બીજાના દોષો પ્રત્યે અસહિષ્ણુ બનાવે છે, ત્યારે એમના જીવનનું એ પાસું એમના શ્રીમંતાઈના ઉછેરનું પરિણામ છે, એમ આપણે અવશ્ય કહી શકીએ.

જવાહર આમ બૌદ્ધિક ને શ્રદ્ધાળુ બને છે. ઘણીવાર એમની બુદ્ધિ એમને એક તરફ દોરે છે, ને હૃદય બીજી તરફ દોરે છે, ત્યારે એમના જીવનના સંઘર્ષને આપણે સ્પષ્ટ રીતે નિહાળી શકીએ છીએ. જવાહરમાં આ સંઘર્ષ હોય છે, તેને પરિણામે જ. એઓ સમાધાન કરે છે. નહિ તો, જે બ્રિટનની જોડે જવાહર આજન્મ લડ્યા એ બ્રિટનની જોડે જવાહર રાષ્ટ્રસમૂહમાં જોડાય ખરા? એક દૃષ્ટિએ જોઈએ તો એ સમાધાન છે, કારણ કે, જવાહરના બુદ્ધિવાદે એમના

લાગણીપ્રવાહ ઉપર વિજય મેળવે છે. આપણને ત્યા માનમ પડે છે પરન્તુ, ઘણા એવી ફરિયાદ કરે છે કે, રાષ્ટ્રસમૂહમા જવાહર જોડાયા તેનુ મુખ્ય કારણ તો બ્રિટન પ્રત્યેનો જવાહરનો અનન્ય પક્ષપાત છે જવાહરે નાનપણમા અગ્રેજ શિક્ષકો પાસેથી તાલીમ લીધેલી હોવાથી, એમને અગ્રેજ આયાઓએ ઉછેર્યા હોવાથી, તેમજ, એમનું બચપણ વિલાયતી ઢબની જીવનપદ્ધતિમા પસાર થયુ હોવાથી, તેમજ એમણે વિલાયતમા શાળા ને કોલેજમા શિક્ષણ લીધેલુ હોવાથી, જવાહરને બ્રિટનની શાસનપદ્ધતિ, બ્રિટનના રિતરિવાજો, એમના રાજકીય સિદ્ધાંતો વગેરે ગમે છે આથીજ જવાહરને કોઈ અગ્રેજ સહેલાઈથી મળી શકે છે હિન્દી અખબારી પ્રતિનિધિ કરતા વિદેશી અખબારી પ્રતિનિધિ એમની સહેલાઈથી મુલાકાત લઈ શકે છે ને પોતાના ઘરમા પણ એઓ આગ્લ જીવનપદ્ધતિને અનુસરે છે

જવાહરની બહેન શ્રીમતિ કૃષ્ણા હઠીસીંગે જવાહરના આ આગ્લસ્વભાવનુ રોચક દૃષ્ટાન્ત આપતા કહ્યુ છે કે, જવાહર ઘણીવાર જ્યારે ગુસ્સે થાય છે, ત્યારે એમના મુખમાથી હિન્દી શબ્દોને બદલે અગ્રેજી શબ્દો સ્વયભૂ સરી પડે છે આ અગ્રેજીપણુ જે એમના હૃદયમા છે, તેનો બચાવ કરતા એઓ પોતાના બુદ્ધિવાદને કામે લગાડે છે ને કહે છે કે, આપણે આપણા દેશના સીમાડામા અનુચિત બનીને બેસી શકીએ નહિ પણ પ્રગતિવાન દુનિયા જોડે આપણે જીવત સપર્ક રાખવો જોઈએ જવાહર જ્યારે જ્યારે, દુનિયાની પ્રગતિ સાથે હિન્દને કદમ મીલાવવા જણાવે છે, ત્યારે, એઓ પરોક્ષ રીતે, પોતાના કદમ જોડે કદમ મીલાવવા હિન્દની જનતાને ઉદબોધે છે એમનો કદમ પૂર્વ કરતા પશ્ચિમ તરફ વિશેષ છે એમની ઉદ્યોગીકરણ તરફ પ્રીતિ, મોટા ઉદ્યોગો ને યત્રો માટેનો પક્ષપાત એ બધુ બ્રિટન તરફની એમની મમતાનુ પરિણામ છે હિન્દ પણ પાર્લામેન્ટરી પદ્ધતિની લોકશાહી અપનાવે છે, તે પણ જવાહરની ઇગ્લેડ તરફની પ્રીતિનુજ પરિણામ લેખી શકાય

જવાહરને બ્રિટન તરફ પક્ષપાત હોય કે ન હોય, એ પ્રશ્નને આપણે અલગ કરીએ તો પણ મૂળ પ્રશ્ન પર આવતા જવાહર સમાધાનવૃત્તિવાળા છે એટલુ તો કહી શકાય જવાહર એમની પૂર્વાવસ્થામા સમાધાન માટે તૈયાર નહોતા અને પોતાની જ ભાવનાને દૃઢતાથી વળગી રહેતા આથી જ્યારે ૧૯૨૮ મા કલકત્તામા કોંગ્રેસનુ અધિવેશન ભરાયુ ત્યારે 'નેહરુ રિપોર્ટ' વિષે સમાધાન કરવા જવાહર તત્પર નહોતા ને એમણે સાસ્થાનિક સ્વરાજ્યનો અસ્વીકાર કરેલો પરન્તુ, એજ જવાહર ૧૯૪૭ મા, સાસ્થાનિક સ્વરાજ્ય થોડા સમય માટે પણ સ્વીકાર કરવા તૈયાર થયા

યુદ્ધનો આજન્મ વિરોધ કરનાર જવાહર અમુક શરતે બ્રિટનને યુદ્ધમાં મદદ કરવા તૈયાર થયેલા સમાજવાદી જવાહર, સમાજવાદી બિરાદરોને છોડી, ગાંધીવાદી કોંગ્રેસવાદીઓની જોડે ભળવા તૈયાર થયા, રાષ્ટ્રીયકરણને માટે, જમીનદારીની નાબૂદી માટે જવાહર સમય આપવા તૈયાર થયા, એ સર્વ બતાવે છે કે જવાહર સમાધાનવાદી છે. એ સમાધાન એટલે, એમના હૃદય ને બુદ્ધિ વચ્ચેના ઘર્ષણમાં એઓ બન્નેનાં થોડાં થોડાં તત્ત્વો વચ્ચે મેળ ખવડાવે છે આથી ઘણીવાર એઓ એવું કરે છે, કે, લાગણીથી અમુક નિર્ણય લીધાં પછી એ નિર્ણયને માટે બુદ્ધિનો ઉપયોગ કરી દલીલો શોધવા મંડે છે એટલે ઘણીવાર એમનામાં બુદ્ધિ હૃદયને અનુસરતી આપણને દેખાય છે

જવાહરની આ સમાધાનવૃત્તિને લીધે ઘણા એમને નરમદલવાદી એટલે કે વિનીત કહે છે પરન્તુ, જવાહરને નરમ દલવાદી કે વિનીત કહેવા એ જવાહરના વ્યક્તિત્વને ન પિછાનવા બરોબર છે કારણ કે, જવાહર આમ તો ક્રાન્તિવાદી છે. એમણે હિન્દમાં ક્રાન્તિ સર્જી, એશિયામાં ક્રાન્તિ સર્જી ને હવે જગતમાં નવક્રાન્તિનું નિર્માણ કરે છે આઝાદી જંગમાં એમણે લીધેલો મહત્ત્વનો ભાગ, ઈન્ડોનેશિયાને આઝાદ બનાવવા એમણે ઉપાડેલી ઝુંબેશ, સામ્યવાદી ચીન જોડેની એમની મૈત્રી, બાન્ડુંગ પરિષદ, એ બધા જવાહરના કાર્યો એ સાબિત કરે છે, કે, જવાહર ક્રાન્તિવીર છે, વિનીત નથી જવાહર પરિસ્થિતિ એવી ને એવી રહે એમ ઈચ્છતા નથી જવાહર હમેના પ્રવર્તમાન પરિસ્થિતિથી અસંતુષ્ટ હોય છે, ને તે બરદાસ્ત કરી શકતા નથી અન્યાયની સામે એઓ હમેશાં પૂકાર કરતા હોય છે સામ્યવાદી ચીનનો સંયુક્ત પરિષદ ન સ્વીકાર કરે એથી એમનો પુણ્ય-પ્રકોપ પ્રજ્વળી ઊઠે છે હિન્દી ચીનમાં કે કોરિયામાં પશ્ચિમનાં રાજ્યો દરમ્યાનગીરી કરે એ જવાહર બરદાસ્ત કરી શકતા નથી પોતાના દેશમાં કોમવાદ, પ્રાન્તવાદ કે ભાષાવાદ સામે એઓ ઝુંબેશ ઉપાડે છે એ સર્વે દર્શાવે છે કે જવાહર ક્રાન્તિવાદી જ છે, એમની પર વિનીતતાનો આક્ષેપ સદંતર બીનપાયાદાર ને હકીકતથી વિરુદ્ધ છે.

જવાહરના વ્યક્તિત્વની એક વિશેષતા એમની રસદૃષ્ટિની વિવિધતા છે. વૈજ્ઞાનિકોની સભા હોય કે કલાપ્રદર્શન હોય, નૃત્ય વિષે ચર્ચા કરવાની હોય કે નાટક વિષે, પી ઈ એન ની સભામાં સાહિત્ય વિષે કાંઈ કહેવાનું હોય કે અજંટાની મૂર્તિઓ વિષે, પ્રકૃતિની સુંદરતા વિષે કે ઔદ્યોગિક ઝઘડા વિષે હોય, કોમવાદ વિષે કે પ્રાન્તોની નવરચના વિષે હોય, ઇતિહાસવિદો કે અર્થશાસ્ત્રીઓની જોડે ચર્ચા કરવાની હોય કે એશિયાના ભાવિ વિષે ગંભીર નિર્ણયો લેવાના હોય : બધા વિષયોમાં જવાહરને જીવંત રસ છે, એટલું જ નહિ, પણ એ બધા વિષયો વિષે

એઓ ઘણું ઘણું જાણતા હોય છે, ને તે એટલા પ્રમાણમા કે એ વિષયના જે નિષ્ણાતો તરીકે ઓળખાતા હોય છે તેમને એ વિષેની જેટલી માહિતી નથી હોતી તેટલી એમને હોય છે જે જે એમની જોડે વિચારવિનિમય કરે છે, જે એમને સાભળે છે, તે મોટે ભાગે એમને કાંઈ આપી જવા કરતા, એમની પાસેથી સમૃદ્ધ થઈને જાય છે જવાહરે જીવનના પ્રત્યેક પ્રશ્ન પર મૌલિક વિચાર કર્યો છે ગાધીજી કહે છે તેથી એ કોઈ વાત સ્વીકારી લે એવા નથી કે કાર્લ માર્ક્સ કહે તે બધુ સાચુ માની લે એવા નથી એઓ તો પ્રત્યેક સિદ્ધાતને પોતાની કસોટીએ કસે છે, ને એમાથી જે પાર ઉતરે છે, જે બુદ્ધિગમ્ય લાગે છે, તેનેજ એઓ સ્વીકારે છે આમ જીવનમા એમને લગભગ સર્વ ક્ષેત્રોમા રસ છે તેથીજ જવાહર આજે આટલા બધા લોકપ્રિય બન્યા છે

જવાહરમા બીજો એક વિરોધાભાસ એ છે કે એઓ આદર્શવાદી છે, તેમજ વાસ્તવવાદી છે એઓ વાસ્તવિક પરિસ્થિતિને પિછાણીને પછી આદર્શ કેવા સજોગોમા દાખલ કરવો એ જોઈ શકે છે એથીજ એમણે એકદમ રાષ્ટ્રીયકરણ ન કર્યું, પણ ધીમે ધીમે એમણે રાષ્ટ્રીયકરણ કરવા માડયુ વિમાનનુ વીમાનુ એમ રાષ્ટ્રીયકરણ એઓ કરતા જાય છે અને હજુ કરવાના છે પણ એ બધુ પરિસ્થિતિને ઓળખીને જવાહર અધારામા કૂદકો મારે એવા નથી થો। વર્ષો પૂર્વે જ્યારે ગાધીજી જીવતા હતા ત્યારે, કોંગ્રેસનુ ધ્યેય સમાજવાદ છે, એમ જવાહર કોંગ્રેસ પાસે ન સ્વીકારાવી શક્ત કારણ કે, એ વખતે કોંગ્રેસ એટલે હદ સુધી જઈ શકે એમ નહોતુ, પણ ૧૯૫૩–૫૪ મા જવાહર કોંગ્રેસ પાસે સમાજવાદના ધ્યેયનો સ્વીકાર કરાવરાવી શક્યા, એનુ કારણ જવાહરની પરિસ્થિતિની સાચીપરખ હતી તેવીજ રીતે, ત્રણ ચાર વર્ષો પહેલા જ્યારે જયપ્રકાશ જોડે જવાહરે સયુક્તપ્રધાનમડળ રચવા વિચારણા ચલાવી ત્યારે વીમાનુ રાષ્ટ્રીયકરણ તત્કાલીન સજોગોમા શક્ય નથી એમ જવાહરે જણાવ્યુ હતુ પરન્તુ હમણા સાનુકૂળ પરિસ્થિતિ પ્રાપ્ત થતા, જવાહર એ રાષ્ટ્રીયકરણ આસાનીથી કરી શક્યા જવાહર આમ વાસ્તવ તરફ દૃષ્ટિ રાખનાર આદર્શવાદી છે અને તેથીજ ક્રમશ એઓ દેશને આદર્શ તરફ લેતા જાય છે એમા જ જવાહરની સફળતાની ચાવી રહેલી છે જવાહરની વાસ્તવિક્તા આપણને ચીનના વડા પ્રધાન જોડે એમણે પચશીલનો જે સિદ્ધાત સ્વીકાર્યો અને જગતના બત્રીશ રાજ્યોએ તેનો સ્વીકાર કર્યો તેમા જણાય છે એમા જવાહરે રાષ્ટ્રોના ઝઘડાનો યુદ્ધમાત્ર એક જ ઉપાય છે એમ માનતા ને એ ચીલે ચાલતા રાષ્ટ્રોને એમણે સહઅસ્તિત્વનો માર્ગ બતાવ્યો ભલેને અમેરિકા કે પાકીસ્તાન યુદ્ધની અવેજીમા સહઅસ્તિત્વનો સિદ્ધાત ન સ્વીકારે પરન્તુ જગતના બત્રીશ

રાષ્ટ્રો એનો સ્વીકાર કરે છે, એ જ દર્શાવે છે, કે જવાહરે જગત સમક્ષ એક આદર્શ વ્યવહારરૂપમા રજૂ કર્યો આ રીતે, જવાહર સ્વપ્નદર્શી છે, વ્યોમવિહારી છે, કલ્પનાશીલ છે પણ એ હાવા સ્વપ્નદર્શી નથી કે હવામા બાચકા ભરનાર નથી, પરન્તુ, સ્વપ્નોને વાસ્તવમા ઉતારવાની શક્તિવાળા માનવી છે જવાહર આમ કલ્પનાશીલ છે પણ તરંગી નથી એઓ કલ્પનાને સાચી ઠેરવનાર, આકાશમાથી પાર્થિવ સૃષ્ટિ પર આણનાર અજબ કીમિયાગર છે

જવાહર એટલે એશિયાના પ્રાણ એશિયાને નવજાગૃતિ આપનાર, સજીવની આપનાર એશિયાના સપૂત બીજા વિશ્વયુદ્ધ પૂર્વે, એશિયાના દેશો એટલે ચીન, હિન્દ, જાપાન ને બ્રહ્મદેશ, એટલી જ હિન્દમા ને દુનિયામા ખબર હતી એશિયાની ભૂગોળ એશિયાવાસીઓને ખબર નહોતી જાકાર્તા કમ્બોડીઆ કે હિન્દીચીન ક્યા આવ્યુ તે કોઈ જાણતુ નહોતુ જવાહરે હિન્દ સ્વતંત્ર બન્યુ એટલે એશિયાના નકશાને પ્રકાશમા આણ્યો એમણે જગતને જણાવ્યુ કે એશિયાએ ઘણા વર્ષો સુધી પશ્ચિમની રાજકીય શૃખના બરદાસ્ત કરી હવે એશિયાનો પ્રાણ જાગ્યો છે. એશિયાનુ શોષણ હવે એશિયાની પ્રજા બરદાસ્ત કરી શકશે નહિ એશિયાનો પ્રાણ એક છે એશિયાઈ દેશો એક જ ધબકારે ધબકે છે એથીજ, એશિયાને અંદરોઅંદર લડાવવાના, એશિયામા ફાટફૂટ પડાવવાના બધા પશ્ચિમના પ્રયત્નોને જવાહરે ખાળ્યા હિન્દ સ્વતંત્ર થતા જ નવી દિલ્હીમા એમણે એશિયાઈ પરિષદ બોલાવી, ઇન્ડોનેશિયાને સ્વાતંત્ર્ય આપવા હૉલૅન્ડને પડકાર કર્યો, હિન્દીચીનમા સમાધાન કરાવ્યુ ને લશ્કરી કરારોનો વિરોધ કર્યો પાકીસ્તાનને અમેરિકા શસ્ત્રોની સહાય આપે તેનો વિરોધ કર્યો બાન્ડુંગ પરિષદ બોલાવી એશિયાઈ દેશોની એકતા પ્રસ્થાપિત કરી, પશ્ચિમને ચોકાવ્યુ આમ એશિયાની પ્રજા કે જે દુનિયાની વસ્તીનો અડધોઅડધ ભાગ છે, તેને માટે કોઈ બોલવાવાળુ નહોતુ ચીન જેવો મોટો દેશ, પણ એનો વડો ચાગ–કાઈ–શેક, એ અમેરિકાનો હજૂરિયો હતો ચીન સામ્યવાદી બનતા, ચીનનુ સ્વતંત્ર વ્યક્તિત્વ પ્રગટતા, ને હિન્દ સ્વતંત્ર બનતા, જવાહરે સમગ્ર એશિયાને સંસ્થાનવાદની ચૂડમાથી સ્વતંત્ર બનાવવા બીડુ ઝડપ્યુ એથી આજે ઇન્ડોનેશિયાને કે ઇન્ડોચાઈનાને, કમ્બોડિયાને કે વીએટનામને, બ્રહ્મદેશને કે અરબસ્તાનને લાગે છે કે, એમના વતી બોલનાર, એમના તરફથી લડત ચલાવનાર, એમના વિધવિધ પ્રશ્નો પ્રત્યે સહાનુભૂતિથી જોનાર કોઈક છે. આમ જવાહરે એશિયાની પ્રજાને બુલંદ અવાજ આપ્યો, એશિયાની એકતા સ્થાપી સંગઠન કર્યું, ને સંયુક્ત એશિયાની તાકાતનુ ભાન કરાવી, પશ્ચિમને આશ્ચર્યમુગ્ધ કરી દીધુ

એક રીતે કહીએ તો જવાહરે બીજા વિશ્વયુદ્ધ પછી એશિયાની શોધ કરી. અધારે ખૂણે પડેલા એશિયાને પ્રકાશમાં આણ્યું. આજે કમ્બોડિયા કે ઇન્ડોનેશિયા, વીએટ નામ કે હિન્દી ચીન જગતના અખબારોમાં ઝળકે છે, એની ગણના દુનિયામાં થાય છે, તે બધી જવાહરની જ બોલબાલા છે. ૧૯૪૫-૪૬ પછીજ, એશિયા શબ્દે જાદુઈ તાકાત ધારણ કરી. આજે જગતના કોઈપર પ્રશ્ન પર એશિયા શું કહે છે તે જાણવા પશ્ચિમની પ્રજા આતુર છે. પોતે કોઈપણ પગલું લેતાં પહેલાં, હિન્દ કે ચીનના પ્રત્યાઘાતો કેવા પડશે, તે જાણવા ઉત્સુક હોય છે, તે જવાહરના પ્રતાપે. એ રીતે જવાહરે પોતાના દેશને સ્વાતંત્ર્ય અપાવ્યું તેથી સંતોષ માન્યો નથી, પણ જ્યાં જ્યાં પરદેશી શાસન હતું, જ્યાં જ્યાં પ્રજા ઘોર અન્યાયથી પીડાતી હતી, તે સર્વેનો ઉદ્ધાર કર્યો. જવાહરે એ રીતે, ૧૯૪૫ પછી ઇતિહાસ ઘડ્યો છે. એમની વિદેશનીતિ, એશિયા પરથી સામ્રાજ્યવાદનો કે સંસ્થાનવાદનો ક્રમશઃ નાશ, એશિયાની એકતા, હિન્દ-ચીન મૈત્રી, પંચશીલ, જીનીવા પરિષદનું સમાધાન, કોરિયાનું સમાધાન : એ સર્વે એશિયાઇ ઇતિહાસ ને જગતના ઇતિહાસને ઘડનારાં બળોમાં જવાહરનું સ્થાન મોખરે છે. જવાહર એશિયાના ઇતિહાસસ્રષ્ટા છે.

પણ, જવાહર એક તરફ નૂતન એશિયાના વિધાતા છે, તેમ બીજી તરફ એશિયા ને યુરોપ વચ્ચે, પૂર્વ ને પશ્ચિમ વચ્ચે સમાધાન કરાવનાર, કે પૂર્વપશ્ચિમના ઝઘડાઓમાં દરમ્યાનગીરી કરનાર મુત્સદ્દી પણ છે. કારણકે, જવાહર પશ્ચિમના દુશ્મન નથી. એ તો સર્વેના મિત્ર છે. વોશીંગ્ટન કે પેકીંગ, મોસ્કો કે લંડન, બધા એમને સાંભળે છે. વિરોધી રાષ્ટ્રોને ભેગાં કરવા એમણે સફળ પ્રયત્નો કર્યા છે, અને એ દિશામાં વર્તમાન જગતના બીજા કોઈપણ રાજકીય નેતાએ એમના જેટલા પ્રયત્નો નહિ કર્યા હોય. જવાહરે જગતને દર્શાવ્યું કે ઝઘડા યુદ્ધથી નહિ પણ ચર્ચાથી પતે છે. ઝઘડાનો ઉકેલ રણમોરચો નથી, પણ ચર્ચાની ગોળમેજી છે. અને જીનીવાપરિષદ એનુ પ્રતીક છે.

જવાહર એટલે સનાતન યૌવન. જવાહરમાં યુવાનનુ જોમ છે, ક્રાન્તિ કરવાની અણખૂટ ધારા છે. એમણે બતાવ્યું છે કે માનવી વયથી નહિ, પણ મનથી વૃદ્ધ થાય છે. યૌવનની એક લાક્ષણિકતા અસહિષ્ણુતા છે. અને જ્યાંસુધી એ અન્યાયને મિટાવે નહિ, દુનિયાને પલટાવે નહિ, જગતનો નકશો એ ફેરવી નાંખે નહિ, ત્યાં સુધી એને ચેન પડતું નથી યુવાન સદંતર ક્રિયાશીલ અને ગતિશીલ હોય છે. એને મન આરામ હરામ છે. એ તો માગે છે કામ, કામ અને,કામ એને નવરા બેસવું ગમતું નથી. એને ને આળસને હાડવેર છે. જવાહરના જીવનની સમીક્ષા કરીએ તો આપણને આજ સનાતન યૌવનનાં તત્વો એમાં જણાશે. એમને હિન્દને

રાજકીય સ્વતંત્રતા અપાવીને શાંત બેસી રહેવું નથી. હજી તો એમને પોતાના દેશમાંથી પ્રાંતવાદ, કોમવાદ ને જ્ઞાતિવાદના રાક્ષસને નાબૂદ કરવાનો છે. બેકારી ને ગરીબી જડમૂળથી ઉખેડી નાંખવાની છે, ઉત્પાદન વધારી લોકોના જીવનધોરણને ઊંચું લાવવાનું છે. એક પંચવર્ષીય યોજના પૂરી થતાં, બીજી પંચવર્ષીય યોજના ઘડવાની છે. હજી નિર્વાસિતોને વસાવવાના છે. હજી, ચીનને સંયુક્ત રાષ્ટ્ર પરિષદમાં દાખલ કરાવવું છે. અમેરિકા અને રશિયાની મદદ લઈને દેશનું ઔદ્યોગિકરણ કરી દેશને સમૃદ્ધ બનાવવો છે. હિન્દનો નકશો બદલવો છે. આમ જવાહરને અનેક પ્રકારનો અજંપો છે. ને, એઓ એ અજંપાને દૂર કરવા, કાંઈ ને કાંઈ યોજનાઓ ઘડતા હોય છે. જવાહર રોજના અઢારથી વીશ કલાક કામ કરે છે. તે દર્શાવે છે કે, જવાહર માત્ર 'આરામ હરામ હૈ' એવું સૂત્ર પોકારીને બેસી નથી રહેતા, પરન્તુ, પોતાના જીવનમાં એ સૂત્રને આચરીને એઓ આપણને દૃષ્ટાન્તરૂપ થઈ પડે છે.

જવાહર એટલે શાશ્વત અજંપો. એમના જીવનમાં સંતોષ નથી. હજી, વધારે સારું જોઈએ છે, હજી, ઘણા આદર્શોને મૂર્તિમંત કરવા છે, હજી, જગત પરના અન્યાયો નાબૂદ કરવા છે, હજી, પૂર્વના દેશોમાં ફાટફૂટ પડાવવાની પશ્ચિમની મુરાદને ધૂળમાં મેળવવાની છે, હજી, ઠંડા યુદ્ધના વાતાવરણને નાબૂદ કરવાનું છે, હજી, એશિયાની તાકાતનો પરચો પશ્ચિમને બતાવવો છે, રંગભેદ નષ્ટમૂળ કરવો છે: આવા આવા અનેક વિચારોને સક્રિય રૂપ આપવાની એમની તૈયારીઓ એમને નિત્યયુવાનનું બિરુદ અપાવે છે. જવાહરને કામ આગળ ખાવાપીવાનું ભાન નથી રહેતું. કશી નિયમિતતા નથી રહેતી. એમને એમના કામમાં રસ છે. ઇન્દ્રિય સુખોમાં નહિ. સવારના સાડાઆઠ વાગ્યાના તો એઓ એમની કચેરીમાં આવીને કામે લાગી ગયા હોય, ને મોડી રાત સુધી ત્યાં કામ કરતા જોનારને જવાહરની અમોઘ શક્તિનું ભાન થાય છે. ઊલટું ઉમર વધતાં, એમની કાર્યશક્તિ વધી છે, ઘટી નથી. એ એમનું યૌવન સનાતન છે. એમને જાણે વાર્ધક્યનો ભય નથી, એ દર્શાવે છે.

જવાહરનું જીવન એટલે સનાતન તુફાન. એમનું જીવન એટલે શાશ્વત ચાંચલ્ય. સવારે ત્રીવેન્દ્રમમાં ભાષણ કરતા હોય, બપોરે નાગપુરમાં હોય ને સાંજે દિલ્હીમાં ભાષણ આપતા હોય. એઓ કેટલીય વાર દેશની પ્રદક્ષિણા કરતા હશે! દેશનો કણેકણ એમનો પરિચિત છે. ધરતીની જોડેની એમની મહોબત અનેક મિલનોથી દૃઢ બની છે. જવાહરનો ભવ્ય ત્યાગ, જ્વલંત સ્વાર્પણ, કુરબાનીની ભવ્ય ભાવના, એમનું ભવિષ્યમાં શું થશે તેની લાપરવાહી, એમની સાહસવૃત્તિ, એમનો નવતાપ્રેમ, કાંઇક કાંઇક કરી નાંખી, દુનિયાને તાજુબ કરવાની વૃત્તિ: એમના

સનાતન, નિત્યયૌવનની સાક્ષી પૂરે છે યુવાનની જેમ એઓ ગતિશીલ છે એમનુ વ્યક્તિત્વ એકજ ઘાટનુ નથી, પરન્તુ, વારે વારે એમના ઘાટ બદલાતા હોય ઘણા આ એમની ગતિશીલતાને અસ્થિરતા તરીકે ઓળખાવે છે, અનિશ્ચિતતા તરીકે નિંદે છે, પણ એ એમની વગોવણી છે ખરુ જોતા તો જવાહરનું ચાચલ્ય, જવાહરની ગતિશીલતા, એમની અસ્વસ્થતા એ એમની નબળાઈના નહિ પણ શક્તિના પ્રતીકો છે

જવાહરમા આપણને હમેશા જે આશાવાદ, ઉલ્લાસ અને તાઝગી દેખાય છે, જે થાકના ચિહ્નો જણાતા નથી, તેનું એક કારણ જવાહરનો બાળકપ્રેમ છે જવાહર બાળક સાથે બાળક બની જાય છે જવાહરને બાળકો પ્રિય છે, ને બાળકોને જવાહર પ્રિય છે અને તેથી દેશભરના બાળકો એમને 'નેહરુચાચા' તરીકે ઓળખે છે એટલુજ નહિ, પણ, વિદેશમા એઓ જાય છે, ત્યારે ઇગ્લેન્ડના કે રશીયાના બાળકો પણ એમના માનમા ખાસ સમારભો યોજે છે, અને જવાહરને નિકટતાથી મળી શકે છે પ્રજાસત્તાક દિનના વિવિધ કાર્યક્રમોમા તમે જો જવાહરને ગેરહાજર જુઓ તો માની લેજો કે, એઓ, લીલા ઘાસના મેદાનમા બાળકોની વચ્ચે બેસીને તેમની જોડે મશ્કરી ઠઠ્ઠા કરતા હશે, તેમની જોડે નિર્દોષ હાસ્યવિનોદ કરતા હશે, નારગી કે કેળાની છાલ માર્ગમા પડી હશે તેને જાતે ઉઠાવી બાળકોને ચોખ્ખાઈનો પદાર્થપાઠ શીખવતા હશે, રાષ્ટ્રધ્વજની મહત્તા સમજાવતા હશે તથા જીવનમા શિસ્તની ભાવના કેમ જાળવવી તે વિષે શિખામણ આપતા હશે તેમ છતા, એ શિખામણ એના હળવા સૂરે ને એના આનદિત સ્વરૂપમા આપતા હશે કે બાળકને મધુર બાળવાર્તાની જેમ ગળે ઉતરે જવાહરની જોડે કોઈ છૂટ લઈ શકતા હોય, અને જવાહર કોઇની જોડે મુક્ત વિહાર કરી શકતા હોય તો તે બાળકોજ બાળકો એમના કોટમા ગુલાબનુ ફૂલ ખોસે, જવાહર પોતાના ગળામાથી કાઢીને એમને હાર પહેરાવે, જવાહર એમની પાછળ એમને પકડવા દોડે, એઓ જવાહરને પકડવા જાય એ સર્વે જવાહરનો સરળ, પ્રેમાળ, વાત્સલ્યપ્રેમ ને બાળસ્વભાવ દર્શાવે છે બાળકોની વચમા એઓ જ્યારે હોય છે ત્યારે એમનો બધો થાક સહજ ભાવે ઉતરી જાય છે જવાહર બાળકોને પ્રભુપ્રેરિત ફિરસ્તાઓ તરીકે પિછાને છે

જવાહર વ્યક્તિ તરીકે, વડા પ્રધાન કે કોંગ્રેસના પ્રમુખ કરતા વધુ મહાન છે જવાહર એ વડા પ્રધાન કરતા મહાન હોવાથીજ અન્ય જ્યારે સત્તારૂઢ થવા પ્રયત્ન કરતા હોય ત્યારે એઓ હોદ્દા છોડવાની વાતો કરતા આપણને જણાય કારણકે, એમને માટે સત્તા એ તો સેવાની તક છે, સેવાનુ સોપાન છે સત્તાશોખ એમને નથી જવાહરની આ નિસ્પૃહી વૃત્તિજ એમને મહાન બનાવે છે બીજા રાજપુરુષોમા આપણને જવાહરની સચ્ચાઈ કે પારદર્શિતા નહિ જડે, પણ

જવાહર તો જેવું હૈયે તેવું હોઠે એ સૂત્રમાં માને છે, અને તેથીજ એમનામાં નિર્ભયતા આવી છે. જાપાન, બ્રિટન અને અમેરિકાને નાખુશ કરતાં ડરે, ચીન રશીયાની સહેમાં તણાય, પણ જવાહર તો એવા પારદર્શી કે એઓ કોઈની સહેમાં ન તણાય. જે ખોટું હોય તેનો કાન પકડે, પછી એનું ગમે તે પરિણામ આવે. જગતના કોઈ પણ વિદ્યમાન રાજપુરુષમાં આપણને આટલી નિર્ભયતા, સચ્ચાઈ, પારદર્શકતા, ઉદારતા ને દ્વેષપરતા નહિ જડે. એકાદ બે ગુણ બધામાં જડે, પણ આ બધાજ ગુણોનો સમન્વય એકજ વ્યક્તિમાં જડવો આપણને દુર્લભ છે. એટલેજ જગતના વર્તમાન રાજપુરુષો અને મુત્સદ્દીઓમાં જવાહર અદ્વિતીય છે.

જવાહરની અન્ય એક વિશેષતા એ છે કે, એમને જીવનનાં એકેએક કાર્યમાં રસ છે. પછી તે એમને ભેટ મળેલા, આસામના જંગલી રીંછને ખવડાવવાનું હોય, યા તો, પોતાના દૌહિત્ર જોડે રમવાનું હોય, અથવા તો, વિદેશકચેરીમાં, ગંભીર રાજકીય ચર્ચા હોય, યા તો, વિધાનસભામાં કે રાજસભામાં ભાષણ આપવાનું હોય, અથવા તો પુસ્તક વાંચવાનું હોય કે સવારમાં ઊઠીને શિર્ષાસન કરવાનું હોય, કે એશિયાઈ પરિષદની કે રાષ્ટ્રસમૂહના વડા પ્રધાનોની પરિષદની ચર્ચામાં ભાગ લેવાનો હોય: જવાહર બધે ઠેકાણે એક સરખી આસાનિયત અનુભવે છે. કારણ કે, જવાહરને પ્રત્યેક કાર્ય કલાત્મક રીતે કરતાં આવડે છે. એમને જીવનકલા સાધ્ય છે. જવાહરની પ્રત્યેક ક્રિયામાં આપણને સૌન્દર્યદર્શન થાય છે. પછી તે એમના પહેરવેશમાં હોય કે એમના ગુસ્સામાં હોય. એક જણે કહ્યું છે કે જવાહર જ્યારે ગુસ્સે થાય છે ત્યારે વધુમાં વધુ સુંદર લાગે છે. કેટલાક કહે છે કે જ્યારે જવાહર ઉશ્કેરાટ અનુભવે છે, દિમાગ ગૂમાવે છે, ત્યારે એઓ શાંત હોય છે તેના કરતાં વિશેષ સુંદર લાગે છે આમ જવાહરની વિકૃતિઓ પણ એમને સુંદર બનાવે છે. એક રીતે કહીએ જવાહર પાસે એક એવો કીમિયો છે, કે, એમની પાસે અસુંદર વસ્તુ પણ સુંદર બની જાય છે.

આ રીતે, જવાહર એટલે મુત્સદ્દી, આદર્શ ને વ્યવહારના સુભગ સમન્વયકાર, સનાતન યુવાન. જવાહરના વ્યક્તિત્વની સીમાઓ શારીરિક નથી પણ માનસિક, આધ્યાત્મિક ને ઐતિહાસિક છે. શારીરિક સીમાઓ પિછાનવી સહેલી છે, પણ માનસિક, આધ્યાત્મિકસીમાઓ પિછાનવી દુષ્કર છે. જવાહર તો અસીમ છે. એમને સીમા ન હોય. કવિકુલગુરુ કાલિદાસે જાણે એમના વ્યક્તિત્વ વિષેજ લખ્યું છે કે, એમનામાં:

विना चाल्येन चापल्यम् ।
वृद्धत्वं जरसा विना ॥

છે. જવાહરનું વ્યક્તિત્વ વિરાટ છે, દેશકાલાતીત છે, શબ્દાતીત છે.

# ઉપસંહાર

ઉપનિષદના એક સંસ્કૃત શ્લોકમા કહ્યુ છે કે પૂર્ણમાથી પૂર્ણ લઈએ તો પૂર્ણ બાકી રહે જવાહરના જીવન માટે કાઇક એવુજ કહી શકાય, કે એ પૂર્ણ જીવનમાથી આપણે ગમે તેટલુ જીવન આલેખીએ, તોયે આપણને એમ જ લાગે કે ના, હજી આપણે કાઈજ આલેખ્યુ નથી ને હજી પૂર્ણ જીવનને આલેખવાનુ બાકી છે પૂર્ણમાથી પૂર્ણ જતા શેષ પૂર્ણ રહે, તો અહી જવાહરનું જે જીવન આલેખાયુ છે તે તો અપૂર્ણ છે એટલે પૂર્ણમાથી અપૂર્ણ જાય તો પણ પૂર્ણજ બાકી રહે અર્થાત્ જવાહરનો જીવનમહિમા એટલો મોટો છે, જીવનમા એટલા બધા ક્ષેત્રોમા, એમણે એટલુ બધુ કાર્ય કર્યું છે, કે ભાવિનો કોઈ ઈતિહાસકાર, તો એમના જીવનને એક ચમત્કાર જ લેખે।

જવાહર સમકાલીન માનવસૃષ્ટિના એક મહાન જ્યોતિર્ધર જ નહિ, પણ, સ્વય જ્યોતિ છે એ જ્યોતિ માત્ર એશિયાના એક ખડમાજ પ્રકાશતી નથી એ તો સારાય વિશ્વના ખૂણે ખૂણામા પ્રકાશે છે ને સત્તાભૂખ, બીજાઓને ગુલામ ગણવાની વૃત્તિ, જાતિની કે રગની ભૂમિકા પર રચાયલી, જૂઠી, કૃત્રિમ મહત્તાની ભાવના, ફુરેબી, શાતિને બાધક તત્વો, સસ્થાનવાદને નામે મૂડીવાદ કે સરક્ષણને બહાને શસ્ત્ર સહાય એ બધા તત્વોરૂપી તિમિરનો એ નાશ કરે છે એની તો મનીષા છે, કે, જગતબાગમા એકેએક જાતનુ માનવપુષ્પ પૂરેપૂરુ, ખીલી ઊઠે, એટનુજ નહિ, પણ, પ્રત્યેક માનવી ન આર્થિક, ન સામાજિક, ન રાજકીય કે સાસ્કૃતિક ગુલામગીરી સેવે જવાહર માનવજાતિની આઝાદીના પુરસ્કર્તા છે એથીજ એઓ કેવળ ભારતીય નેતા નથી પરન્તુ વિશ્વનેતા છે

જવાહરનુ વ્યક્તિત્વ, જવાહરની કીર્તિ, જવાહરની લોકપ્રિયતા દિનપ્રતિદિન વધતી જાય છે જગતની કોઈ પણ જીવત વ્યક્તિને એમના જેટલી વિશ્વવ્યાપી પ્રીતિ કે પ્રતિષ્ઠા મળ્યા નથી એમના જેટલો વિસ્તીર્ણ વિશ્વપ્રવાસ પણ કોઈએ નથી કર્યો જવાહર એ આજમની અજાયબી છે

જવાહર એટલે ક્રાન્તિસર્જક ને ક્રાન્તિના પ્રથપ્રદર્શક જવાહર એટલે મૂર્તિમન્ત ક્રાન્તિના જીવન્ત સાક્ષી જવાહરે મોટી મોટી સલ્તનતો ડોલાવી છે,

જગનનો રાજકીય નકશો પલટી નાંખ્યો છે, તથા ભલભલા માંધાતાઓનાં અભિમાન ઓગળાવ્યાં છે. જવાહર આજે સ્વસ્થતાથી વિશ્વની દાંડી પકડી ઉભા છે. એ સમતુલા બ્રિટનની જેમ સ્વાર્થની દૃષ્ટિએ નથી રચાઈ, પણ ન્યાય, માનવતા, સમાનતા ને પ્રેમની ભાવનાથી રચાઈ છે. એથીજ જવાહર બધા દેશો જોડે, મૈત્રી સંબંધ અણીશુદ્ધ જાળવી શક્યા છે.

જેમ સમ્રાટ્ અશોકે પ્રેમસંબંધથી દુનિયાને બાંધી, તેમ જવાહરે પણ વર્તમાનકાળમાં દુનિયાને પ્રેમતંતુથી બાંધી, જગતમાં યુદ્ધ નહિ, પણ, પ્રેમથીજ દુનિયાની જીત છે એ પુરવાર કરી બતાવ્યું

જવાહરે દુનિયાને અનેક નવા ચીલા દર્શાવ્યા. જૂની રાહો ભૂલાવી, નવા રાહો બતાવ્યા. જવાહરે શાંતિનો, સહઅસ્તિત્વનો સંદેશો આપ્યો, વિનાશનો નહિ. અવેરથી વેરને, અને અક્રોધથી ક્રોધને જીતવાનો ગુરુમંત્ર આપ્યો. જવાહર એમના ગુરુના સાચા શિષ્ય છે. ગુરુ ઉપદેશ એ એમને માટે કેવળ પોથીમાંનાં રીંગણાં નથી, પણ વ્યવહારુ એવું સત્ય છે. એમના ગુરુ એ માત્ર હિન્દના જ નહિ, પણ દુનિયાના તારણહાર છે, એની સાબીતિ જવાહરે એમના પ્રયોગો જગતના વિશાળ ક્ષેત્રોમાં અજમાવી આપણને આપી.

જવાહર એટલે નિરાશાવાદી જગતનો મૂર્તિમન્ત આશાવાદ. જવાહરને ગમે તેવી મુસીબતો ડરાવતી નથી. જવાહરથી મુસીબતો ડરીને ચાલી જાય છે. જવાહર હિંસાથી ભાગતા નથી, પણ જવાહરને જોઈ હિંસા દૂર ભાગી જાય છે. જવાહર યુદ્ધથી ડરતા નથી, પણ જવાહર જ્યાં જ્યાં આડા હાથ ધરે છે, ત્યાં યુદ્ધ વિરામ અનિવાર્યપણે પરિણમે છે. ભગવાન શ્રીકૃષ્ણે ધનુર્ધર અર્જુનને યુદ્ધસ્વ નો સંદેશ આપ્યો હતો. જવાહર હિન્દને તથા વિશ્વને મા યુદ્ધસ્વ નો સંદેશ આપે છે. આ રીતે, જવાહર એ અર્વાચીન જગતની એકમાત્ર આશા છે. માનવજાતની જ આખરે પાશવબળ ઉપર જીત છે, તેનો જીવતો જાગતો પૂરાવો છે. આજે યુદ્ધ, અવિશ્વાસ, અશાંતિ અને તંગદિલીના વાતાવરણમાં, જવાહર તરફજ જગતની પ્રજા શાંતિ માટે મીટ માંડશે, ને જગત એમને પ્રણિપાત કરતું કહેશે :

'શાંતિ કેરાં સતત તુજ કને દાન હું યાચું વીર.'

## પરિશિષ્ટ ૧ લું

# પુસ્તકોની સૂચિ

### ૧ : ગુજરાતી

| | |
|---|---|
| ૧. અગ્નિપરીક્ષાને અંતે | સોપાન |
| ૨. આપણા નેતાઓ–૧, ૨. | યુસુફ મહેરઅલી |
| ૩. આધુનિક ભારત | આચાર્ય જાવડેકર |
| ૪. ઇન્દુને પત્રો | જવાહરલાલ નેહરુ |
| ૫. કોંગ્રેસની તેજછાયામાં | રજની પામદત્ત |
| ૬. જગતના ઇતિહાસનું રેખાદર્શન–૧, ૨. | જવાહરલાલ નેહરુ |
| ૭. જવાહરલાલ નેહરુ | નટવરલાલ દવે |
| ૮. પટ્ટાભી સીતારામૈયા | અંબેલાલ જોશી |
| ૯. પંડિત જવાહરલાલ નેહરુ | સતીશકુમાર ઠક્કર |
| ૧૦. પંડિત મોતીલાલ નેહરુ | છોટુભાઈ નારણજી જોશી |
| ૧૧. ભારતની એકતા | જવાહરલાલ નેહરુ |
| ૧૨. ભારતનો મહારથી | છોટુભાઈ નારણજી જોશી |
| ૧૩. પ્રાતઃસ્મરણીય મહાત્મા ગાંધીજી (પૂર્વાર્ધ) | અંબેલાલ જોશી |
| ૧૪. ,, ,, ,, ઉત્તરાર્ધ) | ,, ,, |
| ૧૫. મહાદેવ હરિભાઈ દેસાઈ | ,, ,, |
| ૧૬. મારી જીવનકથા | રાજેન્દ્રપ્રસાદ |
| ૧૭. મારી જીવનકથા | જવાહરલાલ નેહરુ |
| ૧૮. મારું હિન્દનું દર્શન | જવાહરલાલ નેહરુ |
| ૧૯. રાજર્ષિ ટંડનજી | અંબેલાલ જોશી |
| ૨૦. રાજાજી | ,, ,, |
| ૨૧. રાજેન્દ્ર પ્રસાદ | ,, ,, |
| ૨૨. રાષ્ટ્રભાષાનો સવાલ | જવાહરલાલ નેહરુ |
| ૨૩. રાષ્ટ્રવલ્લભ વલ્લભભાઈ | અંબેલાલ જોશી |
| ૨૪. સરદાર વલ્લભભાઈ–૧, ૨ | નરહરિ પરીખ |

## २ : हिन्दी

| | |
|---|---|
| १. कोइ शिकायत नहीं | श्री. कृष्णा हटीसींग |
| २. जवाहरलाल नेहरुकी की जीवनी और व्याख्यान | गोपीनाथ दीक्षीत |
| ३. जवाहरलाल नेहरु | रमाकान्त त्रिपाठी |
| ४. जवाहरकी कहानी | 'चमन' देहेल्वी |
| ५. जवाहरकी वाणी | जवाहरलाल नेहरु |
| ६. नेहरु कमिटीके रिपोर्ट | ,, ,, |
| ७. नेहरु अभिनन्दन ग्रन्थ | |
| ८. पंडित नेहरु | देवीप्रसाद धवन |
| ९. पिताके पत्र पुत्रीके नाम | जवाहरलाल नेहरू |
| १०. वाणी जवाहरलाल | चमनलाल |
| ११. भारतका महापुरुष | शिवशंकर मिश्र |
| १२. राष्ट्रपति जवाहर | गौरीशंकर मिश्र |
| १३. राष्ट्रनायक जवाहरलाल नेहरु | पाठक इत्यादि |
| १४. राष्ट्रके कर्णधार | श्रीकान्त ठाकूर |
| १५. राजनीतिसे दूर | जवाहरलाल नेहरु |
| १६. रूसकी सैर | ,, ,, |
| १७. लड़खड़ती दुनिया | ,, ,, |
| १८. सन ब्यालीशका विद्रोह | गोविन्द सहाय |
| १९. हमारें नेताओंका निर्माता | ,, ,, |
| २०. हमारें राष्ट्रपति | सत्यदेव विद्यालंकार |
| २१. हमारी यात्राकी मंझीले | जवाहरलाल नेहरु |
| २२. हम कहां है | ,, ,, |
| २३. हिन्दुस्तानकी शमस्यांअे | ,, ,, |

### ૩ : અંગ્રેજી

| | | |
|---|---|---|
| 1. | Asian-African Conference | : Publication Division |
| 2. | All Through the Gandhian Age | : A. S. Iyengar |
| 3. | Before and After Indepedence | : J. Nehru |
| 4. | Discovery of India | : „ „ |
| 5. | Discovery of America | : „ „ |
| 6. | Fateful year | : Acharya Kripalani |
| 7. | Gandhi, Tagore and Nehru | : Krishna Kripalani |
| 8. | Great Nehrus | : J. Bright. |
| 9. | Important Speeches | : „ „ |
| 10. | India and the World | : J. Nehru. |
| 11. | India Since Cripps | : Horace Alexander. |
| 12. | Jawaharlal Nehru : Man and His Message | : Kafir Ali |
| 13. | Jawaharlal Nehru and His Ideas | : Abdul Majid Khan |
| 14. | Jawaharlal Nehru, the Man : and His Ideas | : Y. G. Krishnamurti |
| 15. | Jawaharlal Nehru | : M. N. Roy |
| 16. | Jawaharlal Nehru : Prophet and Statesman | : H. L. Sheth |
| 17. | Jawaharlal Nehru : Jewel of India | : Bashir Ahmad Dar |
| 18. | Jawaharlal Nehru : The Political Weather Cock : | „ „ |

19. Jawaharlal Nehru : The Red Star of the East : H. L. Sheth
20. Jawaharlal Nehru's Speeches 1949-1953 : Pubbication Division
21. Jawaharlal Nehru : A Descriptive Bibliography : Jagdish Saran Sharma
22. Jawaharlal Nehru : R. Trivedi
23. Jawaharlal Nehru : Kendall Patricia
24. Mahatma Gandhi : J. Nehru
25. Mahatma Gandhi (Vols : VI, VII and VIII) — Tendolker
26. My Brother, Jawahar : Krishna Hutheesing
27. Nehru the Spring of Eternal Youth : K. P. S. Menon
28. Nehru : A Study in Biography : N. C. Mehta
29. Nehru : Rising Star of India : Anupsingh
30. Nehru Your Neighbour : P. D. Tandon
31. Nehru of India : John Dewey
32. Nehru's Foreign Policy : B. S. N. Murti
33. Nehru on War Danger : R. N. Khanna
34. Nehru : Leader of East and West : B. N. Ahuja
35. Nehru, Lotus-eater From Kashmir : D. F. Karaka
36. National Planning : Principle and Administration : J. Nehru

37. Our Youthful Prime Minister : B. Kumarappa
38. Pandit Jawaharlal Nehru : Sri Vatsa
39. Prison Humours : J. Nehru
40. Selections from J. Nehru : A. I. C. C.
41. Sixty Years of Congress : Satyapal
42. The History of the Indian National Congress (Vols i-ii) : P. Sitaramayya
43. The Battle of Freedom : Y. G. Krishnamurti
44. The Last Phase ( Vol. i ) : Pyarelal
45. Where are We ? : J. Nehru
45. Will Nehru Survive His Greatness : J . S. Bright
47. Window in Prison and Prison Lands : J. Nehru
48. World Struggle of India : „
49. Why Nehru is Young at 65 ? : J. N. Sahani
50. Youths Unite : J. Nehru

## પરિશિષ્ટ ૨ જું

# જવાહરના વિરાટ જીવનની જ્વલંત ઝરમર

| | | |
|---|---|---|
| ૧૮૮૯, | ૧૪ મી નવેંબર | : જન્મ, અલાહાબાદ. |
| ૧૯૦૫, | મે | : અભ્યાસાર્થે યુરોપ પ્રયાણ. |
| | ઑક્ટોબર | : હેરોમાં દાખલ થયા. |
| ૧૯૦૬, | | : ઉનાળામાં રજા ગાળવા હિન્દ આવ્યા. |
| ૧૯૦૭, | ઑક્ટોબર | : કેમ્બ્રિજ યુનિવર્સિટીની ટ્રીનીટી કૉલેજમાં જોડાયા. |
| ૧૯૦૮, | | : રજામાં હિન્દ આવ્યા. |
| ૧૯૦૯, | જુલાઈ | : પિતાની જોડે બર્લીન ગયા. |
| ૧૯૧૦, | જુલાઈ | : બી. એ. ની ઉપાધિ મેળવી. |
| ૧૯૧૨, | જુલાઈ | : બેરીસ્ટર થયા. |
| | ઑગસ્ટ | : હિન્દ પાછા આવ્યા. |
| | નવેંબર | : અલાહાબાદમાં વકીલાતની શરૂઆત. |
| | ડીસેંબર | : બાંકીપુર કોંગ્રેસમાં પ્રતિનિધિ તરીકે ગયા. |
| ૧૯૧૬, | ૮ મી ફેબ્રુઆરી | : વસંત પંચમીને દિને દિલ્હીમાં કુ૦ કમલા કૌલ જોડે લગ્ન. |
| ૧૯૧૬, | ડીસેંબર | : લખનૌ કોંગ્રેસમાં ગાંધીજી જોડે પ્રથમ મુલાકાત. |
| ૧૯૨૦, | જાન્યુઆરિ | : બિમાર મા અને પત્નીને હવાફેર માટે મસૂરી લઈ ગયા. |
| | જુન | : પ્રતાપગઢ ગયા ને તાપમાં ગામડે ગામડે ફર્યા. |
| | ૧૯ મી ,, | : સરકારે મસૂરી પ્રવેશનો એમની સામેનો પ્રતિબંધ ઉઠાવી લીધો. |
| | ૪ થી સપ્ટેંબર | : કોંગ્રેસના ખાસ અધિવેશનમાં હાજરી આપવા કલકત્તે ગયા. |
| ૧૯૨૧, | જાન્યુઆરિ | : રાયબરેલીમાં કિસાનની અશાંતિની તપાસ કરવા ગયા. |
| | ,, | : નાગપુર કોંગ્રેસમં હાજરી આપી. |

| | |
|---|---|
| ફેબ્રુઆરી | : કિસાન આંદોલન અંગે અકબરપુર ગયા. |
| ૬ ઠ્ઠી માર્ચ | : સુલતાનપુરમાં એમની પર હદપારીનો હુકમ બજાવવામાં આવ્યો. |
| ૬ ઠ્ઠી ડીસેંબર | : અલાહાબાદમાં પ્રથમ ગિરફતારી. |
| ૧૯૨૨, ૩ જી માર્ચ | : લખનૌ જેલમાંથી મુક્તિ. |
| ૧૧ મી મે | : બીજીવાર ગિરફતારી. |
| ૧૭ મી ,, | : અલાહાબાદના જીલ્લા મેજીસ્ટ્રેટ સમક્ષ નિવેદન. |
| ઑગસ્ટ | : જેલ મુક્તિ. |
| ઑક્ટોબર | : વિદેશી માલના વેપારીઓને માલ ન વેચવાનું સમજાવવા માટે ફરી ગિરફતારી અને સજા. |
| ૧૭ મી ડીસેંબર | : ૬ મહિનાની સાદી કેદ તથા ૧૦૦ રૂપિયાના દંડની સજા. |
| ૧૯૨૩, | : દિલ્હીમાં ભરાયલી કોંગ્રેસની ખાસ બેઠકમાં લીધેલો ભાગ. અખિલ ભારત કોંગ્રેસ સમિતિના સામાન્ય મંત્રી તરીકે ચૂંટણી. |
| | : ગુરુકા બાગના સત્યાગ્રહમાં લીધેલો સક્રિય રસ. |
| ૨૨ મી સપ્ટેંબર | : નાભા રાજ્યમાં ગિરફતારી. |
| ૪ થી ઑક્ટોબર | : નાભાની અદાલતમાં અઢી વર્ષની સજા. |
| ૧૩ મી ,, | : સંયુક્ત પ્રાંત કોંગ્રેસ અધિવેશનના પ્રમુખપદેથી ભાષણ આપ્યું. |
| ૧૯૨૬-૨૭, | : કોંગ્રેસના પ્રતિનિધિ તરીકે બ્રુસેલ્સમાં શાહીવાદી વિરોધી પરિષદમાં લીધેલો ભાગ. ઇટલિ, સ્વિટ્ઝર્લૅન્ડ, ઇગ્લૅંડ, બેલ્જીયમ ને રશીયાનો પ્રવાસ. |
| ૧૯૨૭, ૧૦ મી ફેબ્રુઆરી | : બ્રુસેલ્સની પરિષદમાં ભાષણ આપ્યું, |
| નવેંબર | : રશીયન ક્રાન્તિના દશવર્ષના ઉત્સવમાં મોસ્કોનો પ્રવાસ. |
| ડીસેંબર | : મદ્રાસમાં ભરાયલા કોંગ્રેસના અધિવેશનમાં શાહીવાદ વિરોધી ઠરાવો એમણે પેશ કર્યા. |
| ૧૯૨૮, ૧૧ મી એપ્રિલ | : લાહોરમાં ભરાયલી પંજાબ પ્રાંતીય પરિષદને પ્રમુખપદેથી ભાષણ આપ્યું. |
| ૨૮ મી મે | : પેયાન્નુરમાં ભરાયલી કેરલ પ્રાંતીય પરિષદને પ્રમુખપદેથી ભાષણ આપ્યું. |

| | |
|---|---|
| ૯ મી ઑગસ્ટ | લખનૌની સર્વપક્ષપરિષદમા ભાષણ આપ્યુ |
| ૨૨ મી સપ્ટેંબર | અખિલ બગવિદ્યાર્થી પરિષદના કલકત્તા અધિવેશનને પ્રમુખપદેથી ભાષણ આપ્યુ |
| ૨૭ મી ઑક્ટોબર | ઝાસીમા સયુક્તપ્રાત પરિષદના અધિવેશનમા પ્રમુખપદેથી ભાષણ આપ્યુ |
| ૩૦ મી નવેંબર | લખનૌમા સાયમન કમીશન વિરોધી સરઘસ પર પોલીસે ચલાવેલા ગોળીબાર અગે અખબારી નિવેદન કર્યુ |
| ૧૨ મી ડીસેંબર | મુબઈમા ભરાયેલી મુબઈ ઇલાકા યુવક પરિષદને પ્રમુખપદેથી ભાષણ આપ્યુ |
| ૨૨ મી ,, | કલકત્તામા અખિલ ભારત સમાજવાદી યુવક પરિષદને પ્રમુખપદેથી ભાષણ આપ્યુ |
| , | કલકત્તા કોંગ્રેસ અધિવેશનમા સાંસ્થાનિક સ્વરાજ્ય વિષે ગાધીજીના ઠરાવ પર સુધારો રજૂ કર્યો |
| **૧૯૨૯,** ૧૪ મી માર્ચ | : નાગપુર રાજકીય પરિષદના પ્રમુખ તરીકે વરણી થઈ |
| ૨૦ મી સપ્ટેંબર | લાહોરમા ભરાનારા કોંગ્રેસના અધિવેશનના પ્રમુખપદે ગાધીજીએ જ્વાહરનુ નામ સૂચવ્યુ |
| ૧ લી ઑક્ટોબર | લાહોર કોંગ્રેસના અધિવેશનના પ્રમુખ તરીકે વરણી |
| ૩૦ મી નવેંબર | અખિલ ભારત ટ્રેડ યુનિયન કોંગ્રેસના નાગપુરમા ભરાયેલા અધિવેશનના પ્રમુખ તરીકે ભાષણ આપ્યુ |
| ૨૯ મી ડીસેંબર | કોંગ્રેસના લાહોર અધિવેશનનુ પ્રમુખપદ પિતા પાસેથી સભાળ્યુ ને ક્રાતિકારી ઐતિહાસિક ભાષણ આપ્યુ |
| **૧૯૩૦,** ૧૪ મી એપ્રિલ | નમક સત્યાગ્રહ માટે ગિરફ્તારી અને ૭ મહિનાની સજા |
| ૧૭ મી મે | સૈયદ મહમુદની જોડે યરવડા ગયા |
| ઑક્ટોબર | જેલ મુક્તિ |
| ,, | અલાહાબાદમા કિસાન પરિષદમા ભાગ લીધો ને પાછા ગિરફ્તાર થયા |
| ૨૯ મી ઑક્ટોબર | અઢી વર્ષની સખત કેદની ને ૬૦૦ રૂ દડની સજા થઈ |
| ડીસેંબર | શ્રી કમલા નેહરુની ગિરફ્તારી |
| **૧૯૩૧,** ૨૬ મી જાન્યુઆરિ | જેલમુક્તિ |
| ૬ ઠ્ઠી ફેબ્રુઆરિ | મોતીલાલનો સ્વર્ગવાસ |
| ૨૩ મી એપ્રિલ | લકા ફેર માટે કોલબો પ્રયાણ |

| | |
|---|---|
| ૨૬ મી ડીસેંબર | : સંયુક્ત પ્રાંતમાં કિસાન આંદોલન અંગે ગિરફતારી. ને, અઢી વર્ષની સખત કેદની સજા. |
| **૧૯૩૩**, ૩૦મી ઑગસ્ટ | : માતાની ગંભીર માંદગીને લીધે જેલમુક્તિ. |
| **૧૯૩૪**, જાન્યુઆરિ | : બિહારમાં ભૂકંપ પીડીત વિસ્તારોમાં પ્રવાસ. |
| ફેબ્રુઆરિ | : અલાહાબાદમાં રાજદ્રોહ માટે ગિરફતાર કરી કલકત્તાની અલીપોર જેલમાં લઇ ગયા. |
| ૧૬ મી ,, | : કલકત્તાના મેજીસ્ટ્રેટે બે વર્ષની સજા કરી. |
| ૧૧ મી ઑગસ્ટ | : કમલા નેહરુની ગંભીર માંદગીને કારણે જેલમુક્તિ. |
| ૨૪ મી ,, | : ફરી પાછા જેલમાં. |
| **૧૯૩૫**, ૪ થી સપ્ટેંબર | : કમલા નેહરુની ગંભીર માંદગીને કારણે જેલમુક્તિ. |
| **૧૯૩૬**, ૨૮ મી ફેબ્રુઆરિ | : કમલા નેહરુનો સ્વિટ્ઝર્લેન્ડમાં સ્વર્ગવાસ. |
| એપ્રિલ | : આત્મકથા પ્રગટ કરી. |
| ૨૩ મી એપ્રિલ | : લખનૌમાં કોંગ્રેસના અધિવેશનમાં પ્રમુખપદ સંભાળ્યું. |
| ૯ મી ડીસેંબર | : કોંગ્રેસના ત્રીજા વાર પ્રમુખ ચૂંટાયા. |
| ૨૬ મી ,, | : ફૈઝપુરમાં કોંગ્રેસના ૫૦મા અધિવેશનના પ્રમુખ બન્યા. |
| **૧૯૩૭**, ૧૯ મી માર્ચ | : કોંગ્રેસના તમામ ધારાસભ્યો તથા અખિલ ભારત કોંગ્રેસ સમિતિના સભ્યોના સંયુક્ત અધિવેશનના પ્રમુખપદેથી ભાષણ આપ્યું. |
| **૧૯૩૮**, જુલાઇ | : સ્પેનના આંતરવિગ્રહ દરમ્યાન સ્પેનનો પ્રવાસ. |
| **૧૯૩૯**, | : સીલોન ને ચીનનો પ્રવાસ. |
| ૨૭ મી જાન્યુઆરિ | : કોંગ્રેસના પ્રમુખપદની ચૂંટણી વિષે 'મોડર્ન રીવ્યુ'માં ગુપ્ત નામે નિવેદન પ્રગટ કર્યું. |
| ૨૭ મી ડીસેંબર | : અખિલ ભારત શિક્ષણ પરિષદના લખનૌમાં ભરાયલા અધિવેશનને પ્રમુખપદેથી ભાષણ આપ્યું. |
| **૧૯૪૦**, ૨૭ જાન્યુઆરિ | : અલાહાબાદમાં ભરાયલી હિન્દની આર્થિક કોંગ્રેસમાં ભાષણ આપ્યું. |
| ૨૭ નવેંબર | : જવાહરની વ્યક્તિગત સત્યાગ્રહમાં ગિરફતારી. |
| ૩૭ ,, | : જવાહરનો ગોરખપુર જેલમાં મુકદ્દમો ચાલ્યો, ને ચાર વર્ષની સખત કેદની સજા. |

| | |
|---|---|
| ૧૯૪૧, | : જેલમુક્તિ. |
| ૧૯૪૨, | : ક્રીપ્સ જોડે વાટાઘાટો. |
| ૮ મી ઑગસ્ટ | : મુંબઈમાં ભરાયલા અખિલ–ભારત કૉંગ્રેસ સમિતિના ઐતિહાસિક અધિવેશનમાં 'હિન્દ છોડો' ના ઠરાવને સમર્થન આપતાં કરેલું ભાષણ. |
| ૯ મી ,, | : ગિરફતારી. |
| ૧૯૪૫, ૧૫ મી જુન | : જેલમુક્તિ. |
| ૨૦ મી ,, | : વાઈસરૉય જોડે વાટાઘાટ. |
| ૨૩ મી ,, | : વાઈસરૉયની સૂચના પર એમના પ્રત્યાઘાત વિષે નિવેદન. |
| ૧૯ મી ઑગસ્ટ | : '૪૨ નાં આંદોલન વિષે દિલ્હીમાં આપેલું ઐતિહાસિક ભાષણ. |
| ૧૯૪૬, માર્ચ | : 'Discovery of India' નું પ્રકાશન. |
| ૯ મી માર્ચ | : મુંબઈમાં એમના વજન જેટલું સોનું રૂપું ભેટ અપાયું. |
| ૧૭ મી ,, | : મલાયા જવા ઉપડ્યા. |
| ૧૯ મી ,, | : સીંગાપોરની જંગી સભામાં ભાષણ. |
| ૬ ઠ્ઠી મે | : ચોથી વાર કૉંગ્રેસના પ્રમુખ તરીકે ચૂંટણી. |
| ૧૧ મી ,, | : ઝીણા જોડે મુલાકાત. |
| ૬ ઠ્ઠી જુન | : આઝાદ પાસેથી કૉંગ્રેસના પ્રમુખનો હોદ્દો સંભાળી લીધો. |
| ૨૫ મી જુલાઈ | : શ્રીનગર ગયા. |
| ૧૨ મી ઑગસ્ટ | : વાઇસરૉયે કારોબારી સમિતિમાં જોડાવાની વિનંતી કરી તેનો કરેલો સ્વીકાર. |
| ૧૪ મી ,, | : ઝીણાને વચગાળાની સરકારમાં જોડાવા વિનંતિ. |
| ૨૧ મી ,, | : વાઈસરૉયને પોતાની કારોબારીના સભ્યોનાં નામની સોંપણી. |
| ૭ મી સપ્ટેંબર | : વાઈસરૉયની કારોબારીના ઉપ-પ્રમુખ તરીકે પહેલું આકાશવાણી કેન્દ્રપરથી ભાષણ. |
| ૧૬ મી ઑક્ટોબર | : સરહદનો પ્રવાસ. |
| ૨૦ મી ,, | : ખૈબરઘાટનો પ્રવાસ. |

| | |
|---|---|
| ૨૨ મી નવેમ્બર | વાઈસરૉયની વચગાળાની સરકારમા ધાલમેલ માટે વિરોધદર્શક નિવેદન |
| ૨૩-૨૪ ,, | મીરત કૉંગ્રેસના અધિવેશનમા ભાષણ |
| ૪ થી ડીસેમ્બર | વાટાઘાટ માટે લંડન ગયા |
| ૮ મી ,, | લંડનથી હિન્દ પાછા આવ્યા |
| ૧૩ મી ડીસેમ્બર | વિધાનસભામા ઉદ્દેશો વિષેનુ એમનું ઐતિહાસિક ભાષણ આપ્યુ |
| **૧૯૪૭,** ૩ જી જાન્યુઆરિ | દિલ્હીમા ભરાયલી વિજ્ઞાન પરિષદના પ્રમુખ બન્યા |
| માર્ચ | દિલ્હીમા એશિયાઈ પરિષદ બોલાવી |
| ૧૪ મી ઑગસ્ટ | હિન્દને સ્વતંત્રતા મળી, ને જવાહર આઝાદ હિન્દના પ્રથમ વડાપ્રધાન બન્યા આકાશવાણીના દિલ્હી મથકેથી વડાપ્રધાન તરીકે જવાહરે રાષ્ટ્રને સંદેશો આપ્યો |
| ૩૧ મી ,, | પંજાબના તોફાનગ્રસ્ત વિસ્તારોમા લિયાકતઅલીખાન અને સરદાર પટેલ જોડે સંયુક્ત પ્રવાસ |
| ૨ જી નવેમ્બર | કાશ્મીર પ્રશ્ન વિષે આકાશવાણી કેન્દ્ર પરથી ભાષણ |
| ૧૧ ,, | કાશ્મીરની તાગણીની જાતતપાસ માટે કાશ્મીર ગયા |
| ૧૩ મી ડીસેમ્બર | અલાહાબાદ વિદ્યાપીઠના ખાસ પદવીદાન સમારંભમા ભાષણ આપ્યુ |
| **૧૯૪૮,** ૧૫ મી જાન્યુઆરિ | કાશ્મીરના પ્રશ્ન વિષે નિવેદન |
| ૨૪ મી ,, | અલીગઢ મુસ્લિમ વિદ્યાપીઠના પદવીદાન સમારંભમા ભાષણ આપ્યુ, |
| ૩૦ મી , | ગાંધીજીની હત્યા વિષે આકાશવાણી કેન્દ્રમાથી ભાષણ આપ્યુ |
| ૧૨ મી ફેબ્રુઆરિ | ગાંધીજીના ત્રિવેણીસંગમ આગળ અસ્થિ વિસર્જન કર્યા, તે વખતે ભાષણ આપ્યુ |
| ૧૪ મી માર્ચ | વિઝાગાપટ્ટમમા હિન્દમાં બનાવેલા પ્રથમ જહાજ 'જલ-ઉષા' નો દરિયામા પ્રવેશ કરાવ્યો. |
| ૮ મી એપ્રિલ | કુરુક્ષેત્ર ગયા |
| ૧૨ મી ,, | હીરાકુડ યોજનાનો શિલારોપણ વિધિ કર્યો |

| | |
|---|---|
| ૨૯ મી મે | : બંધારણીય સુધારા વિષેનું બીલ લોકસભામાં રજૂ કર્યું. |
| ૧૧ મી જુન | : અખબારી મુલાકાતમાં પાકીસ્તાનને બ્રિટન ને અમેરિકા મદદ કરે છે એવો આક્ષેપ મૂક્યો. |
| ૩૦ મી ,, | : ટેંડુલકરકૃત ગાંધીજીના જીવનચરિત્રની પ્રસ્તાવના લખી. |
| ૨૪ મી જુલાઈ | : પાકીસ્તાન પાસેથી લડાઈ ન કરવાની ખાતરી માગી. |
| ૫ મી ઑગસ્ટ | : પાકીસ્તાનના વડા પ્રધાનને ચેનવણી આપી કે કાશ્મીર સામેનું આક્રમણ હિન્દ સામેના આક્રમણ તરીકે લેખાશે. |
| સપ્ટેંબર | : નવી કોંગ્રેસ કારોબારીની જાહેરાત. |
| ૧૮ મી ઓક્ટોબર | : દિલ્હીમાં અખિલ ભારત કોંગ્રેસ સમિતિમાં આપેલું ભાષણ. કોંગ્રેસની ૫૭ મી બેઠકનું પ્રમુખપદ સંભાળ્યું. |
| ૨૨ મી નવેંબર | : ચૂંટણી જંગના પ્રચારની શરૂઆત. |
| ૨૪ મી ,, | : ચૂંટણી પ્રવાસ : ત્રાવણકોર, કોચીન ને મદ્રાસ. |
| ૧ લી ડીસેંબર | : મધ્યભારતમાં ચૂંટણીપ્રવાસ. |
| ૫ મી ,, | : રાજસ્થાનમાં ,, |
| ૯ મી ,, | : ઉત્તરપ્રદેશમાં ,, |
| ૧૩ મી ,, | : ઓરીસામાં ,, |
| ૧૭ મી ,, | : મધ્યપ્રદેશનો ,, |
| ૨૧ મી ,, | : પંજાબમાં ,, |
| ૨૪ મી ,, | : કર્ણાટક ને મૈસુરમાં ,, |
| ૨૭ મી ,, | : આંધ્રમાં ,, |
| ૧૯૫૨, ૩ જી જાન્યુઆરિ | : બિહારમાં ચૂંટણીપ્રવાસ |
| ૬ ઠ્ઠી ,, | : મહારાષ્ટ્રમાં ,, |
| ૮ મી ,, | : સૌરાષ્ટ્રમાં ,, |
| ૧૫ મી ,, | : ઉત્તર પ્રદેશમાં ,, |
| ૨૫ મી ફેબ્રુઆરિ | : હિન્દ અને સીરીયા વચ્ચેના કરાર પર સહી કરી. |
| ૧ લી માર્ચ | : બંગાળામાં ચૂંટણી પ્રવાસ. |
| ૧૭ મી ,, | : અતુલ કારખાનાનું ઉદ્ઘાટન. |
| ૧૪ મી એપ્રિલ | : રેલ્વેના ત્રણ ઝોનનું ઉદ્ઘાટન કર્યું. |

૨૭ મી એપ્રિલ : આસામમાં ચૂંટણી પ્રવાસ.
૧૧ મી મે : કૉંગ્રેસના ધારાસભા પક્ષના નેતા તરીકે ચૂંટણી.
૧૪ મી જુન : નવા પ્રધાનમંડળની જાહેરાત.
૨૮ મી ,, : ઉત્તર કોરિયામાં સંયુક્તરાષ્ટ્રપરિષદે જે બોંબમારો કર્યો તેના વિરોધમાં નિવેદન પ્રગટ કર્યું.
જુલાઈ : હિન્દ અને કાશ્મીર સંબંધ વિષે સમાધાન કર્યું.
૨ થી ૧૧ ઑક્ટોબર : રાયલસીમાના દુષ્કાળપીડિત વિસ્તારોમાં પ્રવાસ.
૧૮ થી ૨૧ મી ,, : હિન્દની પૂર્વ સરહદનો પ્રવાસ.
૨ જી નવેંબર : સેવાગ્રામની મુલાકાત.
૨૯ મી ,, : સાંચી ને ભોપાળમાં બુદ્ધના શિષ્યોના અવશેષો ॥ પ્રદાન સમારંભમાં ભાગ લીધો.

૧૯૫૩, ૫ મી જાન્યુઆરિ : 'ગાંધી સેમિનાર' નું દિલ્હીમાં ઉદ્ઘાટન.
૨૭ મી માર્ચ : ભૂદાનયજ્ઞમાં સક્રિય ભાગ લેવાની કૉંગ્રેસ કાર્યકરોને વિનંતી.
૭ મી એપ્રિલ : અસફઅલીના અંતિમ સંસ્કારોમાં હાજરી આપી.
૨૮ મી ,, : કર્ણાટકનો પ્રવાસ.
૧૦ મી મે : કવિ સંમેલનમાં હાજરી આપી.
૨૦ મી ,, : અમેરિકાના વિદેશમંત્રી ડલેસ જોડે મુલાકાત.
૨૫ થી ૨૮ મી જુલાઈ : પાકીસ્તાન સરકાર જોડે વાટાઘાટ માટે કરાંચી ગયા ને પાછા આવ્યા.
૧૨ મી સપ્ટેંબર : લોકસભાની ક્રિકેટ મેચમાં ભાગ લીધો.
૩૦ મી ઑક્ટોબર : બિહારના જળપ્રલય વિસ્તારની મુલાકાત.
૩ જી નવેંબર : પંજાબનો પ્રવાસ
૧૫ મી ડીસેંબર : સીલોનના વડા પ્રધાનનું દિલ્હીમાં સ્વાગત.
૧૯ મી ,, : કુંભમેળામાં ગયા.
૨૦ થી ૨૫ મી ,, : કલ્યાણી કૉંગ્રેસ અધિવેશનના પ્રમુખ તરીકે સભાસંચાલન કર્યું.

૧૯૫૪, ૨ થી ૧૦ મી ફેબ્રુ. : દક્ષિણનો પ્રવાસ.
૨ જી માર્ચ : 'સાહિત્ય અકાદમી' નું ઉદ્ઘાટન કર્યું.
૨૭ મી એપ્રિલ : કોલંબો ગયા.
૨૩ મી જુન : ચાઉ-એન-લાઇનું દિલ્હી વિમાનઘરે સ્વાગત કર્યું.

| | |
|---|---|
| ૨૩, ૨૪ ,, | : ચાઉ-એન-લાઈ જોડે દિલ્હીમાં વાટાઘાટો. |
| ૨૭ મી ,, | : દિવાને-ખાસમાં ચાઉ-એન-લાઇના ભવ્ય સ્વાગતમાં પ્રમુખપદ લીધું. |
| ૪ થી ૬ ઠ્ઠી સપ્ટેંબર | : પટણા, કૂચબિહાર ને ગૌહતીનો પ્રવાસ. |
| ૧૫ મી ઑક્ટોબર | : ચીન જવા ઉપડ્યા. |
| ૧૭ મી ડીસેંબર | : માર્શલ ટીટોનું વિમાન ઘર પર સ્વાગત. |
| ૧૯ મી ડીસેંબર | : માર્શલ ટીટોના લાલ કિલ્લામાં થયેલા જાહેર સ્વાગતનું પ્રમુખપદ લીધું. |
| ૨૩ થી ૨૫ મી ,, | : શાંતિનિકેતનની મુલાકાત, |
| ૨૬ થી ૩૧ મી ,, | : રંગુન, બેંકોક થઈ જાકાર્તા ગયા. |
| ૧૯૫૫, ૩ જી જાન્યુઆરિ | : દિલ્હીમાં યુ. નો. ના મંત્રી જોડે મુલાકાત. |
| ૨૯ મી જાન્યુ. થી ૧૭ મી ફેબ્રુઆરિ | : રાષ્ટ્રસમૂહના વડા પ્રધાનોની પરિષદમાં હાજરી. : પેરીસ ને કેરોમાં ત્યાંના વડા પ્રધાનોની મુલાકાત. |
| ૧૨ મી માર્ચ | : નાગપુરમાં રીક્ષા હાંકનાર બાબુરાવનો જવાહર પર હલ્લો. |
| ૧૭ મી ,, | : કમ્બોડીયાના રાજપુત્રનું દિલ્હીમાં સ્વાગત. |
| ૨૯ મી ,, | : બ્રહ્મદેશના વડા પ્રધાન યુ. નુ. નું દિલ્હીમાં સ્વાગત. |
| ૬ ઠ્ઠી એપ્રિલ | : ૪૦૦ વર્ષો પછી, ગાડી લુહારોનો ચિત્તોડ ગઢમાં જવાહરને હાથે પ્રવેશ કરાવાયો. |
| ૧૨ મી ,, | : કેરોના વડા પ્રધાનનું દિલ્હીમાં સ્વાગત. |
| ૧૫ મી થી ૨૬ મી એપ્રિલ | : બાન્ડુંગ પરિષદમાં હાજરી આપવા ઉપડ્યા. |
| ૮ મી મે | : બેહરામપુરમાં અખિલ ભારત કોંગ્રેસ સમિતિની બેઠકમાં હાજરી. |
| ૧૩ મી ,, | : પાકીસ્તાનના વડા પ્રધાન મહમદઅલી જોડે કાશ્મીર વિષે મંત્રણા. |
| ૪ થી જુન | : રશીયા વિ. દેશોની મુલાકાતે ઉપડ્યા. |
| ૬ ઠ્ઠી ,, | : પ્રેગ પહોંચ્યા. |
| ૭ મી ,, | : મોસ્કો પહોંચ્યા. |
| ૯ મી ,, | : મોસ્કોમાં લેનિન તથા સ્ટેલીનની કબર પર પુષ્પાંજલિ. |
| ૧૧ મી ,, | : સ્ટેલીનગ્રાડ ગયા. |
| ૧૨ મી ,, | : ક્રીમીયા ગયા. |

૧૪ મી થી ૧૫ મી : તારકંદ, ઉઝબેક ને સમરકંદ ગયા.
૧૬ મી ,, : રૂબસ્ટોવસ્ક પહોંચ્યા.
૧૮ મી ,, : ઉરઝ લોખંડનાં કારખાનાંમાં ગયા.
૨૩ મી ,, : નેહરુ બુલ્ગેનીન સંયુક્ત નિવેદન.
૨૪ મી ,, : વૉરસૉ પ્રયાણ.
૨૬ મી ,, : ઑસ્ટ્રિયાની મુલાકાત.
૩૦ મી ,, : યુગોસ્લેવિયા ગયા.
૭ મી જુલાઈ : ટીટો સાથે મૈત્રી કરારો કર્યા.
૧૧ મી ,, : કૈરો આવ્યા.
૧૨ મી ,, : સોવીયેટ રશિયાની યાત્રા કરી હિન્દ પાછા આવ્યા.
૧૫ મી ,, : જવાહરને 'ભારત રત્ન' નો ઇલ્કાબ મળ્યો.
૧૬ મી ,, : દિલ્હી તરફથી જાહેર સ્વાગત.
૧૯ મી ,, : ઇન્ડોનેશિયાના વડા પ્રધાનનું દિલ્હીમાં સ્વાગત.
૭ મી ઑગસ્ટ : કાનૂન પંચની નિમણૂક.
૯ મી ,, : 'આફ્રિકન સોસાયટી' નું ઉદ્ઘાટન.
૧૦ મી થી ૧૧ મી ,, : ઉત્તર પ્રદેશના રેલસંકટગ્રસ્ત વિસ્તારમાં ૧૦૦ માઈલનો પ્રવાસ.
૧૬ મી ઑગસ્ટ : જવાહરે ગોવાના અણનમ શહીદોને આપેલી અંજલિ.
૧૭ મી ,, : જવાહરે મુંબઈ વગેરે સ્થળોએ હડતાલ પડાવવાના પ્રયાસનો અને હિંસાનો વિરોધ કર્યો.
૧૮ મી ,, : પોર્ટુગાલ જોડે રાજકીય સંબંધ તોડી નાંખ્યો.
૨૧ મી ,, : દિલ્હીમાં પ્રાદેશિક કૉંગ્રેસ સમિતિઓ ને મંત્રીઓ સમક્ષ, કૉંગ્રેસના આંતરિક પ્રશ્નો વિષે ચર્ચા.
૭ મી સપ્ટેંબર : જવાહરને રાષ્ટ્રપતિના વરદ હસ્તે, વિધિસર 'ભારત રત્ન'ના ચન્દ્રકની દિલ્હીમાં અર્પણ વિધિ.
૮ થી ૧૦ મી ,, : જવાહર વિન્ધ્ય પ્રદેશને પ્રવાસે
૧૩ મી ,, : ઓરીસાના રેલસંકટગ્રસ્ત વિસ્તારોમાં ભ્રમણ.
૧૭ મી થી ૨૨ મી ,, : દક્ષિણ હિન્દનો પ્રવાસ.
૧૦ મી ઑક્ટોબર : રાજ્યપુનર્રચના પંચનો અહેવાલ પ્રસિદ્ધ થયો.
૧૨ મી ,, : સીમાપંચના અહેવાલનો સ્વીકાર.
૨૯ મી ,, : ઇન્ડોનેશિયાના ઉપ–પ્રમુખનું દિલ્હીમાં સ્વાગત કર્યું.

૩૧ મી „ : નેપાલના રાજા મહેન્દ્ર અને તેની રાણીનું જવાહરે દિલ્હીમાં સ્વાગત કર્યું.

નવેંબર : જવાહર ગુજરાત સૌરાષ્ટ્રના પ્રવાસે. ગિરના સિંહો જોડે જવાહરની મધરાતે મુલાકાત.

૧૮ મી „ : દિલ્હી વિમાની મથકે રૂસી નેતાઓનું ભવ્ય સ્વાગત.

૧૯ મી „ : જવાહરને પ્રમુખપદે રૂસી મહેમાનોનો દિલ્હીના નાગરિકો તરફથી લાલ કિલ્લામાં સત્કાર સમારંભ.

૨૬ મી „ : અરબસ્તાનના રાજા સાઉદનું દિલ્હીમાં જવાહરે કરેલું સ્વાગત.

૨૮ મી „ : ચીનના ઉપ-પ્રમુખ મેડમ સુન-યાટ-સેનનું દિલ્હીમાં જવાહરે તથા ઇન્દિરાએ કરેલું ભવ્ય સ્વાગત.

૧ લી ડીસેંબર : જવાહર દક્ષિણના પ્રવાસે.

૧૯૫૬, ૨ જી જાન્યુઆરી : આગ્રામાં વિજ્ઞાન પરિષદનું ઉદ્‌ઘાટન.

૪ થી „ : ઇટલીના વિદેશમંત્રી માર્ટીનો જોડે મુલાકાત.

૬ ઠ્ઠી „ : જાપાનના વડાપ્રધાનના અંગતમંત્રી જોડે મંત્રણા.

૨૧ મી „ : મુંબઈનાં તોફાનો અંગે, પોતાનો નિર્ણય અફર છે ને કોંગ્રેસ ગુંડાગીરીને વશ નહિ થાય એવી જવાહરે કરેલી જાહેરાત.

૩ જી ફેબ્રુઆરી : બેંગલોરમાં એશિયાની આર્થિક ને સાંસ્કૃતિક પરિષદનું ઉદ્‌ઘાટન કર્યું.

૧૪ થી ૧૬ મી „ : અમૃતસર કોંગ્રેસમાં આપેલી હાજરી.

૧૯ મી „ : લોકસભામાં આચાર્ય નરેન્દ્રદેવને અંજલિ.

૨૫ મી „ : લોકસભામાં દાદાસાહેબ માવલંકરને અંજલિ.

**૧ લી માર્ચ ૧૯૫૬ સુધી.**

